# નૌકા-ડૂબી.

( રસમય સામાજીક નવલકથા. )

કવિચક્ર ચૂડામણિ રવીન્દ્રનાથ ટાગોરકૃત બંગાલી
નવલકથાનો અવિકલ ગુજરાતી અનુવાદ.

અનુવાદકઃ—જગજીવન કાલિદાસ પાઠક.
ભોળાદ—(ધોળકા તાલુકો.)

પ્રકાશકઃ—મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે બુકસેલર.
ત્રણ દરવાજા—અમદાવાદ.

શ્રી ભાગ્યોદય પ્રીન્ટીંગ પ્રેસમાં જેઠાલાલ દેવશંકર
દવેએ છાપ્યું. ખાડીઆ—અમદાવાદ.

પ્રથમાવૃત્તિ. પ્રત ૧૦૦૦

વિક્રમાર્ક ૧૯૭૬ ઈ. સ. ૧૯૨૦

કિંમત રૂ. ૩॥

# અર્પણ-પત્રિકા.

વાળા વંશમણિ, વિદ્યાવિલાસી, સદ્ગુણમંડિત, માનવંતા દરબારશ્રી વીરાવાળા મૂળુવાળા દિવાનસાહેબ

રાજ્યસ્થાન પોરબંદર.

આ રાજ્યસ્થાનની માનવંતી દિવાનગીરી હાથમાં લીધાને આપને ઝાઝો સમય થયો નથી, એટલામાં તો આપશ્રીએ મોંઘવારીની પીડાથી મુશીબત ભોગવતા નોકરોની દાઝ જાણી, એલાઉન્સ અપાવી એમના ઉપર ભારે ઉપકાર કરાવ્યો છે. વળી ગરીબમાં ગરીબ માણસની દાદ પણ આપશ્રી અપાર શાંતિથી સાંભળો છો; ને તેને ન્યાય આપી તેનું દુ:ખ દૂર કરવા આપશ્રી સદા તત્પર રહો છો. જેવો દૂધમાં સાકરનો અને કુંદનમાં હીરાનો મેળાપ રમ્ય લાગે છે તેવો આપશ્રીનો તથા અમારા અદ્વિતીય પ્રજાવત્સલ, ધર્મમૂર્તિ, માનવંતા મહારાજા મહારાણા સાહેબનો સહચાર પ્રજાને મહા આનંદ અને સુખરૂપ લાગે છે. કુટુંબમંડળમાં આપશ્રીનો અપૂર્વ સ્નેહભરેલો ભ્રાતૃપ્રેમ, રામલક્ષ્મણના પવિત્ર પ્રેમનું સ્મરણ કરાવે છે. આવા આવા આપશ્રીના સદ્ગુણોથી લોભાઇને મ્હેં આપણી ગુજરાતી ભાષામાં અનુવાદિત કરેલું, વિશ્વવિખ્યાત કવિવર ટાગોરનું એક ઉત્તમ પુસ્તક આપશ્રીની સેવામાં સમર્પવા ઇચ્છ્યું છે. તો તે સ્વીકારી મ્હને ઉપકૃત કરશોજી.

લિ. આપ નામદારશ્રીનો કૃપાકાંક્ષી

જગજીવન કાલિદાસ પાઠક.

તાલુકાસ્કૂલ હેડમાસ્તર—પોરબંદર.

# પ્રસ્તાવના.

ભારતભૂષણ કવીંદ્ર રવીન્દ્રનાથ ટાગોરનું નામ દેશ અને વિદેશમાં ઘણું વિખ્યાત છે. એટલે ગુજરાતી સાહિત્યરસિકોમાંનું ભાગ્યેજ કોઇ વાચક એમના નામથી અજાણ્યું હશે. આ વર્ષે અમદાવાદમાં ભરાએલી છઠ્ઠી ગુજરાતી સાહિત્ય પરિષદ્‌માં એમનું આગમન થયું હતું ને ત્યાંથી કાઠિયાવાડનાં તથા ગુજરાતનાં કેટલાંક શહેરોમાં તેમની પધારામણી થઈ હતી. આથી ઘણા સાહિત્યપ્રેમીઓએ એ કવિચક્રચૂડામણિની તેજઃપુંજ સૌમ્ય મૂર્તિનાં સાક્ષાત્ દર્શન કર્યાં છે તથા ઘણા સાહિત્યપ્રેમીઓએ એમનાં પ્રખરપ્રતિભાસંપન્ન કવિમણિનાં ઉચ્ચ ભાવનાવાળાં સુંદર વ્યાખ્યાનો પણ શ્રવણ કર્યાં છે. એ કવિવરે બંગાલી ભાષામાં ધાર્મિક, નૈતિક, સામાજીક ને રાજકીય વિષયોપર ઘણાં પુસ્તકો લખેલાં છે. એમનાં ઘણાં કાવ્યો, નવલકથાઓ, નાટકો, નિબંધો ને સમાલોચનાનાં ગુજરાતી, મરેઠી, હિંદી તથા અંગ્રેજીમાં ભાષાંતરો થયાં છે. ને એમની કવિત્વ શક્તિથી મુગ્ધ થએલી યુરોપની પ્રજાએ "નોબલ-પ્રાઇઝ" આપી તેમની કદર પણ કરેલી છે. આવા સમર્થ કવિવરે લખેલી "નૌકા-ડૂબી" નામની એક ઉત્તમ બંગાલી નવલકથાનો અનુવાદ મ્હારી માતૃભાષા ગુજરાતીમાં કરી વાચકોની સેવામાં મૂકવાની મ્હને તક મળી તે માટે મ્હને અત્યંત આનંદ થાય છે.

ગઈ સાલ મ્હારા મિત્ર, અમદાવાદના પ્રસિદ્ધ બુકસેલર રા. રા. ગોવિંદરાવ મહાદેવ જાગુટેએ "દૈવાચી વિચિત્ર લીલા" નામની

મરેઠી નવલકથા મ્હારાપર મોકલીને કવીન્દ્રની "નૌકા-ડૂબી" નામની નવલકથાનો ગુજરાતીમાં અનુવાદ કરી આપવાની મ્હારી પાસે ઇચ્છા દર્શાવી. "મૂળ પુસ્તક ઉપરથી જેવો સારો અને ભૂલરહિત અનુવાદ થાય, તેવો અનુવાદ બીજા અનુવાદ ઉપરથી ન થાય." એવી મ્હારી માન્યતા હોવાથી મ્હેં મૂળ બંગાલી પુસ્તક મંગાવ્યું. ને જોયું તો મ્હને મૂળમાં અને મરેઠીમાં ઘણો તફાવત લાગ્યો. જેમકે બંગાલીમાં જ્યાં અન્નદાબાબુ, નલિનાક્ષ, શૈલજા, નવિનકાલી, ક્ષેમંકરી ને વિધુ વગેરે નામો હતાં, ત્યાં મરેઠીમાં ધનાનંદ, કમલનયન, અન્નપૂર્ણા, મહામાયા, કલ્યાણી ને શશિકળા વગેરે નામો જોયાં. વળી કવિવરનાં કેટલાંક ભાવપૂર્ણ સુંદર વર્ણનો તથા પાત્રચિત્રણ માટે લખાએલા પેરેગ્રાફો ને પેરેગ્રાફો મરેઠીમાં છોડી દીધેલા જણાયા. ( નમુના માટે જુઓ. મૂળગ્રંથનો પરિ. ૫૮ મો. ) તો કયાંઇક દોઢડાહ્યાપણું ધારણ કરી અકાંડપલ્લવિત ક્રિયા કરેલી જોવાઈ. ( જુઓ ગ્રંથાંતના પેરેગ્રાફો. પરિ. ૬૨ મો. ) આમ હોવાથી મરેઠી પુસ્તકને બાજુપર મૂકી મ્હેં મૂળ ગ્રંથમાંથી જ અનુવાદ કરવા માંડ્યો. ને તેનું પ્રેસકામ પણ ચાલુ થયું.

એવામાં "લલિત વાઙ્મય" ગ્રંથમાલાના માલીકે "નૌકા ડૂબી" નું ભાષાંતર ગુજરાતીમાં પ્રકટ કર્યાની મ્હેં હકીકત જાણી. હવે તો મ્હને મ્હારો પરિશ્રમ નકામા જેવો લાગ્યો. ને તેથી મ્હારા ઉત્સાહમાં પણ કાંઇક મંદતા આવી. પરંતુ જ્યારે એ ગુજરાતી ભાષાંતર મ્હારા જોવામાં આવ્યું ત્યારે મ્હારા ઉત્સાહને વધારે બળ મળ્યું. કેમકે મ્હેં મરેઠી અનુવાદમાં જે જે વિપર્યાસો ને ભૂલો જોયેલાં હતાં; તે આ ગુજરાતી અનુવાદમાં આવેલાં જોયાં! આનાં અહીં

ઉદાહરણો આપવાં એ શિષ્ટાચાર વિરૂદ્ધ હોવાથી તેમ કરવા મ્હારૂં મન અચકાય છે. પણ મ્હને એટલી તો ખાત્રી થઇ કે "નાકા ડૂબી" ના શુદ્ધ ભાષાંતરની આવશ્યકતાજ છે. આથી મ્હેં કવિવરના મૂળ લેખની, એક સરખી મધુરતાવાળી શબ્દાવલિને અને ત્યાં લગી સાચવી રાખીને આગળ અનુવાદ લખવાનું કામ પાછું ચાલુ કર્યું. ને હાલની મોંઘવારીઓનાં અનેક વિઘ્નોમાંથી પસાર થઈ અત્યારે તે બહાર પડ્યું.

આ નવલકથાની વસ્તુસંકળના પહેલેથી જ કહી દઇને તેની અંદરના રસને ફીકો કરવો ઉચિત નથી. તોપણ આ નવલકથાનાં ભિન્ન ભિન્ન પાત્રોના ભિન્ન ભિન્ન સ્વભાવો આલેખવામાં કવિશ્રીએ કેટલી કુશળતા દર્શાવી છે તે સંક્ષેપમાં કહેવું અસ્થાને નથી.

આ નવલકથામાં હેમનલિની, કમલા, શૈલજા, હરિભાવિની, ક્ષેમંકરી ને નવિનકાલી એટલાં સ્રીપાત્રો છે. ને રમેશ, યોગેન્દ્ર, અન્નદાબાબુ, અક્ષય, ચક્રવર્ત્તિ, નલિનાક્ષ અને ઉમેશ એટલાં પુરૂષપાત્રો છે. એમાં હેમનલિની બ્રહ્મોસમાજની હવામાં ઉછરેલી, અંગ્રેજી કેળવણી લીધેલી, વિવાહયોગ્ય વયની રમણી છે. તે પોતાના પિતાપર અપાર પ્રેમવાળી, લજ્જાવાળી, સદ્‌ગુણુ પુત્રી છે. છતાં હાલની અંગ્રેજી કેળવણી લેતાં બને છે તેમ ગૃહકાર્યની અણઆવડત ને વ્યવહારજ્ઞાનની ન્યૂનતા તેનામાં રહી ગએલી છે. ને તેને લીધે તેને ગૃહિણીપદ ધારણ કરતી વખતે કેટલી મુંઝવણ ઉપજે છે તે આમાં સારી રીતે દર્શાવેલું છે. પતિની ઇચ્છા એજ પોતાનું કર્ત્તવ્ય સમજનારી અને પોતાનાં હીનભાગ્યે પતિ–સેવા પ્રાપ્ત ન થઇ તો પતિનાં બૂટો ઉપર પુષ્પો ચડાવીને તથા

પતિમૂર્ત્તિની માનસિક પૂજાવડે સંતોષ માનનારી કમલાનું પાત્ર આ વાર્ત્તામાં બહુજ સરસ આલેખવામાં આવ્યું છે. રવીન્દ્રબાબુનું આ પાત્ર–સૃષ્ટિ વાચકોને રામાયણની સીતાદેવીનું સ્મરણ કરાવે છે. વળી કમલા ઘરકામની માહિતી ધરાવનાર, સતત ઉદ્યોગપરાયણ, સ્વાભાવિક સ્નેહાળ, સંસર્ગમાં આવનાર માણસ ઉપર પોતાના મમતાળુ સ્વભાવની છાપ પાડનાર, ગંભીર, શાંત અને નમ્ર રમણીરત્ન છે. ને તે આ નવલકથાની નાયિકા છે. ક્ષેમંકરીનું પાત્ર વળી જૂદાજ પ્રકારનું છે. એ બાઇ આપણને આપણા ગૃહરાજ્યમાં આપણા સનાતન ધર્મના આચાર વિચારોને સાચવી રાખનારી, શ્રદ્ધાભક્તિથી સદા દેવસેવા કરનારી ને વિદેશી દવાઓનો સ્પર્શ કરતાં પણ અપવિત્રતા માનનારી આપણી વૃદ્ધ માતાઓ અને માતામહીઓનું સ્મરણ કરાવે છે. એ પાત્રનું સુંદર આલેખન આપણને આર્યાવર્ત્તની આર્યાઓનો કાંઇક ભાસ કરાવે છે. શૈલજાનું પાત્ર વળી કવિવરે જૂદા જ પ્રકારનું ચીતર્યું છે. સ્વામીના સ્નેહસાગરમાં સદા ઝીલનારી શૈલજા–સુંદરીનું પાત્ર ગૃહસ્થાશ્રમમાં પહેલવહેલો પ્રવેશ કરનારી આપણી હિંદુ નવલ વધૂઓને દિગ્દર્શાવનારૂં થાય તેમ છે. હરિભાવિની પોતાનો મોભો સાચવવા સારૂ કવચિત્ અસત્ય બોલનારૂં, છતાં પણ આતિથિનો અચો ખમનારૂં મમતાળુ રમણીપાત્ર છે; ત્યારે નવીનકાલી ખોટી ડંફાસો હાંકનાર, નોકર ચાકર ઉપર સીતમ ગુજારનાર ને ઘણા નિષ્ઠુર સ્વભાવનું સ્ત્રીપાત્ર છે. આમ કવિવરે જૂદાં જૂદાં સ્ત્રીપાત્રોને સ્વભાવરૂપ જૂદાં જૂદાં વસ્ત્રાલંકારો પહેરાવેલાં છે, ને તેમાં એમનું અપૂર્વ કવિત્વ દૃષ્ટિગોચાર થાય છે.

હવે પુરુષપાત્રો લઇએ. પ્રથમ દૃષ્ટિએ જોતાંજ રમેશ એ આ

નવલકથાનો નાયક જણાય છે. એ બી. એ. એલ. એલ. બી. થયેલો છે. સંસ્કૃત તથા અંગ્રેજી સાહિત્યનો તે શોખિન છે. વળી તે સહનશીલ પ્રકૃતિનો, કોઇને કડવો જવાબ આપતાં આંચકો ખાનારો તેમ માયાળુ ને ગંભીર સ્વભાવનો સદાચારી પુરુષ છે, પણ વ્યવહારદક્ષતાની એનામાં ન્યૂનતા જણાય છે. એનું ડગુમગુ ચિત્ત, મુશ્કેલી વખતે એક વાતનો ઝટ તોડ કાઢી શકતું નથી. ને એને લીધે તે મનમાં ને મનમાં મુંઝાયા કરે છે. દૈવની વિચિત્ર ઘટનાથી પોતાના હાથમાં આવી પડેલી નિરાશ્રિત કમલાનો શો રસ્તો કરવો, એ વિચારથી તે મનમાં ને મનમાં ગભરાય છે. એ નિરાધાર સ્ત્રીના કલ્યાણમાટે તે પોતે કેટલાંએ જોખમો ખેડી પોતાની ખોટી નિંદા થતી પણ સહન કરે છે ને પુષ્કળ સ્વાર્થ ત્યાગ પણ કરે છે. એ તેના હૃદયની મહત્તા છે. જો કે માનવ મનની સાહજીક નિર્બળતાને ક્ષણવાર વશીભૂત પણ થાય છે પણ એ દોષને ક્ષન્તવ્ય ગણીએ તો એકંદરે એનું ચારિત્ર્ય કલુષિત તો નથી જ. નલિનાક્ષનું પાત્ર આ નવલકથામાં સર્વોત્કૃષ્ટ ચારિત્ર્યવાળું ચિતરાયું છે. આ વાર્તાના ૪૧ મા પરિચ્છેદમાં પોતાના વ્યાખ્યાનમાં એણે જે વિચારો બતાવ્યા છે તે સૌએ સદા મનન કરવાયોગ્ય તથા હૃદયમાં કોતરી રાખવાયોગ્ય છે. અહીઆં એ વિચારો ફરીથી લખી નકામો વિસ્તાર ન કરતાં વાચકોને એ પરિચ્છેદમાંથી જ ફરી ફરી વાંચવા ને આચરણમાં મૂકવા વિનતિ કરાય છે. વળી નલિનાક્ષનું આચરણ પણ એના વિચારોનેજ અનુસરતું છે. અત્યંત સાદી રહેલી કરણીવાળો એ ડાકતર બાહ્યદર્શને વિરાગી જેવો લાગ્યા છતાં અપાર સ્નેહાળ, ગંભીર, સહનશીળ, પરોપકારરત અને માતૃભકત પુરુષરત્ન છે. તે પોતાના પવિત્ર ચરિત્રથી આપણા હૃદયમાં પૂજ્ય-

ભાવ પેદા કરે છે. અન્નદાબાબુને સંભારતાં તેમને અત્યંત વ્હાલી ચા પણ સાથે સાથેજ સાંભરે છે. ઘરભંગ થતાં વૃદ્ધાવસ્થામાં એક પુત્રીજ જેનું અવલંબન છે એવા એ વૃદ્ધના ચિત્તમાં અપાર સ્નેહ ભરેલો છે પણ તે સાથે અપાર હૃદય-દૌર્બલ્ય પણ દૃષ્ટિગોચર થાય છે. સંગીત વિષેનું, પિલ્સો વિષેનું અને આરોગ્યતા વિષેનું એમનું જ્ઞાન (!) વાચકોને ઘડીક ગમ્મત આપે એમ છે. આ નવલકથામાં યોગેન્દ્રને સ્પષ્ટ પણ કટુ વાણી બોલનારો, લડી પડનારો ને ચંચળ મનનો ચિતરેલો છે; ત્યારે અક્ષયને લુચ્ચો, દાવપેચમાં રમનારો, એક નિશ્ચયવાળો ને ક્ષુદ્રહૃદયનો ચિતરેલો છે. પ્રથમ દર્શને વાતુલ જેવો જણાતો બહુબોલો મિષ્ટાન્નપ્રિય ચક્રવર્તીકાકો પણ માયાળુ અને ધાર્યું કામ પાર પાડવાની આવડતવાળો જણાય છે. એની ભોજનપ્રિયતા વચ્ચે વચ્ચે વાચકોને આનંદ આપે છે. ઉમેશ નિષ્પ્રયોજન હસનારો ચિતરેલો છે અને હલકા નોકરમાં મ્હોટે ભાગે જોવામાં આવતા ચૌરવૃત્તિના દોષથી તે રહિત નથી. આવી રીતે આ નવલકથાના વિધાતા કવિવરે જૂદા જૂદા સ્વભાવના રંગોભરી નૂતન પાત્ર-સૃષ્ટિ ઉપજાવેલી છે. ને એ પાત્રો પોતપોતાનું કામ રંગભૂમિ ઉપર એવું સરસ રીતે બજાવે છે કે તેનાથી એ નવલકથા દીપી ઉઠેલી છે.

જે મૂળ બંગાલી ભાષામાં આ નવલકથા લખાએલી છે તે ભાષાના સાહિત્યરસિકોમાં હમણાંજ એવી ચર્ચા ઉપસ્થિત થઇ હતી "ચોખેર-વાલી" ની નવલકથાને ઉત્તમ કહેવી કે "નૌકાડૂબી"ની નવલકથાને ! હવે ત્યાં કેટલોક વર્ગ એવો છે કે તે "ચોખેરવાલી" ને બહુ વખાણતો નથી. સારાંશની એક હિંદુ વિધવા પોતાના આચાર-વિચાર અને ધર્મકર્મ ત્યાગી એક ગુણવાન પરપુરુષ પ્રતિ

આસક્ત બની રહે, અને એક ચુંબન માટે કેવળ નિર્લજ્જતા ગ્રહણ કરે એ ચિત્રને તેઓ "ચોખેરવાલી" ની ઉત્તમતામાં ક્ષતિ કરનારૂં માને છે; એટલુંજ નહિ પણ અપકવ હૃદયના વાચકોને તે ઉન્માર્ગ દર્શાવનારૂં છે એમ પણ માને છે. ત્યારે તેઓ "નૌકાડૂબી" માં હિંદુદર્શનનું મનોહર ચિત્ર પવિત્રરૂપે ચિતરાયેલું જુએ છે. અને કહે છે કે "મહાભારત અને રામાયણમાં જે હિંદુદર્શન અને કવિત્વ વિદ્યમાન છે; તેજ દર્શન અને કવિત્વ નૌકાડૂબીમાં પણ છે. હિંદુભિન્ન અન્ય કોઇપણ જાતિના કવિથી આવું સ્પષ્ટ ચિત્ર ચિતરાવાનો સંભવ નથી. રમેશની સાથે જળરસ્તે પ્રયાણ કરતાં કમળા બીજા ઓરડામાં રહેતી હતી; એ જોઇને ચક્રવર્ત્તી કાકા અત્યંત વિષમ વિસ્મયમાં પડી જાય છે અને તેનું ચિત્ત કંપી ઉઠે છે ને તે દૃશ્યથી આપણી પણ મનુષ્યત્વની લાગણી ક્ષણવાર જાગ્રત્ થાય છે. એ ચિત્ર એક હિંદુ સિવાય બીજું કોઈ ચિતરી શકે નહિ. કવિવર રવીન્દ્રનાથ્ મનસ્તત્ત્વ આલેખવામાં સિદ્ધહસ્ત છે. અને નૌકાડૂબી એ એમની હિંદુદર્શન ચિતરનારી અદ્વિતીય પવિત્ર ચિત્રવાળી ઉત્તમોત્તમ નવલકથા છે." એમ બંગાલી લેખકોની× સાહિત્ય-ચર્ચા વાંચતાં જણાય છે.

પરભાષાના માન્ય લેખકોનાં સારાં સારાં પુસ્તકોનાં માતૃભાષામાં ભાષાંતરો થાય તો એથી માતૃભાષાના સાહિત્યમાં એટલો વધારો થાય છે એવું મ્હારું માનવું છે. આપણા વિદ્યમાન અને અવિદ્યમાન અનેક માન્ય સાક્ષરોએ સંસ્કૃત, અંગ્રેજી, બંગાલી,

× જુઓ "ભારતવર્ષ" નામના બંગાલી માસિકનો આશ્વિન ૧૩૨૪ માંનો "વર્ત્તમાન સાહિત્યેર ગતિ" નામનો લેખ. પૃષ્ઠ ૫૧૫ મું.

મરેઠી, આદિ પરભાષામાંથી સારાં સારાં સેંકડો પુસ્તકોનાં ગુજરાતી ભાષામાં ભાષાંતરો કરેલાં છે. ને તેઓએ ગ્રહણ કરેલે રસ્તે ચાલી મ્હેં પણ આ યથાશક્તિ યત્ન કરેલો છે. તો મ્હારા આ યત્નઉપર ભ્રૂકુંચિત ન કરવા "અનુવાદ" શબ્દે કંટાળનાર સજ્જનોને પ્રાર્થના છે.

આ પુસ્તકનાં પ્રુફો સુધારવાનું કામ મ્હારા મિત્ર રા. મણિલાલ જેઠાલાલે કરેલું છે, તે માટે હું તેમનો ઉપકૃત છું. વળી આ પુસ્તકની પ્રેસકોપી લખવામાં આયુષ્યમાન ભાઇ ચમનલાલે પોતાના કોલેજના રજાના સમયનો જે ભોગ આપેલો છે તે પણ હું ભૂલી શકતો નથી.

અમારી માતૃભાષા ગુર્જરીગિરા અનેક સદ્ગ્રંથોના સાહિત્યથી સમૃદ્ધિવાળી બનો; એમ ઇચ્છી વૃત્તિ વિરામ પામે છે.

પોરબંદર. }
કાર્તિક શુદ ૧ ૧૯૭૭. } જગજીવન કાલિદાસ પાઠક.



# અનુક્રમણિકા.

**કુંચન**—(ભાગ. ૧ લો, ૨ જો ) જો તમે આધુનિક આર્યસંસારનું જીવતું જાગતું ચિત્ર જોવા ઇચ્છતા હો, પાપપરાયણ પિશાચના રૂપમાં રહેલા મનુષ્યોના અધમ કૃત્યોનું નિરીક્ષણ કરી, 'ધર્મનો જય અને પાપનો ક્ષય' એ સૂત્રને સ્પષ્ટ રીતે સમજવા ચાહતા હો, તો આ અનેક પ્રકારના આનંદસહિત ઉપદેશ મેળવવાનું આ નવલકથા એક સર્વોત્કૃષ્ટ સાધન છે. મૂલ્ય રૂ ૩—૦—૦

**રાણકદેવી**—વિષયભોગ, રાજ્યસંપત્તિ, પુત્રરત્ન ને નિજકાયાને તૃણવત્ તુચ્છ ગણીને તેનું બળિદાન આપી પોતાના શિયળવ્રતને નિષ્કલંક રાખનારી વીર સતી રાણકદેવી છે. આ પુસ્તક સ્ત્રીઓને પાતિવ્રત્યધર્મનું ખરેખરૂં રહસ્ય શિખવનાર હોવાથી ખાસ વાંચવા યોગ્ય છે. તે પુસ્તક વાંચતાં આંખમાંથી ચોધાર આંસુઓ વહેવા માંડે છે અને કયારેક રૂવેંરૂવાં ઉભાં થઇ જાય છે. કિં રૂ. ૧—૦—૦

**સતીમંડળ**—અને સ્ત્રીપુરુષના ધર્મ ( ભાગ ૧ લો તથા ૨ જો ). આ લોકપ્રિય ગ્રંથમાં—પ્રાચીન અર્વાચીન જગત્પ્રસિદ્ધ સતી સ્ત્રીઓના શિક્ષાપ્રદ, અદ્‌ભુત રસિક ચરિત્રો અને ઘરસંસાર ઉપયોગી વિષયો છે. જેમાં વાંચનારી તથા શ્રવણ કરનારી સ્ત્રીઓને તલ્લીન કરી, તેમનાથી પૂર્વનું ગયેલું સતીત્વ પુનઃ પ્રાપ્ત કરી દે તેવો સદ્બોધ સમાયલો છે. જીવનચરિત્રો એ જીવન સુધારવાનું સાધન છે. કેમકે ઉત્તમ દૃષ્ટાંત એ મનુષ્યને ઉત્તમ થવાને જાગ્રત કરે છે. આજ હેતુથી—સતી સીતા, લક્ષ્મીજી, પાર્વતિજી, સાવિત્રી, દેવહુતી, દેવયાની લોપામુદ્રા, સંજ્ઞા, સ્વાહા, સત્યરૂપા, ગાર્ગી, રેણુકા, રેવતી, તુલસી, વૃંદા, અંશુમતી આદિ સેંકડો સતીઓનાં ઉત્તમ શિક્ષણથી ભરપૂર અદ્‌ભુત રસિક ચરિત્રો છે. મૂલ્ય ભાગ ૧ લાના રૂ. ૩॥ ભાગ બીજાના રૂ. ૩॥

લખો મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે બુકસેલર
ત્રણ દરવાજા—અમદાવાદ.

# નૌકા ડૂબી.

## પરિચ્છેદ પહેલો.

### સંકલ્પ.

दैवं यस्य विलाम्बोऽपि करोति विफलाः क्रियाः ॥

રમેશ આ વખતે કાયદાની પરીક્ષામાં પાસ થવાનો છે, એ બાબતમાં તો કોઇને જરા પણ સંદેહ નહોતો. કલકત્તાના વિશ્વવિદ્યાલયમાંથી દરવર્ષે એણે સુવર્ણના ચંદ્રકો મેળવેલા હતા. તેમજ આજસુધીમાં એક પણ શિષ્યવૃત્તિ (સ્કોલરશીપ) એણે જવા દીધી નહોતી.

પરીક્ષાનું કાર્ય પૂરૂં થયા પછી દરવર્ષે તે પોતાના વતનમાં જતો, પણ આ વખતે પરીક્ષાનું કામ પૂરૂં થયા છતાં તેનામાં ઘેર જવાનો ઉત્સાહ જણાતો નહોતો. તેના પિતાએ ઘેર તેડાવવા માટે તેને પત્ર લખ્યો હતો; પરંતુ રમેશે ઉત્તરમાં લખ્યું હતું કે: "પરીક્ષાનું પરિણામ જાણ્યા પછી હું ઘેર આવીશ."

અન્નદાબાબુનો પુત્ર યોગેંદ્ર રમેશનો સહાધ્યાયી હતો. રમેશ કલકત્તામાં જે મકાનમાં રહેતો, તેની સમીપમાંજ યોગેંદ્રનું મકાન હતું. અન્નદાબાબુ બ્રહ્મસમાજી હતા. તેમની પુત્રી હેમનલિનીએ આ ફેરે એફ. એ. ની પરીક્ષા આપી હતી. ચા પીવા માટે અથવા બેસવા માટે રમેશ અન્નદાબાબુને ત્યાં વારંવાર જતો.

હેમનલિની દરરોજ સ્નાન કર્યાં પછી પોતાનો લાંબો અને શ્યામ ચોટલો સૂકવવા માટે પોતાના મકાનની અગાશી ઉપર આમતેમ ફરતી અને ફરતાં ફરતાં પોતાના મુખપાઠો કંઠે કરતી. રમેશ પણ એ સમયે પોતાની અગાશી ઉપર હાથમાં પુસ્તક લઇ વાંચવા બેસતો. અને એમ સમજતો કે અધ્યયન કરવામાં આવી એકાંત જગા ઘણી અનુકૂળ છે. પરંતુ વિચાર કરતાં તેને તરતજ સમજાયું કે અહીં બેસવામાં તો અભ્યાસમાં ઉલટો વધારે વિક્ષેપ થવાનો સંભવ છે.

હેમનલિની અને રમેશ એ બંનેના વિવાહ–સંબંધમાં એક બાજુ તરફથી હજુ લગી કશી વાતચિત થઇ નહોતી. અન્નદાબાબુ તરફથી કશી વાત ન થવાનું કારણ એ હતું કે તેમનો એક પુત્ર વિલાયતમાં બારીસ્ટર થવા માટે ગયો હતો, અને એના તરફ અન્નદાબાબુનું વિશેષ લક્ષ્ય હતું.

અન્નદાબાબુને ત્યાં એક દહાડો ચા પીવાના ટેબલ પાસે, ચા પીતાં પીતાં મંડળની અંદર વાદવિવાદ ચાલ્યો. એ મંડળમાં અક્ષયકુમાર પણ હાજર હતો. એ અક્ષયકુમારે જો કે ઝાઝી પરીક્ષાઓ તો પસાર કરી નહોતી; તોપણ ઘણી પરીક્ષાઓ પસાર કરનારા વિદ્યાર્થીઓ કરતાં તેનું માન કાંઇ ઓછું હતું, એવું તો આ મંડળમાં જણાતું નહોતું. અન્નદાબાબુને ત્યાં ચાના ટેબલ પાસે એ પણ ઘણી વાર જોવામાં આવતો. અક્ષયકુમારે આજે એવી ચર્ચા ઉઠાવી હતી કે પુરુષની બુદ્ધિ તલવારના જેવી છે. એ બુદ્ધિને શરાણ ઉપર ચડાવી ભલે બહુ તીક્ષ્ણ કરવામાં ન આવે તોપણ તે પુષ્કળ કામો કરી શકે છે. અને સ્ત્રીઓની બુદ્ધિ કલમ ઘડવાના ચપ્પુ જેવી

છે. ભલેને એને ગમે તેટલી શરાણે ચડાવો, પરંતુ એ બુદ્ધિથી કોઇ મોટું કામ થઇ શકતું નથી. અક્ષયકુમારના પ્રગલ્ભતા ભરેલા આ વાદની વગર બોલેજ ઉપેક્ષા કરવા હેમનલિની તૈયાર હતી. પરંતુ સ્ત્રી જાતિની બુદ્ધિની ન્યૂનતા સિદ્ધ કરવાને યોગેન્દ્રે પણ—હેમનલિનીના ભાઇએ પણ—દલીલો મૂકવા માંડી; ત્યારે રમેશચંદ્રથી રહેવાયું નહિ. એ ઉશ્કેરાઇ ગયો અને સ્ત્રી જાતિના ગુણોનું ગાન કરવા લાગ્યો.

સ્ત્રીજાતિના ગુણોનું ગાન કરતાં રમેશ આજે ઉત્સાહમાં ને ઉત્સાહમાં બે પ્યાલા ચા વધારે પી ગયો. એટલામાં બહારથી નોકરે આવી એના હાથમાં એક ચિઠ્ઠી મૂકી. ચિઠ્ઠીના ઉપર રમેશના પિતાએ સ્વહસ્તે પોતાનું નામ લખેલું હતું. એ અક્ષરો જોતાંજ વાદવિવાદ છોડી રમેશ તરત ઉભો થયો.

સૌ બોલ્યાંઃ—"કાં શું છે?"

રમેશઃ—"મ્હારા પિતા દેશમાંથી અહીં આવ્યા છે."

હેમનલિની પોતાના બંધુ યોગેન્દ્ર ભણી જોઇને બોલીઃ—"ભાઇ, રમેશચન્દ્રના પિતાને અહીં કાં નથી બોલાવતા? અહીં ચા તો તૈયારજ છે."

રમેશ ત્વરાથી બોલ્યોઃ—"આજે રહેવા દો; હું જાઉં છું." આટલું બોલી રમેશ ચાલ્યો ગયો.

રમેશના પિતાને બ્રહ્મસમાજી અન્નદાબાબુને ત્યાં ખાવા પીવામાં હરકત હોવી જોઇએ, એ મર્મ સમજવાથી અક્ષયકુમાર મનમાં ને મનમાં પ્રસન્ન થયો.

રમેશ પોતાના પિતાને મળ્યો, રમેશના પિતાનું નામ વ્રજમોહન હતું.

વ્રજમોહનબાબુ રમેશને કહેવા લાગ્યાઃ—"કાલે સવારની ગાડીમાં તને દેશમાં લઇ જવો છે."

રમેશઃ—"કાં? એવું કાંઈ જરૂરનું કામ છે?"

વ્રજમોહનઃ—"ના, ના, એવું કાંઇ જરૂરનું નથી; તોપણ તારે મારી સાથે આવવાનું છે."

રમેશઃ—"તો આટલી બધી ઉતાવળ કાં?"

આ પ્રશ્નનું ઉત્તર સાંભળવા રમેશ પિતાના મોં સામું તાકી રહ્યો, પણ વ્રજમોહનને પુત્રના પ્રશ્નનું ઉત્તર આપી તેનું કુતૂહલ શમાવવાની આવશ્યકતા લાગી નહિ.

સંધ્યાકાળે વ્રજમોહનબાબુ કલકત્તામાંના પોતાના મિત્રોને મળવા બહાર ગયા. આ સમયે રમેશ એક પત્ર લખવા બેઠો. રમેશની એવી ઇચ્છા હતી કે હેમનલિનીને પરણવા વિષે મેં મનમાં જે સંકલ્પ કરેલો છે તે પિતા પાસે છાનો રાખવો કોઇ રીતે યોગ્ય નથી. આ વાત એક ચિઠ્ઠીદ્વારા પિતાને દર્શાવવી. આથી તેણે ચિઠ્ઠી લખવાનો આરંભ કર્યો ને લખ્યું કે "પૂજ્ય શ્રીચરણકમલેષુ"......

આ મથાળા નીચે જૂદી જૂદી રીતે ઘણી વાર કાંઇક કાંઈક લખ્યું, પણ છેલ્લે તે તમામ લખાણ ફાડી નાંખ્યું.

વ્રજમોહન ફરીને પાછા આવ્યા. અને જમીને પોઢી ગયા. પણ રમેશને ઉંઘ આવી નહિ. એ તો અગાશી ઉપર ચડી પાડોશી અન્નદાબાબુના મકાન ભણી જોતો જોતો નિશાચરની પેઠે આમતેમ ફરવા લાગ્યો. એમ કરતાં કરતાં રાત્રિના નવ થયા. આ વખતે અક્ષયકુમાર અન્નદાબાબુના મકાનમાંથી બહાર નીકળ્યો. વળી સાડાનવ વાગ્યા એટલે અન્નદાબાબુનાં રાજરસ્તા ઉપરનાં બારણાં બંધ

થયાં. થોડીવારે રાત્રિના દશ થયા. એટલે અન્નદાબાબુના બેઠકના ઓરડાના દીવા ઓલવાઇ ગયા, ને સાડાદશ વાગ્યા ત્યાં તો મકાનના બધા ઓરડાઓમાં ગંભીર સુષુપ્તિનું સામ્રાજ્ય વ્યાપી ગયું.

બીજે દહાડે મળસ્કામાંજ રમેશને પિતાની સાથે ટ્રેનમાં રવાના થવાનું હતું. વ્રજમોહનબાબુની સાવધાનીને લીધે ટ્રેન ચૂકવાનો લાભ પણ રમેશને મળી શક્યો નહિ.

---

## પરિચ્છેદ બીજો.

### નૌકા ડૂબી.

---

अ[illegible]टितं [illegible]
[illegible]घटितघटितानि दुर्घटीकुरुते ।
विधिरेव तानि घटयति
यानि पुमान्नैव चिन्तयति ॥

---

ઘેર જતાં રમેશચંદ્રને માલમ પડયું કે મ્હારે માટે કન્યા નક્કી થએલી છે, તેમજ લગ્નનો દિવસ પણ મુકરર કરવામાં આવેલો છે.

રમેશના પિતા વ્રજમોહનને ઈશાનચંદ્ર નામે એક બાળસ્નેહી હતા. એ ઈશાનચંદ્ર વકીલાત કરતા હતા. પહેલાં જ્યારે વ્રજમોહનની દ્રવ્ય સંબંધી હાલત સારી નહોતી ત્યારે તેમને ઇશાનચંદ્રે ઘણી મદદ કરી હતી. અને એ મદદને લીધેજ વ્રજમોહન ઉન્નતિ

પ્રામ કરી શક્યા હતા. એ ઇશાનચંદ્રનું અકાળે મરણ થયું. આ વખતે જણાયું કે એમના કુટુંબ પાસે દ્રવ્ય–સંચય કાંઇજ નથી, પણ ઉલટું દેવું છે. આથી તેમની વિધવા સ્ત્રી તથા નાની એકની એક બાલિકા દારિદ્રયના દુઃખરાશિમાં જઇ પડયાં. એ બાલિકા હવે પરણાવવા લાયક થઈ હતી. વ્રજમોહને એ કન્યાની સાથે પોતાના પુત્રને પરણાવવાનું નક્કી કર્યું. રમેશના કોઇ કોઇ હિતેચ્છુઓ આમાં અડચણ નાંખવા સારૂ કહેવા લાગ્યા કે “એ કન્યા એવી રૂપવતી નથી.” પરંતુ વ્રજમોહને એવું બોલનારાઓને જણાવી દીધું કે એ વાત બહુ વિચારવા જેવી નથી. રૂપ એ બહુ મહત્ત્વની વસ્તુ નથી. માણસમાં ગુણજ હોવા જોઇએ. એ કન્યાની માતા જેવી સાધ્વી–સતી છે, તેવીજ કન્યા થવાની એ ચોક્કસ છે ને એ રમેશનું મહાભાગ્ય છે.

લોકોને મોઢે પોતાનાં લગનની વાત જાણતાં રમેશનું મોં પડી ગયું. ઉદાસ અંતઃકરણે તે આમતેમ ભટકવા લાગ્યો. એના મનની શાંતિ નાશ પામી. આમાંથી શી રીતે છૂટવું? એને માટે તે વિચાર કરવા લાગ્યો; પણ આ લગ્નબંધનમાંથી મુક્ત થવાની કશી યુક્તિ તેને જડી નહિ. છેલ્લે મહામહેનતે લજ્જાનો પડદો આઘો કરી પિતા પાસે જઇ તે બોલ્યો:—“પિતાજી, તમે મારો અહીંઆં જે વિવાહ કરવા ધારો છો, તે વિવાહ કરવા હું અશક્ત છું. કેમકે બીજે ઠેકાણે હું વચને બંધાઇ ગયો છું.”

વ્રજમોહન:—“શું બોલ્યો? બીજે ઠેકાણે શું બધો ઠરઠરાવ થઇ ગયો છે?”

રમેશ:—“ના, ઠરઠરાવ તો થયો નથી; પણ......”

વ્રજમોહન:—“તો પછી પણ શું? કન્યાપક્ષવાળાની સાથે લેવડદેવડની બધી વાતચિત થઇ નક્કી થઇ ગયું છે?”

રમેશઃ—"ના, એવું તો હજુ કાંઇ થયું નથી..."

વ્રજમોહનઃ—"તો હવે તું શું કહેવા ચાહે છે? આટલા બધા દહાડા લગી તું જો બોલ્યો નથી તો હવે તારે મૌન ધારણ કરવુંજ યોગ્ય છે."

રમેશ કેટલીક વાર મૌન રહ્યા પછી બોલ્યોઃ—"પિતાજી, બીજી કોઇ કન્યાને હું પત્નીરૂપે ગ્રહણ કરૂં તો તેમાં અયોગ્ય થાય છે."

વ્રજમોહનઃ—"મેં નક્કી કરેલી કન્યા સાથે તું લગ્ન ન કરે એ વાતજ અયોગ્ય નથી કે? માતાપિતાની આજ્ઞાનો ભંગ કરવો એથી વધારે અયોગ્ય શું કહેવાય?"

હવે રમેશ કાંઇ પણ વધારે બોલી શક્યો નહિ. એ મનમાં મનમાં વિચારવા લાગ્યો કેઃ "અત્યારે ના હા કરવાથી કશો લાભ નથી. હજુ છટકવાનો પુષ્કળ સમય છે. લગ્નનો જે દિવસ નક્કી કરવામાં આવે તે દિવસે મારે ગમે તે ઉપાયે છટકી જવું. એટલે એક વર્ષ પછી વાત જશે. કેમકે લગ્નતિથિ પછી તરતજ *સિંહસ્થનું વર્ષ આવે છે એટલે એક વર્ષ લગી લગ્નો થઇ શકશે નહિ. આમ એક વર્ષ તો જોઇ લેવાશે. પછી શું થાય છે? તે જોયું જશે."

પરંતુ રમેશની ધારણા પ્રમાણે કશું બની શક્યું નહિ. લગ્નની નિર્ધારેલી તિથિ રમેશ ચૂકાવી શક્યો નહિ. રમેશની જાન જે ગામ જવાની હતી ત્યાં જળમાર્ગે જવાનું હતું. ને તે ગામ ઓરૂં નહોતું. ત્રણ ચાર દહાડાનો રસ્તો હતો. પરંતુ વ્રજમોહને તો જાન લઇને એક અઠવાડીઆ પહેલાં મંગળ દિવસે પ્રયાણ કર્યું.

---

* સિંહરાશિમાં સૂર્ય આવે છે તે વર્ષમાં લગ્ન કરવાનો હિંદુશાસ્ત્રમાં નિષેધ છે.

પવન અનુકૂળ હતો એટલે શિમુલઘાટમાં જાનની હોડીઓને પહોંચતાં પૂરા ત્રણ દિવસ પણ લાગ્યા નહિ. જાન પહોંચી તેથી ચાર દહાડા પછી લગ્નની તિથિ હતી.

વ્રજમોહનની અંતરેચ્છા પણ એવી હતી કે વેવાઇને ત્યાં બે ત્રણ દહાડા વહેલાં પહોંચાય તો સારૂં. કેમકે વિધવા વેંવાણ તદ્દન નિરાધાર હતી. પૈસેટકે તેમજ માણસે તેની સ્થિતિ દીન હતી. એટલે ત્યાં પણ વ્રજમોહનનેજ સહાય કરવાની હતી. વળી વ્રજમોહનની ઘણા દિવસથી અભિલાષા હતી કે રમેશનાં લગ્ન કર્યાં પછી એ નિરાધાર વેંવાણને પોતાના ગામમાંજ લાવીને નિવાસ કરાવવો. એથી એના દિવસો આનંદમાં જશે, અને એથી પોતે પણ મિત્ર–ઋણમાંથી મુક્ત થશે.

વ્રજમોહને પોતાનો આ મનોભાવ વેંવાણને જણાવ્યો; ને કહ્યું કેઃ—"આ આખા સંસારમાં તમારે માત્ર એક પુત્રી અને જમાઇ છે. હવે જો તમે પુત્રીની પાડોશમાં હો તો તમારા દિવસો આનંદમાં જાય. વળી તમારો જમાઇ પણ માતાના સુખથી વંચિત થયેલો છે. તેને તમે જનેતા જેવું સુખ આપી શકો."

વ્રજમોહનનું કહેવું વેંવાણે કબુલ રાખ્યું. તે બોલીઃ—"જેને જેમ ગમે તેમ ભલે બોલે, પણ હું તો જ્યાં મારાં દીકરી ને જમાઇ છે ત્યાંજ વસીશ."

લગ્નનો દિવસ આવ્યો. રમેશ પરણવા બેઠો; પરંતુ પરણતી વખતે તેણે મનપૂર્વક મંત્રોચ્ચાર કર્યા નહિ. પરસ્પર મુખાવલોકન કરવાની વિધિ વખતે તેણે પોતાનાં નેત્રો મીંચ્યાં. શયનભવનમાં જતાં

માંડવીઆ પક્ષની સ્ત્રીઓએ જે જે મશ્કરીઓ કરી તે નીચે વદને મૌન ધારણ કરી સાંભળ્યા કરી અને રાત્રે શય્યામાં પણ પડખું ફેરવી સૂઇ રહ્યો તથા મોટે મળસ્કે પથારી છોડી શયનભવનની બહાર નીકળી ગયો.

વિવાહ થઇ રહ્યા પછી જાન ઉપડવાની ધાંધલ શરૂ થઇ. એક હોડીમાં વૃદ્ધજનો બેઠાં, બીજી હોડીમાં વરકન્યા તથા તેમનાં સ્નેહીજનો બેઠાં. અને ત્રીજી હોડીમાં વાજીંત્રાવાળા બેઠા. હોડીઓ સડસડાટ ચાલવા લાગી. અને તેની સાથે સાથે વાજીંત્રાવાળાઓએ સુંદર સ્વરે જૂદી જૂદી રાગણીઓ બજાવવા માંડી.

આખો દહાડો અત્યંત તાપ પડયો. આકાશમાં એક પણ વાદળું દેખાતું નહોતું; છતાં કોઇ વિચિત્ર આચ્છાદને જાણે બધી દિશાઓ ઢંકાઇ હોય એમ લાગતું હતું; તીરનાં તરૂઓની પંક્તિ પાંડુરંગની જણાતી હતી, અને ખલાસીઓનાં શરીરો પરસેવે ન્હવાઇ ગયાં હતાં.

સંધ્યાસમયનો અંધકાર થયા પહેલાં ખલાસીઓએ વ્રજમોહનને કહ્યું:—" શેઠજી ! જો આપ ફરમાવો તો હોડીઓને આ આવેલા ઘાટમાં લાંગરીએ. આગળ જશું તો ઘણે છેટે સુધી ક્યાંઇ લાંગર નંખાય તેમ નથી. પછી આપની મરજી."

વ્રજમોહનનો વિચાર રસ્તામાં રોકાવાનો નહોતો. તે બોલ્યોઃ— " ના, અહીંઆં નૌકાઓ બાંધીને આપણે પડયું રહેવું નથી. આજે રાત્રે નવ વાગ્યા પછી અજવાળીઉં છે. એટલે બાલુહાટમાં પહોંચી નૌકાઓ લાંગરજો. જો તમે ત્યાં વહેલા પહોંચાડશો તો તમને ઇનામ આપીશ."

ઇનામની લાલચે ખલાસીઓએ નૌકાઓને આગળ ચલાવી. એક તરફ નદીનો પ્રવાહ ધૂ ધૂ અવાજે ગાજતો હતો. બીજી તરફ નદીનો કાંઠો ઉંચો ડુંગર હોય તેવો દેખાતો હતો. પૂર્વના આકાશમાં ચંદ્રમા પ્રકાશ્યો, પણ તે મદિરામત્ત માનવીની આંખ જેવો અત્યન્ત ફીકો દેખાતો હતો.

આકાશમાં તે વખતે વાદળું નહોતું તેમ કશુંજ તોફાન નહોતું પરંતુ એકાએક ભયંકર ગર્જનાનો અવાજ થયો. અચાનક પાછળ મોટી ઝડી ચઢી. ઝંઝાવાયુનું તોફાન શરૂ થયું અને વાદળમાં કડાકા ને ધડાકા થવા લાગ્યા. દિશાઓ ધૂળ, પાંદડાં અને એવા એવા પદાર્થોવડે ભરાઇ ગઇ. પવન પણ ભયંકર સૂસવાટા મારવા લાગ્યો. નદીનું પાણી પણ જોરથી ઉછળવા લાગ્યું. હોડીઓ પણ આમતેમ બહુજ ઝોલાં ખાવા લાગી અને "સમાલો," "સમાલો," તથા "હાય હાય" ના અવાજો નૌકાઓમાં ગર્જી રહ્યા. જોતજોતાંમાં તો ઝંઝાવાતના એક ઝપાટામાંજ બધી નૌકાઓ નોખી નોખી થઇ ઉંધી વળી ગઈ! કઇ હોડી કયાં ડૂબી? અને તેમાં બેઠેલાં માણસોમાંથી કોણ મૂઉં અને કોણ ઉગર્યું! એનો વિચાર કરનાર માણસ પણ કોઇ ત્યાં રહ્યું નહિ.



## પરિચ્છેદ ત્રીજો.

### "કોણ કહે છે સુશીલા લાવણ્યવતી નથી?"

द्वीपादन्यस्मादपि
मध्यादपि जलनिधेर्दिशोऽप्यन्तात् ।
आनीय झटिति घटयति
विधिरभिमतमभिमुखी भूतः ॥

"રત્નાવલિ"

કેટલીક વારે તોફાન શમી ગયું. બહુ દૂર સુધી વ્યાપેલો વેળુનો મરૂમય પટ, તેના ઉપર ચાંદની પથરાવાથી ચળકતો હતો. અને જાણે કોઇ વિધવાએ પોતાનું ધવલ વસ્ત્ર ધોઇને વેળુ ઉપર સુકવ્યું હોય એમ જણાતું હતું. નદીમાં હવે એક પણ હોડી નહોતી, તેમ એક પણ તરંગ નહોતો. રોગ-યંત્રણાને લીધે થએલા ધમપછાડાની પાછળ મૃત્યુ જેમ કાયમની શાંતિ પાથરતું જાય છે તેમ અહીં પણ જળ અને સ્થળમાં શાંતિ સ્તબ્ધપણે અત્યારે વિરાજી રહી હતી.

ભાન આવતાં રમેશે જોયું તો તેને જણાયું કે હું રેતીના તટમાં પડેલો છું. શું થયું હશે? એ વિષે વિચાર કરતાં તેનો કેટલોક સમય ગયો. સ્વપ્ન આવ્યું હોય તેમ બધી ઘટનાઓનું તેને સ્મરણ થયું. પોતાના પિતાની તથા બીજાં સંબંધી જનોની શી દશા થઇ હશે? તે જાણવા માટે રમેશ ઉભો થયો. અને નજર નાંખી ચારે બાજુ જોવા લાગ્યો. પરંતુ ક્યાંઇ કશું પણ ચિહ્ન જણાયું નહિ. આથી રેતીના તટમાં ધીરે ધીરે પગલે તેણે ચાલવા માંડયું.

પદ્મા નદીની શાખા–રૂપ બંને બાહુ વચ્ચે આવેલો એ નાનકડો દ્વીપ ઉઘાડા શિશુની પેઠે ઉંચું મુખ કરી પડ્યો હતો. જ્યારે રમેશ નદીની એક શાખાના તીરપ્રદેશમાં ફરતો હતો ત્યારે તેણે કેટલેક છેટે લાલ વસ્ત્ર પડ્યું હોય એવું જોયું. ઉતાવળે પગલે રમેશે ત્યાં જઇ જોયું તો લાલ પિતાંબર પહેરેલી નવલ–વધૂ બેભાન દશામાં પડેલી જોઇ!

પાણીમાં ડૂબેલા માણસની બંધ પડેલી શ્વાસ–ક્રિયા શા ઉપાયે ફરી ચાલતી થાય? એ વાત રમેશ જાણતો હતો. બાલિકાના બંને બાહુ ઝાલી રમેશે અનેક વાર ઉંચા નીચા કર્યા. આથી ધીરે ધીરે ડૂબેલી વધૂનો શ્વાસોચ્છવાસ ચાલવા લાગ્યો ને કેટલીક વારે વધૂએ પોતાની આંખો ઉઘાડી.

અત્યંત થાકી જવાથી રમેશ કેટલીક વાર મૌન ધારી ત્યાં બેઠો. બાલિકાને કાંઇ પ્રશ્ન પૂછવો, એ પણ અત્યારે ઉચિત નહોતું. કેમકે હજુ બાલિકાને પૂરેપૂરૂં ભાન આવ્યું નહોતું. એક વાર આખો ઉઘાડી તેણે પાછી બંધ કરી દીધી હતી. રમેશે તપાસ કરી જોયું તો જણાયું કે આની શ્વાસ–ક્રિયામાં હવે કશો વાંધો નથી. એટલે એ નિર્જન–પ્રદેશમાં જીવન–મૃત્યુની સીમા વચ્ચે પડેલી બાલિકાના મુખ તરફ રમેશ ઘણી વાર તાકી રહ્યો. જ્યોત્સ્નાનો પ્રકાશ બાલિકાના મુખને ઉજ્વલ કરતો હતો.

કોણ કહે છે કે સુશીલા લાવણ્યવતી—નથી? નિમીલિત—લોચનોવાળું એનું નાજુકડું સુકુમાર વદન કેટલું સુંદર છે? આવડા વિશાળ આકાશમાં—આવડી વિશાળ જ્યોત્સ્નામાં—માત્ર આ નાનકડું સુંદર મુખ એજ કેવળ પ્રેક્ષણીય વસ્તુ નથી શું!

રમેશ હવે બીજી બધી વાત ભૂલી ગયો. એને લાગ્યું કે વિવાહ-મંડપમાં જનસમૂહના કલરવ વચ્ચે મેં આને જોઈ નહિ; એજ ઠીક થયું છે. તે સમયે હું આને આટલી નિરાંતે જોઇ શકત નહિ. એનામાં શ્વાસ-સંચાર કરાવીને મેં એને વિશેષ આત્મીય બનાવી છે. અને તે વિવાહ-કાલે શુષ્ક મંત્રોચ્ચારે આત્મીય કહેવા કરતાં વધારે ઉત્કૃષ્ટ નથી શું? મંત્રોચ્ચારે તો માત્ર કૃત્રિમ સંબંધ જોડાવાનો હતો; પણ વિધાતાની અનુકૂળતાથી આ જે સંબંધ જોડાયો તે તો અકૃત્રિમ જોડાયો છે.

શુદ્ધિ આવતાં થોડી વારે વધૂ ઉઠી બેઠી થઇ. તરતજ તેણે પોતાનું ખસી ગયેલું વસ્ત્ર સરખું કર્યું; તથા માથા ઉપર ઘુંઘટો તાણી લીધો.

રમેશ બોલ્યોઃ—"ત્હારી હોડીમાંનાં બીજાં બધાં ક્યાં ગયાં તે તું જાણે છે?"

બાલિકાએ મુખે કાંઇ ન બોલતાં કેવળ માથું ધુણાવ્યું.

રમેશે તેને પૂછ્યું: "તું અહીંઆં એકલી બેસી શકીશ? હું એક વાર સૌની શોધ કરવા ચારે બાજુ તપાસ કરી આવું."

બાલિકાએ એનો કશો ઉત્તર આપ્યો નહિ. પરંતુ જાણે એનું આખું શરીર કંપીને રમેશને જવાની ના પડતું હોય ની! એવું રમેશને સમજાયું.

રમેશે એક વાર ઉભાં થઇ ચારે બાજુ જોયું તો રેતીના વિશાળ પટમાં ક્યાંઇ કશું ચિન્હ જણાયું નહિ. ધાંટા પાડી પાડીને તે પોતાનાં સગાં સંબંધીઓનાં નામ લઇને તે બોલાવવા લાગ્યો પણ જવાબ કોણ આપે?

વૃથા પરિશ્રમ કરી રમેશ થાકી ગયો. તેણે જોયું તો વધૂ મોં ઉપર હાથ મૂકી ડૂસકાં ભરી ભરીને રડે છે; અને મોટા મોટા નિઃશ્વાસ નાંખે છે. રમેશ તેને સાન્ત્વનાનાં વચનો કહ્યા વિનાજ બાલિકાની સમીપમાં જઇ બેઠો; અને હળવે હળવે તેના માથા ઉપર તથા પીઠ ઉપર હાથ ફેરવવા લાગ્યો. હવે બાલિકાનું રૂદન હાથ રહ્યું નહિ. પહેલાં તે અવ્યક્ત સ્વરે રડતી હતી પણ હવેથી તો તે મોટે સ્વરે રડવા લાગી. રમેશચંદ્રનાં બંને લોચનોમાંથી પણ અશ્રુ-ધારા પાડવા લાગી.

રડી રડી જ્યારે બાલિકા થાકી ગઇ ત્યારે તેણે રૂદન બંધ કર્યું. તે વખતે ચંદ્રમા અસ્ત પામ્યો હતો; અને અંધકાર ફેલાવા માંડ્યો હતો. એ અંધકારમાં એ નિર્જન રેતાળ પ્રદેશ અદ્‌ભુત સ્વપ્ન જેવો જણાતો હતો. છેટે દેખાતા રેતીના અનેક ઢગલાઓ સ્મશાનમાં રહેલાં ભૂતોના જેવા દેખાતા હતા, અને નક્ષત્રોના આછા આછા પ્રકાશમાં એ નદી, અજગરે ઉતારી નાંખેલી શ્યામ કાંચળી હોય અને તે સ્થળે સ્થળે ચકચકતી હોય એમ લાગતું હતું.

હવે રમેશચંદ્રે બાલિકાના નવપલ્લવતૂલ્ય કોમળ નાજુક હાથ પોતાના હાથમાં લીધા અને તેને પ્રેમભાવે ધીરેધીરે પોતાની તરફ આકર્ષી. ભયચકિત બાલિકાએ સામું કશું બળ કર્યું નહિ. શ્યામ ઘાટા અંધકારમાં નિઃશ્વાસથી કંપતા રમેશચંદ્રના વક્ષઃસ્થળ ઉપર બાલિકાના તનને તથા મનને શાંતિ મળી. આ સમયે એ બાલિકાને લજ્જા રાખવાનો સમય નહોતો. રમેશના બાહુપાશમાં બાલિકાએ સ્વેચ્છાથીજ સ્થાન ગ્રહણ કર્યું.

મળસ્કે જ્યારે શુક્રનો તારો ક્ષિતિજ ઉપર ચડ્યો અને જ્યારે નદીના પ્રવાહ ઉપર તથા આકાશ ઉપર પહેલાં પાંડુવર્ણો તથા પછી

લાલ છટા પથરાવા માંડી ત્યારે નિદ્રાવ્યાકુળ રમેશ રેતી ઉપર સૂઇ ગયો. તેના બાહુમાં માથું રાખી, હૃદયસ્થળ ઉપર નવવધૂ ગંભીર નિદ્રામાં પડી હતી. જ્યારે પ્રભાતનો સમય વ્યતીત થયો ને બાલ રવિનાં કોમળ કિરણોએ આવીને બંનેનાં લોચનપુટોને સ્પર્શ કર્યો ત્યારે બંને જણાં સફાળાં જાગી ઉઠયાં. વિસ્મિત થઇને તેમણે કેટલી વાર આડું અવળું જોયું. હવે તેમને સ્મરણ આવ્યું કે આપણે ઘરમાં સૂતેલાં નથી, પણ નદીમાં તણાઈ આવેલાં છીએ ને વેળુના તટમાં પડેલાં છીએ!

## પરિચ્છેદ ચોથો.

### હૃદયમંદિરમાં સુંદર પ્રતિમાની પ્રતિષ્ઠા.

સવાર પડી ત્યાંતો મચ્છીમારોની હોડીઓથી પદ્મા નદી ભરાઇ ગઇ. રમેશે તેમાંના એક હોડીવાળાને પોતાની પાસે બોલાવ્યો અને હોડી ભાડે બાંધી તેમાં બેસી રમેશ પાસેના ગામડામાં ગયો અને ત્યાંની પોલીસને હોડીઓ ડૂબ્યાના ખબર આપ્યા અને ડૂબી ગયેલાં માણસોને શોધવા પોલીસને સૂચના કરી. ત્યારપછી તે વધૂને લઇ પોતાના ગામ તરફ રવાના થયો.

પોતાના ગામને ઘાટે પહોંચતાં રમેશને સમાચાર મળ્યા કે તેના પિતાનું, સાસુનું તથા બીજા કેટલાંક સગાંનાં શબ નદીમાંથી પોલીસને મળી આવ્યાં છે. માત્ર એક બે ખલાસી સિવાય બીજું કોઈ બચ્યું નથી.

રમેશને ઘેર એક વૃદ્ધ ચાકરડી હતી. વહુ સાથે રમેશને આવેલો જોઇ એ ચાકરડી મોટે અવાજે રડવા લાગી. જે આડોસીપાડોસી રમેશની જાનમાં ગયાં હતાં તેમને ઘેર પણ મોંકાણો મંડાણી ! રમેશનું સામૈયું થયું નહિ, વાજીંત્રો વાગ્યાં નહિ, અને વરવહુને પોંખવા સામું પણ કોઇ આવ્યું નહિ !

મૃત પિતા તથા સાસુની ઉત્તરક્રિયા કરી વધૂને લઇ બહાર ગામ ચાલ્યો જઇશ; એવું રમેશે ધાર્યું હતું. પરંતુ એ ધારણાનો પણ તે તરતમાં અમલ કરી શકયો નહિ. કેમકે ડૂબી ગયેલા સંબંધી પુરૂષોની વિધવાઓએ તીર્થમાં તેડી જવા માટે રમેશને આગ્રહ કર્યો. એમને શાંત્વન કરવા સારૂ તથા વડીલોપાર્જીત મિલ્કતની વ્યવસ્થા કરવા સારૂ રમેશને રોકાવું પડયું.

આવી ઉપાધિઓને લીધે પત્ની સાથે પ્રણય-ચર્ચા કરવાનો રમેશને વખત નહોતો. રમેશે લગ્ન પહેલાં સાંભળ્યું હતું તેમ પોતાની વધૂ છેક નાનકડી બાલિકા તો નહોતી; એટલુંજ નહિ પરંતુ પોતાના ગામની આડોસીપાડોસીની બાલિકાઓ પણ એ નવલ વધૂને મોટી મોટી કહી મશ્કરીઓ કરતી.

નવલ-વધૂ સાથે પ્રણય-સંબંધ શી રીતે જોડવો ? એ વાત બી. એ. એલ. એલ. બી. ના વિદ્યાર્થીના કોઈ પણ પુસ્તકમાં લખાએલી નહોતી. બાલિકાની સાથે બાલચેષ્ટા કરવી એ વાત રમેશને અનુચિત અને અસંભવિત લાગતી, જોકે કોઇ પણ પુસ્તકમાં પ્રણય-ચર્ચાનો એક શબ્દ પણ તેના વાંચવામાં આવેલો નહોતો, છતાં આશ્ચર્યની વાત એ હતી કે એનું ઉચ્ચ-શિક્ષા પામેલું અંતઃકરણ અંદરથી કોઇક આવર્ણનીય અપૂર્વ રસે પરિપૂર્ણ થયેલું હતું. અને તેથી આ નાનકડી નવલ-વધૂ તરફ તે નમી પડતું હતું. પોતાની

કલ્પનાદ્વારા રમેશ આ બાલિકા નવલ–વધૂમાં ભાવિ–ગૃહલક્ષ્મીના ચિન્હો જોતો, એટલુંજ નહિ પણ રમેશના અંતઃચક્ષુઓ, એ બાલિકા નવલ–વધૂમાં એકજ કાળે પ્રેયસીનાં, તરુણીનાં, સંતાનોની ગંભીર–માતાનાં, ગૃહલક્ષ્મીનાં અને સહચરીનાં ચિન્હો જોતાં ! જેમ કોઇ ચિત્રકાર પોતાના ભાવિ–ચિત્રમાં, અને જેમ કોઇ કવિ પોતાના ભાવિ–કાવ્યમાં સંપૂર્ણ સુંદરતા કલ્પનાદષ્ટિથી નિહાળી પોતાની અલ્પ કૃતિને પણ અત્યંત આદરથી જુએ છે તેમ રમેશ આ નાનકડી બાલિકામાં કલ્પનાદષ્ટિથી ભાવિ પ્રેયસીનુ મનોરમ ચિત્ર જોતો. અને એ સુંદર ચિત્રની રમેશે પોતાના હૃદયમંદિરમાં પ્રતિષ્ઠા કરવા માંડી હતી.

---

## પરિચ્છેદ પાંચમો.

### "નામ બદલવાથી શું મારૂં નશીબ બદલાવાનું છે ?"

लिखिता चित्रगुप्तेन ललाटेऽक्षरमालिका ।
तां देवोऽपि न शक्नोति उल्लिख्य लिखितं पुनः ॥

એ પ્રમાણે પોતાના વતનમાંજ રમેશના ત્રણ મહિના ચાલ્યા ગયા. એટલા વખતમાં તેણે પોતાના પિતાની સ્થાવર જંગમ મિલ્કતની યોગ્ય વ્યવસ્થા કરી. એ અરસામાં નવલવધૂ પાસે સખીપણાં જોડવા આડોસી પાડોસીની બાલિકાઓ પણ આવ જા કરવા લાગી. અને નવલ–વધૂ સાથે રમેશની પ્રણય–ગ્રંથી ધીરે ધીરે બંધાવા લાગી.

હવે સંધ્યા-કાળે નિર્જન અગાસીમાં બંને વર-વધૂ વાર્તાલાપ કરવા બેસતાં. બાલિકા નવલ-વધૂ આકાશ-તળે આવેલી એ ખુલ્લી અગાસીમાં એકલી ફરતી હોય, ત્યારે પાછળથી આવી રમેશ બાલિકાની આંખો દબાવતો. અને તેનું મસ્તક પોતાના વક્ષઃસ્થળ તરફ આકર્ષતો, કોઇ વાર વધૂ ખાધા પીધા વિના પહેલી રાત્રેજ ઉંઘી જતી, ત્યારે રમેશ નાના પ્રકારની ગમ્મત કરી નિદ્રિત વધૂને જાગ્રત કરતો હતો, અને પ્રીતિભર્યો ઉપાલંભ પણ આપતો.

એક વાર સંધ્યા-કાળે બાલિકાની વેણી ઉપર હાથ ફેરવતો ફેરવતોઃ રમેશ બોલ્યો "સુશીલા! આજ તારી વેણી સારી ગુંથાઈ નથી."

બાલિકાઃ—"તમે બધાં મને 'સુશીલા,' 'સુશીલા' કહી શા માટે બોલાવો છો?"

રમેશ આ પ્રશ્નનું તાત્પર્ય કાંઈ સમજી શક્યો નહિ. તેથી સ્તબ્ધ બની તેના મોં તરફ જોઇ રહ્યો.

વધૂઃ—"મારૂં નામ બદલવાથી શું મારૂં નશીબ બદલાવાનું છે? હું જન્મથીજ અભાગિણી છું, અને હું જ્યાં લગી જીવીશ ત્યાં લગી મારૂં દુર્ભાગ્ય મારી સાથેજ રહેવાનું છે."

આ સાંભળતાંજ રમેશનું હૃદય જોરથી ધડકવા લાગ્યું, તથા તેનું મુખ પણ ફીકું થઇ ગયું. "આ શું બોલે છે? આમાં કાંઇ ભૂલ તો થતી નથી?" એવો સંશય એકદમ રમેશના મનમાં થયો. તેથી તે બોલ્યોઃ-"બાલપણથીજ તું અભાગિણી શી રીતે કહેવાય?"

વધૂઃ—"મારા જન્મ પહેલાંજ મારા પિતા ગુજરી ગયા છે, વળી મને જન્મ આપ્યા પછી ૭ માસેજ મારી મા મને મૂકી સ્વર્ગવાસી થઇ છે. મામાને ઘેર ઘણાં કષ્ટ સહી ઉછરી છું. મેં

એકદમ સાંભળ્યું કે મારા વિવાહ થાય છે. ક્યાંઇથી આવી તમે મને પસંદ કરી, અને બે દહાડામાંજ આપણાં લગ્ન થઇ ગયાં. તે પછી આપણા પર કેવાં દુઃખો પડયાં ? તે તો તમે બધું જાણો છો. "

રમેશ સ્તબ્ધ થઇ તકીઆ ઉપર પડયો હતો. આકાશમાં ચંદ્રનો ઉદય થયો હતો; તેની જ્યોત્સ્ના ઉપર જાણે કાળાશ પથરાઈ. હવે રમેશને બીજો પ્રશ્ન પૂછતાં ભય ઉપજ્યો. એણે વધૂના મુખમાંથી જે સાંભળ્યું તે લવારો–પ્રલાપ–માન્યો. અને જેમ સ્વપ્નની ઉપેક્ષા કરાય છે તેમ નવલ–વધૂના આ લવારાની પણ રમેશે ઉપેક્ષા કરી. શુદ્ધિમાં આવેલા મૂર્છિત માણસના દીર્ઘ શ્વાસોચ્છ્વાસ જેવો ગ્રીષ્મ ઋતુનો દક્ષિણ દિશામાંથી આવતો પવન મંદમંદ વાતો હતો. જ્યોત્સ્નાના પ્રકાશમાં નિદ્રારહિત કોકિલા પંચમ સૂર કૂજતી હતી. પાસેના નદી–ઘાટમાં લાંગરેલી નૌકાઓમાં બેઠેલા ખલાસીઓનાં ભજનો આકાશમાં ફેલાતાં હતાં. રમેશ ઘણી વાર લગી કાંઇજ બોલ્યો નહિ, એટલે નવલ–વધૂ બહુજ ધીરે ધીરે રમેશના કપાળનો સ્પર્શ કરી બોલી: " કાં ઉંઘી ગયા ? "

રમેશ:—" ના. "

ત્યારપછી ઘણી વારસુધી બંને વચ્ચે કંઇ વાર્ત્તાલાપ થયો નહિ. વધૂ થોડીવારે ઉંઘી ગઇ. રમેશ ઉઠી તેની પાસે બેઠો અને સૂતેલી બાલિકાનું રમ્ય વદનકમળ નિહાળી મનમાંજ બોલ્યો: " અહાહા ! એના મુખમાંથી કેવા ઉદ્ગાર નીકળ્યા ? 'હું જન્મથીજ અભાગિણી છું, અને જ્યાં લગી જીવીશ ત્યાં લગી મારૂં દુર્ભાગ્ય મારી સાથેજ રહેવાનું છે !' અહો ! આ સૌંદર્ય–રાશિની અંદર કેવું ભયંકર પરિણામ ગુપ્તપણે બીજ–ભાવે રહેલું છે ? "

## પરિચ્છેદ છઠ્ઠો.

### "મારૂં નામ શ્રીમતી કમલાદેવી."

---

सर्वांगमर्पयन्ती
लीलासुप्तं क्रमेण शय्यायाम् ।
अलसमपि भाग्यवन्तम्
भजते ...पायितेव श्रीः ॥

---

આ બાલિકા મારી વિવાહિતા પત્ની નથી, એ વાત રમેશચંદ્ર સમજી ગયો. પરંતુ આ પત્ની કોની ? એ શોધી કાઢવું સહેલું નહોતું. રમેશે એક દહાડો તેને યુક્તિથી પૂછ્યું: "પરણતી વખતે તેં મને જ્યારે પહેલવહેલો જોયો, ત્યારે તારા મનમાં શો વિચાર આવેલો ?"

બાલિકા:—"મેં તો તમને જોયાજ નહોતા; હું તો મારી આંખો નીચે રાખી બેઠી હતી."

રમેશચંદ્ર:—"શું તેં મારૂં નામ પણ સાંભળ્યું નહોતું ?"

બાલિકા:–"મેં જે દહાડે વિવાહ થવાનું સાંભળ્યું, તેને બીજે જ દહાડે આપણે પરણ્યાં. એટલે તમારૂં નામ હું ક્યાંથી સાંભળું ! મામીએ મને એકદમ વિદાય કરી દીધી."

રમેશ:–"સારૂં, તું લખતાં વાંચતાં શીખી છે ? તું તારૂં નામ મને લખી આપ જોઇએ. તારા અક્ષર કેવા છે ?"

આટલું કહી રમેશે તેને એક કાગળનો કકડો અને પેનસીલ આપ્યાં.

બાલિકાઃ—" શું મને મારૂં નામ પણ લખતાં નહિ આવડતું હોય એમ તમે ધારો છો?" આટલું બોલી બાલિકાએ મોટા અક્ષરે પોતાનું નામ આ પ્રમાણે લખ્યું:—

" શ્રીમતી કમલા–દેવી."

રમેશ ફરી બોલ્યોઃ " હવે તારા મામાનું નામ લખ જોઉં."

" શ્રીયુત તારિણીચરણ ચટ્ટોપાધ્યાય." કમલાએ લખ્યું અને બોલી:—" કાં લખવામાં મારી કાંઈ ભૂલ પડી છે?"

રમેશ:—" ના, હવે તારા ગામનું નામ લખ."

" રજક—પુષ્કર "——કમલાએ લખ્યું.

આ રીતે વિવિધ યુક્તિઓથી તથા અત્યંત સાવધાનીથી રમેશે એ બાલિકાનું જે કાંઇ જીવન–વૃત્તાંત જાણી શકાયું તે જાણ્યું. પરંતુ તેથી એની મુશ્કેલીનો ડુંગર દૂર થયો નહિ, કેમકે હજુ એની ઘણી હકીકત જાણવી અધુરી હતી.

રમેશે એકાંતમાં બેસી કમલા સંબંધી વિચાર કરવા માંડયા. "સંભવે છે કે એનો સ્વામી ડૂબી ગયો છે. જો એના સસરાના ઘરનો પત્તો મળે તો એને ત્યાં મોકલાવું. પરંતુ હવે તેઓ એને ગ્રહણ કરશે કે નહિ? એ સંદેહ પડતી વાત છે. જો એના મામાને ઘેર મોકલું તો તેના ઉપર પાછું કષ્ટ પડશે. આટલા દહાડા વધૂભાવે બીજાને ઘેર રહી, એ વાત જો જનસમાજ જાણે તો આ બિચારીની શી દશા થાય? હવે એને કોણ સંઘરશે? જો એનો સ્વામી ડૂબીને મરી ગયો ન હોય, અને તે જો મને મળે તો શું એ આને ગ્રહણ કરવા હિંમત કરશે? આ બાલિકાને જ્યાં જ્યાં મોકલીશ ત્યાં ત્યાં એ બિચારી વિપત્તિના અપાર-સાગરમાં ડૂબી જશે, એમ લાગે છે."

"એને સ્ત્રી સિવાય બીજા કોઇ ભાવે મારે ત્યાં હું રાખી શકું નહિ એવો પણ એકવાર રમેશના મનમાં વિચાર આવ્યો. વળી એવો પણ વિચાર આવ્યો કે એને બીજે કોઇ સ્થળે રાખી શકાય તેવું નથી, તો શું એને મારે સ્ત્રી–ભાવે ગ્રહણ કરવી? ના, ના, એવું કેમ બને?"

આવા આવા વિચારોમાં રમેશનું મન ડોલવા લાગ્યું. રમેશે પોતાના હૃદયપટમાં કલ્પનાની સ્નેહભરી પીંછીવડે આ બાલિકાનાં ગૃહ–લક્ષ્મીરૂપે, સહચરીરૂપે, અને પ્રેયસીરૂપે જે વિવિધ ચિત્રો ચિતર્યાં હતાં તે હવે તેણે એકદમ ભૂંસી નાંખ્યાં.

રમેશ હવે પોતાના વતનમાં રહ્યો નહિ. કલકત્તામાં પુષ્કળ લોકોના સમૂહમાં રહેવું અને ત્યાં આને માટે કાંઇક ઉપાય શોધી કાઢવો એવી ધારણાથી કમલાને લઇ રમેશ કલકત્તામાં આવ્યો, અને પહેલાં જયાં રહેતો હતો, ત્યાંથી કેટલેક છેટે એક નવું મકાન ભાડે લઇ ત્યાં રહ્યો.

કમલાના મનમાં કલકત્તા જોવાનો અત્યંત ઉત્સાહ હતો. પહેલેજ દિવસે નવા મકાનમાં આવી કમલા બારી પાસે જઇ બેઠી. રસ્તામાં આવજા કરતો જનસમૂહનો પ્રવાહ કમલાના મનમાં નૂતન કુતૂહલ ઉપજાવતો હતો. રમેશને મકાને એક દાસી હતી. એના મનમાં તો કલકત્તા અત્યંત જૂનું હતું. એ દાસી કમલાનો આશ્ચર્ય–ભાવ જોઈ સમજી કે આ બાલિકા આમાં શું જોતી હશે? એની કેવી મૂર્ખતા! એવો વિચાર કરી દાસી બોલીઃ—"અરે! રસ્તામાં શું જોવાનું છે? માણસોની જા આવ તો આખો દહાડો થયા કરશે. આપણે ઘરનું કાંઇ કામકાજ હોય કે નહિ?"

" દાસી રાત્રે તો પોતાને ઘેર ચાલી જશે. તો શું કરવું? રાત્રે રહે એવું સ્ત્રી–માણસ નોકર ક્યાંથી મળે? એવો વિચાર રમેશના મનમાં આવ્યો, અને તેનું કારણ એ કે રમેશે ધાર્યું હતું કે કમલાને હવે હું એક શય્યામાં રાખી શકું નહિ. વળી મુંઝાવા લાગ્યો કે આ અજાણી જગ્યામાં એ બાલિકા એકલી શી રીતે રાત્રિ કાઢશે?"

રાત્રે વાળુ–પાણી થયા પછી દાસી પોતાને ઘેર ચાલી ગઇ. રમેશ કમલાને તેની પથારી બતાવી બોલ્યોઃ—" તું અહીંયાં સૂઇ જા, મારે આ પુસ્તક વાંચવાનું છે. એટલે હું પછી સૂઇશ."

આટલું કહી રમેશ એક પુસ્તક ઉપાડી વાંચવાનો ઢોંગ કરવા લાગ્યો, અને થાકેલી કમલાને ઉંઘી જતાં વાર લાગી નહિ.

એ રાત્રિ તો એ પ્રમાણે પસાર થઇ. બીજી રાત્રિ પણ રમેશે કમલાને જૂદી પથારીમાં સુવાડી યુક્તિથી પસાર કરી. તે દિવસ પુષ્કળ ગરમી પડી હતી એટલે શયન–ગૃહની આગળની એક ખુલ્લી અગાસીમાં શેતરંજી બીછાવી રમેશે શયન કર્યું. અને વિવિધ વિચારો કરતાં કરતાં તથા હાથને પંખે પવન ખાતાં ખાતાં ગંભીર રાત્રિ વ્યતીત કરવા માંડી. એમ કરતાં કરતાં તે ઉંઘી ગયો.

રાત્રિના ત્રણ વાગ્યા તે સમયે રમેશે અર્ધનિદ્રિત અવસ્થામાં જાણ્યું કે પોતે એકલો સૂતેલો નથી. તેની પાસે સૂઇને કોઇ સ્ત્રી ધીરે ધીરે હાથે પંખો ચલાવે છે.

રમેશ અર્ધનિદ્રિત અવસ્થામાંજ સમીપમાં સૂતેલીને પાસે તાણી લઇ બોલ્યોઃ—" સુશીલા, તું ઉંઘી જા. મને પંખો કરવાની જરૂર નથી." અંધકારથી ભયભીત થયેલી કમલા રમેશના વક્ષઃસ્થળનો આશ્રય લઇ નિરાંતે ઉંઘી ગઇ.

સવારે રમેશ જાગ્યો, અને જોયું તો આશ્ચર્ય પામ્યો. ઉંઘેલી કમલાના બંને કરો પોતાને કંઠે વળગેલા છે ! એ દિવ્યાંગના વગર-સંકોચે રમેશના ઉપર પોતાનો વિશ્વાસ મૂકી, પત્નીત્વનો અધિકાર જમાવી તેના વક્ષઃસ્થળે સંલગ્ન થયેલી છે ! નિદ્રિત બાલિકાના મુખ ભણી જોતાં રમેશની બંને આંખોમાં જલ ભરાઈ ગયું. એ સંશયહીન બાલિકાના કોમલ બાહુ–પાશનો રમેશે શી રીતે વિચ્છેદ કરવો ?

રાત્રે બાલિકાએ તેની પાસે આવી ધીમે ધીમે પવન નાંખવા માંડયો હતો, એ વાતનું પણ અત્યારે રમેશને સ્મરણ થયું. દીર્ઘ નિઃશ્વાસ મૂકી રમેશે ધીરે ધીરે બાલિકાનું બાહુ–બંધન શિથિલ કર્યું. અને આસ્તેથી બીછાનું છોડી ઉભો થયો.

ઘણા વિચારોને અંતે રમેશે કમલાને બાલિકા–વિદ્યાલયની બોર્ડીંગમાં રાખવાનું નક્કી કર્યું કેમકે એથી કેટલાક ક્હાડા લગી હું આવી ચિંતાઓમાંથી મુક્ત થઇશ એવું રમેશને સમજાયું.

રમેશે કમલાને પૂછ્યું—"કમલા, તારી ભણવાની મરજી છે ?"

"તમારી મરજી." કમલા રમેશના મુખ તરફ તાકી રહી બોલી.

રમેશે ભણવાની આવશ્યકતા અને વિદ્યાના આનંદ વિષે કમલાને ઘણી વાતો કહી. પરંતુ તેમ કરવાનું કશું પ્રયોજન નહોતું કમલાએ કહ્યું હતું કે તમારી મરજી હોય તો મને ભણાવો. તમારી મરજી એ મારી મરજી.

રમેશઃ—"તો તારે સ્કૂલમાં જવું પડશે."

"શું સ્કૂલમાં ? મ્હારા જેવડી મોટી બાઈડીઓએ સ્કૂલમાં જવાય ?" કમલા વિસ્મિત થઇને બોલી.

કમલાનું મોટી ઉંમર વિષેનું અભિમાન જોઈ રમેશ જરા હસ્યો અને બોલ્યો:–"અરે! તારા કરતાં પણ ઘણી મોટી સ્ત્રીઓ સ્કૂલમાં જાય છે."

કમલા હવે કશું બોલી નહિ. ગાડી કરી તે દિવસે રમેશની સાથે કમલા સ્કૂલમાં ગઇ. બાલિકા–વિદ્યાલયનું પ્રચંડ અને વિશાળ મકાન જોઇને તથા પોતાના કરતાં ઘણી મોટી ઉંમરની તથા નાની ઉંમરની સ્ત્રીઓ જોઇને કમલા આશ્ચર્ય–ચકિત થઇ ગઈ. વિદ્યાલયની અધિષ્ઠાત્રીના હાથમાં કમલાને સોંપી રમેશ જ્યારે ઘેર આવવા લાગ્યો ત્યારે કમલા પણ તેની પાછળ પાછળ ચાલી.

રમેશઃ—"તું કાં આવે? તારે તો હવે અહિંઆં જ રહેવું પડશે."

"તમે પણ અહિંયાં રહેશોની?" કમલા ભયભીત સ્વરે બોલી.

"મારાથી અહિં રહેવાય નહિ." રમેશ બોલ્યો.

કમલા રમેશનો હાથ પકડી બોલી:–"તો હું અહિં રહી શકીશ નહિ. મને તમારી સાથે લઈ જાઓ."

"છટ્, છટ્, કમલા, એવું શું બોલે છે?" કમલાનો હાથ ખસેડી નાંખતો રમેશ બોલ્યો.

કમલા આ તિરસ્કારથી સ્તબ્ધ બની ઉભી રહી. તેનું મોં ઉતરી ગયું.

રમેશ વ્યથિત–ચિત્તે ત્યાંથી એકદમ ચાલી નીકળ્યો, પરંતુ સ્તબ્ધ બનેલી અસહાય બાલિકા કમલાની ભયભીત મુખશ્રી તેના હૃદયમાં છપાઇ ગઇ.



# પરિચ્છેદ સાતમો.

## ફરીવાર પાડોશમાં.

*અલીપુરમાં વકીલાતનો ધંધો શરૂ કરવો એવો રમેશે સંકલ્પ કર્યો. પરંતુ એનું મન ઉત્સાહભંગ થયું હતું. ચિત્ત સ્થિર કરી કાર્યનો આરંભ કરવો અને એમાં જે વિઘ્નો આવે તેને ઉલ્લંઘવા એટલી સ્ફૂર્તિ રમેશમાં નહોતી. કેટલાક દહાડા તો રમેશે ગંગાતટે ભ્રમણ કરવામાં ગાળ્યા, તો કેટલાક દહાડા પુષ્પવાટિકાઓનાં રમણીય સ્થળોમાં હવા ખાવામાં ગાળ્યા એકવાર તો એને એવો પણ વિચાર ઉપજ્યો કે હું પશ્ચિમ દિંદમાં પ્રવાસ કરવા જાઉં તો ઘણું સારૂં. એવામાં અન્નદાબાબુનો રમેશ ઉપર એક પત્ર આવ્યો.

અન્નદાબાબુએ પત્રમાં લખ્યું હતુ કે: "ગેઝેટમાં વાંચ્યું કે તમે એલએલ. બી. ની પરીક્ષામાં પસાર થયા છો. એથી અમને સંતોષ થયો. તોપણ એ વિષે તમારો કશો પત્ર નથી એથી દિલગિરી થાયછે. ઘણા દિવસથી તમારા સમાચાર જાણ્યા નથી. તમે કલકત્તા કયારે આવવાના છો ? તે જણાવીને અમને નિશ્ચિંત અને સુખી કરશો."

અહીંઆં એ વાત જણાવવી અપ્રાસંગિક નથી કે વિલાયતમાં અન્નદાબાબુનો જે પુત્ર બૅરીસ્ટર થવા ગયો હતો તે બૅરીસ્ટર બની પાછો આવ્યો હતો, અને એક શ્રીમંત ગૃહસ્થની પુત્રી સાથે લગ્ન થવાની તજવીજ ચાલતી હતી.

અત્યાર લગી જે કાંઇ વિચિત્ર બનાવો બની ગયા, તે પછી હેમનલિની સાથે હવે મારે પહેલાની પેઠે મળવું એ વાજબી છે કે

* કલકત્તાનો એક ભાગ.

કેમ ? એ વિષે રમેશ કાંઇ નિર્ણય કરી શકયો નહિ. કમળાની સાથે હમણાં પોતાનો જે સંબંધ જોડાયો હતો એ વાત કોઇને કહેવી એ પણ ઠીક લાગ્યું નહિ. નિર્દોષ કમલાને જગતની નજરમાં હલકી પાડવી એ વાત તેને ઠીક લાગી નહિ. પરંતુ એ વાત સ્પષ્ટ રીતે હેમનલિનીને જણાવ્યા વિના તેની સાથે પહેલાંની પેઠે હળીમળી શકાય પણ શી રીતે ! એ માટે રમેશ ચિંતામાં પડયો.

તોપણ અન્નદાબાબુના પત્રનો ઉત્તર આપવામાં રમેશે વિલંબ કર્યો નહિ. તેણે ઉત્તરમાં લખ્યું કે:—" ઘણાં જરૂરનાં કામોમાં ગુંથાયાને કારણે હું આપને મળી શકયો નથી, તે માટે આપ મને ક્ષમા કરશો."

એ પત્રમાં રમેશે પોતાના નવા ઠેકાણાનું શીરનામું લખ્યું નહિ

એ પત્ર ટપાલમાં નંખાયો તેને બીજે દહાડે રમેશ અલીપુરની કોર્ટમાં વકીલની પાઘડી ધારણ કરી વકીલાત કરવા ગયો.

એક દિવસ રમેશ અદાલતમાંથી પાછો આવતો હતો. કેટલુક ચાલ્યા પછી એક ઠેકાણે ગાડીવાળા સાથે ગાડી ભાડે કરવા સારૂ તે વાતચિત કરતા ઉભો રહ્યો. એટલામાં તેણે વ્યગ્રપણે બોલાયેલો એક પરિચિત સ્વર સાંભળ્યો. આ અવાજ એક સ્ત્રીનો હતો. " બાપુજી ! જુઓ જુઓ પણે રમેશ બાબુ રહ્યા ! "

" ગાડીવાન ! ગાડી ઉભી રાખ." એક પુરૂષનો અવાજ સંભળાયો.

રમેશ ઉભો હતો, તેની પાસે આવીને એક ગાડી ઉભી રહી. અલીપુરની પશુશાળામાં ચાપાર્ટીનું નિમંત્રણ હોવાથી આજે અન્નદાબાબુ પોતાની પુત્રી સાથે અલીપુર ગયા હતા. ને ત્યાંથી તેમની ગાડી હમણાં પાછી ફરી હતી, એવામાં અચાનક હેમનલિનીએ રમેશને જોયો; એટલે આ મેળાપનો પ્રસંગ ઉપસ્થિત થયો હતો.

ગાડીમાં બેઠેલી હેમનલિનીનું પ્રફુલ્લિત વદનકમલ, એના શરીરનું અલૌકિક લાવણ્ય, એનો ચોટલો બાંધવાની અપૂર્વ છટા, એના કોમળ કરોમાં ચળકતી સુવર્ણની ચૂડીઓ અને એનાં વસ્ત્રાભૂષણોની વિલક્ષણ શોભા એ બધું જોતાં રમેશના હૃદયમાં પ્રેમના તરંગો ઉછળવા લાગ્યા.

અન્નદાબાબુઃ—" અહો રમેશબાબુ! મહાભાગ્ય કે આજે તમારાં દર્શન થયાં! હવે તો પત્રવ્યવહાર પણ બંધ કર્યો છે? અને કદિ લખો છો તો ઠેકાણું જણાવતા નથી. અત્યારે ક્યાં ગયા હતા? કોઇ જરૂરી કામમાં પડી ગયા છો કે શું?"

રમેશઃ—" ના, ના, અદાલતમાં ગયો હતો ત્યાંથી પાછો વળ્યો છું."

અન્નદાબાબુઃ—" તો ચાલો, આપણે ઘેર ચા પીવા પધારો."

રમેશનું હૃદય ભરાઈ ગયું. હવે એણે કશી આનાકાની કરી નહિ. અન્નદાબાબુની સાથે ગાડીમાં ચડી બેઠો. ગાડીમાં હેમનલિની બેઠેલી હતી. એના સામું જોઈ રમેશ બોલ્યોઃ—

" તમે મઝામાં છો?"

હેમનલિની કુશળતાના પ્રશ્નનો ઉત્તર ન આપતાં બોલીઃ—' તમે પાસ થયા, તેના અમને તો ખબર પણ ન આપ્યા?"

આ પ્રશ્નનો કશો ઉત્તર ન જડવાથી રમેશ બોલ્યોઃ—" તમે પણ પાસ થયાની વાત મેં છાપાથી જાણી છે."

હેમનલિની હસીને બોલીઃ—" ભલા, તમે છાપામાં એટલી ખબર રાખો છો એ પણ સારી વાત છે."

અન્નદાબાબુઃ—" તમે હમણાં આ શહેરમાં ક્યાં રહો છો?"

રમેશઃ—" દરજીપાડામાં."

અન્નદાબાબુઃ—" કાં, કાલુતોલામાં તમે રહેતા એ મકાન કાંઇ ખરાબ હતું ? "

આ પ્રશ્નનો રમેશ શો જવાબ આપે છે ! તે જાણવા સારૂ હેમનલિની અત્યંત કુતૂહલથી રમેશના તરફ તાકી રહી. એ દૃષ્ટિથી રમેશને જાણે આઘાત થતો હોય એવો અનુભવ થયો. રમેશ તરત જ બોલી ઉઠયોઃ—" હા, એ મકાનમાં જ પાછું આવી રહેવાનું નક્કી કર્યું છે. "

મકાન બદલી બીજે જવામાં પોતે હેમનલિનીનો અપરાધ કર્યો છે એ વાત રમેશ સારી રીતે સમજ્યો. પોતાને નિરપરાધી દર્શાવવાનો એક પણ માર્ગ ન સૂઝવાથી તે કશું બોલી શકયો નહિ. હેમનલિની આ સમયે ગાડીની બહારના રસ્તા તરફ દૃષ્ટિ કરી રહી હતી. વધારેવાર મૌન ધારણ ન થઇ શકવાથી રમેશ બોલ્યોઃ—" મારી એક નિકટના સંબંધવાળી સ્ત્રી ત્યાં રહે છે; તેની વારંવાર ખબર અંતર લેવાય માટે હું દરજીપાડામાં રહું છું."

રમેશનું આ કથન તદ્દન અસત્ય તો નહોતું; પરંતુ એ વાત બરાબર બંધએસ્તી જણાતી નહોતી. કેમકે કાલુતોલાથી દરજીપાડો કાંઇ એટલો બધો દૂર કહેવાય નહિ કે કાલુતોલામાં રહ્યા છતાં ત્યાંના ખબર અંતર ન લેવાય !

હેમનલિનીનાં બંને લોચનો ગાડીની બહાર આવેલા રસ્તાભણીજ હતા. હતભાગી રમેશને હવે શું બોલવું ! તે કાંઇ સૂઝયું નહિ. તોપણ કાંઇક વિચાર કરી તે બોલ્યોઃ--

" યોગેંદ્રબાબુના શા સમાચાર છે ?

અન્નદાબાબુઃ—" તે કાયદાની પરીક્ષામાં નાપાસ થયેલ છે; ને હમણાં પશ્ચિમ દેશમાં હવા ફેર કરવા ગએલ છે."

એટલામાં ગાડી અન્નદાબાબુને મકાને આવી ઉભી રહી. બધાં નીચે ઉતર્યાં. પૂર્વકાળનું અતિ પરિચિત એ મકાન અને મકાનમાંનો અતિ પરિચિત સરસામાન જોતાં જ રમેશના મન ઉપર કોઈ મંત્ર-જાળના વિસ્તાર જેવી અપૂર્વ અસર થઈ. એટલે એના હૃદયનું મથન કરીને કેટલાક ગંભીર દીર્ઘ નિઃશ્વાસો બહાર નીકળ્યા.

સૌ ચાના ટેબલ પાસે જઇ બેઠાં. રમેશ કશું ન બોલતાં ચા-કરોએ લાવી મૂકેલા પ્યાલામાંથી ચા પીવા લાગ્યો. અન્નદાબાબુએ ચા પીતાં પીતાં રમેશને એકદમ પ્રશ્ન કર્યો. "આ વખતે તો તમે ઘેર ઘણા દહાડા રોકાયા! શું કાંઈ જરૂરનું કામ હતું કે?"

રમેશઃ—"મારા પિતા મરણ પામ્યા તેથી રોકાવું પડયું."

અન્નદાબાબુઃ—"હેં! હેં! એમને શું થયું? એ વાત તો હું જાણતો નહોતો."

રમેશઃ—"પદ્મા નદીમાં હોડીમાં બેસી તેઓ ઘેર આવતા હતા; એટલામાં અચાનક તોફાન થયું ને હોડી ડૂબી જતાં તેમનો સ્વર્ગવાસ થયો."

પ્રબળ વાવાઝોડું થતાં જેમ આકાશમાં જામેલાં ગાઢાં વાદળાં છિન્ન ભિન્ન થઇ જઇ આકાશ સ્વચ્છ થઇ જાય છે; તેમ આ શોકના સમાચારથી, રમેશ અને હેમનલિની વચ્ચે આવેલું આવરણ ભેદાઇ ગયું. હેમનલિનીના મનમાં પશ્ચાત્તાપ થવા માંડયો કે અરે મેં બિચારા રમેશબાબુને નકામો દોષ દીધો. પિતાને વિયોગે એ શોકમાં ને ઉપાધિમાં વ્યગ્ર જેવા થઇ ગયા હશે; ને હજુ પણ તેને લીધેજ તેઓ વ્યગ્ર જેવા જણાય છે. એને માથે કેવાં સંકટો પડયાં? એ કશું જાણ્યા જોયા વિનાજ નાહક મેં એને દોષિત ગણી લીધા. ખરે-ખર મેં મોટી ભૂલ કરી."

હવે હેમનલિની એ પિતાહીન રમેશની વધારે બરદાસ કરવા લાગી. રમેશની જમવાની રૂચિ નહોતી; પણ અત્યંત આગ્રહ કરી હેમનલિનીએ તેને પોતાને જમવાની ફરજ પાડી. અને બોલી:–"રમેશ! તમારૂં શરીર બહુજ દૂબળું થઇ ગયું છે. તમે શરીર માટે પૂરતી કાળજી રાખતા હો એમ લાગતું નથી, પણ એમ કરવું ઉચિત નથી."

પછી પોતાના પિતાને કહેવા લાગી:–"બાપુ! રમેશબાબુ આજે રાત્રે અહીંઆંજ જમીને જાય તો?"

અન્નદાબાબુ:—"તો ઘણું સારૂં."

એ વખતે અક્ષય આવી હાજર થયો. અન્નદાબાબુના ચાના ટેબલ પાસે ઘણા દિવસથી અક્ષયકુમારનું એક છત્ર સામ્રાજ્ય વ્યાપી રહેલું હતું. આજે રમેશને અચાનક આવેલો જોતાં તે ચમકી ગયો. પણ મનનો ભાવ છૂપાવી હસી તે બોલ્યો:–"અહો, કોણ રમેશ બાબુ! મેં તો ધાર્યું કે તમે અમો સૌને તદ્દન ભૂલીજ ગયા?"

કશો ઉત્તર ન આપતાં રમેશે મંદ હાસ્ય કર્યું.

અક્ષય:—"તમારા પિતા તમને એકદમ ગિરફતાર કરી જે રીતે પકડી ગયા, તે જોતાં તો મેં એમજ ધાર્યું હતું કે આ ફેરે તો તેઓ તમને પરણાવ્યા વિના કદિ છોડેજ નહિ. તો એ બધી ભાંજગડ પણ પૂરી કરીને આવ્યા છો ની?"

હેમનલિનીએ આ સમયે વિરક્ત ભાવવાળી દષ્ટિએ અક્ષયકુમાર ભણી જોયું.

અન્નદા:—"અક્ષય, રમેશચંદ્ર તો હવે પિતારહિત થયા છે."

રમેશે પોતાનું ફીકું મુખ નીચું નમાવ્યું. રમેશની વેદના ઉપર આવાં વચનોથી અક્ષય વધારે વ્યથા કરે છે એમ લાગવાથી હેમન-

લિનીના મનમાં અક્ષય ઉપર રોષ ઉપજ્યો. આવો અઘટિત વાર્તાલાપ બંધ કરવાના હેતુથી હેમનલિની બોલીઃ—" રમેશ બાબુ ! હું તમને મારૂં નવું આલ્બમ બતાવું."

આટલું બોલી હેમનલિની ઉભી થઇ. સામેના કબાટમાંથી એક આલ્બમ લાવી. અને રમેશની પાસે ટેબલ ઉપર મુકી તેમાંનાં પાનાં ફેરવી ફેરવી તમાંના ફોટોગ્રાફો બતાવવા લાગી. ને એ ફોટોગ્રાફો વિષે હકીકત કહેવા લાગી. એ હકીકત કહેતાં કહેતાં વચ્ચે હેમનલિનીએ આસ્તેથી પૂછ્યું:–" રમેશબાબૂ ! નવા મકાનમાં તો તમે એકલાજ છો ની ?"

રમેશઃ–" હા."

હેમનલિનીઃ–" અમારી પાડોશના મકાનમાં રહેવા આવવામાં તમે વાર લગાડશો માં."

રમેશઃ–" હા, હું આ સોમવારે જ ચોકસ પાડોશમાં આવવાનો છું."

હેમનલિનીઃ–" તમે પાડોશમાં આવશો એટલે મને પણ ઘણો લાભ થશે. મારે બી. એ. કલાસમાં જે ફિલસુફીનો વિષય ચાલે છે તે હું તમારી પાસેથી સમજી લઇશ."

રમેશે મોટી ખુશીથી એ વાતમાં પોતાનો ઉત્સાહ જણાવ્યો.



## પરિચ્છેદ આઠમો.

### પરિવર્ત્તન.

રમેશ અન્નદાબાબુના મકાન પાસેના પોતાના જૂના ભાડુતી મકાનમાં આવીને રહ્યો. એના આવ્યા પહેલાં જ હેમનલિનીના મનમાં રમેશ માટે જે આંતરો (અંતરાય) પડ્યો હતો તે નીકળી ગયો હતો. અન્નદાબાબુના ઘરનું જ આત્મીય માણુસ હોય એ પ્રમાણે રમેશ થઈ ગયો. વળી રમેશ અને હેમનલિની વચ્ચે અત્યંત સખ્યભાવ જામ્યો. બંને વચ્ચે હાસ્યવિનોદ વાર્ત્તાલાપ અને આમંત્રણુ નિમંત્રણો શરૂ થયાં.

કોલેજના અભ્યાસના શ્રમને લીધે કે કોણુ જાણે ગમે તે કારણુને લીધે આજલગીમાં હેમનલિનીનો ચહેરો મ્લાન થઇ ગયો હતો. પવનનો એક જબરો ઝપાટો આવે તો હેમનલિનીનું શરીર કટિપ્રદેશમાંથી ભાગી નષ્ટ થઇ જાય, એવી એમાં દુર્બળતા જણુાતી હતી. વળી તે કોઇ સાથે ઝાઝો વાર્ત્તાલાપ પણુ કરતી નહોતી, ને તેને લીધે પાસેનાં માણુસો પણુ તેને ઝાઝું બોલાવતાં નહોતાં.

પરંતુ થોડા દહાડામાંજ હેમનલિનીના શરીરમાં આશ્ચર્યકારક પરિવર્ત્તન થયું. તેના પાંડુવર્ણા કપોલપ્રદેશમાં લાવણ્યની લાલી ચમકવા લાગી. વાતવાતમાં તેનાં લોચનોમાં હાસ્યની છટા નાચવા લાગી. શરીરશૃંગારમાં મન આપવાનું અત્યારલગી તે અનુચિત માનતી, પરંતુ આ વિષયનો કોઇ સાથે વાદવિવાદ કર્યા વિનાજ હવે શરીરશૃંગારમાં તે ધ્યાન આપતી. એ બધો ફેરફાર શાથી થયો એ વાત તો અંતર્યામી સિવાય બીજું કોણુ કહી શકે !

અત્યારસુગી કર્તવ્યના ભારને લીધે રમેશ પણ કંઈ ઓછો ગંભીર થયો નહોતો. અત્યંત વિચારો કરવાને લીધે તેનું પણ શરીર અને મન જાણે શિથિલ થઇ ગએલાં હોય એમ લાગતું હતું, આકાશમાં ઝગઝગતા તારા અને ગ્રહો તો પોતાની ગતિને લીધે નિરંતર ભ્રમણ કર્યા કરે છે. પરંતુ પેલું માનમંદિર જેમ પોતાનાં યન્ત્રો સાથે અત્યંત સાવધાનીથી સ્તબ્ધ રહી તેને નિહાળ્યા કરે છે તેમ રમેશ પણ સદા ગતિમાન સંસારમાં રહ્યા છતાં પણ પોતાનાં પુસ્તકો અને તર્કો સાથે સ્તબ્ધપણે બેસી સંસારને જોયા કરતો હતો. એ રમેશમાં પણ હવે આટલી બધી ચંચળતા ક્યાંથી આવી ? એ રમેશ પણ હવે મંદસ્મિત કરી ઉત્તર આપવાને બદલે ખડખડાટ હસતો. જોકે હવે તે પોતાના માથાની આબરીમાં દાંતીઓ તો ફેરવતો નહોતો, પરંતુ હવે તેનાં વસ્ત્રો પહેલાંના જેવાં મેલાં જોવામાં આવતાં નહોતાં. તાત્પર્ય કે રમેશના શરીરમાં અને મનમાં જાણે કોઇ નવિન ચંચળતાનો આવિર્ભાવ થયો હોય એમ જણાતું હતું.

---

## પરિચ્છેદ નવમો.

### પ્રેમ.

---

પ્રેમી-જોડાને માટે કાવ્ય-ગ્રંથોમાં જેવાં સાધનો-ઉદ્દીપનો-વર્ણવેલાં છે. એવાં સાધનો કલકત્તા શહેરમાં ક્યાંથી મળે ! કલકત્તામાં પ્રફુલ્લિત અશોક તથા બકુલનાં ઉપવનો નથી, વિકસિત માધવીલતાની કુંજોવાળાં સંકેત-ભવનો નથી અને આમ્રતરૂઓની નવલમંજરીઓના રસાસ્વાદે પંચમસુર આલા-

પતિ કોકિલાઓનાં કૂજનો પણ નથી. તોપણ એવાં એવાં સૌંદર્યોથી રહિત આધુનિક કલકત્તા શહેરમાંથી પ્રેમની અજબ જાદુભરી વિદ્યા પલાયન પામી ગયેલી છે એવું વાચકોએ ધારવું નહિ. એ શહેરના ટોકરીઓ વાગી દોડતી અસંખ્ય બાઇસીકલોવાળા, ભૂં ભૂં કરી ઝપાટાબંધ જતી મોટરોવાળા, અગણિત વિકટોરિયાવાળા, અને ટ્રામ દોડાવવા માટે નાંખેલા પાટારૂપી લોહશૃંખલાએ જડેલા રસ્તાઓ ઉપર પેલો ચિરકિશોર મદનદેવ અદશ્યપણે ઉભેલો છે અને પોતાના ધનુષમાં શરો ચડાવી, લાલ પાઘડીઓ બાંધી આમતેમ ભમતા અનેક પ્રહરીગણોની નજર આગળ પ્રેમી જોડાંને વીંધે છે. અને તેના પ્રહારથી કેટલાં જોડાં રાત્રે અને કેટલાં જોડાં દિવસે ઘાયલ થાય છે તે કોણ કહી શકશે ?

રમેશ અને હેમનલિની ચામડાવાળાઓની દુકાન સામે અને લોટદાળ વેચનારાની દુકાન પાસે કાલુતોલામાં ભાડુતી મકાનોમાં રહેતાં હતાં, પરંતુ તે કારણને લીધે તેમનો પ્રેમ લતાકુંજમાં વિહરનારાં પ્રણયીજોડાં કરતાં ઓછો હતો એમ કહી શકાય નહિ. અન્નદાબાબુનું ચા ઢોળાવાથી બગડેલું નાનકડું ટેબલ કમળો ખીલેલું સરોવર નહોતું, પરંતુ તેથી રમેશના મનમાં લેશ પણ ન્યૂનતાનું ભાન થયું નહોતું. હેમનલિનીએ પાળેલી બિલાડી અભિજ્ઞાન શાકુંતલમાં વર્ણવેલી હરિણીના બચ્ચા જેવી ન હોવા છતાં પણ જ્યારે એ બિલાડી કામઠું વાળી, પીઠ ફુલાવી, આળસનો ત્યાગ કરી પોતાનું શરીર ચાટી ચાટી સુંદર થતી, ત્યારે એ બિલાડીનું ગૌરવ અન્ય કોઇ પશુઓ કરતાં ઓછું છે એવું રમેશની મુગ્ધદષ્ટિને લાગતું નહોતું.

હેમનલિની પરીક્ષામાં પાસ થવાની ઉત્સુકતાને લીધે શીવણકામમાં ઝાઝું લક્ષ આપી શકી નહોતી. પરંતુ હવે તે કેટલાક દિવસથી શીવણ-

કામમાં નિપુણ સખી પાસેથી શીખવા પ્રવૃત્ત થઇ હતી. શીવણનું કામ રમેશને વગર જરૂરનું જણાતું અને હલકું જણાતું. સાહિત્યનો વિષય જો હેમનલિની વાંચતી હોય તો તેમાં રમેશને કાંઇ શીખવવા જેવું કે ચર્ચા કરવા જેવું હાથમાં આવતું. પણ હેમનલિની જો શીવણનું કામ કરે તો તેમાં રમેશને આઘુંજ રહેવું પડતું. ને એ કારણથી રમેશ અધીરો થઇ જતો, ને કહેતો કેઃ “ તમને શીવણનું કામ આટલું બધું કેમ ગમે છે ? જે સ્ત્રીઓને સમય ગાળવાનો બીજો કોઇ સારો ઇલાજ નથી તેમને માટે શીવણકામ ઠીક છે, પરંતુ તમારે માટે તે પસંદ કરવા લાયક નથી.” હેમનલિની કશો ઉત્તર ન આપતાં મંદ સ્મિત કરી સોયના નાકામાં રેશમનો દોરો પરોવવા લાગતી. અક્ષયકુમાર તીવ્ર સ્વરે કહેતો કેઃ—“ જે કામો જરૂરનાં છે તે તે કામો રમેશબાબુના ઉચ્ચ હૃદયને તુચ્છ લાગે છે ! મહાશય રમેશચંદ્ર ! આપ ગમે તેવા તત્ત્વજ્ઞાની અને કવિ ભલે હો, તોપણ એવાં તુચ્છ કામો થતાં ન હોય તો તમે એક દહાડો પણ નભી શકો નહિ.”

રમેશ ઉત્તેજીત બની તેનો ઉત્તર આપવા તૈયાર થઇ જતો, પરંતુ હેમનલિની તેને અટકાવીને કહેતી કેઃ “ રમેશબાબુ ! તમે તમામ બાબતોનો ઉત્તર આપવા એટલા બધા શામાટે ઉતાવળા થાઓ છો ? મૌન ધારણ કરવાથી જ જેનો નિવેડો થતો હોય તેને માટે બોલવાની જરૂર શી ? ” આટલું બોલી હેમનલિની માથું નીચું કરી ભરતકામમાં પ્રવૃત્ત થતી. ને ખાનાં ગણી મખમલમાં રેશમનો દોરો ચલાવતી.

એક દહાડો રમેશ હેમનલિનીના અભ્યાસ કરવાના ટેબલ પાસે આવીને જુએ છે તો ટેબલ ઉપર રેશમી વેલબુટીઓ ભરેલી એક બ્લોટિંગબૂક શોભી રહેલી છે. એ બૂકને મખમલનું સુંદર પૂંઠું છે.

એના એક ખૂણામાં રેશમી દોરાથી र અક્ષર ભરેલો છે ને તેની પાસે સોનેરી પુષ્પ ભરેલું છે ! આ પુસ્તક ઉપર શા હેતુએ ભરત ભરવામાં આવ્યું એ હકીકત સમજવાને રમેશને જરા પણ વિલંબ થયો નહિ. એનું હૃદય આનંદે નાચવા લાગ્યું. હવે વાદવિવાદે એના અંતરાત્માએ કબૂલ કર્યું કે શીવણ ને ભરતકામ તુચ્છ વસ્તુ નથી. બ્લોટિંગબૂકને છાતી સાથે ચાંપી એણે અક્ષયની પાસે પણ પોતાના મનની હાર કબૂલ કરી. એ બ્લોટિંગબુક ઉપર જ કાગળ મૂકી તે એક ચિઠ્ઠી લખવા બેઠો ને આ પ્રમાણે લખ્યું:—

" હું જો કવિ હોત તો કવિતા બનાવીને આપના દાનનો ઉત્તર આપત, પરંતુ કવિત્વશક્તિથી હું વંચિત છું. ઇશ્વરે મને કોઇને કાંઇ આપવાની શક્તિ તો આપી નથી, પણ સ્વીકારવાની શક્તિ તો આપેલી છે, એ પણ લાભપ્રદ છે. આ આશાતીત ઉપહાર મેં કેટલા આનંદે સ્વીકારેલ છે તે અંતર્યામી સિવાય બીજું કોણ જાણી શકે ? દાનની વસ્તુ તો આંખે દેખાય છે, પણ તે સ્વીકારવાનો આનંદ તો હૃદયમાં છૂપાએલો છે."

લિ. તમારો
" ચિરઋણી. "

આ ચિઠ્ઠી હેમનલિનીના હાથમાં આવી. ત્યારપછી આ વિષે બન્નેમાં કશી વાતચિત થઈ નહિ.

વર્ષાકાળ આવ્યો. મોટરમાં બેસી ફરનાર શહેરીઓને વર્ષાઋતુ બહુ સુખદાયી નથી. એ ઋતુ તો આરણ્ય-પ્રકૃતિનાંને જ વિશેષ ઉપયોગી છે. શહેરવાસીઓ તો મકાનનાં બારી બારણાં બંધ કરીને, બારીબારણાં ઉપર છાજલીઓ મૂકાવીને, માથે છત્રીઓ ઓઢીને અને ટ્રામગાડીઓમાં પડદા નાંખીને વર્ષાનો કેવળ નિષેધ કરે છે. વળી

રસ્તામાં કચરો થવાથી પોતાને કંટાળો આવતો હોય એવો તેમનો મનોભાવ જણાવે છે. પરંતુ નદી, પર્વતો ને અરણ્યો તો વરસાદને પોતાનો મિત્ર માનીને તેનો આદરસત્કાર કરે છે, ને કલરવે તેને આમંત્રણ કરે છે. વર્ષાઋતુની શોભા એ અરણ્યપ્રદેશોમાંજ જોવાય છે. ત્યાં વર્ષાઋતુમાં સ્વર્ગલોક અને ભૂલોકનું આનંદસંમેલન થવામાં કશો વિરોધ જોવામાં આવતો નથી.

પરંતુ નૂતન પ્રેમ એ તરૂણોને આરણ્યપ્રકૃતિનાં બનાવે છે. અખંડ વરસાદ પડવાથી અન્નદાબાબુના ઘરના રસોઇગૃહની સ્થિતિ કફોડી થઇ ગઇ, પરંતુ રમેશ અને હેમનલિનીની ચિત્તવૃત્તિમાં આનંદનું સ્ફૂરણ જોવામાં આવતું હતું. વાદળાંની ઘનઘોર ઘટા, વિદ્યુત્‌ના ચમકારા, વૃષ્ટિનો મધુર શબ્દ ને વચ્ચે વચ્ચે થતો મેઘગર્જનનો ગંભીર ધ્વનિ એ બધાં આ ઉભય પ્રેમીઓના સ્નેહબંધનને વધારે ગાઢ બનાવવા લાગ્યાં.

વૃષ્ટિને લીધે રમેશચંદ્રને કોર્ટમાં જવાનું ઘણી વાર માંડી વાળવું પડતું. ઘણી વાર સવારમાં વરસાદ આવવા માંડે કે હેમનલિની ઉદ્વિગ્ન થઇ બોલે:–" રમેશ બાબુ! આવા વરસાદમાં તમે તમારે મકાને શામાટે જાઓ છો ? "

રમેશ અત્યંત સંકોચ ધરી કહે:—" કાં મારે મારે મકાને તો જવું જ જોઇએ ના ? "

હેમનલિની:—" તમારે નાહક બીંજાઇને શામાટે શરદી કરવી છે ? અહીંઆં જ જમજો. "

રમેશને શરદી થવાની ચિંતા તો લેશમાત્ર પણ હતી નહિ. એનું મકાન ઘણુંજ પાસે હતું અને એટલાં થોડાં ડગલાં લગી છત્રી ઓઢીને જતાં રમેશને આજલગીમાં કદિ શરદી થઇ પણ નહોતી.

પરંતુ આવા વરસાદના દિવસો રમેશને અન્નદાબાબુને મકાને હેમનલિનીની મોંઘવટમાં ગાળવા પડતા. જો તેમ ન કરતાં રમેશ બે ડગલાં ચાલી પોતાની ઓરડીએ જતો, તો તેનું એ કૃત્ય હેમનલિનીની દ્રષ્ટિએ સાહસી અને ગેરવાજબી જણાતું. આકાશમાં કોઇ દહાડો જરા પણ વાદળાનું ચિન્હ જણાય તો તે દહાડે સવારમાંજ રમેશને અન્નદાબાબુને ત્યાં જમવાનું નોતરૂં આવતું, અને હેમનલિનીની મોંઘવટ સાથે સવારમાં ખીચડી, કઢી અને સાંજે પૂરી શાક જમવાં પડતાં. જમાડવા વખતે હેમનલિની અત્યંત આગ્રહ કરતી ને તેપરથી જણાતું કે રમેશને શરીરે શરદી થશે એ વિષે હેમનલિની જેટલી કાળજી રાખતી તેનો હજારમો ભાગ પણ રમેશને અજીર્ણ થવા માટે તે રાખતી નહિ.

એ પ્રમાણે દિવસો વ્યતીત થવા લાગ્યા. આમ હૃદયના આવેગમાં પરવશ બનવાનું પરિણામ શું આવશે ? એની રમેશના મનમાં કલ્પના પણ આવતી નહોતી, પરંતુ અન્નદાબાબુ એનું કાંઇક પરિણામ કલ્પતા હતા. વળી એ સિવાય એમના ઘરનાં ચાર પાંચ માણસો પણ આ વિષે કાંઇક વિચારો કરતાં હતાં. રમેશચંદ્રમાં જેટલું પાંડિત્ય એટલે કે પુસ્તક–જ્ઞાન હતું તેટલું વ્યવહારજ્ઞાન નહોતું. વળી હેમનલિની સાથેની હમણાંની મુગ્ધ અવસ્થામાં તેની વ્યવહારદ્રષ્ટિ તદ્દન ઢંકાઇ ગઇ હતી. અન્નદાબાબુ રોજ નૂતન નૂતન આશાઓએ રમેશના મુખભણી જોયા કરતા હતા, પરંતુ રમેશના મુખમાંથી અન્નદાબાબુની ધારણા સિદ્ધ થાય એવો એક પણ શબ્દ નીકળતો નહોતો.

---

# પરિચ્છેદ દશમો.

## વાજીંત્ર-શિક્ષણ.

અક્ષયકુમારનો કંઠસ્વર બહુ મધુર નહોતો, તોપણ તે જ્યારે સતાર બજાવીને ગાવા માંડતો, ત્યારે એ વિદ્યામાં અત્યંત નિપુણજનો સિવાય બાકીના જનો "વાહવા" "વાહવા" કરી તેને વખાણતા અને તેને વધારે ગાવામાટે આગ્રહ કરતા. અન્નદાબાબુને ગાયનનો બહુ શોખ નહોતો, તેમ છતાં તેઓ એ વાત કબૂલ કરતા નહિ. પોતાને સંગીતવિદ્યાનો શોખ નથી, એવું કોઇ એમને માટે જાણી ન જાય તેટલા માટે બહારથી તેઓ એ વિદ્યાનો શોખ દેખાડતા, પરંતુ અક્ષયકુમારને જ્યારે કોઇ ગાવાનો આગ્રહ કરતું ત્યારે તેઓ આવેગથી બોલી ઉઠતા કે:-" આજ તમારી ભૂલ થાય છે. એ બિચારાને ગાતાં આવડે છે માટે એને એ વિષે વારંવાર હેરાન કરવો એ કાંઈ ઠીક કહેવાય ?"

અક્ષયકુમાર વિનય દર્શાવતો કહેતોઃ-" ના ના અન્નદાબાબુ, એ વિષે તમે ચિંતા કરોમાં. એમાં હેરાન થવાનું શું છે ? એમાં તો ઉલટો મને આનંદ આવે છે."

આગ્રહ કરનારા કહેતાઃ-" હાં ઠીક છે, તો આપનું સંગીત ચાલવા દો."

એક દહાડો પાછલે પહોરે આકાશ ઘનઘોર મેઘે છવાઇ ગયું. વૃષ્ટિ પણ અવિરતપણે પડવા લાગી અને એમ કરતાં કરતાં સંધ્યાકાળ થયો, તોપણ વરસાદ વિરામ્યો નહિ; એટલે અક્ષયકુમાર સ્વપ-

કાઇ ગયો. તેણે પોતાને ઘેર શી રીતે જવું ? આથી હેમનલિની બોલી:-" અક્ષયબાબુ ! એકાદું ગાન શરૂ કરો."

આટલું બોલી હેમનલિનીએ હારમોનીઅમનો સુર આપવા માંડયો.

અક્ષયે સતારના સુરો મેળવી હિંદુસ્થાની ભાષાનું ગાયન ગાવા માંડયું.

ગાયન.

વાયુ વહે પુરબૈયાં,
નિંદ નહિ બીન સૈયાં ... વાયુ વહે૦
મોરા રાગ મલ્હાર અલાપે, દાદુર સોર કરૈયાં...વાયુ વહે૦
ધન ગરજત અતિ બિજુરી ચમકત, ગગન બદરસેં છવૈયાં...વાયુ૦
ઝરમર ઝરમર મેહુલા બરસે, પિય પિય કરત પપૈયાં...વાયુ વહે૦
સાગર મિલન ચલી સબ નદીઆં, ઉમગી ઉમગી ઉછલૈયાં...વાયુ૦

ગાનની ભાષા મિશ્ર જેવી હતી, પરંતુ તે એટલી તો સ્પષ્ટ હતી કે તે સમજવામાં કોઇને મુશ્કેલી પડે નહિ. મનમાં જ્યારે વિરહવેદનાનો સંચાર થયો હોય ત્યારે સહજ આભાસ હોય તોપણ બસ થઇ પડે છે, તો આમાં તો સ્પષ્ટ કથન હતું કે ઝરમર ઝરમર વરસાદ આવે છે, મયુરો ટૌકા કરવા લાગ્યા છે, પપૈયો 'પિયુ' 'પિયુ' કરી પ્રિયતમનું સ્મરણ કરવા લાગેલી છે અને આ સમયે એક જણ બીજાને માટે તલસે છે.

અક્ષય ગાયન નિમિત્તે પોતાનો મનોભાવ વ્યક્ત કરવા ધારતો હતો, પરંતુ એ ભાવે તો બીજા બે જણાંના મન ઉપર આઘાત કર્યો. જગતમાં કશું નિષ્ફળ નીવડતું નથી, તે રીતે આ સ્વરલહરીએ પણ પ્રેમીજોડાંના હૃદયો ઉપર આઘાત-પ્રત્યાઘાતની ક્રિયા કરવા માંડી.

એ દહાડે જેમ જળવૃષ્ટિએ અખંડ વર્ષણ કર્યાં કર્યું તેમ ગાયન વાદ્યક્રિયાનું પણ અખંડ વર્ષણ થયા કર્યું. એક ગાનની સમાપ્તિ થઇ ન હોય ત્યાં તો હેમનલિની કહેતી કે: "અક્ષયબાબુ! બંધ કર્યા વિના કૃપા કરીને બીજી ચીજ ઉપાડો."

અક્ષયકુમારનો ઉત્સાહ બમણો વધ્યો. એણે પૂર્વોક્ત ગાયનના જેવાજ ભાવની ચીજો ઉપર ચીજો ગાવા માંડી. ગાનના સુરો જાણે એ ઓરડામાં પુંજીભૂત થયા અને સુચિભેદ્ય થએલા એ સુરો વિષે જાણે વિદ્યુત્ ચમકવા લાગી, અને એની અંદર વિરહાતુર હૃદયો આવૃત્ત થઇ ગયાં!

મોડી રાત્રે અક્ષય ગયો. ત્યારપછી રમેશે પણ જવાની રજા માગી. ને તે સમયે ગાનના સુરની નીશાવાળી દ્રષ્ટિએ તેણે એક વાર હેમનલિનીના મુખભણી જોયું. હેમનલિની પણ ચકિત દ્રષ્ટિએ રમેશના મુખભણી જોવા લાગી. એનાં લોચનો ઉપર પણ ગાનની છાયા સ્પષ્ટ જણાતી હતી.

થોડી વાર વરસાદ બંધ પડ્યો, એટલે રમેશ પોતાને મકાને ગયો. વળી પાછો વરસાદ આવવા લાગ્યો. રમેશનાં લોચનોમાં એ રાત્રે નિદ્રા પ્રવેશ કરી શકી નહિ. હેમનલિનીની સ્થિતિ પણ એવી જ હતી. એ પણ પોતાના શયનગૃહની બારી પાસે ઉભી ઉભી ગંભીર અંધકારમાં જોતી હતી ને વૃષ્ટિપતનનો શબ્દ સાંભળતી હતી. તેને કાને જાણે નીચેના ચરણના શબ્દો ગુંજતા હતા.

વાયુ વહે પુરઐયાં, નિંદ નહિ બીન સૈયાં......

બીજે દિવસે પ્રાત:કાળમાં દીર્ઘ નિ:શ્વાસ મૂકી રમેશ વિચારવા લાગ્યો:—"જો હું કેવળ ગાયન જ ગાઇ શકતો હોત તો એના બદલામાં મારી બીજી અનેક વિદ્યાઓને આપી શકત, એમાં હું લેશ

પણ સંકોચ કરત નહિ, પરંતુ એનો પોતાનો કંઠસ્વર એવો તો રૂક્ષ હતો કે કોઇ ઉપાયે તે ગાયન તો ગાઇ શકેજ નહિ. આથી તેણે નક્કી કર્યું કે ગમે તેમ થાય પણ મારે બજાવતાં શીખવું.

ત્યારપછી એક દહાડો તે અન્નદાબાબુને ઘેર ગયો, તે જ્યારે એમના ઓરડામાં બીજું કોઇ નહોતું ત્યારે સિતાર વગાડવા સારૂ તારને કઠણ કરવા ખીલીને વળ દેવા લાગ્યો, પણ તેનું જરા જોર લાગતાંજ તાર તડાક તૂટ્યો, ને જાણે સરસ્વતી આર્ત્તનાદ કરી ઉઠી. સિતાર વગાડવાનો ઉત્સાહ તો આથી એનો સદામાટે બંધ થઇ ગયો. આથી એણે એક નાનકડું હારમોનીઅમ ખરીદી આણ્યું. ને ઘરના દરવાજા બંધ કરી બહુજ સાવધાનીથી તેના ઉપર આંગળીઓ ચલાવવા માંડી. તેને સમજાયું કે ગમે તેમ હો પણ સિતારના કરતાં હારમોનીઅમની સહનશક્તિ તો વધારે છે.

બીજે દહાડે તે અન્નદાબાબુને મકાને ગયો, ત્યારે તેને હેમનલિનીએ પૂછ્યું:—" રમેશબાબુ ! કાલે તમારા મકાનમાંથી હારમોનીઅમનો અવાજ સંભળાતો હતો એ શું ? "

રમેશે ધાર્યું હતું કે ઘરનાં બારી બારણાં બંધ કરી હારમોનીઅમ વગાડીશ તો કોઇને ખબર પડશે નહિ, પણ એની એ ધારણા ખોટી પડી ને તેને સમજાયું કે મારા મકાનની આજુબાજુ એવા કાન છે કે બારીબારણાં બંધ કરેલા મારા મકાનમાંનો અવાજ પણ તે સાંભળે છે. હવે રમેશને કાંઇ લજ્જીત થઇ કબૂલ કરવું પડયું કે તેણે એક હારમોનીઅમ ખરીદી આણ્યું છે ને તે બજાવવાનું શીખવા માંડયું છે.

હેમનલિની બોલી:—" ઘરનાં બારીબારણાં બંધ કરી એવી નાહક મહેનત શામાટે કરો છો ! એના કરતાં તમે મારે ત્યાં હાર-

મોનીઅમ શીખવાનો મહાવરો કરો. હું જે કાંઇ જાણું છું તે પ્રમાણે તમને સહાય કરીશ."

રમેશઃ—" પરંતુ હું એમાં તદ્દન અજાણ્યુ છું, એટલે તમને એમાં બહુ કંટાળો આવશે."

હેમનલિનીઃ—" એમાં કંટાળો શેનો ? હું એ વિષયમાં જે કાંઇ સહજસાજ જાણું છું તે તમને જણાવવાથી મારી એ વિદ્યાની સફળતા થશે."

આ પ્રમાણે નિશ્ચય થયો. રમેશે હેમનલિનીને બી. એ. કલાસની ફિલસુફી જે શીખવવા માંડી હતી તેના બદલામાં હેમનલિનીએ રમેશને હારમોનીઅમ શીખવવા માંડયું. પરંતુ રમેશે કહ્યું હતું કે, હારમોનીઅમની બાબતમાં હું તદ્દન અજાણુ–અનાડી જેવો છું એમાં માત્ર વિનયજ નહિ, પણ સત્યતા હતી. હેમનલિની જેવા પ્રેમાળ શિક્ષકની માગ્યા વિનાની સહાયતા હોવા છતાં રમેશના મગજમાં સુરનું જ્ઞાન કોઇ રસ્તે પ્રવેશ કરી શકયું નહિ. જેને જરા પણ તરતાં ન આવડતું હોય એવો ( કોશ તારા જેવો ) મનુષ્ય પાણીમાં પડતાં જેમ ઉન્મત્તની પેઠે હાથપગ પછાડે છે તેમ સંગીતના થોડા જળમાં પડતાંજ રમેશ વ્યવહાર કરવા માંડયો. એની કઇ આંગળી કયાં જઇ પડે છે એનું તો એને ભાનજ રહેતું નહિ. હેમનલિની એકની એક વાત અનેકવાર સમજાવતી પણ વારંવાર ભૂલો થયાજ કરતી. અથવા એક ભૂલ સુધારવા જતાં બીજી પાંચ ભૂલો ઉભી થતી. સુરનો કે બેસુરપણાનો ભેદભાવ રાખ્યા વિના એની આંગળીઓ વારંવાર રાગરાગણીઓનું ઉલ્લંઘન કરી વહી જતી. હેમનલિની કહેતી કેઃ—"આ શું કરો છો ? ભૂલ થાય છે." ત્યાંતો રમેશચંદ્રની આંગળીઓ સ્વાતંત્ર્યપ્રિયતાના સત્યાગ્રહના યોગે બીજી ત્રણ ચાર ભૂલો કરી નાંખતી. કેમકે ગંભીર

પ્રકૃતિનો રમેશચંદ્ર જેવો નિશાળીઓ પોતાનો આગ્રહ સહજમાં છોડે તેવું ન હતું. જેમ રસ્તામાં ચાલતું સ્ટીમ-રોલર પોતાની નીચે કઇ કઇ કાંકરીઓ કે કાંકરા કચરાય છે એ વિષે જરા પણ લક્ષ્ય આપ્યા વિના પોતે તો મંદ ગતિએ ચાલ્યાજ કરે છે, તેમ બિચારા સુરોની શી દુર્દશા થાય છે એ વિષે લેશ પણ લક્ષ આપ્યા વિના નિર્ભેળ સ્વારાજ્ય ઇચ્છનારી રમેશની અંગુલીઓ હારમોનીઅમ ઉપર ચાલ્યા કરતી.

રમેશચંદ્રનું આવું મૂર્ખપણું જોઇ હેમનલિની હાસ્ય કરતી. તે સાથે રમેશ પણ હસતો. રમેશની અસાધારણ ભૂલ કરવાની શક્તિ જોઇ હેમનલિનીને ઘણો હર્ષ થતો. રમેશચંદ્ર બેસુરૂં વગાડવાની ભૂલ કરતો, છતાં હેમનલિનીને હર્ષ થતો એનું કારણ શું ? એનું કારણ હેમનલિનીના હૃદયમાં રહેલો પ્રેમજ હતો. નાનું બાળક ચાલતાં શીખવાનો આરંભ કરે છે ત્યારે તે ગમે તેમ પગલાં મૂકે છે ને ટગુમગુ કરતાં કરતાં વારંવાર પડે છે; છતાં એ જોઇને જનેતાના હૃદયમાં સ્નેહ બમણો વૃદ્ધિંગત થાય છે તેવુંજ અહીં પણ સમજવું. વાજું વગાડતાં વગાડતાં રમેશચંદ્ર અદ્‌ભુત પ્રકારની બેવકુફાઇઓ દર્શાવતો, પણ તેથી હેમનલિનીને તો મજાજ પડતી.

રમેશચંદ્ર ઘણી વાર કહેતો:—"તમે ભલેને હસો, પણ જ્યારે પહેલાં વહેલાં તમે વગાડવાનું શીખતાં હશો ત્યારે તમે પણ ભૂલો કરી નહિ હોય કે ? "

હેમનલિની હસીને ઉત્તર આપતી:-" રમેશબાબુ ! ભૂલો તો મેં પણ કરી હશે, પણ આપની ભૂલોની સાથે તુલના થાય તેમ નથી."

પરંતુ એ ઉપરથી પોતાની ધીરજ ખોઇ નાંખી રમેશ અટકતો નહિ. હસીને તે ફરી વગાડવાનું શરૂ કરતો. અમહાબાબુ સંગીત

વિષયમાં સાચું ખોટું કશુંજ જાણતા નહિ. તોપણ કોઇ કોઇ વાર જાણે પોતે બહુજ ધ્યાનથી સાંભળતા હોય એવો દેખાવ કરતા. અને કહેતા કેઃ—"રમેશનો હાથ હળવે હળવે કસાતો જાય છે."

હેમનલિની હસીને કહેતીઃ—હા, બેસુરૂં વગાડવામાં તો કસાતો જાય છે ખરો."

અન્નદાબાબુઃ—" ના ના, પહેલાંના કરતાં અત્યારના વગાડવામાં તો ઘણોજ સુધારો થયો જણાય છે. હું તો એમ માનું છું કે રમેશબાબુ જો પ્રેક્ટિસ કર્યા કરશે તો તેમનો હાથ જરૂર હારમોનીયમ ઉપર બેસી જશે. ગાવા વગાડવામાં વધારે બીજું કાંઇ નથી. ખૂબ મહાવરો કરવો જોઇએ. એક વાર " સારીગમ " નું જ્ઞાન થયું તો બાકીનું બધું સહેલાઇથી આવડે એવું છે. "

અન્નદાબાબુના આ વાદનો ત્યાં કોઇ પ્રતિવાદ કરતું નહિ. તેમને વૃદ્ધ માની સૌ ગુપચુપ રીતે સાંભળ્યા કરતાં.



# પરિચ્છેદ અગિયારમો.

## બોધ.



દરવર્ષે દશરાની લગભગમાં અન્નદાબાબુ હેમનલિનીને સાથે લઇ જબલપુર પોતાના બનેવીને ત્યાં હવાફેર નિમિતે જતા. પાચનશક્તિ સુધારવામાટે તેમનો આ જાણે દર વર્ષનો એક કાયદો હતો.

ભાદ્રપદ માસ લગભગ અર્ધો વ્યતીત થયો હતો, એટલે હવે

નવરાત્રિના દિવસોને અઠવાર નહોતી. આજ અન્નદાબાબુ દર વર્ષના નિયમ પ્રમાણે નીકળવાની તૈયારી કરવા લાગ્યા.

પોતાના વાજીંત્ર વાદનના અભ્યાસમાં થોડા દહાડામાં શિક્ષાગુરુને અભાવે હરકત આવનાર છે, એ વિચારે રમેશ પણ હારમોનીઅમ વગાડવામાં હમણાં ઘણો સમય ગાળવા લાગ્યો હતો. એક દહાડો વાતવાતમાં હેમનલિની બોલી:—“ રમેશબાબુ ! મને લાગે છે કે તમારે હવાફેર કરવાની ઘણી જરૂર છે. કેમ વડીલ ! આપનો શો મત છે ? ”

અન્નદાબાબુ વિચારવા લાગ્યા. રમેશના ઉપર શોકના પ્રસંગો હમણાંજ વ્યતીત થયા છે, તો હેમનલિનીનું કથન સત્ય છે. એમ વિચારી તે બોલ્યાઃ—“ હા, કેટલાક દહાડા હવાફેર કરવી એ એમને માટે લાભકારક છે. રમેશ ! તમારૂં શરીરસ્વાસ્થ્ય દિવસે દિવસે બગડતું જાય છે. જો મને પૂછો તો હવાફેર એ બહુ લાભકારક વાત છે. હવાફેર થવાથી ભૂખ લાગે છે, અન્નપાચન પણ સારી રીતે થાય છે ને શરીરમાં તરતજ નૂતન સ્ફૂર્તિ આવે છે. ”

હેમનલિની:—“ રમેશબાબુ ! તમે કદિ નર્મદા નદીના તટની રમણીયતા જોઇ છે ? ”

રમેશઃ—“ ના ના. ”

હેમનલિની:—“ તો એ રમણીયતા તમે એક વાર તો જુઓ. કેમ વડીલ, મારૂં કહેવું બરાબર છે ના ? ”

અન્નદાબાબુ:—“ રમેશબાબુ, તમે અમારી સાથે આવો તો શું ? તેમાં બે લાભ છે, એક તો તમારે હવાફેર થશે ને બીજું કુદરતની રમણીયતાનું પણ અવલોકન થશે. ”

હવાફેર કરવાનું તથા કુદરતની રમણીયતા અવલોકવાનું કામ જેમ બહુજ અગત્યનું હોય એમ સમજીને રમેશ ખુશી થયો.

એ દિવસે રમેશનું શરીર તથા મન જાણે હવામાં તરતાં હોય તેવો તેને અપૂર્વ આનંદ થયો. એના હૃદયમાં આજે આનંદ માતો નહોતો ને તેને લીધે મન અશાંત થઇ ગયું હતું. એ કારણે પોતાના મકાનનાં બારીબારણાં બંધ કરી હારમોનીઅમ ઉઘાડી તેણે વગાડવાનું કામ શરૂ કર્યું, અને એની ઉન્મત્ત આંગળીઓએ વાજાની કળો ઉપર સંવાદી કે વિસંવાદી સુરોનો વિચાર કર્યા વિના નૃત્ય કરવા માંડયું. હેમનલિની દૂર ગામ જનારી છે, એ ચિંતાએ આજલગી તેનું હૃદય જાણે ભારવાળું હતું. પણ આજે એ ચિંતાભાર દૂર થયો હતો. એટલે એ ઉલ્લાસના આવેગમાં સંગીતવિદ્યા સંબંધી ન્યાયાન્યાયનું કે ઉચિતઅનુચિતપણાનું એણે તદન વિસર્જન કર્યું, અને હારમોનીઅમ વગાડવા માંડયું.

એટલામાં કોઇએ બારણું ઠોકયું ને કહ્યું:—"રમેશબાબુ! બસ, બસ, રાખો, રાખો, આ શું કરો છો?"

એ ઉચ્ચાર કરનાર વ્યક્તિ બીજી કોઇ નહિ, પણ અક્ષયકુમાર હતો. અત્યંત લજ્જીત થઇ રમેશે દ્વાર ઉઘાડયું. ને અક્ષયે મકાનમાં પ્રવેશ કર્યો.

અક્ષય:—"રમેશબાબુ! છાની રીતે તમે રાગો ઉપર અત્યાચાર કરો છો તો તે માટે તમારે ફોજદારી કેશમાં દંડ ભરવો પડશે."

રમેશ હસતાં હસતાં બોલ્યો:—"હું મારો અપરાધ કબુલ કરૂં છું."

અક્ષય:—"રમેશબાબુ! તમે જો ખોટું ન લગાડો, તો તમારી સાથે મારે એક વાત કરવી છે."

રમેશ ઉત્કંઠિત થઈ નીરવે આલોચના કરવાના વિષયની વાટ જોવા લાગ્યો.

અક્ષય:—"રમેશબાબુ! તમે આટલે દિવસે સમજ્યા તો હશો કે હેમનલિનીના હિતાહિત માટે હું તદ્દન બેદરકાર તો નથીજ."

રમેશ હા, કે ના કાંઈ પણ બોલ્યા વિના ચૂપજ રહ્યો.

વળી અક્ષયકુમાર બોલવા લાગ્યો:—"એના વિષે આપનો શો અભિપ્રાય છે? તે જાણવાનો મને અધિકાર છે. કેમકે હું અન્નદાબાબુનો સ્નેહી છું."

રમેશને આ વાત તથા વાત કરવાની પદ્ધતિ એ બંને બહુજ અપ્રિય લાગ્યાં. પરંતુ કોઇને કઠોર ભાષામાં જવાબ આપવાનો રમેશને મહાવરો નહોતો; તેમજ તેમ કરવાની તેનામાં હિંમત પણ નહોતી. તે મૃદુ સ્વરે બોલ્યો:—"એના વિષે મારો અભિપ્રાય સારો નથી એવી આપના મનમાં શંકા થવાનું કાંઈ કારણ જણાવશો?"

અક્ષય:—"જુઓ, તમે હજુ હિંદુ પરિવારમાં છો. તમારા પિતા પણ હિંદુ હતા. હું ધારૂં છું કે તમે બ્રાહ્મપરિવારમાં વિવાહ ન કરી બેસો એ કારણથીજ તેઓ તમને પરણાવવાને દેશમાં તેડી ગયા હતા."

એ હકીકત અક્ષય જાણે એમાં કાંઇ નવાઇ નહોતી. કેમકે રમેશના પિતાના મનમાં અક્ષયેજ શંકા ઉપજાવી હતી. આ હકીકત અક્ષય શી રીતે જણાતો હશે? એ વિષે શંકા આવવાથી રમેશચંદ્ર અક્ષયકુમારના મોં સામું તાકી રહ્યો.

અક્ષય:—"તમારા પિતાનું અચાનક મરણ થયું એટલે શું તમે પોતાને સ્વતંત્ર થયા માની લો છો? તેમની ઇચ્છા શું હતી? તે શું તમે........"

હવે રમેશચંદ્ર વધારે સહન કરી શકયો નહિ તે બોલવા લાગ્યોઃ—" જુઓ અક્ષયબાબુ ! બીજા જે વિષય સંબંધી તમારે મને ઉપદેશ કરવો હોય તે કરો, ને હું સાંભળી શકીશ, પરંતુ મારા પિતાની સાથે મારો જે સંબંધ છે, તે વિષે આપે એક પણ શબ્દ બોલવાની આવશ્યકતા નથી. "

અક્ષયઃ—" સારૂં, એ વાત રહેવા દો. પરંતુ હેમનલિનીની સાથે વિવાહ કરવાના સંબંધમાં આપનો શો વિચાર છે ? તે મારે જાણવું પડશે. "

આઘાત ઉપર આઘાત થતાં રમેશ ઉત્તેજીત થઇ ગયો ને બોલ્યોઃ—" જુઓ અક્ષયબાબુ ! આપ અન્નદાબાબુના સ્નેહી હો તો ભલે, પરંતુ મારી સાથે આપનો એવો ઘનિષ્ટ સંબંધ નથી. તો દયા કરી આપ એ બધો પ્રસંગ બંધ કરો તો ઠીક. "

અક્ષયઃ—" હું પ્રસંગ બંધ કરૂં તેથી જો બધી વાત બંધ રહેતી હોય તો તો સારૂં છે. આપ જેમ પરિણામનો કશો વિચાર કર્યા વિના આરામમાં દિવસો ગુજારો છો તેમ ગુજાર્યા કરો તોપછી કશું કહેવાનું નથી. પરંતુ તમારા જેવા નિશ્ચિન્ત પ્રકૃતિના મનુષ્યોને માટે આપણા સમાજમાં સલામતીનું સ્થાન નથી. જો કે તમે તો ઘણા ઉચ્ચ પ્રકૃતિના મનુષ્ય છો, ને જગત ઉપરની તુચ્છ વાતોને લક્ષમાં પણ લો તેમ નથી. તોપણ જરા વિચાર કરશો તો જાણી શકશો કે એક ગૃહસ્થની પુત્રી સાથે આપ જે રીતે રહો છો તેવી રીતે રહેવામાં આપને માથે લોકો તરફની એક પ્રકારની જવાબદારી ઉત્પન્ન થાય છે, ને એ જવાબદારીમાંથી આપે બચવાનું છે. વળી જેના ઉપર તમે શ્રદ્ધા રાખો છો તેની પણ લોકોમાં નિંદા થાય એવો એ રસ્તો છે. "

રમેશઃ—"આપનો ઉપદેશ હું કૃતજ્ઞતા સાથે ગ્રહણ કરૂં છું. હવે મારે શું કરવું? તે વિષેનું મારૂં કર્ત્તવ્ય હું જલ્દી નક્કી કરીશ, ને તેને અમલમાં મૂકીશ. એ વિષે હવે આપે નિશ્ચિન્ત રહેવું. બસ, હવે એ વિષે વધારે ચર્ચા કરવાની આવશ્યકતા નથી."

અક્ષયઃ—"ચાલો રમેશબાબુ, જાણે આજે તમે અમને મુશ્કેલીમાંથી બચાવ્યા. એટલે દીર્ઘકાળે તમે કર્તવ્ય નક્કી કરવાનું ને પાલન કરવાનું કહો છો તેથી હું નિશ્ચિન્ત થાઉં છું. આપની સાથે ચર્ચા કરવા જેટલી આપણી મૈત્રી નથી એ પણ હું સમજ્યો. સારૂં આપની સંગીત ચર્ચામાં નાહક હરકત કરી તે માટે હું અપરાધી થયો. માફ કરજો વળી ફરી હારમોનીઅમ શરૂ કરો. હું જાઉં છું."

આટલું કહી ત્વરિત ગતિએ અક્ષયકુમાર ચાલ્યો ગયો.

હવે અત્યંત બેસુરૂં વાજીંત્રવાદનનું કામ પણ રમેશથી થઇ શક્યું નહિ. પોતાના બંને હાથો માથા નીચે રાખી રમેશ પથારીમાં લાંબો થઇને પડયો. એમ કેટલોક સમય ચાલ્યો ગયો. એટલામાં ઘડિયાળમાં "ટં ટં" અવાજે પાંચના ટકોરા થયા. એ ટકોરા સાંભળતાંજ રમેશ એકદમ ઉભો થયો. એણે હવે શું કરવાનું કર્ત્તવ્ય નિશ્ચિત કર્યું છે તે તો અંતર્યામી જાણે, પરંતુ પાડોશીને ત્યાં જઇ બે પ્યાલા ચા પીવાનું કર્ત્તવ્ય કરવું છે એ વિષે તો તેના મનમાં જરા પણ સંકોચ ઉદ્ભવ્યો નહિ.

હેમનલિની ચકિત થઇને બોલીઃ—"રમેશબાબુ! તમારી તબીયત આજે ઠીક નથી એમ લાગે છે."

રમેશઃ—"ના, ના, એવું તો કાંઇ વિશેષ કારણ નથી."

અન્નદાબાબુઃ—"એમને બરાબર અન્ન પાચન થતું જણાતું

નથી. પિત્તનો પ્રકોપ થયો છે. તો હું જે પિલ્સો ખાઉં છું તેમાંથી એક ખાઇ જુઓ. અવશ્ય તેથી લાભ થશે."

હેમનલિની હસીને બોલી:—"એમને ગોળી શામાટે આપો છો બાપા? તમે કેટલા બધા દિવસથી એ ગોળીઓ ખાઓ છો; છતાં તમને એથી કાંઇ લાભ જણાયો છે?"

અન્નદાબાબુ:—"ભલે ફાયદો ન હોય તોપણ નુકસાન તો નથી ના? હું મારા જાતિઅનુભવ ઉપરથી કહું છું કે આજપર્યંત જેટલા પ્રકારની ગોળીઓનું મેં સેવન કરેલું છે તેમાં આ ગોળીઓ વિશેષ ગુણકારી લાગી છે."

હેમનલિની:—"તમે કોઈ ઔષધ પહેલવહેલું ખાવા માંડો છો ત્યારે પહેલાં તો તે તમને બહુજ ગુણકારી લાગે છે નહિ વારૂ?"

અન્નદાબાબુ:—"તને કોઇ પણ ઓસડ ઉપર ભરોસોજ નથી. પરંતુ મારા ઔષધ વિષે તું અક્ષયકુમારને પૂછી જોજે એટલે તેમાં લાભ છે કે નહિ, એ તને જણાવશે."

હવે હેમનલિની કશું બોલી નહિ. એને ભય લાગ્યો કે રખેને ગોળીઓના ગુણ સિદ્ધ કરવા સારૂ વળી સાક્ષીને બોલાવશે. પણ સાક્ષીને બોલાવવા જવાની જરૂર પડી નહિ. એકદમ અક્ષયકુમાર એ ઓરડામાં આવ્યો ને બોલ્યો:—"અન્નદાબાબુ! આપને એક ગોળી આજે મને આપવી પડશે. ભારે લાભકારક છે. ખાધા પછી શરીર એવું હલકું લાગે છે કે વાત ન બોલો."

અન્નદાબાબુ પોતાની પુત્રીના મુખ સામું સગર્વભાવે તાકી રહ્યા.



## પરિચ્છેદ બારમો.

### માર્મિક વચનપ્રહારો.

---

અક્ષયકુમારને ગોળો ખવરાવ્યા પછી પણ અન્નદામાણુએ તેને તરત રજા આપી નહિ. તેમજ અક્ષયે પણ તરત ઘેર જવાની ઉતાવળ દર્શાવી નહિ. એ તો વારંવાર રમેશના મુખ તરફ કટાક્ષ દૃષ્ટિએ જોવા લાગ્યો. રમેશ આજપર્યંત અક્ષયકુમારના બોલવા ચાલવા કે જોવા ઉપર ધ્યાન આપતો નહિ. પણ આજ તો એને અક્ષયના કટાક્ષો અસહ્ય લાગ્યા. એ કટાક્ષો એને કંટક પ્રમાણે સાલવા તથા ઉદ્વેગ ઉપજાવવા લાગ્યા.

જબલપુર જવાનો દિવસ નજીક આવ્યો હતો, એટલે એના આનંદમાં હેમનલિનીનું ચિત્ત આજે વિશેષ પ્રફુલ્લતામાં હતું. તેણે મનમાં ધાર્યું હતું કે આજે રમેશચંદ્ર આવશે ત્યારે મુસાફરી વિશે વિવિધ પ્રકારની બાબતોનો નિશ્ચય કરીશ. ત્યાં અવકાશના સમયમાં ક્યાં કયાં પુસ્તકો વાંચવા લેવાં ? તે વિષે બંને જણાં મળીને એક યાદી તૈયાર કરીશું. વળી તેણે ધાર્યું હતું કે રમેશચંદ્ર આજે કાંઇક ચાના સમય કરતાં વહેલા આવશે, કેમકે ચા વખતે તો અક્ષય અથવા બાજું કોઇનું કોઇ આવી ચડે છે ને તે વખતે વાતચિત કરવાની બરાબર તક મળતી નથી.

પરંતુ આજ તો રમેશ રોજના કરતાં પણ કાંઇક મોડો આવ્યો. વળી તેનું મ્હોં પણ ચડેલું જોયું. આથી હેમનલિનીનો ઉત્સાહ ભાગી પડયો. કાંઇક લાગ સાધી તેણે રમેશને ધીમેથી પૂછ્યું:–"આજ તો આપને બહુ વાર લાગી ? "

રમેશ અન્યમનસ્કભાવે કાંઇક મૌન ધારણ કરી પછી બોલ્યોઃ—
" હા, આજે કાંઈક મોડું થયું ખરૂં. "

હેમનલિની આજે સવારથીજ આનંદમાં આવી ગઇ હતી. રમેશચંદ્ર આવ્યા પહેલાં તો તેણે પોતાનો કેશકલાપ ગુંથ્યો હતો. તેમ વસ્ત્રાભૂષણો પણ સજ્યાં હતાં અને વારેવારે તે ઘડીઆળ સામું જોયા કરતી હતી. હમણા રમેશચંદ્ર આવશે, એમ ધારી તે બારીએ જઇ જઈને જોતી હતી; પણ રમેશ આવ્યો નહિ. તેને એમ પણ લાગ્યું કે આજે મારૂં ઘડિયાળ કાંઇક ઉતાવળું ચાલતું તો નહિ હોય? હમણાં એ આવવા જોઇએ. આ પ્રમાણે રાહ જોતાં જોતાં સમય લાંબો થઇ પડયો. એટલે રમેશનાં મકાન ભણીની બારી પાસે જઇ હાથમાં શીવણ કામ લઇ બેઠી. પણ મનનું અધૈર્ય શમ્યું નહિ. વળી જ્યારે રમેશ આવ્યો ત્યારે તેનું મોં ચડેલું જોયું. વળી વાર કેમ લાગી? એ સવાલનો જવાબ પણ રમેશ તરફથી સંતોષકારક મળ્યો નહિ. ને કેમ જાણે એના મનમા સાથે મુસાફરીમાં આવવા માટે લેશ ઉત્સાહ ન હોય એવો પ્રકાર જોતાં હેમનલિનીનો ઉત્સાહ ભાગી ગયો.

હેમનલિનીએ જેમ તેમ કરી ચા પીવાનું કામ તો ઉકેલ્યું. ત્યારપછી દિવાનખાનાના એક ખૂણામાં એક 'ત્રિપાઇ' ઉપર કેટલીક ચોપડીઓ હતી તે ઉપાડી ઓરડા બહાર જવા લાગી. આમ કરવાનો એનો આશય રમેશનું ધ્યાન ખેંચવાનો જ હતો. જ્યારે તે ચોપડીઓ લઇ બહાર ચાલી ત્યારે રમેશનું મન તે તરફ આકર્ષાયું. તે ત્વરાથી તેની પાસે જઇ બોલ્યોઃ—" એને બહાર કાં લઇ જાઓ? આજે તો એમાંની કઇ કઇ લઇ જવા લાયક છે તે આપણે જોવું છે ને?"

હેમનલિનીના અધરો કંપતા હતા. તે પોતાનાં નયનોનાં અશ્રુ

બહુજ મહેનતે નયનોમાં સાચવી રાખી કંપિત કંઠે બોલીઃ—"રહેવા દો. જોઇને શું કરવું છે ?"

આટલું બોલીને ત્વરાથી બહાર ચાલી ગઇ, ને ઉપરના ઓરડામાં જઇ તેણે ચોપડીઓને એક ટેબલ ઉપર પછાડી.

રમેશનું મન વધારે વિકળ થઇ ગયું.

અક્ષય મનમાં મનમાં હસતો બોલવા લાગ્યોઃ—" રમેશબાબુ ! મને લાગે છે કે આપનું શરીર આજ મજામાં નથી."

એના ઉત્તરમાં રમેશ મનમાં મનમાં કાંઇક ગણગણ્યો. ને શું બોલ્યો તે તો કોઇના સાંભળવામાં આવ્યું નહિ. પરંતુ રમેશના શરીરની અસુખાકારીની વાત સાંભળતાં અન્નદાબાબુ આવેગમાં આવી બોલ્યાઃ—" એ વાત તો મેં રમેશને જોતાં જ કહી દીધી."

અક્ષયકુમાર મંદમંદ હસતો કહેવા લાગ્યોઃ "શરીરની સુખાકારી કે અસુખાકારી ઉપર ધ્યાન આપવું એ રમેશચંદ્ર જેવા તત્ત્વજ્ઞ પુરુષોને મને બહુ ઉચિત લાગતું નથી. એ તો ભાવના પ્રદેશમાં વિહરનારા મહાપુરુષ છે. અન્નપાચન થતું હોય કે ન થતું હોય એની ચિંતા કરવી એ તો એક પ્રકારની ગ્રામ્યતાની નિશાની."

અન્નદાબાબુ આ વાર્તાને ગંભીરરૂપ આપી વિસ્તારથી સિદ્ધ કરવા લાગ્યા કે ભાવનાના પ્રદેશમાં વિહરનારા તત્ત્વજ્ઞ પુરુષોને પણ પાચનશક્તિ ઉપર ધ્યાન આપવાની આવશ્યક્તા છે.

રમેશ છાનોમાનો બેસી મનમાં મનમાં બળવા લાગ્યો.

અક્ષયકુમાર બોલ્યોઃ—" રમેશબાબુ ! જો મારૂં કહ્યું માનો તો અન્નદાબાબુ પાસેથી એક પિલ ખાઇ વહેલા વહેલા સૂઇ જાઓ !"

રમેશઃ—" અન્નદાબાબુની સાથે મારે એક જરૂરની વાત કર-

વાની છે. હવે તેટલા માટે એકાંત લેવાની તક મળે તે સારૂ બેઠો છું."

અક્ષય ખુરશી ઉપરથી ઉભો થતો થતો બોલ્યોઃ—" ઠીક ઠીક, એ વાત પહેલાં જ બોલ્યા હોત તો ? રમેશબાબુ બધી વાતો પેટમાં જ રાખે અને પછી જ્યારે વખત વીતી જાય ત્યારે ગભરાઇ જાય. "

અક્ષય ચાલ્યો ગયો.

રમેશ કેટલીકવાર નીચે દૃષ્ટિ કરીને બેઠો. ને પછી નીચે દૃષ્ટિ રાખીને જ બોલવા લાગ્યોઃ " અન્નદાબાબુ ! આત્મીય જેવો ગણીને આપે મને ઘરમાં આવજા કરવાની જે છૂટ આપેલી છે તેને હું મારૂં ધન્યભાગ્ય માનું છું. ને એ વાત હું આપને મુખે વર્ણવવા પણ શક્તિમાન નથી. "

અન્નદાબાબુઃ—" એમાં મેં વિશેષ શું કર્યું છે ? હું તમને મારા યોગેંદ્ર જેવા માનું છું. "

રમેશે વાર્તાની ભૂમિકા તો કરી, પણ હવે શું બોલવું ? તે કાંઇ સુઝયું નહિ. અન્નદાબાબુ રમેશની વાતનો રસ્તો મોકળો કરી આપવા સારૂ બોલ્યાઃ—" રમેશ, તમારા જેવા માણસને, હું મારા પુત્ર જેવા ઘરના માણસ બનાવી શકું એ મારા પણ ઓછા ભાગ્યની વાત નથી. "

આટલું કહ્યા છતાં પણ આગળ શું બોલવું ? તે રમેશને સુઝયું નહિ.

વળી અન્નદાબાબુ બોલ્યાઃ—" જુઓને, તમારે માટે બહારનાં માણસો અનેક પ્રકારની ચર્ચા કરવા માંડયાં છે. પણ એ વિશે મને દરકાર નથી. પરંતુ હવે હેમનલિનીની ઉંમર પરણાવવા લાયક થઇ

ગઈ છે. એટલે લગ્ન કર્યાં વિના તે કોઈ પુરુષની સંગતિમાં રહે તે ઠીક ગણાય નહિ. આથી એ લોકાપવાદ ઉપર લક્ષ્ય આપવાની કાંઈક આવશ્યકતા લાગે છે. લોકોને હું જણાવું છું કે રમેશના ઉપર મને સંપૂર્ણ ભરોંસો છે, ને મારી વાતનો તે કદિ પણ અનાદર કરે તેમ નથી"

રમેશઃ—" અન્નદાબાબુ ! મારે વિશે તમે બધું જાણો છો. હવે આપ જો મને યોગ્ય પાત્ર માનતા હો તો......"

અન્નદાબાબુ અધવચ જ બોલી ઉઠયાઃ—" હાં હાં તેમાં શું ! મેં તો કયારનો એ વિચાર નક્કીજ કરી રાખેલો છે. માત્ર તમારે શિરે હમણાં જે સાંસારિક વિપત્તિઓ પડેલી છે તેથીજ મેં કશું કહ્યું નથી. પરંતુ બાપુ ! હવે વિલંબ કરવો ઉચિત નથી. માણસો એ વિષે ગમે તેમ ચર્ચા કરવા માંડયાં છે તો જેટલી ત્વરાથી એ ચર્ચા બંધ કરાવી શકીએ તેટલી ત્વરાથી બંધ કરાવવા આપણે યત્ન કરવો ઉચિત છે. હવે કહો, એ વિષે તમારે શું કહેવું છે ?"

રમેશઃ—" આપે જેમ આજ્ઞા કરી છે તેમજ કરીશ; પણ આપની પુત્રીનો સૌ પહેલાં અભિપ્રાય જાણવો જરૂરનો છે."

અન્નદાઃ—" એ વાત યોગ્ય છે. પરંતુ એનો અભિપ્રાય તો એક રીતે જણાઈ ગયો છે. ઠીક છે, તોપણ કાલે સવારે એ વિષે ચોક્કસ કરીશું."

રમેશઃ—" આપને ફરવા જવાનો વખત થયો છે, એટલે આજે તો જાઉં છું."

અન્નદાઃ—" જરા તમને પૂછી લઉં. થોડીવાર ઉભા રહો. કહેવાનું એ કે અમે જબલપુર જઈએ તે પહેલાં જ તમારો વિવાહ થઈ જાય તો સારૂં."

રમેશ:—" તમારે તો હમણાં જ જવાનું [illegible] કેમ ? "

અન્નદા:—" ના, હજુ જવા આડા દશ [illegible] છે. એટલે આવતે રવિવારે જો તમારા વિવાહ થઇ જાય [illegible] તે પછી પણ મુસાફરીની તૈયારી માટે બે ત્રણ દિવસ રહેશે. [illegible] બસ છે. સમજ્યાને રમેશબાબુ ! હું ઉતાવળ એટલા માટે [illegible] શરીરનો કાંઇ ભરોસો છે ? સારાં કામ તો વહેલાં કર્યાં જ સ[illegible]

રમેશ એ વાતમાં સંમત થયો, ને એક [illegible] ગી પોતાને મકાને ગયો.

---

## પરિચ્છેદ તેરમો.

### નામ બદલાવો.

---

કૉલેજના વિદ્યાલયમાં છુટી પડવાનો સ[illegible] પાસે આવ્યો. એ છુટી વખતે પ[illegible] ને વિદ્યાલયમાં જ રાખવા મા[illegible] રમેશે પહેલેથી તેની હેડમિસ્ટ્રે[illegible] ગોઠવણ કરી.

પ્રાતઃકાળમાં [illegible] રસ્તે હવાખાવા ગયેલો [illegible] ફરતાં ફરતાં મનમાં વિચાર [illegible] લાગ્યો કે વિવાહ થઇ ગયા [illegible] હું હેમનલિનીને કમળા સં[illegible] બધી હકીકત કહીશ. તેમ[illegible] [illegible]ને પણ તેની ખરી સ્થિતિથી [illegible] કરીશ. બધી હકીકત [illegible] કમળા હેમનલિનીને બેનપણી માની તેની સાથે આનંદે રહે[illegible] હું એ બંનેને લઇ દેશમાં જાઉં તો નિંદા થવાનો પુષ્કળ ભય છે. [illegible]ટે મારે દેશમાં જવું નહિ, પણ કાનરીબાગમાં જઇ વકીલાતની [illegible]ક્ટીસ કરવી, એ ઠીક લાગે છે.

હવા ખાઇ આવ્યા પછી રમેશ અન્નદાબાબુને મકાને ગયો. દાદર ઉપરજ અચાનક હેમનલિનીએ કાંઇ વાતચિત કરી નહિ. તો-પણ આજે હેમનલિનીના મુખારવિંદ ઉપર આનંદની છટા પ્રત્યક્ષ જણાતી હતી. ઉષા પ્રભા જેવું મંદ હાસ્ય એ વદન ઉપર ચમકતું હતું. રમેશને જોતાં મુખ નીચું કરી નેત્રો ઢાળી હેમનલિની ચાલી ગઇ.

રમેશ પોતાને મકાને ગયો. હેમનલિની પાસેથી તે જે ગત શીખ્યો હતો તે વગાડવા લાગ્યો. પણ એક ગત કાંઇ હારમોનીઅમ ઉપર આખો દહાડો ચાલે? એટલે તે કામ થઇ રહેતાં એક કવિ-તાનું પુસ્તક વાંચવા લાગ્યો. પણ એ પુસ્તકમાં પોતાનો અને હેમ-નલિનીનો જે ઉચ્ચ પંક્તિનો પ્રેમ લાગ્યો તેવા ઉચ્ચ ભાવની પ્રેમની કવિતા જોવામાં આવી નહિ.

હેમનલિની આનંદોલ્લાસમાં પોતાનું ગૃહકાર્ય વહેલું વહેલું કરી લઇ, પોતાના શયનગૃહનાં દ્વાર બંધ કરી શીવણકાર્ય હાથમાં લઇ બેઠી. એના મુખારવિંદ ઉપર પરિપૂર્ણ પ્રસન્નતા અને શાંતિ પથરાયાં હતાં. સાર્થકતાએ સર્વાંગે આજે તેને જાણે વીંટી લીધી હતી.

કવિતાનું પુસ્તક તથા હારમોનીઅમ પડતાં મૂકી ચાના સમય પહેલાંજ રમેશ અન્નદાબાબુને મકાને આવ્યો. હેમનલિની સાથે મેળાપ થવામાં રોજ તો જરા પણ વિલંબ થતો નહિ. પણ આજ તો દિવાનખાનામાં તેણે કોઇને જોયું નહિ. પોતાના શયનગૃહને છોડી આજે હેમનલિની દિવાનખાનામાં ચા પીવા આવી નહોતી. અગા-શીમાં જોયું તો ત્યાં પણ હેમનલિની નહોતી.

અન્નદાબાબુ બરાબર વખતે આવી દિવાનખાનામાં ચાના ટેબલ પાસે બેઠા. રમેશ પણ ચાના ટેબલ પાસે ખુરશી પર બેઠો. અને વારંવાર બારણા તરફ દૃષ્ટિપાત કરવા લાગ્યો.

એટલામાં પગલાંનો અવાજ સંભળાયો. પણ જોયું તો અક્ષય-કુમાર! એ અત્યંત ઉલ્લાસ દર્શાવી બોલ્યોઃ—"અહો રમેશબાબુ! હું હમણા આપને મકાનેજ ગયો હતો."

આ વચન સાંભળતાંજ રમેશના મુખ ઉપર ઉદ્વેગની છાયા પડી.

અક્ષય હસી પડયો, અને બોલ્યોઃ—"બીઓ માં રમેશબાબુ! હું તમારી સાથે લડવા ગયો નહોતો હો. શુભ સમાચાર સાંભળતાં અભિનંદન આપવું એ મિત્રોનું કર્ત્તવ્ય છે; એ કર્ત્તવ્ય બજાવવા હું ગયો હતો."

આ વાતચિત ચાલતાં અન્નદાબાબુને સ્મરણ થયું કે હજુ હેમનલિની અહીંઆં આવી નથી. એટલે એમણે હેમનલિનીને બૂમ મારીઃ—"હેમ! હેમ!" છતાં હેમનલિની તરફથી કશો ઉત્તર મળ્યો નહિ. એટલે તેઓ પંડે ઉપર જઇ બોલ્યાઃ—"હેમ! આ શું? હજુ લગી શીવણકામ લઇને બેઠી છું? ચા તૈયાર છે અને રમેશ તથા અક્ષય આવ્યા છે."

હેમનલિનીનું મુખ કાંઇક લાલ થયું. તે બોલીઃ—"બાપુજી! મારો ચા ઉપરજ મોકલી આપો. આજે હું મારૂં શીવણનું કામ પૂરૂં કરવા ધારૂં છું."

અન્નદાઃ—"આજ તારી ભૂલ છે હેમ! તું એક કામ હાથમાં લે એટલે બીજો કશો વિચાર કરેજ નહિ. જ્યારે હાથમાં ચોપડી લે ત્યારે વાંચવાંચ જ કર્યાં કરે ને હાથમાંથી ચોપડી છોડે જ નહિ. વળી જ્યારે શીવવાનું હાથમાં લે ત્યારે એજ કર્યાં કરે. નહિ નહિ, એ ટેવ સારી નહિ. ચાલ, નીચે આવ. ચા પીવા પછી વળી શીવવાનું કરજે."

આટલું કહી પરાણે એમણે હેમનલિનીને નીચે આણી.

હેમનલિનીએ આજે કોઇ તરફ દૃષ્ટિપાત કર્યો નહિ. એ તો આ આપવાના કામમાંજ વળગી પડી ને નીચી દૃષ્ટિએ તે સૌની પાસે પ્યાલા રકાબી મૂકવા માંડી.

અન્નદાબાબુ અધીરા થઇ બોલી ઉઠયાઃ—"હેમ! આ તું શું કરે છે! મારા પ્યાલામાં ખાંડ કાં નાંખી! તું જાણતી નથી કે હું કદિ પણ ગળ્યો ચા પીતો નથી?"

અક્ષયકુમાર મંદ મંદ હસવા લાગ્યો ને બોલ્યોઃ—"આજે હેમનલિની પોતાની ઉદારતાને અટકાવી શકશે નહિ. આજે તો તે સૌનાં ગળ્યાં મોઢાં કરાવશે."

હેમનલિની પ્રતિ અક્ષયે કરેલી આ વ્યંગોક્તિ રમેશને અસહ્ય લાગી. તેણે મનમાં નિશ્ચય કર્યો કે "અત્યારે તો ઠીક છે, પણ વિવાહ થયા પછી અક્ષય સાથે જરા પણ સંબંધ રાખવો નહિ."

અક્ષય વળી બોલ્યોઃ—"રમેશબાબુ! આપનું નામ બદલાવી નાંખો."

આ પ્રમાણેની મશ્કરીથી રમેશ મનમાં ને મનમાં ચીડાયો ને નારાજ થઇ બોલ્યોઃ—"કાં! શામાટે?"

અક્ષય વર્તમાનપત્રમાંની એક ખબર દેખાડતો બોલ્યોઃ—"આ જુઓ, આપના નામનો એક વિદ્યાર્થી, પોતે બાજાને નામે પરીક્ષા આપી એને પાસ કરાવવાને વાંકે પકડાયો છે."

હેમનલિની જાણતી હતી કે રમેશ, કોઇ માણસને એકદમ મોઢા ઉપર રોકડો જવાબ પરખાવી શકે તેમ નથી ને તેથીજ આજ લગી અક્ષય, રમેશના ઉપર જે જે મર્મપ્રહારો કરતો, તેનો હેમનલિની સામો ઉત્તર આપતી. એટલે આજે પણ તે રહી શકી નહિ. પોતાનો

ક્રોધ મનમાંજ દબાવી, મંદ હાસ્ય કરી તે બોલી:-"અક્ષયના નામના ઘણા માણસો પણ કેદખાનામાં હવા ખાય છે."

અક્ષય:—"જુઓ, મિત્રભાવે સારી સલાહ આપવા જતાં ખોટું લાગ્યું ખરૂં? તો હવે સાંભળો. બધી વાત કહું. તમે જાણો છો કે મારી નાની બેન શરદલક્ષ્મી બાલિકાવિદ્યાલયમાં અભ્યાસ કરે છે. તે કાલે સાંજે આવીને મને કહેવા લાગી કે 'ભાઇ! તમારા મિત્ર રમેશબાબુની સ્ત્રી તો અમારી શાળામાં ભણવા આવે છે," ત્યારે મેં કહ્યું: "જા જા ગાંડી, મારા મિત્ર રમેશ સિવાય જગતમાં રમેશ નામના બીજા પુરૂષો નહિ હોય કે?" શરદ બોલી:-"એ કોણ જાણે? પણ એણે તો છૂટીના વખતમાં પણ પોતાની સ્ત્રીને બોર્ડિંગમાં રાખવાનો બંદોબસ્ત કરેલો છે. આથી તે સ્ત્રી બિચારી ઘણી જ રૂવે છે ને કકળે છે." ત્યારે મને પણ લાગ્યું કે: "એ તો કાંઇ ઠીક કર્યું નહિ. હવે જુઓ, જેવી ભૂલ શરદે કરી એવી બીજાં પણ કરે એમાં નવાઈ શી?"

અન્નદાબાબુ હસીને કહેવા લાગ્યા:-"અક્ષય! તમે આ ગાંડા માણસના જેવી શી વાત કરો છો? કોઇ રમેશ નામના પુરુષની સ્ત્રી કન્યાશાળામાં ભણતી હશે ને રોતી હશે, માટે આપણા રમેશચંદ્રે પોતાનું નામ બદલાવવું?"

એટલામાં પોતાનું મોં લાલચોળ થઇ જતાં રમેશ ઓરડામાંથી ઉઠી ચાલ્યો ગયો.

અક્ષય:-"આ શું રમેશબાબુ! આપ એમાં ગુસ્સે થઇ ચાલ્યા કાં જાઓ? જો હું આપના ઉપર સંદેહ લાવતો હોત તો આ વાત આપને કહેત ખરો કે? નહિજ." આ પ્રમાણે બોલતો બોલતો અક્ષય રમેશની પાછળ પાછળ ચાલ્યો.

"આ શું [illegible]વાય ?" અન્નદાબાબુ બોલ્યા.

હેમનલિ[illegible] લાગી. અન્નદાબાબુ ગભરાઇને બોલ્યાઃ— "આ શું કરે [illegible]મ ? રડે છે શામાટે ?"

ડુસકાંને [illegible] શમાવી હેમનલિની બોલીઃ—"જુઓ બાપુ, અક્ષયકુમારે કે[illegible] ગંભીર અન્યાય કર્યો ! આપણા મકાનમાં આવી તે એક સજ્જ[illegible]નું આવું અપમાન કરે એ કાંઇ સારૂં કહેવાય ?"

અન્નદા[illegible] —"અક્ષયે મશ્કરી કરતાં કરતાં જરા ગમ્મત કરી, એમાં [illegible]ધી લાગણીને ઉશ્કેરી ગભરાવાનું કાંઇ કારણ નથી."

"પણ [illegible] અવી મશ્કરી તે હોય !" આટલું બોલી હેમનલિની ત્વરિત [illegible] પોતાની મેડી ઉપર ચાલી ગઇ.

આ [illegible]માં આવીને રમેશે બહુજ કાળજીથી કમળાના સ્વામીનો પત્તો [illegible] તજવીજ કરવા માંડી હતી. બહુ મહેનતે પત્તો મેળવ[illegible]કરમાં તેણે કમળાના મામા તારિણીચરણને એક પત્ર લખ[illegible]ને આજ [illegible]તઃકાળમાંજ તારિણીચરણે જણાવ્યું હતું કેઃ [illegible] કમનસીબ બનાવ બન્યા પછી મને અમારા જામાતા નલિ[illegible] કશો પત્તો મળ્યો નથી. રંગપુરમાં તે દાકતર હતા. ત્યાં પણ [illegible]ગળ લખ્યો છે, પણ આજ લગી કશા સમાચાર મળ્યા ન[illegible]નું જન્મસ્થાન ક્યાં છે, તે પણ અમારા જાણવામાં નથી. [illegible] કમળાનો સ્વામી નલિનાક્ષ જીવતો હોવાની આશા રમેશ [illegible].

આજે સ[illegible] રમેશને બીજા પણ અનેક પત્રો મળ્યા. વિવાહના સમાચાર [illegible]ની કેટલાક મિત્રોએ તેને મુબારકબાદી આપી હતી. કેટલાકે તેને ન[illegible]પાણીનો હક ચૂકાવવાને લખ્યું હતું અને

કેટલાકે તેને આજ લગી આ વાત ગુપ્ત રાખવામાટે માર્મિક ભાષામાં ઠપકો આપેલો હતો.

એટલામાં અન્નબાબુના એક નોકરે આવી રમેશના હાથમાં બીડેલું સુંદર કવર મૂક્યું. એ કવર ઉપરના પોતાના નામાક્ષરો જોતાંજ રમેશનું હૃદય ધડકવા લાગ્યું.

હેમનલિનીએ લખેલી એ ચિઠ્ઠી હતી. રમેશે ધાર્યું કે અક્ષયની વાત સાંભળ્યા પછી એના મનમાં સંદેહ ઉપજ્યો હશે. ને એ સંદેહનું નિવારણ કરવા માટે એણે પત્રમાં કાંઇક લખેલું હશે.

પણ કવર તોડતાં તેમાં માત્ર આટલાજ શબ્દો હતા.

"અક્ષયબાબુએ કાલે આપના ઉપર ભારે અન્યાય કર્યો છે. મેં ધાર્યું હતું કે આજે સવારમાં તમે જરૂર આવશો, પણ કેમ આવ્યા નહિ ? અક્ષયની વાત સાંભળી તમે એટલું બધું શામાટે માઠું લગાડયું ? તમે જાણો છો કે એની વાત હું કદિ પણ ગ્રાહ્ય કરવાની નથી. આપ આજ વહેલા વહેલા આવજો. હું આજે શીવણની ચોટલી બાંધીજ રાખીશ."

આ નાનકડા પત્રમાં હેમનલિનીના લાગણીવાળા કોમળ હૃદયની વ્યથા અનુભવતાં રમેશનાં લોચનોમાં જળ ભરાયું. તે સમજ્યો કે કાલથીજ હેમનલિની મારી હૃદયવ્યથા શમાવવા સારૂ મારી રાહ જોઇને રહેલી છે. એ રાહમાં ને રાહમાં એણે રાત્રિ ગાળી છે તેમ અત્યારલગીનો દિવસ પણ ગાળ્યો છે. ને છેલ્લે ન રહેવાયાથી આ પત્ર લખેલ છે.

રમેશે કાલથીજ ધાર્યું હતું કે હવે વિલંબ ન કરતાં બધી વાત સ્પષ્ટ કરી હેમનલિનીને કહી દેવી; પણ અક્ષયકુમારવાળો પ્રસંગ ઉપ-

સ્થિત થયા પછી તેને લાગ્યું કે હમણાં એ વાત કહેવી યોગ્ય નથી. અત્યારે એ વાત કહેવા જતાં એમ લાગશે કે પોતે પકડાઇ ગયા પછી બચાવ કરવા આ વાત ગોઠવાઇ છે. આથી અક્ષયની વાત સાચી જણાશે. ને મારો પરાજય થશે. એ પણ અસહ્ય છે.

એટલામાં પોષ્ટમેને આવી એક પત્ર આપ્યો. રમેશે તે ફાડી વાંચવા માંડયો, તો તે સ્રીવિદ્યાલયના સુપરિન્ટેન્ડેન્ટનો હતો. તેણે લખ્યું હતું કેઃ—" કમલા અત્યંત ગભરાય છે. આવી અવસ્થામાં રજાના સમયમાં એને બોર્ડિંગમાં રાખવી ઉચિત નથી. આવતા શનિવારે રજા પડે છે, એટલે તે દહાડે તેને વિદ્યાલયમાંથી ઘેર લઇ જવાની તમે ગોઠવણ કરજો. "

શનિવારે કમલાને વિદ્યાલયમાંથી ઘેર તેડી લાવવી તેને બીજે જ દહાડે એટલે કે રવિવારે રમેશનો વિવાહ થવાનો ? હવે શું કરવું ? એ મુંઝવણમાં રમેશ પડયો.

એટલામાં રમેશના ઘરમાં અક્ષયકુમારે પ્રવેશ કર્યો ને તે બોલ્યોઃ—" રમેશબાબુ ! મને માફ કરજો. મેં એક સાધારણ ગમ્મત કરી તેમાં તમને બહુ માઠું લાગી ગયું ? જો તમને આવું માઠું લાગશે એમ હું જાણત તો બોલત જ નહિ. મશ્કરીમાં જો સત્યતાનો અંશ હોય તો માણસોને માઠું લાગે છે. પણ જે વાત તદ્દન અસત્ય છે તેમાં તમે આમ કાં નારાજ થાઓ ! અન્નદાબાબુ તો કાલથી મારાપર ગુસ્સે થયા છે. ને હેમનલિનીએ તો મારી સાથે બોલવાનું પણ બંધ કર્યું છે. આજ સવારે હું એમને ત્યાં ગયો હતો, પણ હેમનલિનીએ તો મારા સામું પણ ન જોયું ! મેં એવો શો મહા અપરાધ કર્યો છે તે તો જુઓ. "

રમેશઃ—" એ બધો વિચાર આપણે પછી કરશું. હમણાં મને માફ કરો. હું અત્યારે બહુ કામમાં છું. "

અક્ષયઃ—" હા, સમજ્યો. લગ્નની ધામધુમ નજીકમાં છે; અને કામકાજમાં તમે એકાવા છો. તમને મંગલકાર્યમાં હરકત કરવા હું ચહાતો નથી. હવે રજા લઉં છું."

આટલું બોલી અક્ષય ચાલ્યો ગયો. ને રમેશ અન્નદાબાબુને ઘેર ગયો. ત્યાં જતાં જ તેને હેમનલિની સામી મળી. આજે રમેશચંદ્ર વહેલા વહેલા આવશે એ વિચારે હેમનલિની વહેલી વહેલી તૈયાર થઇ બેઠી હતી. શીવણકામની પોટલી બાંધી તેણે ટેબલને એક ખૂણે જૂદી જ રાખી મૂકી હતી. અને પોતે હારમોનીઅમની પાસે પોતાની ખુરશી મૂકી રાખી હતી. આજે રમેશની સાથે હારમોનીઅમની જૂદી જૂદી ગતો વગાડવી છે, એવી એની ધારણા હતી. જો કે અવ્યક્ત સંગીત તો એના હૃદયમાં ચાલી જ રહ્યું હતું!

રમેશને આવેલો જોતાંજ હેમનલિનીના મુખારવિંદ ઉપર પ્રસન્નતાની ઉજ્વલ રેખા ચમકવા લાગી. પરંતુ જ્યારે રમેશે બીજું કાંઇ ન બોલતાં પહેલોજ સવાલ " અન્નદાબાબુ ક્યાં છે ? " એવો પૂછ્યો ત્યારે એ રેખા મુહૂર્ત્તમાંજ મ્લાન થઇ ગઇ.

હેમનલિનીઃ—" બાપા એમના બેસવાના ઓરડામાં જ છે; કાં શું હમણાં જ એમનું પ્રયોજન છે ! ચા પીવાનો સમય થયે તેઓ અહીં આવશે. "

રમેશઃ—" હા, પણ મારે વિશેષ પ્રયોજન છે; એટલે વિલંબ કરી શકાય તેમ નથી. "

હેમનલિનીઃ—" તો જાઓ. તેઓ એમની બેઠકમાં જ છે. "

રમેશ ચાલ્યો ગયો. પ્રયોજનની પાસે આજે પ્રેમની કિંમત ઓછી અંકાઇ ! આજે પ્રેમને પ્રયોજનના દ્વાર પાસે બેસી પહેરો ભરવાનું થયું !

શરદઋતુના આજના સુંદર દિવસે જાણે પોતાના નિશ્વાસો નાંખી નાંખી જ આનંદભંડારનાં સોનેરી દ્વારો વાસી દીધાં ! હેમનલિનીએ હારમોનીઅમ પાસેથી પોતાની ખુરશી તાણી ટેબલ પાસે આણી, ને શીવણની પોટલી છોડી એક મને સીવણના કામમાં જોડાવાનું ધાર્યું. સેય ભોંકાવા લાગી પણ તે માત્ર બહાર જ નહિ; અંદર પણ ખરી ! રમેશનું પ્રયોજન શીઘ્ર પૂરૂં થયું નહિ. પ્રયોજને તો રાજા પ્રમાણે પુષ્કળ સમય લીધો અને બિચારો પ્રેમ તો કંગાલ હાલતમાં બહાર વા ખાતોજ રહ્યો.

## પરિચ્છેદ ચૌદમો.

### લગ્ન મુલતવી.

રમેશે અન્નદાબાબુની બેઠકમાં પ્રવેશ કર્યો. એ વખતે અન્નદાબાબુ મોઢા પાસે વર્ત્તમાનપત્ર રાખી આરામખુરશીમાં પડયા પડયા વાંચતા હતા. રમેશનાં પગલાં સાંભળતાં તેઓ ચકિત થઇ ગયા ને વર્ત્તમાનપત્રને બેવડું ચોવડું વાળતાં વાળતાં બોલ્યાઃ—" રમેશ, આ વર્ષે પ્લેગમાં હિંદુસ્થાનમાં કેટલાં માણસો મરી ગયાં તે તમે વાંચ્યું કે ? "

રમેશ એમણે પૂછેલા પ્રશ્નનો જવાબ ન આપતાં જ બોલ્યોઃ— " લગ્ન હમણાં બંધ રાખવાં પડશે. મ્હારે જરૂરનું કામ છે."

અન્નદાબાબુના મગજમાંથી હિંદુસ્થાનનાં મરણોનો આંકડો ઉડી ગયો. થોડીવાર તેઓ રમેશના મ્હોં સામેજ તાકી રહ્યા. ને

બોલ્યા: " રમેશ, આ શું બોલો છો ? નિમંત્રણો પણ અપાઇ ગયાં છે. "

રમેશઃ—" આ રવિવાર પછીના બીજા રવિવારે લગ્નનો દિવસ નક્કી થશે. ને એના સમાચાર નિમંત્રિત જનોને આજેજ મોકલી આપશો.

અન્નદાબાબુઃ—" રમેશ, તમે તો મને ચૂપ કરી દીધો ! આ શું કોર્ટનો કેસ છે કે તમારી સગવડ પ્રમાણે અમુક દહાડા લગી મુલ્તવી રાખી શકાય ? વળી તમારે એવું શું પ્રયોજન છે તે તો સાંભળું. "

રમેશઃ—" બહુ જ અગત્યનું પ્રયોજન છે; ને તેમાં વિલંબ કરે ચાલે તેવું નથી. "

અન્નદાબાબુનું વદન મ્લાન થઈ ગયું. તે પોતાની આરામ-ખુરશી હલાવતા હલાવતા બોલ્યાઃ—" વિલંબ કરે ચાલે તેવું નથી ? સારી વાત ? ઠીક, તમારી મરજી પડે તેમ કરો. નિમંત્રણ પાછાં તાણી લેવાની વ્યવસ્થા તમારી બુદ્ધિમાં યોગ્ય લાગે તેમ કરો. લોકો જ્યારે મને પૂછશે ત્યારે હું તો કહેવાનો કે એમાં હું કાંઇ જાણતો નથી. રમેશને શું કામ આવી પડયું તે વાત તેજ જાણે. વળી હવે ક્યારે સગવડનો દિવસ આવશે તે પણ તેજ જાણે. "

રમેશ કશો ઉત્તર ન આપતાં નીચું મોં કરી બેઠો રહ્યો.

અન્નદાબાબુ બોલ્યાઃ—"તમે આ વાત હેમનલિનીને જણાવી ? "

રમેશઃ—" ના. ના. હજુ જણાવી નથી. "

અન્નદાબાબુઃ—" તેને જણાવવી આવશ્યક છે. આ વિવાહ કાંઇ તમારા એકલાનાજ થવાના નથી. "

રમેશઃ—" પહેલાં આપને જણાવ્યા પછી મેં એને જણાવવાનું ધાર્યું છે. "

આનન્દાબાબુએ બુમ મારીઃ—" હેમ! હેમ! "

હેમનલિની આવી અને બોલીઃ—" કાં બાપુજી ! "

આનન્દાઃ—" રમેશ કહે છે કે હમણાં મારે જરૂરનું કામ આવી પડયું છે, એટલે હમણાં પરણવાની નવરાશ નથી ! "

હેમનલિનીએ એકવાર વિવર્ણવદને રમેશના મુખભણી જોયું. એટલે રમેશ અપરાધીની પેઠે નિરૂત્તર રહ્યો ને નીચે જોઇ ગયો.

હેમનલિનીની પાસે આ ખબર આવી કફોડી રીતે અપાશે એવું રમેશે ધાર્યું નહોતું. અપ્રિય વાર્ત્તા એકદમ કાને પડતાં હેમનલિનીના અંતઃકરણમાં કેટલો મર્માન્તિક આઘાત થશે એ વાતનો રમેશને પહેલાં ખ્યાલ નહોતો, પણ અત્યારે તેનો પ્રત્યક્ષ અનુભવ થયો. પરંતુ જે તીર એકવાર ધનુષ્યમાંથી છૂટયું તે શું પાછું ખેંચાય છે ? રમેશે પ્રત્યક્ષ અનુભવ્યું કે એ નિષ્ઠુર તીરે હેમનલિનીના કોમળ હૃદય ઉપર અસહ્ય આઘાત કર્યો છે.

પણ થવું તે થયું. હેમનલિનીના હૃદયમાં એ ઘાથી પરેલા વ્રણ ઉપર ઔષધિનું લેપન કરવાની હવે તક રહી નહોતી. વિવાહ હમણાં બંધ રાખ્યા વિના ચાલે તેવું નહોતું. કારણ કે વિશેષ પ્રયોજન આવી પડયું હતું. શું વિશેષ પ્રયોજન આવી પડયું છે ? તે કહેવાની પણ અત્યારે રમેશની ઇચ્છા નહોતી. એટલે જ્યાં પ્રયોજન જ જણાવવામાં વાંધો છે ત્યાં વિશેષ વ્યાખ્યાન કે વિવેચન પણ શું થઇ શકે ?

આનન્દાબાબુ હેમનલિની સામું જોઇને બોલ્યાઃ—" એ હવે તમારૂં કામ છે. તમોને જે ઠીક લાગે તેમ વિચાર કરી લેજો. "

હેમનલિની મુખ નીચું કરીને બોલીઃ—" હું એમાં કશું જાણતી નથી. " આટલું બોલી સૂર્યાસ્તની મ્લાન પ્રભા જેમ તત્કાલીન ઉદ્ગમ-

વેલા મેઘોના અંધકારમાં વિલીન થઈ જાય છે તેમ હેમનલિની ત્યાંથી બહાર નીકળી ગઇ.

અન્નદાબાબુ વર્ત્તમાનપત્ર પોતાના મોં આડું ધરી વાંચવાનો ઢોંગ કરતા કરતા આ પ્રસંગનો વિચાર કરવા લાગ્યા. ને રમેશ સ્તબ્ધપણે ત્યાં બેઠો રહ્યો.

થોડીવારે રમેશ ચમકી અચાનક ઉભો થયો. ને એ ઓરડામાંથી બહાર નીકળી હેમનલિનીના અભ્યાસગૃહમાં ગયો. ત્યાં જોયું તો તે બારી પાસે મૌન ધારી ઉભેલી છે. અને આગામી નવરાત્રિના મહોત્સવ સારૂ કલકત્તામાં આવ જા કરતો, નદીના વિશાળ વારિપ્રવાહ જેવો, જનપ્રવાહ નિહાળતી હતી. એ જનપ્રવાહ સમસ્ત રસ્તામાંથી છલકાઇ, નાની નાની ગલીઓમાં પથરાતો હતો અને કોલાહલનો નાદ કરતો હતો.

રમેશ એકદમ હેમનલિની પાસે જતાં અચકાયો. એથી કેટલીકવાર પાછળ ઉભો રહી સ્થિર દ્રષ્ટિએ તેને નીહાળવા લાગ્યો. શરદ ઋતુના અપરાન્હકાળના વીશદ રમ્ય પ્રકાશમાં વાતાયન સમીપ ઉભેલી એ રમ્ય મૂર્તિએ રમેશના હૃદયમાં એક ચિરસ્થાયી ચિત્રની છાપ પાડી. એના સુકુમાર કપોલોની સ્નિગ્ધતા, એણે અતી યત્ને ગુંથેલી કુટિલ વેણી, એના ગ્રીવાપ્રદેશ ઉપર વિરાજી રહેલા કોમલ વિરલ કેશો, એના વક્ષઃસ્થલ ઉપર વિરાજી રહેલા સુવર્ણહારનો ચળકાટ, એના વામસ્કંધ ઉપર આવી રહેલી અંચલની સુંદર કોર, આ બધાં એના પીડિત અંતઃકરણ ઉપર છવાઇ ગયાં—પ્રતિબિંબત થઇ રહ્યાં!

રમેશ ધીરે ધીરે હેમનલિનીની પાસે જઈ ઉભો, પણ હેમન-

લીની રમેશના કરતાં જાણે રસ્તામાં જતા આવતા લોકોને નિહાળવાને વધારે ઉત્સુક હોય તેમ તે તરફ જ તાકી રહી હતી.

રમેશ બાષ્પરૂદ્ધ કંઠસ્વરે બોલ્યોઃ—"હેમનલિની! મ્હારી એક ભિક્ષા—યાચના છે."

રમેશના કંઠસ્વરમાં ઉછળતી વેદનાઓનો આઘાત અનુભવતી હેમનલિનીએ પોતાનું મોં રમેશભણી ફેરવ્યું.

રમેશ ગદ્‌ગદ કંઠે બોલ્યોઃ—" તું મારાપર અણુવિશ્વાસ આણીશ માં"

રમેશે પહેલવહેલુંજ આજે હેમનલિનીને તું કહ્યું. વળી તે બોલ્યોઃ—"વળી તું મ્હને કહે કે હું કદિ પણ અણુશ્વિાસ લાવીશ નહિ. અને હું પણ અંતર્યામીને હૃદયમાં સાક્ષી રાખીને કહું છું કે કદિ પણ હું અવિશ્વાસી થઇશ નહિ."

રમેશથી વધારે બોલી શકાયું નહિ. તેના નયનોના પ્રાન્તભાગમાં જળ ભરાયું. હવે હેમનલિનીએ પોતાનાં સ્નિગ્ધકરુણ લોચનો રમેશના વદન ઉપર સ્થિર કર્યાં. ત્યારપછી એકદમ હેમનલિનીનાં લોચનોમાંથી અશ્રુધારા ઝરવા લાગી ને તે તેના ગંડસ્થળોને ભીંજવી મોતીકણોની ધારાપેઠે ભોંય ઉપર પડી. ને જોતાં જોતાંમાંજ એ વાતાયન સમીપના વિભાગમાં ક્ષણમાત્રમાં સ્વર્ગીય શાંતિ પ્રસરી રહી! એ પ્રેમી જોડું કેવળ મૌન ધારીનેજ ઉભું રહ્યું. તેમછતાં ત્યાં જાણે શાંતિ—સાંત્વનાપૂર્ણ સ્વર્ગજ ખડું થયું હોયની! એમ ભાસવા લાગ્યું.

કેટલીકવાર એ અશ્રુજળપ્લાવિત ગંભીર મૌનમાં પોતાનાં હૃદય તથા મનને ડુબાવી રાખી બંને ઉભાંજ રહ્યાં. પછી પોતાનું સમગ્ર ધૈર્ય એકત્ર કરી રમેશ બોલ્યોઃ—" મેં શામાટે એક અઠવાડીઉં લગ્ન

બંધ રાખવાનો પ્રસ્તાવ કર્યો છે એ કારણ તું જાણવા ચાહે છે!"

હેમનલિનીએ માથું હલાવ્યું ને જણાવ્યું કે એ જાણવા મારી અભિલાષા નથી.

રમેશ બોલ્યો:—"વિવાહ પછી એ બધી વાત હું તને કહીશ."

રમેશચંદ્રનું આ છેલ્લું વાક્ય સાંભળતાં હેમનલિનીના ગંડસ્થળોમાં લજ્જાની લાલિમા છવાઇ.

આજે જન્માપછી હેમનલિનીએ રમેશના મિલનપ્રસંગની આશામાં શણગારો સજતાં સજતાં ધાર્યું હતું કે આજે હું અમુકપ્રકારના હાસ્યવિનોદો, વાર્તાલાપો ને આનંદચેષ્ટાઓ કરીશ. પરંતુ અલ્પસમયમાંજ બંનેનાં હૃદયોમાં એ ભાવોનું પરિવર્તન થઇ ગયું હતું. તોપણ ક્ષણમાત્રમાંજ આ પ્રેમીયુગલે જે રીતે શ્રદ્ધાનો વિનિમય કર્યો, તેમનાં નેત્રોમાંથી જે અશ્રુઓ સર્યાં, તેમણે અપૂર્વભાવભરિત દૃષ્ટિએ જે પરસ્પર મુખાવલોકન કર્યું ને મૌનભાવે કેટલીકક્ષણો તેઓ જે પાસે પાસે ઉભાં રહ્યાં; તે સમયનો નિબિડ આનંદ, તે સમયની ગંભીર શાંતિ ને તે સમયનો પરમ આશ્વાસ એની તો કલ્પના પણ કરી શકાય તેમ નથી.

હેમનલિની:—" તમે એક વાર વડીલ પાસે જાઓ, તેઓ નારાજ થયા છે."

સંસારના નાનામોટા આઘાતો સહન કરવા હૃદયને દૃઢ કરી અનદાબાબુની બેઠકભણી રમેશ ચાલ્યો.



# પરિચ્છેદ પંદરમો.

## સંશય.

રમેશને ફરીવાર પોતાની બેઠકમાં આવેલો જોઇ અન્નદાબાબુએ તેના મુખ તરફ ઉદ્વિગ્નભાવે જોયું.

રમેશઃ—" જો નિમંત્રિત ગૃહસ્થોનાં નામની યાદી મને આપો તો લગ્નદિવસના પરિવર્તનના સમાચાર આજે હુંજ તેમને આપી દઇશ. "

અન્નદાબાબુઃ—" ત્યારે લગ્નદિવસ પાછો ઠેલવાનું તો નક્કીજ કર્યું કે ? "

રમેશઃ—" હા, બીજો કશો ઇલાજ નથી."

અન્નદાબાબુઃ—" જુઓ રમેશ, તો તમારી મેળે ઠીક પડે તેમ કરો. હું એ ઘડભાંજમાં પડતો નથી. જે કાંઇ બંદોબસ્ત કરવાનો હોય તે તમારી મેળે કરી લેજો. લોકોને હાસ્ય કરવાના કારણરૂપ હવે હું થવા ચહાતો નથી. વિવાહનું કામ જો નાનાં છોકરાંની રમત પ્રમાણે પોતાની ઇચ્છાનુસાર થતું હોય તો તેમાં મારા જેવા વયોવૃદ્ધ માણસે ન પડવું એજ શ્રેયસ્કર છે. લ્યો આ નિમંત્રિત માણસોની યાદી, આમાં મેં કેટલાય રૂપિયા ખરચી નાંખ્યા છે. એ હવે નકામા થયા ! એ રીતે વારંવાર પૈસા પાણીમાં નાંખવા એવો મારો મત નથી.

રમેશે તમામ ખર્ચનો અને વ્યવસ્થાનો ભાર પોતાને માથે લીધો. અને જ્યારે તે ઉઠવા તત્પર થયો, ત્યારે અન્નદાબાબુ બોલ્યાઃ

"રમેશબાબુ! વિવાહ પછી તમે ક્યાં પ્રેક્ટિસ કરશો? કોઇ સ્થળ નક્કી કર્યું છે? કલકત્તામાં તો નજ કરશો હો."

રમેશ:—"ના, ના, કલકત્તામા પ્રેક્ટિસ કરવા મારો વિચાર જ નથી. પશ્ચિમ હિંદુસ્તાનમાં એક સારૂં શહેર એને માટે મેં પસંદ કર્યું છે."

અન્નદાબાબુ:—"એ તો સારૂં. પશ્ચિમનાં હવાપાણી સારાં છે. મને લાગે છે કે ઇટાવા શહેર કાંઇ ખરાબ શહેર નથી. ત્યાંનું પાણી અન્નપાચન માટે અતિ ઉત્તમ છે. હું ત્યાં એકવાર ગયો હતો, પણ એક મહિનામાં તો મારા ખોરાકનું પ્રમાણ ડબ્બલ થઇ ગયું હતું. જુઓ બાપુ! સંસારમાં મારે આ એક વહાલામાં વહાલી પુત્રી છે. જો એ મારી નજર આગળ ન હોય તો હું આનંદે રહી શકું નહિ. તેથી મારી એવી ઇચ્છા છે કે તમારે એક સુખાકારીવાળું સ્થળ પસંદ કરવું.

રમેશનો એક અપરાધ હાથમાં આવતાં અન્નદાબાબુ તેના ઉપર પોતાના જૂદા જૂદા પ્રકારના દાવાઓ રજુ કરવા માંડયા. તે સમયે રમેશને એમણે જો ચેરાપુંજી અથવા પંચગની જઇ રહેવાનું કહ્યું હોત તોપણ તેને માન્ય કરેજ છુટકો હતો. તે બોલ્યોઃ "જેવી આપની આજ્ઞા. હું ઇટાવામાંજ પ્રેક્ટિસ કરીશ." આટલું બોલી નિમંત્રણતિથિ બદલાવાના સમાચાર નિમંત્રિત ગૃહસ્થોને આપવાનો ભાર પોતાને માથે લઇ રમેશ ત્યાંથી વિદાય થયો.

થોડીવારે અન્નદાબાબુ પાસે અક્ષય આવ્યો. તે આવતાંજ અન્નદાબાબુ બોલ્યા:—"રમેશે પોતાના લગ્નનો દિવસ એક અઠવાડીઉં પાછો ઠેલ્યો છે."

અક્ષયઃ—"ના, ના, એવું તે હોય ! એવું તો કાંઇ થઇ શકે ? લગ્ન તો પરમ દિવસેજ થવું ઉચિત છે."

અન્નદાઃ—" ઉચિત તો ઘણું એ છે. સાધારણ માણસો પણ ક્ષુલ્લક કારણોને લીધે લગ્નતિથિ બદલતા નથી, પરંતુ આજકાલના તમારા જેવા જુવાનીઆઓને માટે તો બધું સંભવે છે. "

અક્ષય પોતાનું મુખ ગંભીર રાખી, મહા ચિંતામાં પડયો હોય એવો આડંબર કરી કેટલીક વારે બોલ્યો:—"આપે જેને એક વાર બહુજ સત્પાત્ર વર માની લીધો છે, તેને માટે જો તમે બે આંખો ઉઘાડીને જુઓ તો સારૂં. પોતાની પુત્રી જેને ચીરકાલ સમર્પણ કરવી છે તેની રીતભાત તો જોવીજ જોઇએ. પછી ભલેને તે સ્વર્ગનો દેવ કાં ન હોય ? સાવધાની રાખનાર દુઃખી થતું નથી. "

અક્ષયની આ વાત સાંભળી અન્નદાબાબુ બોલ્યા:—" રમેશ જેવા માણસ માટે પણ સંદેહ કરવો પડે તો પછી સંસારમાં કોઈની સાથે કશો સંબંધ રાખી શકાય એવો સંભવ જ નથી. "

અક્ષયઃ—" સારૂં. લગ્નદિવસ પાછો ઠેલવાનું કશું કારણ રમેશે જણાવ્યું છે ?"

અન્નદાબાબુ પોતાનું માથું હલાવતા હલાવતા બોલ્યા:—" ના ના, કારણ તો એણે કાંઇ જણાવ્યું નથી. પૂછતાં તેણે માત્ર એટલું જ કહ્યું કે જરૂરનું કામ છે. "

પોતાનું મોં ફેરવી અક્ષયે જરા હાસ્ય કર્યું. ત્યારપછી તે બોલ્યો:—"હું ધારૂં છું કે આપની પુત્રી પાસે એણે પોતાનું જરૂરનું કામ કહેલું હોવું જોઇએ. "

અન્નદાબાબુઃ—" એમ સંભવે છે. "

અક્ષયઃ—“ તેને એક વાર બોલાવી પૂછી જુઓ તો તેમાં કાંઇ ખોટું નથી. ”

“ એ વાત બરાબર છે. ” એમ કહી અન્નદાબાબુએ મોટે સ્વરે હેમનલિનીને હાંક મારી. હેમનલિની આવીને જુએ છે તો પિતાની પાસે અક્ષયને બેઠેલો જોયો. આથી તે એવી રીતે ઉભી રહી કે અક્ષય હેમનલિનીનું મોં જોઇ શકે નહિ.

અન્નદાબાબુઃ—“ લગ્નનો દિવસ પાછો હડસેલાયો છે તેનું કાંઈ કારણ રમેશે તને કહ્યું છે ? ”

હેમનલિનીએ ડોકું ધુણાવી ના પાડી.

અન્નદાબાબુઃ—“ આ પણ એક નવાઇની વાત ! જેવો રમેશ છે તેવીજ તું પણ જણાય છે. એણે આવી તને કહ્યું કે ‘ મને હમણાં પરણવાની ફુરસદ નથી ’ ત્યારે તેં તે વાત કબુલ કરી. અને કહ્યું કેઃ ‘ ઠીક, વળી નવરાશ આવે ત્યારે વિવાહ કરજો ! ’ બસ, એ સિવાય નહિ કાંઇ વાત કે નહિ કાંઇ વિગત ! ”

અક્ષય હેમનલિનીનો પક્ષ લઇ બોલ્યોઃ-“એમાં હેમનલિની શું કરે ? જ્યારે કોઇ માણસ પોતાની વાત ગુપ્ત રાખવા સારૂ કારણ ન જણાવે ત્યારે તેને એ વિષે પ્રશ્નો પૂછવા એ શું યોગ્ય ગણાય કે ? જો એ કારણ કહેવા જેવું હોત તો રમેશ પોતેજ વગર પૂછ્યે જ કહી દેત. ”

હેમનલિનીનું વદન લાલ થયું. તે બોલીઃ—“ હું એ બાબતની વાતચિત બહારનાં માણસો સાથે કરવા ચહાતી નથી. જે થયું છે તે માટે મારા મનમાં લેશ પણ ક્ષોભ નથી.”

આટલું બોલી હેમનલિની ત્યાંથી ત્વરિત પગલે ચાલી ગઇ.

અક્ષય પોતાના ફીકા વદન ઉપર પરાણે હાસ્ય લાવીને બોલ્યોઃ— "સંસારમાં એવો નિયમ છે કે બંધુજનોને જે કલંક લાગે તે ઇષ્ટમિત્રો પોતાને જ લાગેલું સમજે છે. ને એજ કારણે તમારે માટે મને લાગણી રહે છે. તમે ભલે મને ગાળો દો, અથવા તિરસ્કાર કરો તોપણ રમેશને વિષે સંદેહ લાવવો એને હું તમારા સ્નેહી તરિકે બંધુત્વનું કર્તવ્ય સમજું છું. હું આપનાં કુટુંબીજનો માટે જ્યાં લેશ પણ વિપત્તિનો સંભવ જોઉં છું ત્યાં નિઃસંશયપણે રહી શકતો નથી. મારી આ એક જાતની નિર્બળતા છે, ને તેનો તો હું પોતે પણ સ્વીકાર કરૂં છું—હશે ગમે તેમ હો. યોગેન્દ્ર કાલે આવવાનો છે. આ બધું જોયા તથા સાંભળ્યા પછી તે પોતાની બેનને માટે નિશ્ચિન્ત રહી શકતો હોય તો તે એ વિશે હું કશું કહેવાનો નથી."

રમેશની રીતભાત વિષે તપાસ કરવા જેવો પ્રસંગ ઉપસ્થિત થયો છે એ વાત અન્નદાબાબુ સમજતા નહોતા એમ નહોતું. પરંતુ જે ગુપ્ત છે તેને બળપૂર્વક પરાણે પ્રકટ કરવું એ તો નાહક ઉપાધિ વ્હોરવા જેવું છે. એમ સમજી આ વિષે તેમણે પોતાનો કશો આગ્રહ પ્રગટ કર્યો નહિ.

અક્ષયના ઉપર તેમની નારાજી થઇ. તે બોલ્યાઃ—" અક્ષય! તમારો સ્વભાવ બહુજ સંશયી છે. કશું પ્રમાણ મળ્યા વિના શા માટે તમે..........."

અક્ષય પોતાના મન ઉપર કાબુ રાખવાનું કામ સારી રીતે કરી શકતો. પણ આજે ઉત્તરોત્તર આઘાત ખાવાથી તેનું ધૈર્ય ચાલ્યું ગયું. તે ઉત્તેજીત થઇ બોલ્યોઃ—" સાંભળો, અન્નદાબાબુ! મારામાં અનેક દોષ છે. હું સત્પાત્રની ઇર્ષ્યા કરૂં છું. હું સત્પુરુષ ઉપર સંદેહ કરૂં છું. ગૃહસ્થ લોકોની પુત્રીઓને બી. એ. ની ફીલૉસોફી શી-

ખવવા જેટલી વિદ્યા પણ મારામાં નથી, તેમજ એવાં સુશિક્ષિત માણસોની સાથે કાવ્ય અને સાહિત્યના વિષયોની ચર્ચા કરવા જેટલી યોગ્યતા પણ મારામાં નથી. હું એક સાધારણમાં સાધારણ માણસ છું, તેમ છતાં હું આપના પ્રતિ સદા અનુરક્ત છું. આપનું કલ્યાણ શા માં છે? તે વિષે મને સતત લાગણી રહ્યા કરે છે. રમેશબાબુ જેવા પુરુષો સાથે કોઇ વિષયમાં મારી તુલના થઇ શકે તેમ નથી, એ હું સારી રીતે સમજું છું તોપણ હું એટલું તો છાતી ઠોકીને કહીશ કે કોઇ દહાડો આપની પાસે મારા વર્તન સંબંધી મારે કશું છૂપાવવું પડે તેમ નથી. આપની પાસે મારૂં દૈન્ય પ્રકટ કરી હું ભિક્ષા માગી શકીશ; પણ ખાતર પાડીને ચૌરકાર્ય કરવું ને તે છૂપાવવું એ મારો સ્વભાવ નથી. હું આજે જે કાંઇ બોલું છું તેનો શો અર્થ છે? તે કાલેજ તમે સૌ જાણી શકશો.

## પરિચ્છેદ સોળમો.

### કયું સત્ય અને કઈ માયા?

આમંત્રણ કરેલા મનુષ્યોને લગ્નતિથિ બદલાયાના સમાચાર લખી મોકલતાં રમેશને રાત્રિ પડી. હવે તે સુવા ગયો, પણ નિદ્રા આવી નહિ. તેના મનમાં ગંગા અને યમુનાના ધવલ અને શ્યામ રંગના પ્રવાહોના જેવી બે રંગની ચિંતાધારાઓ વહેતી હતી. ને એ બે પ્રકારની ધારાઓના પ્રવાહો એકત્ર થઇ તેની વિશ્રામની ક્ષણોને ડૂબાડી દેતા હતા.

પથારીમાં વારંવાર પાસાં ઘસી ઘસી તે થાકયો; પણ નિદ્રા આવી નહિ. એટલે ઉઠીને તે પથારીમાં બેઠો. વળી થોડીવાર પછી તેણે બારી પાસે જઇને જોયું તો પાસેની માનવરહિત ગલીમાં એક બાજુએ મકાનોના પડછાયા દેખાયા; અને બીજી બાજુએ ધવલ ચાંદનીની છટા વિસ્તરેલી જણાઇ.

રમેશ સ્તબ્ધ બની ઉભો રહ્યો. જે નિત્ય, શાન્ત અને વિશ્વમાં વ્યાપેલ છે, જેમાં દ્વૈતનો ગંધ પણ નથી, ને જે એક છે તેમાં રમેશની સમસ્ત અંતઃપ્રકૃતિ ગળી ગઇ!–ફેલાઇ એક રસ બની ગઇ! જે સીમારહિત, શબ્દરહિત, અને મહા લોકના પડદા પાછળ છે; જે અનાદિ કાળથી જન્મ અને મૃત્યુરૂપે, કર્મ અને વિશ્રામરૂપે તથા આરંભ અને અવસાનરૂપે સંસારરૂપી રંગભૂમિમાં કોઇ અશ્રુત સંગીતના વિચિત્ર તાલ સાથે પ્રવેશ કરી રહેલ છે; તેના પ્રકાશ અને અંધકારરહિત સ્થાનમાંથી સ્ત્રી પુરુષનાં જોડલાં, આ પ્રેમ નક્ષત્રોના પ્રકાશે પ્રકાશમાન બનેલા બ્રહ્માડમાં આવિર્ભાવ પામતાં રમેશે જોયાં.

રમેશ ધીરે ધીરે અગાશી ઉપર ગયો. અન્નદા બાબુના મકાન ભણી તે જોવા લાગ્યો. તો સમસ્ત સ્તબ્ધ હતું. ને ગૃહની ભીંતો ઉપર, છાપરાની નીચે અને ભીંતો ઉપરના ચૂનાની ધવલતા ઉપર ચાંદનીના પ્રકાશનું અને પડછાયાનું મિશ્રણ દેખાઇ રહ્યું હતું.

અહો! આ કેવું આશ્ચર્ય! આ માનવપૂર્ણ નગરીની અંદર એક સાધારણ ઘરમાં માનવીની મૂર્તિરૂપે જણાતું દશ્ય કેટલું વિસ્મયકારક છે? આ રાજધાનીમાં કેટલાએ વિદ્યાર્થીઓ, કેટલાએ વકીલો, કેટલાએ પ્રવાસીઓ ને કેટલાએ નગરનિવાસીજનો છે

છતાં એ સર્વમાં રમેશ જેવા એક સામાન્ય મનુષ્યે એક દહાડો આસો મહિનાને પાછલે પહોરે એ બારી નજીક એક બાલિકા પાસે ચૂપ-ચૂપ ઉભા રહીને જીવનને અને જગતને એક અપરિસીમ આનંદમય રહસ્યમાં ડૂબતું જોયું હતું. અહો એ કેવું અદ્‌ભુત દૃશ્ય હતું ? હૃદયમાં આજે એ કેવું આશ્ચર્યરૂપે રહ્યું છે ? તેમ હૃદયની બહાર પણ તે કેવું અદ્‌ભુત ચમત્કારમય ભાસે છે ?

મોડી રાત્રિ સુધી રમેશે અગાશીમાં ભ્રમણ કર્યા કર્યું. જ્યારે ધીરે ધીરે ચંદ્ર—ખંડ મકાનોની ઓથે અદૃશ્ય થયો, ત્યારે રમેશ અગાશીમાંથી ઉતરીને નીચે આવ્યો. એ વખતે પૃથ્વીતલ ઉપર રાત્રિની શ્યામતા ગાઢ થઇ હતી. અને આકાશે વિદાયગિરિ લેતા પ્રકાશને આલિંગી પાંડુવર્ણ ધારણ કર્યો હતો !

રમેશનું થાકી ગએલું શરીર શરદ ઋતુની ઠંડીને લીધે કંપી ગયું. એક શંકા એકદમ તેના હૃદયને કંપાવવા લાગી. તેને સાંભર્યું કે કાલેજ જીવનના રણક્ષેત્રમાં ફરી સંગ્રામ કરવા નીકળવું પડશે. જો કે હજુ લગી આકાશમાં ચિંતાનાં ચિહ્નો નથી; જો કે હજુ લગી ચાંદનીમાં ચંચલતાની નિશાની નથી; જો કે હજુ લગી રાત્રિ નિસ્તબ્ધ અને શાન્ત છે, અને હજુ લગી વિશ્વપ્રકૃતિ આ અગણિત નક્ષત્રોના ચિર કર્મમાં વિશ્રાંતિ લઈ રહેલી છે. તેપણ મનુષ્યોનાં ધાંધલનો અંત નથી ! સુખ દુ:ખમાં જન—સમાજ તરંગિત થયેલો છે. એક તરફ અનંતની આ નિત્ય શાંતિ છે, ને બીજી બાજુ સંસારનો આ નિત્ય સંગ્રામ છે. એ બંને વાતો એકજ સમયે એક સાથે શી રીતે રહી શકતાં હશે ? એ મહા વિચારમાં રમેશનું મન આવી ચિંતાના સમયમાં પણ લીન થયું. થોડીવાર પહેલાં રમેશે વિશ્વલોકના અંતઃપુરમાં પ્રેમની જે એક શાશ્વત

અને સંપૂર્ણ શાંત મૂર્તિ જોઇ હતી, તે પ્રેમમૂર્તિ ક્ષણવારમાંજ સંસારના સંઘર્ષમાં, ને જીવનના વિષમ વ્યાપારમાં ડગલે ડગલે ક્ષુબ્ધ અને ક્ષુણ્ણ દેખાવા લાગી. એમાં કયું સત્ય અને કઇ માયા?

## પરિચ્છેદ સત્તરમો.

### સંદેહનું બીજ.

બીજે દહાડે સવારે ગાડીમાં યોગેન્દ્ર પશ્ચિમના મુલક તરફથી પાછો ઘેર આવ્યો. તે દહાડે શનિવાર હતો, અને વળતેજ દહાડે રવિવારે હેમનલિનીના વિવાહનું મુહૂર્ત હતું. પરંતુ યોગેન્દ્રે પોતાના મકાન પાસે ઉત્સવનાં કશાં પણ નિશાનો જોયાં નહિ. તે ધારતો હતો કે મ્હારા ઘરના બારણામાં આમ્રનાં નવ પલ્લવોનાં તોરણો ઝૂલી રહ્યાં હશે; ને ઘર શણગારવામાં આવ્યું હશે! પરંતુ પોતાના મકાન નજીક આવીને જોતાંજ જણાયું કે પાડોશીનાં શોભારહિત ઘરની સાથે સરખાવતાં પોતાના ઘરમાં કશોજ તફાવત જણાતો નથી.

આથી યોગેન્દ્રના મનમાં બીક લાગી કે રખેને કોઇ માંદું પડયું ન હોય? ઘરમાં પેસતાંજ તેણે જોયું તો દિવાનખાનામાં ચાના ટેબલ ઉપર પોતાને માટે જમવાની તમામ સામગ્રી તૈયાર પડેલી છે. ને અન્નદાબાબુ અર્ધો ઉણો કરેલો ચાનો પ્યાલો સામેના ટેબલ ઉપર મૂકી આરામ ખુરશી ઉપર પડયા પડયા હાથમાં છાપું લઇને વાંચે છે.

યોગેન્દ્ર ઘરમાં પેસતાંજ બોલ્યો:—" હેમનું શરીર તો સારૂં છે ના ?"

અન્નદાબાબુ:—" હા, સારૂં છે."

યોગેન્દ્ર:—" તો લગ્નનું શું થયું ?"

અન્નદાબાબુ:—" લગ્ન તો આવતે રવિવારે થશે."

યોગેન્દ્ર:—" કાં ?"

અન્નદાબાબુ:—" એ પ્રશ્ન તો તું જઇ ત્હારા મિત્રને પૂછી જોજે, રમેશે મ્હને તો માત્ર એટલુંજ જણાવ્યું છે કે મ્હારે એક વિશેષ પ્રયોજન છે, એથી આ રવિવારે લગ્ન બંધ રાખવાં પડશે."

પોતાના નિર્માલ્ય પિતા ઉપર યોગેન્દ્ર મનમાં ને મનમાં નારાજ થયો ને બોલ્યો:—" બાપા ! હું અહીંઆં રહેતો ન હોવાથી તમે આવી ભૂલો કરો છો. રમેશને વળી વિશેષ પ્રયોજન શું હશે. ? એ તો સ્વતંત્ર છે. એનું અહીં કોઇ નજીકનું સગું તો છે નહિ. જો તેને ઘરસંબંધી જરૂરી કામ હોત તો તે કહેવામાં વાંધો શો હતો ? તમે રમેશને આમ સહજમાં શામાટે જવા દીધો ?"

અન્નદાબાબુ:—" ઠીક, હજુ એ કયાંઇ ગયો નથી. તુંજ એને પ્રશ્ન કરી પુછી જોજે."

ગરમ ચાનો એક પ્યાલો પી યોગેન્દ્ર તરતજ ઘરમાંથી બહાર નીકળ્યો.

અન્નદાબાબુ:—" અરે યોગેન્દ્ર ! આટલી બધી ઉતાવળ શા માટે કરે છે ? હજુ કાંઇક ખાતો ખરો."

આ વાત યોગેન્દ્રના કાન લગી પહોંચી નહિ. તે રમેશને મકાને ગયો, ને દાદરપર ધબધબ અવાજ કરતો ત્વરાથી મેડી ઉપર ચડયો.

"રમેશ! રમેશ!" કરી એણે કેટલાક સાદ પણ કર્યા પણ રમેશનો કશો અવાજ સાંભળ્યો નહિ. રમેશના ઓરડેઓરડામાં તે શોધી વળ્યો, સૂવાના ઓરડામાં, બેઠકમાં, અગાશીમાં અને નીચેના ઓરડાઓમાં જોયું; પણ ક્યાંઇ રમેશ નહોતો. એ મકાનમાં જ્યારે કશો પત્તો લાગ્યો નહિ; ત્યારે તેણે રમેશના નોકરને બોલાવ્યો, ને કહ્યું:— "બાબુ ક્યાં છે?"

નોકર:—"બાબુ સાહેબ તો સવારમાંથી જ બહાર ગયા છે."

યોગેન્દ્ર:—"ક્યારે આવશે?"

નોકર:—"બાબુસાહેબ પોતાનાં કેટલાંક લૂગડાં લત્તાં લઇ ચાલ્યા ગયા છે. ને કહેતા ગયા છે કે પાછાં આવતાં ચાર પાંચ દહાડા લાગશે. ક્યાં ગયા છે? તે તો હું પણ જાણતો નથી."

યોગેન્દ્ર પોતાનું મુખ ગંભીર કરી વળી પોતાના દિવાનખાનામાં ચાના ટેબલ પાસે આવ્યો. અન્નદાબાબુ બોલ્યાઃ—"કાં, શું થયું?"

યોગેન્દ્ર નારાજ થઇ બોલ્યો:—"બીજું શું થાય? જેની સાથે આજ કે કાલ પુત્રીના વિવાહ કરવા છે; તે માણસ ક્યાં રહે છે? ને એને શું કામ છે? એટલી પણ તમે ખબર રાખતા નથી! વળી એનું મકાન તો તમારી લગોલગજ છે."

અન્નદાબાબુ:—"કાં, કાલે રાત્રે તો રમેશ અહીંઆંજ હતો."

યોગેન્દ્ર ઉત્તેજીત થઇ બોલ્યો: "તમે એટલું પણ જાણતા નથી કે એ ક્યાં ગયો છે? આ કેવો છાનગપતીઓ વ્યવહાર ચાલે છે? મ્હને તો આમાંનું કશું ઠીક લાગતું નથી. તમે નિશ્ચિન્ત થઇને શી રીતે બેસી રહ્યા છો, તે મ્હને પણ સમજાતું નથી."

અન્નદાબાબુ આ તિરસ્કારથી અત્યન્ત વિચારમાં પડ્યા હોય

એવો ડોળ કરી ગંભીર મુખ કરી બોલ્યાઃ—" ભાઇ, હું પણ એમજ કહું છું કે આ બધું શું થાય છે ? "

વ્યવહારના જ્ઞાનવિનાનો રમેશ જો ધારત તો ગઇ કાલે રાત્રે જ અન્નદાબાબુને પોતાની બધી હકીકત કહી વિદાય થઈ શકત, પરંતુ એ વિચાર તો એના મનમાં પણ ઉપજ્યો નહિ. "મ્હારે એક વિશેષ પ્રયોજન છે." એટલા શબ્દોમાંજ જાણે બધી વાત કહેવાઇ ગઇ હોય એમ રમેશે માની લીધું.

યોગેન્દ્ર—" હેમનલિની ક્યાં છે ? "

અન્નદાબાબુઃ—" એ આજે સવારની ચા પીને મેડી ઉપર ગઇ છે."

યોગેન્દ્રઃ—" રમેશના આ તમામ આચરણપરથી તે બિચારી બહુ શરમીંદી બની ગઇ છે; ને તેથી તે મ્હને મળવાને ભયે ઉપર છૂપાઇ ગઇ છે."

સંકુચિત અને દુઃખિત હેમનલિનીને આશ્વાસન આપવા યોગેન્દ્ર ઉપર ગયો. હેમનલિની પોતાના વિશાળ ઓરડામાં એકલી ચૂપાચૂપ બેઠેલી હતી. યોગેન્દ્રના પગલાંનો અવાજ સાંભળી તે ત્વરાથી એક પુસ્તક તાણી લઈ વાંચવાનો ઢોંગ કરવા લાગી. યોગેન્દ્ર ઓરડામાં પેસતાંજ એ પુસ્તકને એક બાજુએ મૂકીને તે તરત ઉભી થઇ, ને હસતી હસતી બોલીઃ—" ભાઇ! ક્યારે આવ્યા ? તમને ઉદાસ કેમ જોઉં છું ? "

યોગેન્દ્ર એક ખુરશીમાં બેઠો ને બોલ્યોઃ—" આ વાતજ ઉદાસ થવા જેવી છેના. બધી વાત મ્હેં સાંભળી છે બ્હેન ! તું કાંઇ ચિંતા કરીશ માં. હું અહીં નહોતો, એટલે જ આ બધી ગડબડ થઇ ગઇ

છે! પણ હું બધું પાધરૂં કરી દઇશ, એ તો ઠીક; પણ રમેશ ત્હને કાંઇ કારણ જણાવતો ગયો છે?"

હેમનલિની મુંઝવણમાં પડી, રમેશ સંબંધી સંદેહભરી વાત તેને અસહ્ય થઇ પડી હતી. રમેશે લગ્નનો દિવસ પાછો ધકેલવાનું તેને કશું કારણ જણાવ્યું નહોતું. પણ એ વાત યોગેન્દ્રને કહેવાની તેને ઇચ્છા નહોતી. ને અસત્ય બોલવું તે પણ તેને અનુચિત જણાતું હતું. આથી તેણે માત્ર એટલું જ કહ્યું કે: "તે તો મ્હને કારણ જણાવવાને તૈયાર હતા; પરંતુ મ્હેં તે સાંભળવાની કશી જરૂર જોઇ નહોતી."

યોગેન્દ્રને આ બહુ અપમાન જેવું જણાયું. ને એમ લાગે તે સ્વાભાવિક પણ હતું. પરંતુ મનોભાવ છૂપાવીને તે બોલ્યો:—"ઠીક, તું કાંઇ ચિંતા કરીશમાં હું આજ ને આજ કારણ શોધી કાઢું છું."

હેમનલિની પાસે પડેલી ચોપડીનાં પાનાં નકામાં ઉથલાવતાં બોલી: "ભાઇ, હું કાંઇ ચિંતા કરતી જ નથી; કારણ જણાવવાનું તું તેમને દબાણ કરે એ મ્હને ગમતું નથી."

યોગેન્દ્ર વિચારવા લાગ્યો કે આ વળી વધારે અપમાનની વાત છે. તે પ્રકટપણે બોલ્યો: "ઠીક, તું એ બાબતમાં કાંઇજ ફિકર કરીશ માં." આટલું બોલી તે જવાને તૈયાર થયો.

હેમનલિની ખુરશીપરથી ઉભી થતી થતી બોલી: "નહિ ભાઇ, તમે આ બાબતમાં હવે એમને પૂછપાછ કરશોમાં, તમે ભલે એમને માટે ગમે તેવો શક લાવો, તોપણ હું તો તેમના ઉપર કોઇ જાતનો સંદેહ લાવી શકતી નથી."

યોગેન્દ્ર આ વચનો સાંભળી ચમકી ઉઠયો. તે મનમાં ને મનમાં

વિચારવા લાગ્યો: "અહો, આ વળી કેટલા અપમાનની વાત છે ?" આ વિચારે તેના મનમાં સ્નેહ મિશ્રિત દયાભાવનો સંચાર થયો. ને તેને કાંઇક હસવું પણ આવ્યું. તે વિચારવા લાગ્યો કે હેમનલિનીને સંસારનું કાંઇજ જ્ઞાન નથી, જો કે તે સહજમાત્ર લખતાં વાંચતાં શીખી છે, ને છાપાં વાંચી જગતના બનાવોની કાંઇક ખબર પણ રાખે છે તોપણ આ બાબતમાં તો સંદેહ કરવોજ જોઇએ; એટલી સમજણ પણ તેને નથી. આ પ્રકારના નિઃસંશય પૂર્ણ વિશ્વાસ સાથે તે રમેશના કપટી વ્યવહારની તુલના કરવા લાગ્યો. ને એ તુલના કરતાં કરતાં તે રમેશના ઉપર કાંઈક ગુસ્સે પણ થયો. કારણ જાણવાની પ્રતિજ્ઞા તેના મનમાં વિશેષ ચોક્સ થઇ. યોગેન્દ્ર જ્યારે બીજી વાર જવાને તત્પર થયો, ત્યારે હેમનલિનીએ તેનો હાથ ઝાલીને કહ્યું:—" ભાઇ, ત્હમે પ્રતિજ્ઞા કરો કે તેમની પાસે બધી વાત કહાવવાનો દુરાગ્રહ હું કરીશ નહિ."

યોગેન્દ્ર:—" તે જોઇ લેવાશે."

હેમનલિની:—" ના ભાઈ, જોઇ લેવું નથી. ત્હમે મ્હને વચન આપતા જાઓ, કે હું તેમને સતાવીશ નહિ. હું સત્ય કહું છું કે ત્હમે એમને માટે કશી પણ મિથ્યા શંકા લાવશોમાં. હું તમને પગે લાગું છું. મ્હારૂં આવું વચન તમે માન્ય કરો."

હેમનલિનીની આટલી બધી દૃઢતા જોઇને યોગેન્દ્રે વિચાર કર્યો કે " નક્કી રમેશે હેમનલિનીને વાત કરેલી છે, પરંતુ હેમનલિનીને કાંઇ કહીને ભરમાવવી એ કામ સહેલું નથી." તેણે કહ્યું:—"જો બેન, અવિશ્વાસની આમાં કંઈ વાતજ નથી. કન્યાનાં સગાંઓનું જે કર્તવ્ય છે તે કર્તવ્યજ આમાં કરવામાં આવશે. તેણે ત્હને પોતાનું ઓળખાણ આપેલ છે કે નહિ ? તે તો તું જાણે, પણ એટલાથીજ કામ પતશે

નહિ. અમારે સૌને તેને લગતી તમામ વાતો જાણવાની જરૂર છે; સાચી વાત બોલવામાં શું હરકત છે ? ત્હારા કરતાં પણ તેનો વિશેષ પરિચય મેળવવા અમે આતુર છીએ. લગ્ન થઇ ગયા પછી આપણે કાંઇ કહેવાનું રહેતું નથી. ”

આટલું બોલી યોગેન્દ્ર એકદમ ચાલ્યો ગયો. પ્રેમની અંદર જે પડદો હોય છે, જે આવરણ રહે છે તે હવે રહ્યું નહિ. હેમનલિની ને રમેશનો જે સંબંધ ક્રમે ક્રમે ગાઢ થઇને બંનેને લગ્નગ્રંથિથી બાંધીને સદા માટે એક કરનાર હતો; તેના ઉપર આજે વારંવાર સંદેહરૂપી કુહાડાએ આઘાત કરવા માંડયા. સૌ માણસો વિરુદ્ધ બોલે છે. ચારે કોર આ સંદેહવાર્ત્તાથી હેમનલિનીના હૃદયને મ્હોટો આઘાત થયો, હમણાં તે કોઇની સાથે ઉલ્લાસથી મળવા કે વાત કરવા ચ્હાતી નથી.

યોગેન્દ્રના બહાર ગયા પછી તે ઘણા ઉદાસ મને એક ખુરશી પર બેસી ગઇ.

યોગેન્દ્રને બહાર આવતો જોઇ અક્ષય બોલ્યો:—“ અહો, ત્હમે આવી પહોંચ્યા ? બધી વાતો તો સાંભળી ના ? કહો, હવે ત્હમે શું ધારો છો ? ”

યોગેન્દ્ર:-“ હા, મનમાં મનમાં અનેક સંકલ્પવિકલ્પો ઉઠે છે. પણ એ બધાં અનુમાન લઇ મિથ્યા વાદવિવાદ કરવાથી શું વળે ? અત્યારે શું ચાના ટેબલ પાસે બેસીને એ તમામ વાતોની સૂક્ષ્મ તપાસ કરવાનો સમય છે ? ”

અક્ષય:–“ ત્હમે તો જાણો છો કે સૂક્ષ્મ તપાસ કરવાની મ્હારામાં યોગ્યતા નથી. હું તો માત્ર કામ પૂરતીજ વાત કરી જાણું છું;

ને તેજ તમને કહેવાને આવ્યો છું. મ્હારામાં દર્શનશાસ્ત્રો સમજવાનું, કાવ્યોપર વિવેચન કરવાનું કે માનસશાસ્ત્ર સમજવાનું બળ નથી."

યોગેન્દ્રઃ—" ઠીક. તો કામની વાત જ કરો. કહો, જોઇએ, અત્યારે રમેશ ક્યાં છે, તે કહી શકશો ?

અક્ષયઃ—" હા, કહી શકીશ."

યોગેન્દ્રઃ—" તો કહો."

અક્ષયઃ—"એ વાત હું તમને અત્યારે કહી શકીશ નહિ, પણ ત્રણ વાગે રમેશની સાથે તમારો મેળાપ કરાવી આપીશ."

યોગેન્દ્રઃ—" શું બન્યું છે તે વાત મ્હને કહો. ત્હમે સર્વે મૂર્તિમાન નઠોર બની ગયાં છો. હું થોડા દહાડા બહાર મુસાફરીએ ગયો; ત્યાં તો ત્હમે પૃથ્વી ઉલટી સુલટી થાય એવું ભયાનક કારસ્થાન જમાવી દીધું છે ! નહિ નહિ અક્ષય, એ વાત ગુપ્ત રાખી શકાશે નહિ; કહેવીજ પડશે."

અક્ષયઃ—" ત્હમારી વાતથી હું રાજી થયો. વાત નહિ છૂપાવવા માટેજ હું અત્યારે તમારા ઘરમાં બદનામ થઇ રહ્યો છું. ત્હમારી બેન તો મ્હારું મોં પણ જોતાં નથી, ત્હમારા પિતાજી પણ મ્હને સંદેહશીળ કહી ભાંડે છે. ને રમેશબાબુ પણ હવે મ્હને જોઇને આનંદે રોમાંચિત થતા નથી. માત્ર તમે એકલા બાકી રહ્યા છો. તમારાથી હું બહુ ભયભીત થાઉં છું. કેમકે ત્હમે સૂક્ષ્મ વિચાર કરીને કામ કરનાર પુરુષ નથી. તમને માત્ર મ્હોટાં કામો કરતાં આવડે છે. હું તુચ્છ માણુસ છું. હું કોઇ રીતે તમારા કામનો માણુસ નથી."

યોગેન્દ્રઃ—" જાઓ અક્ષય, ત્હમારી આ બધી પ્રપંચી રીતભાત મ્હને સારી લાગતી નથી. હું સમજું છું કે ત્હમે મને કાંઇ ખબર કહેવા માગો છો ? પણ હું તમને જણાવું છું કે તે ખબર

છુપાવવા માટે આટલી મ્હોટી ને લાંબી અવતરણિકા કરવાની શી જરૂર છે ? નિષ્કપટભાવે જે કાંઈ કહેવાનું હોય તે કહો એટલે થયું.

અક્ષયઃ—" બહુ સારૂં. હું શરૂઆતથી બધી વાત કહી સંભળાવું છું. તમે ઘણી વાતો તો જાણતા પણ નથી.

---

## પરિચ્છેદ અઢારમો.

### સંદેહબીજને ફણગા ફૂટયા.

---

રમેશ દરજીપાડામાં જે મકાનમાં રહેતો હતો; તેની મુદત હજુ પુરી થઇ નહોતી. એ મકાનનું ભાડું રમેશને નામેજ ચડતું હતું. ને એ મકાન બીજા કોઇને ભાડે આપવાને રમેશને વખત મળ્યો નહોતો. કેમકે બીજા વિચારમાં લીન થવાથી રમેશને એ વિચાર મનમાં પેસી પણ શકયો નહોતો. લાભહાનિનો કશો વિચાર રમેશના મનને સ્પર્શ પણ કરતો નહોતો.

આજે રમેશ મ્હોટે મળસ્કે એ મકાનમાં ગયો. તેણે એ ઘર વાળી ઝાંડી સાફ કરાવ્યું. પાટ ઉપર જાજમ બીછાવી ને ખાવા પીવાની ચીજો પણ મંગાવી રાખી. આજે શાળા બંધ થવાની હોતાં ત્યાં કમલાને લાવવાની હતી.

હજુ કમલાને આવવાની વાર છે એમ ધારીને રમેશ પાટ ઉપર સુતો સુતો ભવિષ્યના વિચાર કરવા લાગ્યો. ઈટાવા તેણે કદિ જોયું નહોતું; તોપણ પશ્ચિમ ભૂમિનાં સુંદર દૃશ્યોની તેને કલ્પના કરવી કઠણ પડી નહિ. તે મનમાં જ કલ્પના કરવા લાગ્યો કે જાણે

શહેરના એક મહોલ્લામાં તેનું મકાન છે ! તેના ઘરપાસે એક રાજ-માર્ગની વિશાળ સડક છે. જેની બંને બાજુએ ઉંચા તરૂની હાર ઉગેલી છે. ને તેની શીતળ છાયા રસ્તા ઉપર પડી રહી છે ! એ રસ્તાની એક બાજુ મ્હોટું મેદાન આવેલું છે ! મેદાનની વચમાં એક કૂવો છે ! તેમાંથી ખેતરમાં પાણી પહોંચાડવા માટે એક કોશ ચાલે છે. ને કોશની ગરેડીનો કચૂડ કચૂડ અવાજ આખો દહાડો જાણે સંભળાયા કરે છે ! ખેતરની વચ્ચે પશુપંખીઓને નસાડવા માટે મ્હોટા મ્હોટા માંચડા બાંધવામાં આવ્યા છે ! રસ્તા ઉપર ધૂળ ઉડાડતી ઉડાડતી એકાગાડીઓની જા આવ થઇ રહેલી છે. ને તેના ખડખડાટથી માર્ગની આસપાસનાં મકાનોમાં રહેનારા લોકોની ઉંઘમાં ભંગ થાય છે. આ દૂરના પ્રખર તાપ અને નિર્જનતાની વચ્ચે રમેશ પોતાના ઘરનાં બારણાં બંધ કરીને આખો દહાડો હેમનલિનીના રૂપનુ ધ્યાન ધરીને કલેશનો અનુભવ કરી રહ્યો છે ! ને પોતાની પાસે રહેલી કમલાને ચિર સહચરીરૂપે જોઇને સુખ અનુભવે છે ! આવી આવી માનસિક કલ્પનાઓ કરતો કરતો રમેશ પોતાના દરજીપાડાના કલકત્તામાંના મકાનમાં પાટ ઉપર પડયો છે !

રમેશે મનમાં નિશ્ચય કર્યો કે હમણાં કમલાને કાંઇ પણ કહેવું નહિ. લગ્ન થયા પછી હેમનલિનીને પોતાના વક્ષઃસ્થળ ઉપર લઇ ધીરે ધીરે કમલાનો કરૂણાભર્યો વૃતાન્ત કહેવો. આમ કરવાથી એને બહુજ અલ્પ વેદના થશે. કમળાને પણ તેના પોતાના જીવનનું ગુચવણીરૂં વૃત્તાન્ત ધીરે ધીરે જણાવવું. ત્યારપછી દૂરદેશમાં—જાણીતા સમાજથી અળગાં રહેવાથી તેના હૃદયને કોઇ જાતનો આઘાત લાગશે નહિ. આમ કરવાથી કમળા ઘણી સહેલાઇથી અમારી સાથે મળી જશે.

આમ વિચાર કરતાં કરતાં બપોર વીતી ગયા. ગલીમાં શાંતિ

છવાઇ રહી. જેમને ઓફીસમાં જવાનું હતું, તેઓ ઓફીસમાં ગયા, જેમને જવાનું નહોતું તેઓ સૂવાની તૈયારીઓ કરવા લાગ્યા. બહુ ગરમ નહિ તથા બહુ ઠંડો નહિ એવો આસો માસનો મધ્યાન્હકાળ પ્રિય લાગવા માંડયો. દીવાળી થોડા દહાડામાં આવનાર હોવાથી તેની ખુશાલીમાં જાણે આંખું આકાશમંડળ આનંદે છવાઇ રહ્યું છે. આ વખતે રમેશ પોતાના સૂના ગૃહમંદિરમાં ચૂપાચૂપ પડયો પડયો ભાવિ-સુખની છબી હૃદયપટ ઉપર ચિતરી રહ્યો છે.

આ વખતે એક ભારે ગાડીનો અવાજ તેને કાને પડયો. એ ગાડી રમેશના મકાનના બારણા પાસે આવી ઉભી રહી. રમેશ સમજી ગયો કે શાળાની ગાડી કમલાને મૂકવાને આવેલી છે. રમેશનું હૃદય ચંચળ થઇ ગયું. પોતે કમળાને શી રીતે નિહાળવી? એટલે કે તેની સાથે કેવે ભાવે વાર્તાલાપ કરશે? કમળા મ્હને કયે ભાવે જોશે? એવા એવા વિચારો રમેશના હૃદયને આન્દોલન આપવા લાગ્યા.

નીચેના ભાગમાં રમેશના બે નોકર હતા, તેઓએ ત્વરાથી જઇ કમળાની ટ્રંક ઉપાડી લીધી, ને મકાનમાં લાવી મૂકી. પછી કમળા મકાનના દ્વાર પાસે આવી ઉભી રહી. તેણે અંદર પ્રવેશ કર્યો નહિ.

રમેશે કહ્યું:—"કમળા, ઘરમાં આવ."

લજ્જાનું આક્રમણ અળગું કરી મંદમંદ પગલે કમલાએ ઘરમાં પ્રવેશ કર્યો. રજાના સમયમાં રમેશે તેને વિદ્યાલયમાંજ રાખવા ધાર્યું હતું, પરંતુ દુરાગ્રહ કરીને કમળા વિદ્યાલયમાંથી ચાલી આવી હતી. આ કારણથી તેમજ કેટલાક માસના વિયોગથી રમેશ સાથેનો તેનો મનોભાવ કાંઇક બદલાયો હતો. તેથી ઘરની અંદર પ્રવેશ કરતી

વખતે રમેશના મુખ તરફ ન જોતાં ગરદન વાંકી કરી તે બારીમાંથી બહારનો ભાગ જોવા લાગી.

રમેશ કમળાને જોતાં વિસ્મિત થઇ ગયો. તેણે કમળાના સૌંદર્યમાં અદ્ભુત પરિવર્ત્તન જોયું. આટલા મહિનાઓમાં તો તેનું લાવણ્ય અત્યંત ખીલી નીકળ્યું હતું. નવાં પલ્લવો આવેલી વલ્લીની પેઠે તેનું રૂપ ખીલી નીકળ્યું હતું. તેનાં કૃશ અંગો પુષ્ટ બન્યાં હતાં, તેનું ગોળાકૃતિવાળું વદન કાંઇક લંબગોળાકૃતિવાળું બની અપૂર્વ શોભા ધારી રહ્યું હતું. તેના ગાલો, પૂર્વની શ્યામતા ત્યજી કોમળ પાંડુવર્ણના થયા હતા. ને તેની ગતિમાં તથા હાવભાવમાં કોઇ પ્રકારની જડતા જોવામાં આવતી નહોતી. જ્યારે તે રમેશની તરફથી પીઠ ફેરવીને બારી પાસે ઉભી રહી, ત્યારે તેના કોમળ શરીર ઉપર અને કિંચિત્ વક્ર વદન ઉપર શરદઋતુના મધ્યાન્હકાળનો પ્રકાશ પડયો. ને તેના માથા ઉપરથી છેડો સરી ગયો, એટલે તેની નીચે છૂપાઇ રહેલો તેનો ગુંથેલો ચોટલો જેનો અગ્રભાગ લાલ ફીતથી બાંધેલો હતો ને જે તેની પીઠ ઉપર ઝૂકી રહ્યો હતો તે રમેશના જોવામાં આવ્યો! વળી પીળા રંગની રેશમી સાડીની અંદરથી તેના ઉભરાઇ જતા શરીરસૌંદર્યની જ્યોતિ ચમકતી હતી! આ અપૂર્વ સૌંદર્ય રમેશ સ્તબ્ધભાવે નિહાળી રહ્યો.

કમળાનું સૌંદર્ય કેટલાક મહિનાથી નહિ જોયેલ હોવાથી રમેશના સ્મરણપ્રદેશમાથી વિસરાઇ ગયું હતું. પણ આજ એ સૌંદર્યે અપૂર્વ વિકાસ ધારણ કરીને રમેશનાં લોચનોમાં નૂતન ઉત્સુકતા ઉપજાવી. આવી ઉત્સુકતા માટે જો કે તે અત્યાર લગી તૈયાર નહોતો.

રમેશ બોલ્યો:—“કમલા, બેસ.”

કમળા એક ખુરશીમાં બેઠી.

રમેશઃ—" શાળામાં ત્હારો અભ્યાસ કેવોક ચાલતો હતો ?"

કમળાએ અત્યંત સંક્ષેપમાં કહ્યું:—" સારો."

રમેશ વિચારવા લાગ્યો:—" હવે શી વાત કરવી ? " એકાએક તેના મનમાં એક વાતનું સ્મરણ થયું. તે બોલ્યો: " મ્હને લાગે છે કે ત્હને જમ્યાને ઘણી વાર થઇ છે. ત્હારે માટે જમવાનું તૈયાર છે. કહે તો અહીંઆંજ મંગાવું. "

કમળા:—" ના, મ્હારે જમવું નથી. હું જમીનેજ આવી છું."

રમેશઃ—" કાંઇ જ નહિ ખા ? મિષ્ઠાન્ન ન ખા તો કાંઇક ફળો તો ખા. પોપૈયાં, નારંગી, અનેનાસ—"

કમલાએ કશો ઉત્તર ન આપતાં માત્ર માથું હલાવ્યું.

રમેશ વળી કમળાના વદન ભણી તાકી રહ્યો. આ વખતે કમલા પોતાનું મુખ નીચું નમાવી પોતાને ભણવાની અંગ્રેજી ચોપડીમાંનું ચિત્ર જોતી હતી. સૌંદર્યમાં કેવી આકર્ષણશક્તિ રહેલી છે ? એનું સુવર્ણના પુષ્પ જેવું સુંદર વદન પોતાની પ્રભાવડે ચારે તરફના સૂતેલા સૌંદર્યને જાગ્રત્ કરવા લાગ્યું. શારદી પ્રભામાં જાણે એકદમ પ્રાણનો સંચાર થયો હોય, આશ્વિન માસના વાસરે જાણે આકાર ધારણ કર્યો હોય અને કેંદ્રે જેમ પોતાના પરિઘને નિયમિત કર્યો હોય તેમ આ બાલિકાએ જાણે પોતાની આજુબાજુના આકાશને, વાયુને અને પ્રકાશને આકર્ષી આણ્યાં; ને તેમ છતાં તે પોતે જાણે કશુંજ જાણતી ન હોય તેમ મૌન ધારણ કરી પુસ્તકમાંનું ચિત્ર જોતી બેઠી.

રમેશ એકદમ ઉભો થયો. ને એક થાળમાં કેટલાંક ફળો—નારંગી, પોપૈયાં—વગેરે લઇ આવ્યો. ને બોલ્યો:—કમળા, ત્હારે ખાવું ન હોયતો બેઠી બેઠી જોયા કરજે; પણ મ્હેને તો ક્ષુધા લાગી છે. મ્હારાથી ભૂખ વેઠાશે નહિ. "

આ સાંભળી કમળાનું મુખ મરક્યું. એ હાસ્યથી બંનેના અંતર્માં રહેલું માલિન્ય જાણે ખસી ગયું.

રમેશ ચપ્પુ લઇ નારંગી કાપવા લાગ્યો, પરંતુ એના હાથમાં ફળ સમારવાની નિપુણતા નહોતી. તે ત્વરાથી ફળ કાપવા લાગ્યો, એટલે નારંગીના ટૂકડા ટૂકડા વેરાઈ ગયા. આ જોઇ કમળાનું હાસ્ય ઝાલ્યું રહ્યું નહિ. તે ખડખડ હસી પડી.

રમેશ આ હાસ્યથી પ્રસન્ન થયો ને બોલ્યોઃ—" કમળા, મ્હારાથી આ ફળોને સારી રીતે કાપી શકાતાં નથી; ને તેથી ત્હને હસવું આવે છે, તો તે તુંજ કાપ જોઉં. ત્હને કેવુંક સારૂં આવડે છે ?"

કમળાઃ—" જો સારી ધારવાળું ચપ્પુ હશે તો હું કાપી શકીશ. ને છાલ પણ ઉતારી શકીશ. નહિતો નહિ."

રમેશઃ—" તું શું એમ સમજે છે કે સારૂં ધારવાળું ચપ્પુ અહીંઆં નહિ હોય ? જો, હમણાંજ હું મંગાવું છું. "

આટલું કહી રમેશે ચાકરને બૂમ મારી; અને કહ્યું: "સારૂં ધારવાળું ચપ્પુ છે કે ! "

" જી હા " કહી ચાકર સારૂં પાણીદાર ચપ્પુ લાવ્યો ને બોલ્યોઃ " કાલેજ બધી વસ્તુઓ બજારમાંથી વેચાથી આણી છે."

રમેશઃ—" સારા રીતે ધોઈ એ ચપ્પુ અહીં લાવ."

ચાકરે આજ્ઞા પ્રમાણે કર્યું.

પગમાંની મોજડીઓ કાઢી બહાર મૂકી, ચપ્પુ લઈ કમળા નીચે બેઠી. અને હસતી હસતી, સફાઇથી, બધાં ફળોની છાલ ઉતારી, એક સરખા ટૂકડા કરવા લાગી. રમેશ પણ તેની સામે ભોંય ઉપર બેસીનેજ પેલા ટૂકડાઓ થાળમાં ગોઠવવા લાગ્યો.

રમેશઃ—" ત્હારે પણ ખાવું પડશે."

કમલાઃ—" ના. "

રમેશઃ—" તો હું પણ ખાઇશ નહિ. "

કમલાએ રમેશના મ્હો ઉપર પોતાની મધુરી દૃષ્ટિ કરીને કહ્યું:—" ભલે, પહેલાં તમે ખાઓ, પછી હું ખાઇશ."

રમેશઃ—" જોજે હો, પછી દગો ન કરતી."

ગંભીરતાથી માથું હલાવી કમલા બોલીઃ—" ના, ના, હું સાચુંજ કહું છું કે પાછળથી ખાઇશ."

બાલિકાની આ સત્ય પ્રતિજ્ઞાથી સંતુષ્ટ થઇને રમેશે થાળીમાંથી નારંગીનો એક કકડો લઇ મ્હોંમાં મૂકયો ને જેવો બીજો ટૂકડો લેવા જાય છે ત્યાં તો એકદમ તેની સન્મુખ યોગેન્દ્ર અને અક્ષય આવી ઉભા ! !

અક્ષયઃ—રમેશબાબુ ! ક્ષમા કરજો. અમે ધાર્યું હતું કે આપ અહીંઆં એકલાજ હશો. યોગેંદ્ર ! આપણે એમને ખબર આપ્યા વિના એકદમ આવી ચઢયા તે ઠીક ન કર્યું હશે. ચાલો નીચે જઇને બેસીએ."

કમળા ચપ્પુ પડયું મૂકી એકદમ ઉભી થઇ ગઇ. ઘરમાંથી નીકળવાના દ્વારમાંજ પેલા બંને જણા ઉભા હતા. યોગેન્દ્રે આઘાં ખસી કમળાને નીકળવાનો રસ્તો આપ્યો. પરંતુ કમળાના મુખ ઉપરથી તેણે પોતાની દૃષ્ટિ પાછી ખેંચી નહિ. તેણે કમળાને બરાબર નિહાળી લીધી. આથી કમળા સંકોચાતી સંકોચાતી પાસેના ઓરડામાં ચાલી ગઈ.



# પરિચ્છેદ ઓગણીસમો.

## અનાદર.



યોગેન્દ્રઃ—"રમેશ! આ બાલિકા કોણ છે?"

રમેશઃ—"મ્હારી સગી છે."

યોગેન્દ્રઃ—"કેવી જાતની સગી? તમારી પાસેની સગી તો જણાતી નથી, તેમ પ્રેમપાત્રો પણ લાગતી નથી. તમારાં બધાં સગાંનાં નામ તો તમારી પાસેથી મ્હેં સાંભળ્યાં છે, પણ આ સગીનું નામ તો તમારા પાસેથી કદિ પણ સાંભળ્યું નથી."

અક્ષયઃ—"યોગેન્દ્ર! આ ત્હમારો અન્યાય છે શું મનુષ્યના મનમાં એવી એક પણ વાત ન હોય કે જે સ્નેહીઓની પાસે છૂપાવવા જેવી ન હોય?"

યોગેન્દ્રઃ—"રમેશ, શું સત્યજ આ વાત છૂપાવવા જેવી છે?"

રમેશનું મ્હોં લાલ થયું. તે બોલ્યોઃ—"હા, હા, છૂપાવવા જેવી છે. આ સ્ત્રીના સંબંધમાં હું તમને કાંઇ પણ વિવેચન કરી કહેવા ચહાતો નથી."

યોગેન્દ્રઃ—"પરંતુ દુર્ભાગ્યયોગે તમારી સાથે મ્હારે તેના વિષે વિશેષ વિવેચન કરવાની ઇચ્છા છે, જો હેમનલિનીની સાથે ત્હમારાં લગ્નનો પ્રસ્તાવ થયો ન હોત, તો ત્હમારે કોની સાથે કેવો સંબંધ છે, તે જાણવાની મ્હારે લેશ પણ જરૂર નહોતી. જે તમારે છૂપાવવાનું છે તે છૂપાયુંજ રહેત."

રમેશઃ—"હું ત્હમને એટલું તો જણાવું છું કે આ પૃથ્વીમાં કોઈ પણ સ્ત્રીની સાથે મ્હારે એવો સંબંધ નથી; કે જેને લીધે

હેમનલિની સાથે પવિત્ર લગ્નસબંધ બાંધવામાં મ્હને હરકત આવે."

યોગેન્દ્રઃ—" તમને હરકત આવતી ન હોય, પણ હેમનલિનીનાં સગાંને હરકત આવતી હોય એમ કાં ન બને? હું તમને એક વાત પૂછું છું; ને તે એ કે તમારો એ સ્ત્રીની સાથે શો સંબંધ છે; તે છૂપાવી રાખવાનું કારણ શું છે?"

રમેશઃ—" જો છૂપાવવાનું કોઇ વિશેષ કારણ ન હોત, તો હું તમને જરૂર કહેત. ત્હમે મ્હને નાનપણથી ઓળખો છો. તો હવે ત્હમારે મ્હને કશું કારણ ન પૂછતાં કેવળ મ્હારી વાત ઉપર વિશ્વાસ રાખવો જોઇએ."

યોગેન્દ્રઃ—" આ સ્ત્રીનું નામ કમલા છે ના?"

રમેશઃ—" હા."

યોગેન્દ્રઃ—" ત્હમે એને ત્હમારી સ્ત્રી તરીકે ઓળખાવી છે ના?"

રમેશઃ—" હા."

યોગેન્દ્રઃ—" ને તેમ હોવા છતાં અમારે તમારી ઉપર વિશ્વાસ મૂકવો પડશે? ત્હમે અમને એમ કહેવા માગો છો કે એ બાલિકા ત્હમારી સ્ત્રી નથી? અને ત્હમે બીજાને એમ કહો છો કે એ મ્હારી સ્ત્રી છે! તમારા સાચાપણાનું વધારે સારૂં દ્રષ્ટાંત આથી બીજું કયું મળવાનું હતું?"

અક્ષયઃ—" શાળાઓમાં ચાલતા નીતિબોધમાં આ દ્રષ્ટાન્ત ચાલે નહિ એ ખરૂં: પણ ભાઈ યોગેન્દ્ર! સંસારમાંના જૂદા જૂદા પ્રકારની વાતો સમજાવવાની જરૂર પડે છે, ને તેમાંની એક વાત ખરી હોય છે. રમેશબાબુ તમને જે કહે છે તે પણ સાચું હોઈ શકે."

રમેશઃ—" હું ત્હમને કાંઇ વિશેષ વાત કહેતો નથી. હું તો માત્ર એટલું જ કહું છું કે હેમનલિની સાથે મ્હારૂં લગ્ન કર્ત્તવ્ય-વિરૂદ્ધ થનારૂં નથી. ત્હમારી પાસે અત્યારે કમલા સંબંધી તમામ વાત કહેવી એમાં અત્યારે મ્હને મ્હોટી હરકત છે. ત્હમે મ્હારા ઉપર ભલે શક લાવો, તોપણ કમલાનો કશો ભેદ હું અત્યારે પ્રકટ કરી શકીશ નહિ. મ્હારાં પોતાનાં સુખ દુઃખ કે માનાપમાનની વાત હોત તો હું ત્હમારાથી સંતાડત નહિ. પરંતુ બીજાઓ પ્રત્યે હું અન્યાય કરી શકતો નથી."

યોગેન્દ્રઃ—" હેમનલિનીને આ બાબતની બધી વાત કહી છે ?"

રમેશઃ—" ના, વિવાહ પછી તને કહીશ. આ વાત એવી છે કે જો એ વાતને અત્યારે જ સાંભળવા ચાહે તો અત્યારે પણ હું કહી શકું તેમ છું."

યોગેન્દ્રઃ—" સારૂં, હું આ બાબતમાં કમલાને એક બે વાતો પૂછી શકું ખરો ?"

રમેશઃ—" ના, કોઇ રીતે નહિ. જો મ્હને અપરાધી ગણવો હોય તો ભલે ગણો, ને ત્હમે મ્હને દંડ પણ દઇ શકશો. પરંતુ ત્હમારી સામે પ્રશ્નોત્તર કરવા માટે હું નિર્દોષ કમલાને ઉભી રાખી શકું નહિ."

યોગેન્દ્રઃ—" અમારે કોઇને કાંઇ સવાલ જવાબ કરવાનું પ્રયોજન રહેતું નથી. જે વાત જાણવા જેવી હતી તે મ્હેં જાણી લીધી છે; ને તેનાં પ્રમાણો પણ પૂરતાં મળ્યાં છે હવે હું ત્હમને સ્પષ્ટપણે કહી દઉં છું કે હવે પછી ત્હમે મ્હારા ઘરમાં પ્રવેશ કરવાનો યત્ન કરશો, તો ત્હમારે અપમાનિત થવું પડશે."

રમેશ વ્હીલે મ્હોંએ સ્તબ્ધ બની બેઠો રહ્યો.

યોગેન્દ્રઃ—" ત્હમને એક વાત વિશેષ કહેવાની છે, ને તે એ કે ત્હમે હવે હેમનલિનીને પત્ર લખી શકશો નહિ. ત્હમારે ત્હેની સાથે હવે ગુપ્ત કે જાહેર કાંઇ સંબંધ રાખવો નહિ. ને જો ત્હમે તેને પત્ર લખશો તો ત્હમે જે વાત ગુપ્ત રાખવા માગો છો તે હું જનસમાજ આગળ ખુલ્લી કરી દઇશ. હવે મ્હને જો કોઇ પૂછશે કે રમેશ સાથે નલિનીનાં લગ્નની વાત કેમ બંધ રહી? તો હું જવાબ આપીશ કે લગ્નમાં મ્હારી સંમતિ ન હોવાથી વાત બંધ રાખવામાં આવી છે. અંદરની ગુપ્ત વાત હું કોઇને કહીશ નહિ. પરંતુ ત્હમે અત્યાર લગી મ્હારી સાથે પાખંડોની પેઠે આચરણ કર્યું છતાં મ્હેં સર્વે સહન કર્યું છે. ને તે ત્હમારી ઉપર દયા કરીને નહિ, પણ આમાં મ્હારી બ્હેન હેમનલિનીનો કાંઇ સંબંધ છે, ને તેથીજ તમે સહજમાં છૂટી શક્યા છો. હવે ત્હમને મ્હારૂં એ છેવટનું કહેવું છે કે અત્યારલગી હેમનલિનીની સાથે તમારે વાતચિતનો જે વ્યવહાર હતો તેનું કાંઇ પ્રમાણ ત્હમારી ક્યાંઇ વાતમાં આવવું ન જોઇએ, ત્હમારે એની સાથે લેશ પણ ઓળખાણ હતું નહિ, એવું ત્હમારે હવે વર્ત્તન ધારણ કરવું પડશે. આ બાબતની તમને પ્રતિજ્ઞા લેવરાવવી નકામી છે, કેમકે આટલી પ્રપંચ-રચના પછી ત્હમે કહેલી વાત મ્હારાથી મનાશે નહિ. તોપણ જો ત્હમને શરમ હોય, ને જો અપમાનનો ભય લાગતો હોય તો મ્હારી વાતનો ત્હમે ભૂલેચુકે પણ અનાદર કરશો નહિ."

અક્ષયઃ—" અહા! યોગેન્દ્ર! આટલી બધી કઠોરતા શામાટે જણાવે છે? રમેશબાબુ છાનામાના બેઠા છે, તોપણ તેમના ઉપર ત્હમને જરા પણ દયા આવતી નથી? હવે અહીંથી ચાલો, રમેશ-

બાબુ ! આપ કાંઇ માઠું લગાડશો નહિ. અમે સૌ જઇએ છીએ."

યોગેન્દ્ર અને અક્ષય ચાલ્યા ગયા. રમેશ તો કાષ્ટની પ્રતિમાની પેઠે ત્યાંજ બેઠો રહ્યો. જ્યારે ત્હેની પ્રકૃતિ કેટલીક વારે સ્વસ્થ થઇ; ત્હારે તેણે ધાર્યું કે ઘર બહાર જઇને જરાક અહીં તહીં ફરીને મનનો ભાર હલકો કરવો. અથવા ફરતાં ફરતાં આ બધી વાતનો વિચાર કરી જોવો. પરંતુ કમલાને એકલી મૂકીને બહાર ફરવા જવું તે પણ તેને યોગ્ય લાગ્યું નહિ.

રમેશે પાસેના ઓરડામાં જઇને જોયું તો કમલા રસ્તા ઉપરની બારી ઉઘાડીને બેઠી છે. રમેશના પગલાંનો અવાજ સાંભળીને તેણે બારી બંધ કરી તેના તરફ મોં ફેરવ્યું. રમેશ મેજ ઉપર બેઠો.

કમલાઃ—" એ બે જણ કોણ હતા ? આજ સવારે તે અમારી શાળામાં આવ્યા હતા."

રમેશે આશ્ચર્યચકિત થઇને પૂછયુંઃ—" શાળામાં આવ્યા હતા ?"

કમળાઃ—" હા, ત્હમને એણે એ વાત કહીને ?"

રમેશઃ—" હા, એ મ્હને પૂછતા હતા કે તું મ્હારી શી સગી થાય ?"

કમલા સાસરામાં રહી સાસરીઆના કાયદા પ્રમાણે હજુ લગી લાજ કાઢવાનું શીખી નહોતી. તોપણુ બાલ્યકાળના સંસ્કારોને વશ બની રમેશની આ વાત સાંભળતાં તેણે પોતાનું મ્હોં શરમે નીચે નમાવ્યું.

રમેશઃ—" મ્હેં તેમને કહ્યું કે તું મ્હારી કશી સગી નથી."

કમલા એમ સમજી કે રમેશ મ્હને શરમાવવા માટે મશ્કરી કરે છે. તેથી તેણે મુખ ફેરવીને તર્જના કરતાં કહ્યુંઃ—" જાઓ, જાઓ."

રમેશ વિચારવા લાગ્યો કે કમલાની પાસે આ બધી વાત શી રીતે ખુલ્લેખુલ્લી કરી કહું ?

કમલા એકદમ વ્યગ્રતા દર્શાવની બોલી: "જુઓ, જુઓ, ત્હમારૂં ફળ કાગડો ઉપાડી જાય છે." આટલું બોલી ઝટ તે પાસેના ઓરડામાં દોડી ગઇ; અને કાગડાને ઉડાડી મૂકી ફળનો થાળ લઇ આવી.

રમેશ પાસે એ થાળ મૂકતી મૂકતી કમલા બોલી:—"શું ત્હમે ફળ નહિ ખાઓ ?"

રમેશને હવે વધારે ખાવાની મરજી નહોતી, તોપણ કમલાને આગ્રહે તેના હૃદયને દ્રવિત કર્યું. તે બોલ્યો:—"કમલા, શું તું નહિ ખાય ?"

કમલા:—"પહેલાં તમે ખાઓ."

રમેશના કોમળ હૃદયમાં આ નજીવા વ્યાપારે પણ બહુ અસર કરી. એના હૃદયમાં જાણે અશ્રુપાત થતો હોયની એવો અનુભવ થયો. વધારે કશું ન બોલતાં તે ફળ ખાવા લાગ્યો.

ખાવાની ક્રિયા પૂરી થતાં રમેશ બોલ્યો:—"કમલા, આજે રાત્રે હું મ્હારા દેશમાં જઇશ."

કમલાનું વદન વિષાદપૂર્ણ થયું. તે નીચી દૃષ્ટિ કરી બોલી:— "મ્હને અહીં રહેવું ગમતું નથી."

રમેશ:—"શું શાળામાં રહેવું ત્હને પસંદ નથી ?"

કમલા:—"ના, હવે મ્હને શાળામાં મોકલશો માં. મ્હને ત્યાં બહુ શરમ લાગે છે. ત્યાંની બાલિકાઓ મ્હને ત્હમારીજ બધી વાત પૂછ્યા કરે છે."

રમેશ:—"તું તેમને શો જવાબ આપતી હતી ?"

કમળાઃ—"હું કાંઇજ કહેતી નહોતી. એ બધી પૂછતી હતી કે ત્હમે મ્હને દીવાળીના તહેવારમાં શામાટે શાળામાં રાખવા ચહાતા હતા? હું"...........

કમલા પોતાની વાત સંપૂર્ણ કરી શકી નહિ. ત્હેના હૃદયના મર્મસ્થાનમાં ફરી વ્યથા થવા લાગી.

રમેશઃ—"ત્હેં એમને શા માટે ન કહ્યું કે એ મ્હારે કાંઇ થતા નથી?"

કમલા કૃત્રિમ ક્રોધથી રમેશના મુખ તરફ વક્ર કટાક્ષ ફેંકતી બોલીઃ—"જાઓ, જાઓ."

રમેશ ફરી મનમાં મનમાં વિચારવા લાગ્યો કે "હવે શું કરવું!" ત્હેના હૃદયને જાણે અનેક કીટો દંશ કરતા હોય તેવી વેદના થવા લાગી. "યોગેન્દ્રે જઇ હેમનલિનીને શું કહ્યું હશે?" "મ્હારી વાસ્તવિક અવસ્થા હેમનલિની શી રીતે જાણશે?" "જો હેમનલિ-ની સાથે મ્હારો ચિરકાલ વિયોગ થશે તો હું શી રીતે જીવન ધારણ કરી શકીશ?" આવા જ્વાલામય પ્રશ્નો તેના મનમાં મનમાં ઉદ્‌ભવવા લાગ્યા. એ બધા પ્રશ્નોની સારી રીતે છણુવટ કરવાનો ત્હેને સમય મળ્યો નહોતો! આથી તે અત્યંત વ્યાકુળ બની ગયો હતો. એને માલમ પડયું હતું કે કમલાની સાથે મ્હારો જે ગુપ્ત સંબંધ છે તે કલકત્તામાં મ્હારા મિત્રો અને શત્રુઓમાં મહાન ચર્ચાનો વિષય થઇ પડયો છે. રમેશ કમલાનો સ્વામી છે એ વાર્ત્તા થોડાજ દહાડામાં હવે સર્વત્ર ફેલાઇ જશે. હવે કમલાને લઇને કલકત્તામાં એક પણ દહાડો રહેવું એ રમેશને મુશ્કેલ થઇ પડયું.

રમેશને અન્ય વિચારોમાં ડૂબેલો જોઇ કમલા તેના તરફ તાકી

રહી; ને બોલીઃ—" ત્હમે શા વિચાર કરો છો ? ત્હમે જો દેશમાં રહેશો, તો હું પણ તમારી સાથેજ રહીશ."

બાલિકાના મુખમાંથી આ પ્રેમભરી વાત સાંભળીને રમેશના હૃદય ઉપર પુનઃ આઘાત થયો. તે ફરી વાર વિચારતો વિચારતો મૌન ધારણ કરી કમલાના મુખ તરફ તાકી રહ્યો.

કમલા પોતાનું મુખ ગંભીર કરી પૂછવા લાગીઃ—" ભલા, રજાના દિવસોમાં હું શાળામાં રહી નહિ, તેથી શું ત્હમને માઠું લાગ્યું છે ?"

રમેશઃ—" હું સાચું કહું છું કે ત્હારા ઉપર મ્હને જરા પણ માઠું લાગ્યું નથી. હું મ્હારી પોતાની જાત ઉપરજ નારાજ થયો છું."

રમેશ વિચારોની જાળમાંથી પોતાને પરાણે મુક્ત કરતો કરતો કમળાની સાથે વાર્તાલાપ કરવા તત્પર થયો. તેણે કમળાને પૂછ્યુંઃ- "કહે કમલા, આટલા દહાડા લગી તું શાળામાં શું શીખી ?"

કમલા ઘણા ઉત્સાહથી પોતાના ભણતરનો હિસાબ આપવા લાગી. જ્યારે તે પૃથ્વીની ગોળાકૃતિની વાત તથા પૃથ્વીના ફરવાની વાત કરી રમેશને વિસ્મિત કરવાનો પ્રયત્ન કરવા લાગી, ત્યારે રમેશે ગંભીર ભાવ ધારણ કરીને પૃથ્વીની ગોળાકૃતિમાં સંદેહ બતાવ્યો ને કહ્યુંઃ—" પૃથ્વી ગોળ હોય એ વાત શું સંભવે છે ?"

કમલા પોતાનાં લોચનો વિકસાવી બોલીઃ—" વાહ, મ્હારી ચોપડીમાં એમ લખ્યું છે; ને હું એમજ શીખી છું."

રમેશ આશ્ચર્યભાવ જણાવતો બોલ્યોઃ—" સાચું કહે, ત્હારી ચોપડીમાં એમજ લખ્યું છે ? ત્હારી ચોપડી કેવડી મ્હોટી છે ?"

આ પ્રશ્નથી કાંઈક મુંઝવણમાં પડી કમલા બોલીઃ—" મ્હારી

ચોપડી બહુ મ્હોટી નથી; પણ છાપેલી ને ત્હેમાં પૃથ્વીનું ચિત્ર પણ આપેલું છે."

આવું મહાપ્રમાણ (!) આપવાથી રમેશને પોતાની હાર કબુલ કરવી પડી. ત્યારપછી કમલાના શિક્ષણની વાત, તેની શિક્ષિકાઓની વાત અને સાથે ભણનારાઓની વાત ચાલી. રમેશનું મન સ્થિર નહોતું. તે વચમાં વચમાં કેવળ હુંકારો આપ્યો જતો હતો અને કોઇ વાર વાર્તાના છેલ્લા શબ્દો પકડી ન્હાનો મ્હોટો પ્રશ્ન પૂછતો હતો. રમેશના મનની આવી વ્યગ્ર દશા જાણીને કમલા બોલી: — "ત્હમે મ્હારી વાત કાંઇજ સાંભળતા નથી; હવે હું ત્હમને કહીશ નહિ." આટલું બોલી તે ત્યાંથી ગુસ્સે થઇ જવા લાગી.

રમેશ ગભરાઇને બોલ્યો:—"કમલા, ગુસ્સે ન થા; આજ મ્હારી તબિયત સારી નથી."

એ સાંભળી કમલા તરત પાછી ફરી, અને બોલી:—"આજ તમને શું થાય છે?"

રમેશ:—"કાંઇ નહિ; એ તો સહજ. વચમાં કોઇ કોઇવાર મ્હારી તબિયત બગડી જાય છે."

રમેશનું મન પ્રસન્ન કરવા વળી કમળા બોલવા લાગી:— "ભૂગોળની ચોપડીમાં પૃથ્વીનું જે ચિત્ર આપ્યું છે તે બતાવું?"

રમેશે ઘણા આગ્રહ સાથે તે જોવાની અભિલાષા બતાવી. કમલા તરતજ પોતાની ચોપડી લઇ આવી, અને રમેશની સામે મૂકતાં પૃથ્વીના ચિત્ર ઉપર આંગળી મૂકીને બોલી:—"આ જે બે ગોળાકાર ચિત્રો દેખાય છે તે મૂળ તો એકજ છે. ગોળ વસ્તુનાં બંને પડખાં શું એક સાથે જોઇ શકાય કે!"

રમેશ કાંઇક વિચાર કરતો હોય તેવો ઢોંગ કરતો બોલ્યોઃ—"ચપટી વસ્તુની પણ બે બાજુઓ તો એક સાથે ન જ જોવાય."

કમલાઃ—"આથીજ એમ લાગે છે કે પૃથ્વીનાં બંને પડખાં જૂદાં જૂદાં છાપ્યાં છે. કેમકે એનો આકાર નારંગી જેવો છે."

આવી વાતો કરતાં કરતાં સંધ્યાકાળ થયો.

---

## પરિચ્છેદ વીસમો.

### અપૂર્વ વિશ્વાસ.

---

અન્નદાબાબુ એકાગ્રચિત્તે ધારણા રાખી બેઠા હતા કે યોગેન્દ્ર સારા સમાચાર લાવશે, ને બધી ગડબડ સહેલાઇથી મટી જશે. જ્યારે યોગેન્દ્ર અને અક્ષય અન્નદાબાબુ પાસે પાછા આવ્યા; ત્યારે અન્નદાબાબુ ભયભીત દૃષ્ટિથી તે બંનેના મ્હોં તરફ તાકી રહ્યા.

યોગેન્દ્રઃ—"મ્હને ખબર નહોતી કે આટલે દરજ્જે વાત આવી પહોંચશે. જો મ્હેં પહેલેથીજ આવું જાણ્યું હોત તો હું તેની સાથે ત્હમારો આટલો ગાઢો પરિચય થવા દેત નહિ."

અન્નદાબાબુઃ—"રમેશ સાથે હેમનલિનીનાં લગ્ન કરવાની સંમતિ તો પહેલાં ત્હેં પોતેજ આપી હતી; ને એ વાત ત્હેં મ્હને અનેકવાર કરી હતી. જો ત્હારે આ વાતમાં હરકત હતી તો મ્હને પહેલેથીજ—"

યોગેન્દ્રઃ—" મ્હને પહેલાં તો હરકત નાંખવાની ઇચ્છા નહોતી, શું એથી—"

અન્નદાબાબુઃ—" એથી શું ? કહે માં. એ બંને વચ્ચે શંકાને હવે સ્થાન રહ્યું નથી. તો તેઓ જ્યાંલગી પરસ્પર ચહાતાં હોય ત્યાંલગી તેમના પ્રેમની વચમાં તું હરકત નાંખીશ માં."

યોગેન્દ્રઃ—" શું એ એટલી બધી છૂટ લેવા માગે છે ?"

અક્ષયે વચમાંજ હાસ્ય કરી બોલવા માંડ્યું. " આ સંસારમાં કેટલાંક એવાં પ્રાણીઓ પણ છે કે જેઓ પોતાની મેળેજ દુઃખની જાળમાં પડીને આગળ ધસ્યાં જાય છે. તેમને વધારે આશ્રય આપવો એ યોગ્ય નથી. પણ અહીંઆં તો જે બનવાનું હતું તે બની ગયું છે. એ બાબતમાં હવે તર્કવિતર્ક નકામા છે. હવે શું કર્ત્તવ્ય છે ? તેનોજ વિચાર કરો.

અન્નદાબાબુ બ્હીતાં બ્હીતાં બોલ્યાઃ—" શું રમેશને ત્હમે મળ્યા ? "

યોગેન્દ્રઃ—" હા; સારી પેઠે મળ્યા. એનો આટલો બધો મેળાપ થશે એમ તો મ્હેં ધાર્યું પણ નહોતું. વળી એની સ્ત્રીની સાથે પણ મેળાપ થયો.

અન્નદાબાબુ અવાક્ બની જઇ આશ્ચર્યભાવે યોગેન્દ્રભણી તાકી રહ્યા. થોડી વાર પછીથી બોલ્યાઃ—" કોની સ્ત્રી સાથે મેળાપ થયો ?"

યોગેન્દ્રઃ—" રમેશની સ્ત્રી સાથે. "

અન્નદાબાબુઃ—" યોગેન્દ્ર ! તું શું કહે છે ? તે મ્હારાથી સમજાતું નથી. ક્યા રમેશની સ્ત્રી ?"

યોગેન્દ્રઃ—" હાં ? આપણા રમેશબાબુની જ સાથ ! પાંચ છ માસ પહેલાં જ્યારે તે દેશમાં ગયો હતો; ત્યારે તે લગ્ન કરવા માટે ગયો હતો. "

અનદાબાબુઃ—" તે સમયે તો તેના પિતાનું મરણ થતાં લગ્ન બંધ રહ્યાં હતાં. "

યોગેન્દ્રઃ—" નહિ નહિ; તેના પિતાના મરણ પહેલાંજ તેનાં લગ્ન થયાં હતાં. "

અન્નદાબાબુ સ્તબ્ધ બની માથું ખંજવાળવા લાગ્યા. થોડોક વખત વિચાર કરી તે બોલ્યાઃ-" તો મ્હારી હેમનલિની સાથે તેનાં લગ્ન થઇ શકશે નહિ. "

યોગેન્દ્રઃ—" અમે સૌ પણ એજ કહીએ છીએ. "

અન્નદાબાબુઃ—" ત્હમે સૌ ભલે એમ કહો, તોપણ એટલું તો વિચારો કે વિવાહની બધી તૈયારી તો થઇ ગઇ છે. આ રવિવાર પછીને રવિવારે લગ્નનો દિવસ નક્કી થયો છે. ને તે વાસ્તે કંકો-ત્રીઓ પણ લખાઇ ગઇ છે. હવે શું એ દિવસ પણ ફેરવી લગ્ન પાછાં ઠેલવાં ? "

યોગેન્દ્રઃ—" નહિ, એમ કરવાની શી જરૂર છે ? એમાં થોડોક ફેરફાર કરી કામ ચલાવી લેવાશે."

અન્નદાબાબુ આશ્ચર્ય પામી બોલ્યાઃ—"એમાં શો ફેરફાર કરવો ?"

યોગેન્દ્રઃ—" જે ફેરફાર કરવો ઘટશે તે ફેરફાર કરીશું. રમે-શને બદલે બીજો કોઇ વર નક્કી કરીશું એટલે આવતે રવિવારેજ લગ્નનું કામ તો થઇ જશે. જો એમ ન થાય તો લોકોમાં આપણે મ્હોં પણ દેખાડી શકીશું નહિ. "

આટલું કહીને યોગેન્દ્રે અક્ષયના મ્હોં સામું જોયું; ને અક્ષયે વિનયથી પોતાનું માથું નીચું નમાવ્યું.

અન્નદાબાબુઃ—"એટલી ઉતાવળમાં બીજો વર મળી શકશે ?"

યોગેન્દ્રઃ—"તે વિષે ત્હમે નિશ્ચિન્ત રહેજો."

અન્નદાબાબુઃ—"પરંતુ હેમનલિનીનું મન પ્રસન્ન થવું જોઇએ."

યોગેન્દ્રઃ—"રમેશની બધી હકીકત જાણ્યાથીજ તે નક્કી રાજી થશે."

અન્નદાબાબુઃ—"જેમ ત્હને ઠીક લાગે તેમ કર. પરંતુ રમેશમાં અનેક ગુણો હતા. દ્રવ્ય ઉપાર્જન કરે એવી વિદ્યા પણ ત્હેની પાસે હતી, અને ગયે પરમદિવસે બધી વાત નક્કી પણ થઈ ગઇ હતી. તે ઇટાવામાં જઇને વકીલાત કરવાનો હતો. પણ હવે કહી શકાતું નથી કે શું બન્યું ને શું બનશે !"

યોગેન્દ્રઃ—"એ વિષે આપ કાંઇ ચિંતા કરશો નહિ. રમેશ હજુ પણ ઇટાવે જઇને વકીલાત કરી શકશે. પણ એક વાર હેમનલિનીને બોલાવી લાવું છું. હવે વખત પણ થોડો છે." કેટલીક વાર પછી યોગેન્દ્ર હેમનલિનીને ત્યાં બોલાવી લાવ્યો. અક્ષય એ ઓરડામાંના લાઇબ્રેરીના કબાટ પાછળ જઇને બેઠો.

યોગેન્દ્રે હેમનલિનીને કહ્યું:—"બ્હેન, બેસો; ત્હમારી સાથે કેટલીક વાત કરવાની છે."

હેમનલિની ગંભીર ભાવ ધારી ખુરશીમાં બેઠી. તે સમજી ગઇ હતી કે આજે મ્હારી પરીક્ષાનો સમય આવ્યો છે."

યોગેન્દ્રે વાર્ત્તાનું મંગળાચરણ કર્યું. તે બોલ્યોઃ—"રમેશની આવી રીતભાતમાં ત્હને સંદેહનું કશું કારણ જણાતું નથી ?"

હેમનલિનીએ કશો ઉત્તર ન આપતાં માત્ર માથું હલાવી ના પાડી.

યોગેન્દ્રઃ—" તેણે લગ્નનો દિવસ એક અઠવાડીઉં પાછળ નાખ્યો; તેમાં એવું શું જરૂરનું કારણ હતું કે તે તેણે આપણને કહ્યું નહિ?"

હેમનલિની નીચી દૃષ્ટિ રાખીને બોલીઃ—" જરૂરનું કારણ તો કાંઇક હોવુંજ જોઇએ."

રમેશના ઉપર હેમનલિનીનો આટલો બધો અંધવિશ્વાસ જોઇ તેના ઉપર યોગેન્દ્રને ક્રોધ ઉપજ્યો. પરંતુ સાવધાનીથી વાત કર્યા વિના ચાલે તેવું નહોતું.

કાંઇક કઠણ થઇ યોગેન્દ્ર બોલવા લાગ્યોઃ " હમને સૌને સારી પેઠે જાણમાં છે કે પાંચ છ મહિના પહેલાં રમેશ પોતાના પિતાની સાથે દેશમાં ગયો હતો. ત્યારપછી તેનો ઘણા દહાડા લગી કાગળ ન આવ્યો, એટલે આપણને આશ્ચર્ય ઉપજ્યું હતું. હમે સૌ એ પણ જાણો છો કે જે રમેશ આપણે ત્યાં રોજ બે વાર આવતો, ને પાડોશમાંજ ઘર લઇને રહ્યો હતો; તેજ રમેશ કલકત્તામાં આવેલો છતાં આપણને એક વાર પણ મળ્યો નહિ! અને દૂરના ભાગમાં મકાન લઇ છાનોમાનો રહેવા લાગ્યો હતો! એમ છતાં હમે સૌ પહેલાંના જેવો વિશ્વાસ મૂકી તેને ઘેર તેડી લાવ્યાં! જો હું અહીં હોત તો એવું કદિ પણ બનવા દેત નહિ."

હેમનલિની નિરૂત્તરજ રહી.

યોગેન્દ્રઃ—" એ તો ઠીક, હમે સૌ ભોળાં છો. રમેશની આવી રીતભાતનો કયો અર્થ હમે સમજ્યાં છો? આ વિષે એક પ્રશ્ન પણ તમારા મનમાં ઉપજ્યો છે? અહો! રમેશના ઉપર હમારો કેટલો વિશ્વાસ?"

હેમનલિની નિરૂત્તરજ બેઠી રહી.

યોગેન્દ્ર:—"અરે, હમે સૌ ભોળાં છો. તમે કોઇના અવિશ્વાસ કરતાં નથી. મ્હારા ઉપર પણ તમારો વિશ્વાસ ઓછો નથી. હું જાતે આ વિદ્યાલયમાં જઇ પત્તો મેળવી આવ્યો છું ને તે એ કે રમેશ પોતાની સ્ત્રી કમલાને બોર્ડિંગમાં રાખી ભણાવે છે ! રજાના વખતમાં પણ તેણે કમલાને ત્યાં રાખવાનીજ ગોઠવણ કરી હતી. બે ત્રણ દિવસ પહેલાં એવું બન્યું કે શાળાની હેડમિસ્ટ્રેસનો એક પત્ર રમેશને મળ્યો. તેમાં લખ્યું હતું કે રજાના દિવસોમાં કમલાને શાળામાં રાખવી પાલવશે નહિ, આજે તેને છૂટી આપી છે. કમલાને શાળાની ગાડી તેના દરજીપાડાવાળા મકાનમાં આજે પહોંચાડી આવી છે. હું જાતે તે મકાનમાં ગયો હતો. કમળા ચપ્પુવતી નારંગીના કકડા કરતી હતી, ને રમેશ તે ખાતો હતો. મ્હેં રમેશને પૂછયું: "કેમ ? શી ખબર છે ?"

રમેશે કહ્યું:—"હું અત્યારે તમને કશું કહી શકીશ નહિ."

"જો રમેશે મને એટલુંજ કહ્યું હોત કે "કમલા મ્હારી સ્ત્રી નથી" તો એ વાત ઉપર નિર્ભય રહીને પણ હું કોઇ જાતનો શક લાવત નહિ. પણ તેણે સ્પષ્ટ વાત કરી નહિ. એમ છતાં રમેશનો આટલો બધો વિશ્વાસ કરવો શું ઘટે છે ?"

આ સવાલનો ઉત્તર મેળવવા સારૂ યોગેન્દ્રે હેમનલિનીના મ્હોં સામું જોયું. જોતજોતામાં હેમનલિનીનું મ્હોં ફીકું પડી ગયું. પોતાનામાં જેટલું જોર હતું તેટલે જોરે તેણે પોતાનું શરીર સંભાળવા ચાહ્યું; પણ એક મુહૂર્તમાંજ તે મૂર્છિત બની ગઈ, ને ખુરશી નીચે પડી ગઇ.

તેની આ હાલત જોઇને અન્નદાબાબુ ગભરાઇ ગયા. બોંયે

પડેલી હેમનલિનીના બંને હાથ પકડી તેને છાતી સરસી ચાંપી અ
ન્નદાબાબુ બોલવા લાગ્યાઃ—"બેટા, ત્હને શું થાય છે બાપુ ! અ
વાત તું જરા પણ સાચી માનીશ માં. એ બધું ખોટું છે."

યોગેન્દ્રે પોતાના પિતાને ખસેડી એકદમ હેમને એક પલં
ઉપર સૂવાડી. પાસેના ચંબુમાં જળ ભરેલું હતું તે લઇ તે હેમન
લિનીના આંખો તથા મ્હો ઉપર છાંટવા લાગ્યો. અક્ષય એક હા
પંખો લઇ ખૂબ જોરે હેમનલિનીને પવન નાંખવા લાગ્યો.

થોડી વાર પછી હેમનલિની આંખો ઉઘાડી ચમકી ઉઠી
અન્નદાબાબુ તરફ જોઇ તે મ્હોટેથી બોલીઃ—"પિતાજી ! અક્ષય
બાબુને અહીંથી જતા રહેવાનું કહી દો."

અક્ષય પંખો હેઠો મૂકી તે ઓરડાના દ્વારની પાછળ જઇ
ઉભો રહ્યો અન્નદાબાબુ પલંગ ઉપર હેમનલિના પાસે બેસીને તે
માથા ઉપર હાથ ફેરવવા લાગ્યા. ને ગંભીર દીર્ઘ નિઃશ્વાસ નાંખી
બોલ્યાઃ—"બેટા, બોલ, બોલ."

જોતાં જોતાંમાં હેમનલિનીનનાં બંને લોચનોમાંથી અશ્રુધારાએ
વહેવા લાગી. તેની છાતી જોરથી ધડકવા લાગી. પિતાના ખોળા
પોતાનું મ્હોં છૂપાવી અનિવાર્ય રૂદનના વેગને છૂપાવવાને તે ય
કરવા લાગી. અન્નદાબાબુ અશ્રુરૂદ્ધ કંઠે કહેવા લાગ્યાઃ "બાપુ,
નિશ્ચિન્ત રહે. રમેશને હું સારી પેઠે ઓળખું છું. તે કદિ પ
અવિશ્વાસી થાય તેવો નથી. યોગેન્દ્રે નક્કી તેના સંબંધમાં ભ
કરી છે."

યોગેન્દ્રે હવે છાના રહી શકાયું નહિ. તે બોલ્યોઃ—' બાપ
ત્હમે જૂઠો દિલાસો શા માટે આપો છો ! આ કષ્ટમાંથી બચાવવ

જતાં ત્હમે તેને બમણા કષ્ટમાં મૂકશો. હવે ત્હમે હેમનલિનીને કાંઇક વિચાર કરવાનો સમય આપો."

હેમનલિની હવે પિતાનો ખોળો છોડી બેઠી થઇ. યોગેન્દ્રના મુખ તરફ જોઇને બોલીઃ "મ્હારે જે કાંઇ વિચારવાનું હતું તે મ્હેં વિચારી લીધું છે. જ્યાંલગી હું તેના પોતાના મ્હોંમાંથી એ વાત સાંભળીશ નહિ; ત્યાંલગી હું તેનાપર કદિ પણ અવિશ્વાસ કરીશ નહિ; તે તમે સાચું માનજો."

આટલું કહી તે ઉભી થઇ. અન્નદાબાબુએ ઉતાવળે ધસી તેનો હાથ ઝાલ્યો, ને બોલ્યાઃ "પડી જઇશ બેટા."

હેમનલિની તેમનો હાથ પકડીને પોતાના સુવાના ઓરડામાં ગઇ, ને બિછાનાપર પડી. તેણે પિતાને કહ્યું: "પિતાજી, મ્હને અહીંઆં એકલી સુવા દો. હું ઉંઘી જઇશ."

અન્નદાબાબુઃ—"હું હરિની માને બોલાવું? તે તને પવન નાંખશે."

હેમનલિનીઃ—"ના, મ્હારે પવનની જરૂર નથી."

અન્નદાબાબુ પાસેના ઓરડામાં જઇને બેઠા. આ પુત્રી જ્યારે ૭ મહિનાની હતી ત્યારે તેને મૂકીને એની જનેતા મરી ગઇ હતી. હેમનલિનીની એ જનેતા વિષે અન્નદાબાબુ વિચાર કરવા લાગ્યા. શી એની પતિભક્તિ? શી એની ધીરજ? અને શી એની સદા પ્રસન્નતા? આ બધું બાબુના મનને અત્યારે તાદૃશ થયું. એ ગૃહલક્ષ્મીના જેવીજ આ બાલિકા, જેને આટલા દહાડાથી બાબુએ પોતાના ખોળામાં લઇ મ્હોટી કરેલી છે, તે બાલિકાના અનિષ્ટની શંકાથી બાબુનું હૃદય ગભરાવા લાગ્યું. પાસેના ઓરડામાં બેસી તેઓ મનમાં

ને મનમાં તેને સંબોધીને કહેવા લાગ્યા: "બેટા, ત્હારાં સર્વે વિઘ્નો દૂર થાઓ. તું સદા સુખી રહે. ત્હને સુખી જોઇને—અરે, તું જેને ચાહે છે તેના ઘરમાં તને ગૃહલક્ષ્મીરૂપે રહેતી જોઇને—હું ત્હારી માની પાસે જઇશ." આટલું બોલી લુગડાને છેડે તે પોતાની ભીંની આંખો લૂછવા લાગ્યા.

ઓઓની બુદ્ધિ ઉપર યોગેન્દ્રને પહેલેથીજ સંપૂર્ણ તિરસ્કાર હતો. એ તિરસ્કારભાવ આજે વિશેષ દૃઢ થયો. જેઓ પ્રત્યક્ષપ્રમાણુ ઉપર પણ ભરોંસો કરે નહિ; તેને શું કહેવું? બે ને બે ચાર થાયજ. એ વાતમાં જેને સુખ થતું હોય તેને ભલે સુખ થાઓ; અને જેને દુઃખ થતું હોય તેને ભલે દુઃખ થાઓ. તેમાં સ્થળ વિશેષ શું કરે! યુક્તિવડે કાળાને જો કાળું સિદ્ધ કરવામાં આવે; છતાં કોઇનો પ્રેમ જો એ કાળાને ધોળું કહે તો તેમાં બિચારી યુક્તિને તો ઝખ મારવાની કે? ઉલટું યુક્તિ ઉપર તો તે પ્રેમ સક્ષા થઇ જાય! એ પણ મહા પંચાતની વાત ના! જો એમ થાય તો આ સંસાર ચાલે શી રીતે! યોગેન્દ્રની બુદ્ધિમાં આ વાત કોઇ રીતે યોગ્ય લાગી નહિ.

યોગેન્દ્ર બોલ્યો:—"અક્ષય!"

અક્ષયે ધીરે ધીરે ગૃહમાં પ્રવેશ કર્યો. યોગેન્દ્ર બોલ્યો:—"બધું સાંભળ્યું ના! હવે શો ઉપાય કરવો!"

અક્ષય:—"આ બધી વાતોમાં મ્હને ભેગો શામાટે તાણવામાં આવે છે! આટલા દહાડાથી હું એક પણ શબ્દ કહેતો નથી. છતાં તમે આવીને મ્હને નાહક મુસ્કેલીમાં મૂકો છો.

યોગેન્દ્ર:—"સારૂં, એ બધી વાત પછી કરીશું. હમણાં તો

હેમનલિની પાસે રમેશને મુખે બધી વાતો કબુલ કરાવ્યા વિના બીજો ઉપાય સૂઝતો નથી."

અક્ષયઃ—"હમે શું ગાંડા થયા છો ? પોતાનીજ ભૂલો માણુસો પોતાનેજ મોઢે શું ?"......

યોગેન્દ્રઃ—"જો તે એક પત્ર લખી આપે તોપણુ ઠીક થાય, એ ભાર તમારે માથે લેવો પડશે. પરંતુ હવે વાર કરવાથી ચાલશે નહિ"

અક્ષયઃ—"જોઉં છું, મ્હારાથી બનતો યત્ન કરીશ."

## પરિચ્છેદ એકવીશમો.

### કલકત્તાથી કમલા સાથે પ્રયાણ.

રાત્રિના નવ વાગ્યાની ટ્રેનમાં ઉપડી જવા માટે રમેશે કમલા સાથે પ્રયાણ કર્યું. જવા સારૂ તેણે એક મ્હોટું આડું ચક્કર લીધું અને જરૂરવિનાની ગલીઓમાં થઇને તેણે ગાડીવાનની પાસે ગાડી હંકાવી. કાલુતોલાના એક મકાન પાસે આવીને રમેશે ધીરે ધીરે ગાડી હાંકવાની ગાડીવાનને આજ્ઞા કરી. રમેશે એ મકાન તરફ ઔત્સુક્યપૂર્ણ લોચને જોયું તો એ પરિચિત મકાનમાં કશું પણ પરિવર્ત્તન થયેલું જોયું નહિ.

રમેશે એવા બળથી એક ગંભીર અને દીર્ઘ નિઃશ્વાસ નાખ્યો કે તે નિઃશ્વાસથી ગાડીમાં નિદ્રાવશ થયેલી કમલા ચમકી ઉઠી. ને બોલી:—"હાં, તમને શું થયું ?"

રમેશ બોલ્યોઃ—" કાંઇ નહિ. "

તે વધારે કાંઇજ બોલ્યો નહિ. ગાડીના અંધકારમાં મૌન ધારણ કરી બેઠો રહ્યો. ગાડીના એક ખૂણામાં માથું રાખી જોતજોતામાં કમલા ફરી ઉંઘી ગઈ. કમલાનો થોડી વારનો સંગાથ જાણે અત્યારે રમેશને અસહ્ય થઇ પડયો.

બરાબર સમયે ગાડી સ્ટેશનમાં પહોંચી. રમેશે પહેલેથીજ સેકંડ કલાસનું એક અડધીઉં રીઝર્વ કરાવ્યું હતું. તેમાં કમલા અને રમેશ બંને ચડયાં. એક બેંચ ઉપર કમલામાટે બિછાનું કરી આપીને તથા ગાડીમાંની બત્તી નીચે પડદો તાણી અંધકાર કરીને રમેશે કમલાને કહ્યું;—" ત્હારે ક્યારનો સુવાનો વખત થઇ ગયો છે; તો તું અહીં સુઇ જા. "

કમલા બોલીઃ—" ગાડી ચાલશે ત્યારે હું સુઇશ. ત્યાંલગી હું આ બારી પાસે બેસીને જોઇશ. "

રમેશ રાજી થયો. કમલા પોતાને માથેથી ખસી ગએલો સાડીનો છેડો તાણી સરખો કરી બારીમાં મ્હોં કરી બેઠી; અને પ્લેટફોર્મમાં આમ તેમ આવ જા કરતાં માણસોને જોવા લાગી. રમેશ વચ્ચેના ભાગમાં બીજીજ ચિંતાઓ કરતો બેઠો. ગાડીએ ઉપડવાની વીસલ મારી તે વખતે રમેશે પોતાના કોઇ ઓળખીતાને ગાડીભણી દોડતો જોયો.

તેજ વખતે ગાડી ઉપડી, અને કમલા ખડખડાટ હસવા લાગી. રમેશે બારીમાંથી મ્હોં બહાર કાઢીને જોયું તો રેલવેના નોકરના હાથમાંથી ખેંચતાણ કરી એક માણસ ગાડીના ડબામાં ચડી જતો દીઠો. એ માણસનો ખેસ તાણાતાણમાં રેલવેના નોકરના હાથમાં

રહી ગયો. એ ખેસ લેવાને માટે પેલા માણુસે જ્યારે પોતાનો હાથ બહાર કાઢયો ત્યારે રમેશ બરાબર ઓળખી શક્યો કે ગાડીમાં ચડનાર માણુસ બીજો કોઇજ નહિ પણ અક્ષય હતો.

એ ખેસની તાણુાતાણીનો દેખાવ સંભારી કમલા ઘણીવાર હસી.

રમેશઃ—"સાડાદશ વાગ્યા છે. ગાડી પણ ચાલતી થઇ છે, તો હવે તું ઉંઘી જા."

હવે કમલા બિછાનામાં સૂતી. પણ જ્યાંલગી તેને ઉંઘ આવી નહિ ત્યાંલગી ખડખડ હસ્યા કરી.

પણ આ બનાવથી રમેશને કાંઈ વિશેષ નવાઇ લાગી નહિ.

રમેશ જાણતો હતો કે બહારનાં કોઇ ગામડાંમાં અક્ષયનાં સગાંવહાલાં રહેતાં નહોતાં, એટલે બહારનાં ગામડાં સાથે તેનો સંબંધ નહોતો. અક્ષયના બાપદાદા કલકત્તામાંજ રહેતા હતા. તો આજ રાત્રે ઉતાવળે તે કલકત્તા છોડીને કયાં જતો હશે? એવો રમેશને વિચાર આવ્યો. ને તેણે નિશ્ચય કર્યો કે જરૂર તે મ્હારીજ પછવાડે તપાસ કરવાને આવે છે.

અક્ષય જો રમેશને ગામ જઇ કમલા સંબંધી તપાસ કરે, તો વાત ઘણી ભયંકર થઈ પડે. આ વિચારે રમેશનું ચિત્ત ચંચળ બન્યું. પોતાના ગામનો કયો માણુસ શું શું બોલશે? મ્હારે માટે શી શી નિંદા થશે? એ બધું રમેશની નજર આગળ જાણે તરવા માંડયું. કલકત્તા જેવા વિશાળ શહેરમાં માણુસો પોતાની બધી અવસ્થાઓ છૂપાવી શકે છે; પરંતુ નાના ગામડાની વાત જૂદી છે. ગામડામાં નાની સરખી વાત પણ ભારે ચર્ચાનો વિષય થઇ પડે છે. આ વિષે રમેશ જેમ જેમ વધારે વિચાર કરવા લાગ્યો, તેમ તેમ તેનું મન વધારે ચંચળ થઇ ગયું.

બરાખપુરમાં ગાડી ઉભી રહી. રમેશ ગાડીમાંથી મ્હોં બહાર કાઢીને જોવા લાગ્યો, પણ અક્ષય નીચે ઉતરતો જોવાયો નહિ. નૈહાટીમાં ઘણાં માણસો નીચે ઉતર્યા, તેમાં પણ અક્ષય જોવાયો નહિ. વળી બગુલા સ્ટેશને રમેશે વ્યગ્રચિત્તે તપાસ કરી તો ત્યાં પણ અક્ષયને દીઠો નહિ. હવે બીજા એકે સ્ટેશને અક્ષયનો નીચે ઉતરવાનો સંભવ નહોતો.

રાત્રિ ઘણી ગઇ હતી, એટલે હવે રમેશ સુઇ ગયો.

બીજે દિવસે સવારે ગોઆલંદા સ્ટેશને ગાડી પહોંચતાં રમેશે જોયું તો અક્ષય પોતાના મ્હોં ઉપર બેસ વીંટી ઉતાવળો ઉતાવળો સ્ટીમર તરફ દોડયો જાય છે. જે સ્ટીમરમાં રમેશ બેસવાનો હતો તે સ્ટીમરને ઉપડવાની વાર હતી, પરંતુ તેની પાસેજ બીજી સ્ટીમર ચાલવાની તૈયારીમાં હતી. પ્રવાસીઓને સાવધાન કરવામાટે વારંવાર તે સીટી વગાડતી હતી. રમેશે એક માણસને પૂછયું. " આ સ્ટીમર ક્યાં જનાર છે ? "

પેલો માણસઃ—" પશ્ચિમમાં. "

રમેશઃ—" ક્યાં સુધી જશે ? "

પેલો માણસઃ—" પાણીનું પૂર હશે તો કાશીલગી જશે. "

આ સાંભળી રમેશ તરતજ એ સ્ટીમર ઉપર જઇને તેમાંની એક કેબીનમાં કમલાને બેસાડી આવ્યો. તે પછી તેણે થોડુંક દૂધ તથા દાળભાત ખાવામાટે ખરીદ્યાં.

આ બાજુ અક્ષય બીજીજ સ્ટીમરમાં સઘળાં પેસેંજરો પહેલાજ જઇ એક ઠેકાણે ઉભો રહ્યો. ને પોતાની સ્ટીમરમાં બીજાં જે જે પેસેંજરો બેસવાને આવે તેને પોતે સ્પષ્ટપણે જોવા લાગ્યો. બેસનારાંની ભીડ નહોતી. સ્ટીમરને ઉપડવાને થોડી વાર હતી. એ અવકા-

શમાં બીજાં કેટલાંએ પ્રવાસીઓ મ્હોં તથા હાથ પગ ધોતાં હતાં. કેટલાંકોએ તો સ્નાન પણ કરી લીધું ને કેટલાંક કિનારે બેસી ભાતું ખાવાં લાગ્યાં. અક્ષય ગોયાલંદાથી અજાણ્યો હતો. તે ધારતો હતો કે અહીં પાસે કોઇ હોટેલ હશે, તેમાં રમેશ કમલાને ખવરાવવા લઇ ગયો હશે.

છેલ્લે જ્યારે અક્ષયવાળી સ્ટીમરે ઉપડવાની સીટી વગાડી; ત્યારે પણ રમેશ તો તેમાં બેસવા આવેલો જોવામાં આવ્યો નહિ. સીટી સાંભળી બધાં પેસેંજરો ઉતાવળે દોડવા લાગ્યાં ને નીસરણી ઉપર ચડીને સ્ટીમરમાં બેસી ગયાં. બધાં પેસેંજરો આવી ગયાં ને સ્ટીમરવાળે છેલ્લે નીસરણી પણ ઉપાડી લીધી. તોપણ તે સ્ટીમરમાં રમેશને આવેલો અક્ષયે જોયો નહિ. છેલ્લે કેપ્ટને લંગર ઉપાડી લેવાનો હુકમ આપ્યો. ત્યારે અક્ષય ગભરાતો ગભરાતો બોલી ઉઠ્યોઃ “ઉભા રહો, હું નીચે ઉતરવાનો છું” પણ ખલાસીઓએ તેની વાત ઉપર લક્ષ્ય આપ્યું નહિ. કિનારો સ્ટીમરથી આઘો નહોતો, એટલે અક્ષય કૂદકો મારી સ્ટીમરપરથી નીચે ઉતરી પડ્યો.

કિનારે આવ્યા પછી પણ અક્ષયને રમેશનો પત્તો લાગ્યો નહિ. થોડી વાર પહેલાંજ પેસેંજરટ્રેન ગોયાલંદાથી કલકત્તા તરફ જવા ઉપડી ગઇ છે એમ અક્ષયને ખબર પડી. તે મનમાં ને મનમાં વિચારવા લાગ્યો કે કાલે રાત્રે મ્હારે રેલવે માણસ સાથે ખેંચાખેંચી ને બોલાબોલી થઇ તે જરૂર રમેશે જોઇ હશે, ને તેથી મ્હારી દાનત ખરાબ છે એમ સમજવાથી રમેશ દેશમાં ન જતાં વળતી ગાડીમાં પાછો કલકત્તામાંજ ચાલ્યો ગયો હશે. કલકત્તામાં જે કોઇ માણસ છૂપાઇ રહેવા ધારે તેને શોધી કાઢવો એ સહેલું કામ નથી.

# પરિચ્છેદ બાવીશમો.

## ચિંતાતુર રમણીહૃદય.

અક્ષયે જેમ તેમ કરી આખો દહાડો ગોયાલંદામાં કાઢયો. સંધ્યાકાળે તે મેલટ્રેનમાં ચડયો. ને બીજે દિવસે સવારમાં કલકતે પહોંચ્યો. તે પહેલવહેલોજ રમેશના દરજી-પાડાવાળે મકાને ગયો. પણ તે ઘેર તો તાળું લગાડેલું હતું. આસ-પાસનાં પડોશીને પૂછતાં જણાયું કે તે હજુ આવેલ નથી. કાલુ-ટોલાવાળા મકાને જઇને જોયું તો તે મકાન પણ સૂનું પડેલું હતું.

આખરે અન્નદાબાબુને ઘેર આવી તેણે યોગેન્દ્રને કહ્યું કેઃ "એ તો નાશી ગયો, પાછળ પડયા છતાં પણ હું તેને પકડી શકયો નહિ."

યોગેન્દ્રઃ—"એમ કેમ ?"

અક્ષયે પોતાની મુસાફરીની તમામ વાત પહેલેથી છેલ્લે લગી કહી સંભળાવી.

અક્ષયને જોતાંજ રમેશ કમલાને નસાડી ભાગી ગયો. એ સમાચાર સાંભળતાંજ રમેશની વિરુદ્ધનો તમામ સંદેહ યોગેન્દ્રના મનમાં દૃઢ થયો.

યોગેન્દ્રઃ—"અક્ષય ! આપણી તમામ યુક્તિઓ અહીં કાંઇ કામમાં આવે તેમ નથી. એકલી હેમનલિનીએજ નહિ, પણ પિતા-જીએ પણ એકજ વાતનું નાકું પકડયું છે, તેઓ કહે છે કેઃ "રમે-શને મ્હોંએથી અમે જ્યાંલગી બધી વાત સાંભળીશું નહિ, ત્યાંલગી તેના પર અવિશ્વાસ કરીશું નહિ." આ શું ! કદાપિ રમેશ આજેજ

આવીને કહે કે "હું હાલમાં કાંઇ કહીશ નહિ." તોપણ પિતાજી તેની સાથે નલિનીનો વિવાહ કરવામાં અચકાશે નહિ! આ કારણથીજ હું મહામુશ્કેલીમાં આવી પડયો છું. હેમનલિનીને જરા પણ કષ્ટ થાય તે પિતાજીથી સહન થતું નથી. વળી હેમનલિની જો એવોજ દુરાગ્રહ પકડી બેસે કે 'રમેશને બીજી સ્ત્રી હોય તોપણ ભલે હો, પણ હું તો તેનેજ પરણવાની છું' તોપણ પિતાજી તો તેમાં રાજી થઇ સંમતિજ આપવાના! આમ હોવાથી જેટલી ઉતાવળે આપણે રમેશને મ્હોંએજ આ બધું કબૂલ કરાવી શકીએ તેમ કરવાનું છે. આમાં નિરાશ થવું પાલવશે નહિ. હું પોતે આ કામની પાછળ લાગુ ખરો, પણ શી શી યુક્તિઓ લડાવવાથી આ કામ પાર પડશે? તે મ્હને આવડશે નહિ. હું તો રમેશ સાથે કહો તો મારામારી કરી દઉં. પણ તેથી શું વળે! મ્હને લાગે છે કે તમે દાતણપાણી કરી ચા પણ પીધી નહિ હોય; તો દાતણપાણી કરી ચા પી લો."

અક્ષય દાતણપાણી કરી ચા પીતાં પીતાં વિચારવા લાગ્યો: "કે હવે શો રસ્તો લેવો?" એટલામાં અન્નદાબાબુ હેમનલિનીનો હાથ ઝાલી ચા પીવાના ઓરડામાં આવ્યા. અક્ષયને જોતાંજ નલિની એ ઓરડામાંથી પાછી ચાલી ગઇ.

યોગેન્દ્ર ગુસ્સો કરી બોલ્યોઃ—"હેમનલિની! તું બહુ ખોટું કરે છે. પિતાજી, ત્હમે એની અવિવેકભરેલી બધી વર્તણૂંકોને ઉત્તેજન આપો માં. એને પરાણે પણ અહીંઆં લાવવી યોગ્ય છે." ત્યારપછી તે બૂમ મારી કહેવા લાગ્યો "હેમ! ઓ હેમ!

હેમનલિની મેડી ઉપર ચાલી ગઇ. અક્ષય બોલ્યોઃ—"યોગેન્દ્ર! તમે મારા કેશને ઉલટો વધારે ખરાબ કરી નાંખશો. તમે એની પાસે મારા સંબંધની કશી વાત કહેશો માં. સમય આવે એનો ઇલાજ

થઇ રહેશે. પણ જબરજસ્તી કરવાથી બધી વાત ધૂળમાં મળી જશે."

ત્યારપછી અક્ષય ચા પીને ચાલ્યો ગયો. તેનામાં ધૈર્યની ખોટ નહોતી. બધાં ચિન્હો પોતાની કાર્યસિદ્ધિની સામે હતાં, તોપણ તે પોતાના ઉદ્યોગ ઉપર ભરોંસો રાખી બેઠો હતો. તેના મનોભાવમાં લેશ પણ વિકાર થયો નહોતો. તેના મનમાં જે વાત નક્કી થઇ હતી તેના ઉપર તેનો અચળ વિશ્વાસ હતો. કામ પાર ન પડ્યું તો તેને પડતું મૂકી બ્હીકણ મ્હોં કરી છોડી દેવું એ તેનો સ્વભાવ નહોતો. અપમાન તથા અનાદરને તે મૌન ધારણ કરી સહી લેતો. ને તેમ કરતાં છતાં તે અવિચલિત રહેતો. તેના તરફ કોઇ માણસ ગમે તે જાતનું વર્ત્તન કાં ન ચલાવે, પણ તેમ છતાં તે પોતાના સિદ્ધાંતને ચૂસ્તપણે વળગી રહેતો.

અક્ષય ચાલ્યા ગયા પછી અનદાબાબુ હેમનલિનીનો હાથ ઝાલી તેને ચાના ટેબલ પાસે લાવ્યા. આજે હેમનલિનીના વદન ઉપર ફીકાશ જણાતી હતી. તેનાં લાંબાં લોચનો નીચે શ્યામરેખાઓ પડેલી જોવામાં આવતી. દિવાનખાનામાં પ્રવેશ કરતાંજ હેમે પોતાનાં લોચનો નીચાં ઢાળ્યાં. યોગેન્દ્રના મ્હોં સામું તેણે જોયું નહિ, તે સમજતી હતી કે યોગેન્દ્ર મ્હારા ઉપર તથા રમેશ ઉપર ગુસ્સે થયો છે. ને અમારા વિરુદ્ધ કાંઇ કાંઇ ખરાબ વિચારો કરી રહેલો છે. આ કારણને લીધે યોગેન્દ્રની સાથે બોલવું કે યોગેન્દ્રની સામે જોવું એ પણ હેમનલિનીને અસહ્ય થઇ પડ્યું.

જો કે પ્રેમે હેમનલિનીના વિશ્વાસને દૃઢ રાખ્યો હતો; તોપણ શું યુક્તિને કોઇ એકદમ બહાર નસાડી શકે છે ? યોગેન્દ્રની સામે કાલે હેમનલિનીએ પોતાના વિશ્વાસની દૃઢતા બતાવી હતી, પરંતુ અંધારી રાત્રે જ્યારે તે પોતાના શયનગૃહમાં એકલી પડી ત્યારે તેની

ધીરજ—તેનું માનસિક બળ—શિથિલ થવા લાગ્યાં. વસ્તુતઃ કેટલાક દહાડા પહેલાં રમેશના વ્યવહારનો કાંઇ મર્મ તેના સમજવામાં આવ્યો નહોતો. સખ્ત પ્રહાર લાગવાથી માતા જેવી રીતે પોતાના બાળકને છાતીએ બીડીને ચાંપે છે, ને તેની રક્ષા કરે છે; તેવી રીતે હેમનલિનીએ પણ રમેશપ્રતિ સંપૂર્ણ વિશ્વાસના કારણોને દઢપણે હૃદય સાથે જોરથી દબાવી રાખ્યાં હતાં; પણ શું બળ બધો કાળ એક સરખુંજ ટકી શકે છે કે?

હેમનલિનીના પાસેના ઓરડામાંજ અન્નદાબાબુ સૂતા હતા. હેમનલિની વારંવાર પલંગપર પોતાનાં પડખાં બદલતી હતી, એ તેઓ સારી રીતે જાણતા હતા. તેઓ વચમાં વચમાં ઉઠીને તેના ઓરડાનાં દ્વાર પાસે આવતા ને કહેતા કેઃ "બેટા! ત્હને નિદ્રા આવતી નથી કે શું?" હેમનલિની કહેતી કેઃ "ત્હમે શાસારૂ જાગો છો? હું તો ઉંઘી જઇશ."

બીજે દહાડે સવારે ઉઠીને હેમનલિની અગાશીમાં જઇને ફરવા લાગી. તે સમયે તેણે રમેશના ઘરનાં બધાં બારીબારણાં બંધજ જોયા, એક પણ બારી ઉઘાડી નહોતી.

સૂર્યભગવાન્ ધીરે ધીરે પૂર્વ દિશાનાં સ્વચ્છ હર્મ્યોનાં શિર ઉપર ચડ્યા. હેમનલિનાનો આજનો દહાડો એવો આશાહીન, આનંદહીન અને ઉદાસીભર્યો થઇ પડ્યો કે કહેવાની વાત નહિ. તે અગાશીપર એક ખૂણામાં બેઠી બેઠી બંને હાથવતી પોતાનું મ્હોં છૂપાવીને રોઇ રહી. આજે આખા દહાડામાં તેને કોઇએ એક વાર પણ ચા પીવા બોલાવી નહોતી. કેમકે તે આવશે એવી કોઇએ આશા પણ રાખી નહોતી. તેમ પાસેના ઘરમાં કોઇ છે, એવી કલ્પના કરવાનો પણ આજે નલિનીને આધાર નહોતો.

એટલામાં અવાજ આવ્યો "હેમ ! હેમ !"

હેમનલિનીએ ઉઠી એકદમ પોતાની આંખો ધોઈ, અને પિતાને ઉપર આવતા જોઇને તે બોલી:—"કેમ પિતાજી !"

અન્નદાબાબુ હેમનલિનીની પાસે આવ્યા, ને તેના બરડાપર હાથ ફેરવતા ફેરવતા બોલ્યા: "બેટા ! આજ મ્હને ઉઠતાં બહુ વાર થઇ ગઇ."

અન્નદાબાબુએ આખી રાત્રિ ચિંતામાંજ ગાળી હતી. મળસ્કે તેમને ઉંઘ આવી. પણ જ્યારે મ્હોં ઉપર સૂર્યનો સુવર્ણરંગી તડકો પડયો, ત્યારે તેઓ બેબાકળા ઉઠયા, ને હેમનલિનીની ખબર પૂછવા આવ્યા. ઘરમાં બીજું કોઈજ નહોતું, સવારમાં પોતાની પુત્રીને એકલી ફરતી જોઇને તેમના હૃદયને આઘાત થયો. ને તેઓ બોલ્યા:—"બેટા, ચાલ, ચા પીવા ચાલ."

ટેબલ ઉપર ચાનો પ્યાલો મૂકી, યોગેન્દ્ર સામે બેસીને ચા પીવાની હેમનલિનીને ઇચ્છા નહોતી. તોપણ તે જાણતી કે નિયમ વિરુદ્ધ કાંઇ પણ કામ થતાં પિતાજીને માઠું લાગે છે. વળી તે રોજ પોતાને હાથેજ પિતાના પ્યાલામાં ચા આપતી. એ પિતૃસેવાથી પોતાને *પરાઙ્મુખ કરવાની પણ હેમનલિનીને ઇચ્છા નહોતી.

નીચે ચા પીવાના દિવાનખાનામાં જતાં પહેલાં તેણે યોગેન્દ્રને કોઈકની સાથે વાતો કરતો સાંભળ્યો, ત્યારે તો તેની છાતી ધડકવા લાગી. તેને રમેશ આવ્યાની શંકા થઇ. વળી તેને વિચાર આવ્યો કે આટલું વહેલું તેના સિવાય મારે ત્યાં બીજું કોણ આવનાર હતું ?

તે કંપતી કંપતી દિવાનખાનામાં ગઈ, પણ અક્ષયકુમારને જોતાંજ તે આગળ વધતી અટકી પડી. પાછે પગલે તરતજ તે બહાર નીકળી ગઇ.

---

* વિમુખ.

અન્નદાબાબુ જ્યારે તેને બીજી વાર ત્યાં તેડી લાવ્યા, ત્યારે તેમની ખુરશી પાસે ઉભી રહી મ્હોં નીચું રાખીનેજ તે પિતાને ચા આપવા લાગી.

હેમનલિનીની આવી રીતભાતથી યોગેન્દ્ર બહુ નારાજ હતો. હેમનલિની રમેશ માટે આટલું બધું દુઃખ ધરી રહી છે, તે યોગેન્દ્રને અસહ્ય થઇ પડયું. વળી યોગેન્દ્રે જોયું કે અન્નદાબાબુ પણ હેમના દુઃખના ભાગીદાર છે ! ને હેમનલિની પિતાની છાયામાં રહીને પોતાને સુરક્ષિત માને છે ! એ જોઇને યોગેન્દ્રનું અધૈર્ય વધવા માંડ્યું. તે મનમાં ને મનમાં બોલવા લાગ્યો કે: "અહો ! જાણે અમે બધા એને અન્યાય કરીએ છીએ ! અમે તો તેના સ્નેહને લીધેજ અમારૂં કર્ત્તવ્ય અદા કરીએ છીએ, ને યથાર્થ કર્ત્તવ્ય બજાવી તેનું મંગલ કરીએ છીએ. અમારા આવા પ્રયત્નને માટે કૃતજ્ઞતા દર્શાવવી તો દૂર રહી, પણ ઉલટું મનમાં ને મનમાં અમને દોષિત ગણે છે ! પિતાજીને તો વ્યવહારનું લેશ પણ જ્ઞાન નથી. અત્યારે અસત્ય આશ્વાસન આપવાનો સમયજ નથી. અત્યારે તો વાંધો બતાવવાનોજ સમય છે. તેમ ન કરતાં તેનું મન સાચવવું એજ તેઓ તો બેહેતર સમજે છે ! " આવા આવા વિચારોમાં યોગેન્દ્ર લીન થયો.

કેટલીકવારે યોગેન્દ્રે પોતાના પિતાને સંબોધીને કહ્યું:–"પિતાજી ! તમે જાણ્યું કે શું થયું છે ?"

અન્નદાબાબુ ત્રસ્ત થઇ બોલ્યા:—"ના, કહે જોઇએ શું થયું છે ?"

યોગેન્દ્ર:—"રમેશ ગઇ કાલે પોતાની સ્ત્રીને લઇને ગોઆલન્દા મેલમાં બેસી પોતાના વતનમાં જતો હતો. પણ અક્ષયને એજ ગાડીમાં જતો જોઇને તે પોતાને વતન ન જતાં પાછો કલકત્તે આવ્યો છે."

હેમનલિનીનો હાથ કંપી ઉઠયો. તે પિતાના પ્યાલામાં ચા રેડતી હતી, પણ ઉપરનું વચન સાંભળતાં તેના હાથમાંથી ચાની કીટલી પડી ગઇ. ને તે એકદમ બીજી ખુરશીપર બેસી ગઇ.

યોગેન્દ્ર તેના મુખ તરફ નજર નાંખી કહેવા લાગ્યોઃ "રમેશને રસ્તામાંથી પાછા ભાગવાની શી જરૂર હતી? તે હું કહી શકતો નથી. અક્ષય તો પહેલેથીજ તેની તમામ વાત જાણતો હતો. એક તો તેનો પ્રપંચી વ્યવહાર, બીજું સ્ત્રીને લઇને ચોરની પેઠે તેનું ચારે તરફ નાસતા ફરવું, તેમજ તેની બીરૂતા, એ બધું મને તો ઘણું ખરાબ લાગે છે. આ વાત હેમનલિનીને કેવી લાગે છે, તે તો તે જાણે, પણ આમ નાસભાગ કરવામાંજ તેનો અપરાધ સિદ્ધ થાય છે."

હેમનલિની કંપતી કંપતી ખુરશીપરથી ઉભી થઇ ને બોલીઃ– "ભાઇ, હું કાંઇ પણ પ્રમાણો તમારો પાસે માગતી નથી. તમને ઠીક લાગે તેવા વિચારો કરો. હું તેનો ન્યાયાધીશ થવા ચાહતી નથી."

યોગેન્દ્ર;—"ત્હારી સાથે જ્યારે એના વિવાહનો સંબંધ થયો છે, ત્યારે શું અમારો તેની સાથે કાંઇજ સંબંધ નથી કે?"

હેમનલિનીઃ—"હું લગની વાત ક્યાં કરૂં છું? તમારી ઇચ્છા હોય તો ભલે તમે એ સંબંધ તોડી નાંખો. પણ મ્હારૂં મન ભાગી નાંખવાનો તમે મિથ્યા પ્રયત્ન શામાટે કરો છો? બોલતાં બોલતાં હેમનલિનીનો અવાજ રૂંધાઇ ગયો; અને તે રડી પડી. અન્નદાબાબુ એકદમ ઉભા થઇ તેનું અશ્રુવાળું મુખ છાતી સરસું ચાંપી બોલ્યાઃ— "બેટા હેમ, ચાલ આપણે ઉપર જઇએ."

# પરિચ્છેદ ત્રેવીશમો.

## સાદો ગૃહસ્થાશ્રમ શરૂ થયો.

સ્ટીમર ચાલી. તેના પહેલા અને બીજા વર્ગોની કેબીનોમાં કોઇ પેસેન્જર નહોતાં. રમેશે એક ઓરડી પસંદ કરી તેમાં બિછાનું પાથર્યું. પ્રાતઃકાળમાં દૂધ પીને તથા તે કેબીનનું કાચનું બારણું ઉઘાડીને કમલા, પાસેની નદી તથા નદીના તટભણી જોવા લાગી.

રમેશઃ–" કમલા, તું જાણે છે કે આપણે ક્યાં જઇએ છીએ ?"

કમલાઃ—" આપણા દેશમાં જઇએ છીએ."

રમેશઃ—" આપણા દેશમાં તો તને ગમતું નથી ને ? તો આપણે દેશમાં નહિ જઇએ."

કમલાઃ—" મારે વાસ્તે થઇને ત્હમે દેશમાં જવાનું બંધ રાખ્યું છે ?"

રમેશઃ—" હા, તારે વાસ્તેજ બંધ રાખ્યું છે."

કમલા મુખ ગંભીર કરી બોલીઃ–" એવું શામાટે કર્યું ! મ્હેં તો એક દહાડો વાતવાતમાં સહજ કહ્યું તેમાં ત્હમે કેમ વિચાર ફેરવ્યો ત્હમે જરા વાતમાં નારાજ કેમ થઇ જાઓ છો ?"

રમેશઃ—" હું નારાજ થયોજ નથી. દેશમાં જવાની મ્હારી મરજીજ નથી."

કમલાએ આતુરતાથી પૂછ્યુંઃ–"તો આપણે ક્યાં જઇએ છીએ ?"

રમેશઃ—" પશ્ચિમ તરફ."

પશ્ચિમનું નામ સાંભળી કમલા આંખો વિકસાવી રમેશભણી નિહાળી રહી. જે લોકોએ પોતાનું ઘર છોડી પરદેશનું મ્હોં જોયું નથી તેમને પશ્ચિમભણી જવાનું સાંભળતાં એકાએક કેટલો હર્ષ થાય છે ! તે વાત તેઓજ જાણી શકે છે. પશ્ચિમમાં કેટલાંએ તીર્થો છે, કેટલાંએ હવા ખાવાનાં સ્થળો છે, કેટલાંએ નૂતન નૂતન નગરો છે, કેટલીએ રાજા મહારાજાઓની પુરાણી કીર્તિરેખાઓ છે; કેટલાંએ શિલ્પકળાથી મંડિત થએલાં દેવાલયો છે; કેટલીએ પુરાણી કથાઓ ને ઇતિહાસનાં સ્થળો છે, તે કોણ નથી જાણતું ?

કમલાએ રોમાંચિત થઇને પૂછ્યું:–"પશ્ચિમના કયા નગરમાં આપણે જઇએ છીએ ?"

રમેશ:—"એનો હજુ કાંઇ નિશ્ચય કર્યો નથી. મોંગીર, પટણા, દીનાજપુર, બાકસર, ગાઝીપુર, કાશી ગમે તે હો. એમાંના કોઇ એકાદ શહેરમાં ઉતરી જઇશું."

આ જાણીતાં અને અજાણ્યાં કેટલાંએ શહેરનાં નામ સાંભળી કમલાની કલ્પનાવૃત્તિ અત્યંત ઉત્તેજીત થઇ ગઇ. તે હર્ષોલ્લાસમાં તાળી પાડીને બોલી ઉઠી:–"વાહ, ત્યારે તો ભારે આનંદ આવશે."

રમેશ:—"આનંદ તો પછી પડશે, પણ મ્હને એ તો કહે કે ખાવા પીવાની શી ગોઠવણ કરી ? તું નોકરના હાથનું રાંધેલું જમીશ કે ?"

કમલા તિરસ્કારથી મ્હોં બગાડી બોલી:—"ના, ના, હું નહિ જમું."

રમેશ:—"ત્યારે બીજો શો ઉપાય કરવો ?"

કમલા:—"હું જાતે રાંધીશ."

રમેશઃ—" ત્હને હાથે રાંધતાં આવડે છે ? "

કમલા હસીને બોલીઃ—" તમે મને કેવી સમજો છો ! ઘરનું કોઇ કામ એવું નથી કે જે મ્હને ન આવડે. મ્હને તો બધુંએ આ-વડે છે. મ્હારા મામાને ત્યાં તો હું પોતેજ રોજ રસોઇ કરતી હતી."

રમેશ ખિન્ન થતો બોલ્યોઃ—" ત્યારે તો ત્હારી સાથે જે સવાલ જવાબ થયા તે ઠીક ન થયું. વારૂ, તો હવે તું રસોઇ પાણીની સગવડ કર. "

આટલું બોલી રમેશ ચાલ્યો ગયો. તે તપાસ કરી ક્યાંઇથી એક લોઢાનો ચૂલો લઇ આવ્યો. તે પોતાની સાથે ઉમેશ નામે એક અનાથ બાલકને કાશીલગી પહોંચાડવાનું ખર્ચને જૂજ પગાર આપ-વાની લાલચ બતાવીને લેતો આવ્યો.

રમેશઃ—" કમલા, આજે શી રસોઈ બનાવીશ ? "

કમલાઃ—" તમારે તેની શી ચિંતા ! મ્હારી ટ્રંકમાં દાળ ને ચોખા છે, કહો તો ખીચડી બનાવું. "

રમેશ ખલાસીઓ પાસેથી ખીચડી સારૂ થોડું મીઠું ને હલદર માગી લાવ્યો. પણ હળદરના અને મીઠાના ગાંગડાજ હતા.

રમેશનું વ્યવહારનું અજાણપણું જોઇને કમલા હસી પડી, ને તે બોલીઃ—" આવા આખા ગાંગડા લઇ શું કરૂં ? ખાંડણી દસ્તો તો છે નહિ, તો ભાગશો શી રીતે ? તમે પણ ઠીક લાગો છો ! "

બાલિકાની આ મીઠી અવજ્ઞાને સહન કરીને રમેશ ખાંડણી-દસ્તો શોધવા ગયો. ખાંડણીદસ્તો તો મળ્યાં નહિ પણ એક ખરલ અને ઘોડો મળી શક્યાં.

ખરલ અને ઘોડાવડે હળદરમીઠાના ગાંગડા ભાંગવા કમલાને ફાવ્યા નહિ. તોપણ લાચારીથી તે ગાંગડા ભાગવા લાગી.

રમેશઃ—" તું કહે તો કોઇની પાસે એ ખંડાવી લાવું."

કમલાએ તેમાં સંમતિ બતાવી નહિ. તે પોતાની મેળેજ ઉત્સાહથી મસાલો ખાંડવા લાગી. ને તેમ કરતાં કરતાં તેને વિશેષ કુતૂહલ પેદા થવા લાગ્યું. ખરલમાંથી વારંવાર ગાંગડા ઉડીને બહાર પડતા ને તે જોઇને કમલાને વારંવાર હસવું આવતું. તેને હસતી જોઈને રમેશ પણ હસવા લાગ્યો.

આ પ્રકારે મસાલો કોઇ પણ રીતે ખાંડી તેનો અભ્યાગતનો સમાગમ કર્યો. ત્યારપછી પોતાની ઓઢણીના બંને છેડા કમ્મરમાં ખોસીને કમલાએ ખીચડી ઓરી! કલકત્તાથી એક હાંલ્લી આણેલી હતી તે અત્યારે ઘણી ઉપયોગી થઇ પડી.

ખીચડી ચૂલાઉપર મૂકીને કમલાએ રમેશને કહ્યું:–" તમે જલ્દી નાહી આવો. હવે રસોઇ થઇ જવામાં વાર લાગશે નહિ."

કેટલીકવારે ખીચડી તૈયાર થઇ. આ બાજુ રમેશ પણ નાહીને આવી પહોંચ્યો; પણ હવે સવાલ એ થયો કે થાળી તો છે નહિ. હવે ખાવું શેમાં !

રમેશ અત્યંત ડરતો ડરતો બોલ્યો:–" કહે તો ખલાસી પાસેથી એક કાથરોટ માગી લાવું."

કમલા—" છિ ! છિ ! "

રમેશે કોમળ સ્વરે કમળાને કહ્યું કે: "એવો અનાચાર તો અગાઉ કેટલીએ વાર હું પોતે કરી ચૂકેલો છું."

કમલા—" પહેલાં જે થયું તે ભલે થયું, પણ હવેથી એવું થઇ શકશે નહિ. હું એવો અનાચાર જોઇ શકીશ નહિ."

જે હાંડલીમાં ખીચડી રાંધવામાં આવી હતી તેનું મ્હોં એક

રામપાત્રથી ઢાંકવામાં આવ્યું હતું. એ રામપાત્રને કમલાએ પાણીથી સારી પેઠે ધોઇ નાંખ્યું હતું. એ રામપાત્ર બતાવી કમલા બોલી:- “ આજ તો આમાં ખાઇ ચલાવી લ્યો. ”

જમવાની જગા પાણીથી ધોઇ સ્વચ્છ ને પવિત્ર કરી કમલાએ રમેશને ત્યાં જમવા બેસાડયો। એક બે કોળીઆ મ્હોંમાં મૂકી રમેશ બોલ્યો:-“ વાહ વાહ ! ખીચડી તો ભારે સ્વાદિષ્ટ થઇ છે. ”

કમલા શરમાઇને બોલી:—“ જાઓ, જાઓ, મશ્કરી શું કરો છો ? ”

રમેશ:—“અરે, હું મશ્કરી કરતો નથી. જમવાથી ત્હારી પોતાની પણ ખાત્રી થશે.” આટલું કહી જોતજોતાંમાં તે ભાણામાંની તમામ ખીચડી આરોગી ગયો; ને બીજી માગી. આ વખતે કમલાએ તેને પહેલા કરતાં ઘણી વધારે આપી. રમેશે ગભરાઇને કહ્યું:-“ અરે એટલી બધી કાં નાંખી ! ત્હારે પોતાને માટે ન રાખી ? ”

કમલા:—“ મ્હારે વાસ્તે બાકી ઘણી છે. ત્હમે તેની ચિંતા કરશો નહિ.”

રમેશે તૃપ્તિ થાય ત્યાંલગી આહાર કર્યો. કમલા આથી બહુ પ્રસન્ન થઇ ને બોલી:-“ કાં બરાબર વરાયા ના ? ”

• રમેશ:—“ હા, પણ હવે તું શું ખાઇશ ? ને કયા વાસણમાં ખાઇશ ?

કમલા:—“ કાં, આ તમે જમેલા રામપાત્રમાં હું જમીશ.”

રમેશ ચંચળ થઇ બોલ્યો:-“ ના ના, એવું ન થાય.”

કમળા આશ્ચર્ય પામી બોલી:-“કાં, શા માટે ન ખાઉં ! ”

રમેશ:—“ ના, ના, એ તો સારૂં ન કહેવાય. ”

કમલાઃ–"સારૂંજ કહેવાય. હમણાં હું એને પાણીથી ધોઈ સાફ કરી નાંખીશ. ઉમેશ! તું શેમાં ખાઇશ?"

ઉમેશઃ–"મા, નીચે બીડાઇ વેચનારો એક બેઠો છે, તેની-પાસે જઇને હું એક બે પાંદડાં લઇ આવું છું."

રમેશઃ–"કમલા, ત્હારે જો મ્હારા રામપાત્રમાંજ જમતું હોય તો લાવ, હું તેને પાણીથી ધોઇ સાફ કરી લાવું."

કમલાઃ—"ત્હમે તે શું ગાંડા થયા છો? થોડી વાર પછી તે બોલીઃ–"ત્હમારે વાસ્તે પાન બીડાનું કેમ થશે? ત્હમે મ્હને પાન તો આણી આપ્યાં નથી."

રમેશઃ—"નીચે એક તંબોળી પાન વેચે છે; હું લઇ આવું છું."

આ પ્રમાણે જોતજોતાંમાં ગૃહસ્થાશ્રમ શરૂ થયો. રમેશ મનમાં ને મનમાં ઉદ્વેગગ્રસ્ત થયો. તે વિચાર કરવા લાગ્યો કેઃ–'આવો દાંપત્યભાવ હું ક્યાંલગી છૂપાવી રાખી શકીશ?"

ગૃહલક્ષ્મીનું પદ પ્રાપ્ત કરવામાટે કમલાને બ્હારની કોઇની સહાયતા કે શિક્ષાની જરૂર નહોતી. તે પોતાના મામાને ઘેર રહીને મ્હોટી થઇ હતી. ને ઘરનુંકામ શીખી હતી. તે રોજ મામાના ઘરનું કામ નૈપુણ્ય, તત્પરતા ને આનંદથી કરતી હતી. કમલાના આ બધા ગુણો જોઈ રમેશ બહુ પ્રસન્ન થયો. પરંતુ તેજ સાથે એ વિચારવા લાગ્યો કે ભવિષ્યમાં તેની સાથે શી રીતે ચાલવું? એને શી રીતે હું પાસે રાખી શકીશ અથવા શી રીતે દૂર પણ કરી શકીશ? અમારી બંનેની વચ્ચે આ સમયે હેમનલિની હોત તો તો સહેલાઇથી આ ભયંકર પડદો ઉંચકી શકાત. પરંતુ એ આશાનો જો એકદમ ત્યાગ કરવો પડે તો હું એકલો કમલાની બધી મુંઝવણોનું

નિરાકરણ શી રીતે કરી શકીશ ? એ મહા કઠણ વિષય છે." છેલ્લે રમેશે નિશ્ચય કર્યો કે કમલાને બધી વાત સ્પષ્ટતાથી કહી દેવી એજ યોગ્ય છે. હવે એ વાતો ઝાઝા દહાડા છૂપાવી રાખવાથી ભારે ગડબડ ઉભી થશે.

---

## પરિચ્છેદ ચોવીસમો.

### ઉમેશ.

---

આ બનાવને ઝાઝો સમય થયો નહિ, ત્યાંતો સ્ટીમર એક રેતીના ખડકમાં અથડાઇ ઉભી રહી. ઘણી મહેનત કરવા છતાં પણ તે ચાલી શકી નહિ. પાણીની સપાટી નીચે જલચર પ્રાણીઓનાં પગલાંથી અંકિત થયેલું એક વિશાળ રેતીનું મેદાન આવેલું હતું નદીના તટ પાસેનાં ગામડાંની સ્ત્રીઓ પોતાને શિરે ચકચકતાં જલપાત્રો મૂકીને જળ ભરવા આવેલી હતી. એમાંની કેટલીક સ્ત્રીઓના મુખઉપર ઘૂમટા હતા. ને કેટલીક પ્રગલ્ભા સ્ત્રીઓના મુખ ઉપર ઘૂમટા જણાતા નહોતા. ને બધી સ્ત્રીઓ સ્ટીમર ભણી જોઇને પોતાનું કુતૂહલ સમાવતી હતી. ઉંચું નાક રાખી ઉમેલી આગબોટની કમદશા જોઇને કિનારા ઉપર રમતાં ગામનાં બાલકો ચીસો પાડીને તથા આગબોટની મશ્કરી કરીને રેતીમાં કૂદાકૂદ કરી રહ્યાં હતાં.

આ આખુ જનશૂન્ય રેતીના ખડક ઉપર આખો દહાડો સ્ટીમર પડી રહી. સૂર્ય અસ્ત થયો. રમેશ સ્ટીમરનો કઠેરો પકડીને, મોન-

પણે ઉભો ઉભો સંધ્યા સમયની સુંદર શોભા નિહાળી રહ્યો હતો. કમલા પોતાની રાંધવાની જગાએથી બહાર આવીને કેબિનના દરવાજા પાસે ઉભી હતી. જ્યારે તેણે જોયું કે રમેશ પોતાની ભણી પાછું વાળીને જોતો નથી, ત્યારે તેણે ધીરેથી બે ત્રણ વાર ઉત્તરસ આપી, પણ તેનું ફળ કાંઇ આવ્યું નહિ. છેલ્લે તે પોતાની કુંચીઓનો ઝુડો ખખડાવવા લાગી. જ્યારે તેનો અવાજ ઘણો થયો ત્યારે રમેશે પાછું વાળીને જોયું. કમલાને ઉભી રહેલી જોઇને તે તેની પાસે ગયો. ને બોલ્યો: " આ ત્હારી બોલાવવાની કઇ જાતની પદ્ધતિ ?"

કમલાઃ—" ત્હારે તમને મ્હારે શી રીતે બોલાવવા ?"

રમેશઃ—" કાં, મ્હારાં માબાપે મ્હારું નામ શામાટે પાડયું હશે ? જો ત્હારે તે કાંઇ કામનું ન હોય તો તેને વ્યર્થજ ગણવું જોઇએ. જ્યારે ત્હારે કામ હોય ત્યારે તું મ્હને ' રમેશબાબુ ' કહી બોલાવે તો શી હરકત ?"

કમલાને વળી આ વાત મશ્કરીરૂપે લાગી. તેના કપોલમાં અને કર્ણમૂલોમાં અત્યારે સંધ્યાકાળની આભા છવાઇ ગઇ હતી. તેના ઉપર કાંઇક રક્ત આભાનું મિશ્રણ થયું. તે પોતાની ગરદન જરા વક્ર કરી બોલીઃ—" ત્હમે આડું અવળું ગમે તેમ બોલ્યા કરો છો. ચાલો, જમવાનું તૈયાર છે વેળાસરજ કાંઇક જમી લ્યો. આજે આખા દહાડામાં તમને સારીપેઠે જમવાનું મળ્યું નથી."

નદીનો ઠંડો પવન લાગવાથી રમેશને ઘણી ભૂખ લાગી હતી. પરંતુ સીધાસામાનને અભાવે કમળા મૂંઝાશે, એ વિચારે તે કશું બોલતો નહોતો, એવે વખતે વગર માગ્યે ભોજન કરવાનું નોતરૂં આવ્યું; તે સમાચારે તેના મનમાં એક પ્રકારના અદ્દભુત સુખનું જે

આંદોલન થયું તેમાં પણ કાંઇક વૈચિત્ર્ય હતું. કેવળ ક્ષુધાનિવૃત્તિ થવાના વિચારનુંજ સુખ હતું એમ નહોતું. રમેશે જાણ્યું કે કમલા મ્હને સુખી રાખવાના વિચારમાં સદા યત્નશીલ છે. તે જોતાં તેના મનમાં કમલા ઉપર ઘણો ભાવ ઉદય પામ્યો. પરંતુ એ કમલા મ્હારી પોતાની વસ્તુ નથી, એ વિચારે તેને મહાદુઃખ ઉપજ્યું. આ-વડી મ્હોટી વાત કેવળ ભ્રમ ઉપર જ ટકી રહી છે, એ વિચારે રમેશના હૃદય ઉપર મ્હોટો આઘાત થયો. તેણે પોતાનું માથું નીચું નમાવીને એક લાંબો નિઃશ્વાસ નાખ્યો. ને ઓરડામાં પ્રવેશ કર્યો.

કમલા તેના મુખ ઉપરનો ભાવ જોઈ આશ્ચર્ય :પામીને બોલીઃ– " શું ત્હમને ખાવાની મરજી નથી ? શું તમને ભૂખ લાગી નથી ? શું હું તમને પરાણે ખવરાવું છું ?"

રમેશે ઝટ મ્હોં ઉપર પ્રસન્નતા ધારણ કરી. અને કહ્યું:–"ના ના, એમ નથી. મ્હારા પેટમાં બીલાડાં બોલે છે. અત્યારે તો તું મ્હને કુંચીઓ ખખડાવીને બોલાવી લાવી છે, પણ હું ભાણા ઉપર બેસીશ, ત્યારે તો તારે ભગવાનને સંભારવા પડશે. "

રમેશ આસપાસ જોઇને બોલ્યોઃ–" ખાવાનું ક્યાં ? જો ભૂ-ખનું જોર વધી જશે તો ઘરમાંનું આ બધું મ્હારાથી ખવાઇ જવાશે. નાનપણથીજ મ્હારી ખાવાની પદ્ધતિ જૂદી જાતની છે." આટલું કહીને તેણે ઓરડામાંનાં બિછાનાં તથા ટ્રંકો તરફ આંગળી કરી.

કમલા ખડખડાટ હસી પડી. હસવાનો વેગ રોકતાં રોકતાં તે બોલીઃ–" એમ લાગે છે કે હવે તમે ભૂખથી બહુ અધીરા બની ગયા છો. પહેલાં તો ત્હમને ભૂખ લાગી નહોતી. તે વખતે તો ત્હમે આકાશભણી તાકી રહ્યા હતા. પણ જ્યારે જમવાનું સંભાર્યું ત્યારે

તમે ધીરજ રાખી શકતા નથી; એ કેવી વાત? સારું, હમણાં તમે એક મિનિટ ધૈર્ય રાખો. હું અધું જમવાનું લાવું છું. "

રમેશઃ—" પણ જો ત્હને આવતાં વાર લાગશે તો આ ગાડલાં, ગોદડાં એમાંનું કાંઇજ બાકી રહેશે નહિ. પછી મ્હારો વાંક કાઢીશ માં. "

આ ગમ્મતથી કમલાને ભારે આનંદ થયો. હસતાં તે રસોઇવાળી જગાએ જમવાનું લેવા ગઇ. રમેશના કૃત્રિમ પ્રફુલ્લ ભાવવાળા વદન ઉપર વળી પાછી ઉદાસી છવાઇ ગઇ.

કમળા કેળનાં પાંદડાંથી ઢાંકો કાંઇ વસ્તુ લઇ કેબિનવાળા ઓરડામાં આવી. ને બિછાના ઉપર તે ચીજ મૂકી પોતાની સાડીના છેડાવડે ટેબલ સાફ કરવા લાગી.

રમેશ અધીરો થઇ બોલ્યોઃ—" અરે, એ શું કરે છે ? "

કમલાઃ—" શું થાય છે તે તમે જુઓ તો ખરા ! " આટલું બોલી તેણે કેળનું પાંદડું પેલા ટેબલ ઉપર મૂક્યું ને તેના ઉપર પૂરી, શાક વગેરે મૂક્યાં.

રમેશઃ—" અહો ! આતો ભારે આશ્ચર્ય ! ત્હેં આ બધી સગડવ શી રીતે કરી ? "

કમલા ગંભીર ભાવ ધારણ કરી, આશ્ચર્યનો પડદો ઉઘાડયા વિનાજ બોલીઃ " ત્હમેજ કહોને કે એ બધી વસ્તુઓ શી સગવડે પેદા કરી હશે ? "

રમેશ ગંભીરતાનો ડોળ કરી બોલ્યોઃ—" નક્કી, ત્હેં આ બધું ખલાસીઓ પાસેથી વેચાતું આણ્યું હશે. "

કમલા અત્યંત ઉત્તેજીત થઇ બોલીઃ—"કદિ નહિ, રામ રામ કરો."

રમેશ જમતાં જમતાં શાક અને પૂરીના આદિ કારણ વિષે અનેક અસંભવિત કલ્પનાઓ કરી કમલાને ચીડવવા લાગ્યો. જ્યારે તેણે કહ્યું કેઃ " અરેબિયન નાઈટ્સમાં જાદુગર અલ્લાદીને બલુચિસ્તાનમાંથી ગરમાગરમ પૂરી તૈયાર કરાવી ને રાક્ષસ મારફત શાહને ભેટ મોકલી હતી." ત્યારે કમલાનું ધૈર્ય ટક્યું નહિ. તે મ્હોં ફેરવી બોલીઃ– " જાઓ, જાઓ, હું તમારી સાથે બોલીશ નહિ."

રમેશ વ્યગ્ર થઇને બોલ્યોઃ–" ના, ના, હું હારી ગયો છું. મધ્ય દરિયામાં પૂરી ને શાક કયાંથી આવ્યાં ! તે વિષે મ્હારી કલ્પના કશું કામ કરતી નથી. તોપણ પૂરી છે તો ઘણી સરસ ! "

આટલું બોલી રમેશ પૂરીનું કારણ શોધવાનું કામ પડયું મૂકી ભૂખ શમાવવાના કામને શ્રેષ્ઠ માની ત્વરાથી જમવા લાગ્યો.

સ્ટીમર જ્યારે રેતીમાં ખૂચી ગઇ હતી ત્યારે કમલાએ ઉમેશને સામગ્રી લેવાને ગામમાં મોકલ્યો હતો. કમળા જ્યારે શાળામાં ભણતી હતી ત્યારે રમેશે તેને થોડાક રૂપિયા આપ્યા હતા. તેમાથી બચાવીને તેણે કેટલાક રૂપિયા સાચવી રાખ્યા હતા. ને તે પૈસામાંથી તેણે લોટ ને ઘી મંગાવ્યાં હતાં. ઉમેશને કમલાએ પૂછ્યુંઃ– " તું કાંઇ ખાઇશ કે ?"

ઉમેશઃ—" માજી, ગામમાં એક રબારીને ત્યાં હું સરસ દહીં જોઇ આવ્યો છું. ને કેળાં આપણી પાસે છે. જો બે પૈસાનો કેવડો ને એક પૈસાનું દહીં લાવું તો પેટ ભરાઇ જશે. ને આજનો દહાડો તો નીકળી જશે. "

આ બાળકની આવી ઇચ્છા જોઇ કમલા વધારે ઉત્સાહિત થઇ, અને બોલીઃ—" કાંઇ પૈસા બચ્યા છે ઉમેશ ? "

ઉમેશઃ—" ના, કાંઈ બચ્યું નથી.

કમળા ઘણી મુંઝવણમાં પડી. રમેશ પાસે પૈસા શી રીતે માગવા ? એના વિચારમાં તે પડી. થોડી વાર પછી તે બોલીઃ—"આજે ત્હારા નશીબમાં દહીં કેવડો નથી, પૂરી છે. જો મરજી હોય તો લાવ, કાઢ લોટ, પૂરી કરી આપું. "

ઉમેશઃ—" પણ મા, એને ત્યાં દહીં એવું સરસ છે કે તેનાં શાં વખાણ કરૂં ?"

કમલાઃ—" જો ઉમેશ ! બાબુ જ્યારે જમી ઉઠે ત્યારે તું તેમની પાસેથી બજારમાંથી વેચાતી ચીજો લેવા સારૂ પૈસા માગી લેજે. "

રમેશ જ્યારે જમી રહ્યો, ત્યારે ઉમેશ તેની સામે જઇને ઉભો રહ્યો. ને શરમાતો શરમાતો માથું હલાવવા લાગ્યો. રમેશે તેના મોં ભણી જોયું. તે ભાગ્યાતૂટ્યા શબ્દોમાં બોલ્યોઃ—" મા, બજાર માટે પૈસા "........

ત્યારે રમેશને એકદમ ચેતના આવી કે ભોજનની સામગ્રી માટે પૈસાની જરૂર પડે છે. જાદુગરની માફક એની મેળે ક્યાંઇથી કશું આવતું નથી. તેણે કમલાને કહ્યુંઃ—" ત્હારી પાસે પૈસા નથી, તેમ છતાં ત્હેં મને પહેલાં કેમ કહ્યું નહિ ?"

કમલાએ મૌન ગ્રહી અપરાધ સ્વીકારી લીધો. જમ્યા પછી રમેશે કમલાના હાથમાં એક ન્હાની સરખી " કેશબેગ" આપી અને કહ્યુંઃ—" આ લે, એમાંથી પૈસા જરૂર હોય તે પ્રમાણે ખરચજે."

આ પ્રમાણે ગૃહતંત્રનો તમામ ભાર પોતાના હાથમાંથી કમલાના હાથમાં ધીરે ધીરે જવા લાગ્યો છે એવું રમેશને પ્રત્યક્ષ

જણાતા તે સ્ટીમરનો કઠેરો પકડી વિચારવા લાગ્યો. ને પશ્ચિમ આકાશભણી નિહાળવા લાગ્યો. જોતાં જોતાં તેની આંખોની ચારે બાજુએ જાણે અંધકાર છવાઇ ગયો.

ઉમેશે આજે પેટ ભરીને ફેવડો, દહીં અને ફળાંનો તડાકો માર્યો. કમળા એની સામે ઉભી રહીને તેનું બધું જીવનવૃત્તાન્ત પૂછવા લાગી.

ઉમેશની ઓરમાન માતા તેને વારંવાર સતાવતી હતી; આથી તે પોતાના પિતાની વૃદ્ધ માતા પાસે કાશીમાં જવા સારૂ નાઠો હતો. એ બધી વાત તેણે કમલાને કહીને કહ્યું કે: "માજી, જો ત્હમે મ્હને તમારી પાસે રાખશો તો હું ક્યાંઇ જઇશ નહિ."

નમાયા બાલકના મુખમાંથી 'મા' એવું સંબોધન સાંભળીને બાલિકાના કોમળ હૃદયમાં—એ હૃદયના એક ગંભીર પ્રદેશમાં—માતૃભાવનો સંચાર થયો. કમલાએ કરુણાભર્યા સ્વરે કહ્યું:–"બહુ સારૂં ઉમેશ, તું મ્હારી પાસેજ રહેજે."

## પરિચ્છેદ પચીશમો.

### ભેદભેદી વાર્તા.

તીરની વનરાજીએ પોતાની શ્યામ છટાથી જાણે સંધ્યા વધૂની સોનેરી સાડીને શ્યામ કોર ચડાવી દીધી! પક્ષીઓ આખો દહાડો ફરીને સાંજે પોતપોતાના માળામાં આવીને કલરવથી જંગલની મૌનતામાં ખલેલ કરવા લાગ્યાં. નદીમાં એ સમયે

એક હોડી હતી. તે ઘણી મ્હોટી હતી. ને તે તરંગહીન જલપટપર ધીરે ધીરે માર્ગ કાપતી હતી.

રમેશ સ્ટીમરના ખૂલ્લા ભાગપર ઉભો ઉભો હમણાંજ ઉગેલા શુક્લ પક્ષના નાનકડા ચંદ્રની શોભા જોઇ રહ્યો હતો.

પશ્ચિમના આકાશમાંથી ક્રમે ક્રમે સંધ્યાકાળની સુવર્ણરંગી છટા લુપ્ત થઇ. ચંદ્રમાની ચટકીથી ચાંદનીની ઇન્દ્રજાળમયી છટામાં ધન જગત્ જાણે મળી ગયું ! એવામાં રમેશને હેમનલિનીનું સ્મરણ થયું. તેના શરીરમાં રોમાંચ થયાં અને પોતાના મનમાંજ તે બોલ્યોઃ " હેમ ! હેમ ! " એ નામના પ્રભાવેજ જાણે તેનું આખું અંગ સુમધુર સ્પર્શે વીંટાઇ ગયું હોય તેવો તેને ભાસ થયો. અને તેનાં બંને લોચનો અશ્રુથી છલકાઇ ગયાં.

રમેશને પોતાનાં પાછલાં બે વર્ષના જીવનનો સમસ્ત ઇતિહાસ મન આગળ ખડો થયો. હેમનલિની સાથે પ્રથમપરિચયનો દહાડો તેને સાંભર્યો. એ દિવસને તે પોતાના જીવનનો એક વિશેષ દિવસ માનવા લાગ્યો. યોગેન્દ્ર જ્યારે મ્હને પોતાને ચાના ટેબલ પાસે લઇ ગયો ત્યારે ત્યાં હેમનલિનીને બેઠેલી જોઇને લજ્જાવંત બનેલો હું મ્હને કેટલો વિપત્તિમાં પડેલો સમજ્યો હતો ! એનું પણ તેને સ્મરણ થયું. ધીમે ધીમે લજ્જા ઓછી થઇ ને હું હેમનલિની સાથે પરિચિત થઇ ગયો. એ સ્થિતિ પણ રમેશને સાંભરી. રાજનો સહવાસ એને પોતાના બંધનનું કારણ સમજાયું. એને લાગ્યું કે મ્હેં કાવ્યસાહિત્યમાં જે કાંઇ પ્રેમવૃત્તાન્ત વાંચ્યાં હતાં તે હું હેમનલિની ઉપર આરોપવા લાગ્યો. હું પ્રેમી છું. પ્રેમ કરી જાણું છું એ પ્રકારનું અભિમાન મ્હારામાં જાગ્રત્ થયું. મ્હારા સહાધ્યાયીઓ અભ્યાસમાં ફતેહમંદ થવામાટે પ્રેમનીકવિતાઓના અર્થને

મ્હોંએ કરીને પોતાને ભાગ્યવંત માનના હતા, પણ હું તો પ્રેમ-ને આચરણમાં મૂકી મ્હને ધન્ય માનવા લાગ્યો. ને બીજા વિદ્યા-ર્થીઓ કરતાં હું મ્હને વિશેષ નશીબદાર માનવા લાગ્યો. રમેશે વારંવાર મનમાં વિચાર કરી જોયો કે તે દિવસે હું પ્રેમના બહારના દ્વાર ઉપર જ ઉભો હતો. પરંતુ જ્યારે કમલાએ અકસ્માત્ આવીને મ્હારા જીવનની સમસ્યાને ગુંચવણમાં મૂકી ત્યારે હેમનલિની પ્રતિ મ્હારા પ્રેમે આકાર ધારણ કર્યો. નવું જીવન આપી તેને જાગ્રત્ કર્યો !

રમેશ પોતાના બંને હાથ માથે મૂકીને વિચાર કરવા લાગ્યો. તેના જીવનનો છેલ્લો ભાગ આગળ પડેલો છે. પરંતુ વર્ત્તમાન જીવ-નનું સંકટ જે મહા દુષ્છેદ્ય છે, તે સંકટજાળ શી રીતે દૂર થાય ? પોતાના બંને હાથવડે એ જાળ ભેદાશે કે કેમ ? તે વિશે તે મહા મુંઝવણમાં પડયો.

દૃઢ સંકલ્પના આવેગમાં આવી જઇને તેણે એકદમ પોતાનું મોં ઉંચું કર્યું. જોયું તો પાસેની ખુરશીપર કમલા હાથ મૂકીને ઉભેલી જણાઇ. કમલા ચકિત બનીને બોલીઃ– "ત્હમે ઉંઘી ગયા હતા ? મ્હેં શું ત્હમને જગાડયા ?"

શોકાતુર કમલાને પાછી ચાલી જતી જોઇ રમેશ બોલ્યોઃ— "ના ના, હું ઉંઘતો નહોતો. તું બેસ, હું ત્હને એક વાર્ત્તા કહું."

વાર્ત્તાનું નામ સાંભળી કમલા પુલકિત બની. ખુરશીને પાસે તાણી તે તેના પર બેઠી. રમેશે પહેલેથીજ નિશ્ચય કર્યો હતો કે કમલાને બધી વાત સ્પષ્ટ કરી કહી સંભળાવવી યોગ્ય છે. પણ તેથી તેને કેટલો આઘાત થશે ! એ વિચારે તે તેમ કરી શકયો નહિ. તે બોલ્યોઃ–"બેસ, હું ત્હને એક સરસ વાત કહું."

રમેશઃ—" અગાઉ એક ક્ષત્રિય રાજા હતો."

કમલાઃ—" ક્યારે હતો ? ઘણાં વરસો પહેલાં હતો ?"

રમેશઃ—" હા ઘણાં વર્ષ પહેલાં. તે વખતે ત્હારો જન્મ પણ હતો નહિ."

કમલાઃ—" શું તે વખતે ત્હમારો જન્મ થયો હતો ? શું ત્હમે બહુ જુના કાળના માણસ છો ? હાં, ત્યાર પછી !"

રમેશઃ—" એ ક્ષત્રિયોમાં એવી રીત હતી કે પોતે જાતે પરણવા જતા નહિ, પણ તરવાર મોકલતા. એ તરવારની સાથે કન્યાનું લગ્ન થતું અને પછી તેઓ કન્યાને ઘેર લાવી તેની સાથે વિવાહ કરતા."

કમલાઃ—" છટ, છટ, એવાં લગ્ન હજુ કયાંઇ થાય છે શું ?"

રમેશઃ—" હા, હું પણ એવા વિવાહને પસંદ કરતો નથી. પણ શું કરવું ? જેનો જેવો ધારો. હું જે ક્ષત્રિયોની વાત કહું છું; તેઓ પંડે સાસરે જઇ પોતાના વિવાહ કરવામાં પોતાનું અપમાન સમજતા. હું જે રાજાની વાત કહું છું તે રાજા એ જાતનો ક્ષત્રિય હતો. એક દિવસ તે........"

કમલાઃ—" પણ એ રાજા ક્યાંનો હતો ? તે તો ત્હમે કહ્યું નહિ."

રમેશઃ—" મદ્રદેશનો રાજા. એક દહાડો તે રાજા......"

કમલાઃ—" રાજાનું નામ શું હતું: તે તો કહો ?"

કમલાને બધી વાતો સ્પષ્ટ કરીને કહે એવું જોઇતુ હતું. તેની પાસે કાંઇજ ગડબડ–ગોટા આવે તે તેને ગમતું નહોતું. જો રમેશ પહેલાંથીજ આ હકીકત જાણતો હોત તો બહુ સાવધાની રાખીને વાત કહેત. હવે તેને માલમ પડયું કે કમલા વાર્તા સાંભળવાની બહુ શોખીન છે. તેમજ વાર્તામાં કોઇ સ્થળે ગપ્પું હાંકવામાં આવે તો તે ચાલવા દે તેમ નથી."

રમેશ થોડી વાર પછી બોલ્યોઃ "રાજાનું નામ " રણજીત-સિંહ " હતું. "

કમલા મોઢે કરવા લાગીઃ-" રણજીતસિંહ અને તે મદ્રદેશનો રાજા ! "

રમેશઃ-' ત્યારપછી એક દિવસ રાજાએ ભાટના કહેવાથી સાંભળ્યું કે પોતાની જાતમાં એક રાજાની મહા રૂપવંતી કન્યા કુંવારી છે. "

કમલાઃ—" એ વળી કયાંનો રાજા ? "

રમેશઃ-" માની લે કે તે કાંચીનો રાજા હતો ! "

કમલાઃ—" માની લઉં ? ત્યારે સાચેસાચું શું એ કાંચીનો રાજા નહોતો ? "

રમેશઃ-કાંચીનો જ રાજા હતો. તું એનું નામ જાણવા ચાહે છે ? એનું નામ અમરસિંહ હતું. "

કમલાઃ—" તમે તેની પુત્રીનું નામ તો કહ્યું નહિ ? તે શું બહુ રૂપાળી હતી ? "

રમેશઃ—" હા, હા, એતો હું ભૂલી ગયો. એ કુંવરીનું નામ પૂછે છે ના ? તેનું નામ...તેનું નામ " ચંદ્રાવતી. "

કમલાઃ—"આશ્ચર્યની વાત ! તમે હમણાંજ ભુલી ગયા ? લાગે છે કે ત્હમે તો રખે મ્હારૂં નામ પણ ભૂલી જવાના. "

રમેશઃ—" કોશલ દેશના રાજાએ ભાટના મુખેથી એ વાત સાંભળીને......"

કમલાઃ—" વળી કોશલદેશનો રાજા આમાં કયાંથી ઘુસ્યો ? ત્હમે તો મદ્રદેશનો રાજા કહ્યો હતો ને ! "

રમેશ:—" શું તું એમ ધારે છે કે તે એક દેશનોજ રાજા હતો ? એ તો કૌશલ દેશનો અને મદ્રદેશનો પણ રાજા હતો."

કમલા:—" શું એ બન્ને રાજ્યો પાસે પાસે હતાં ? "

રમેશ:—" હા, બહુજ જોડાજોડ હતાં. "

એ રીતે વારંવાર ભૂલ કરતાં કરતાં અને સતર્ક કમલાના સવાલોની સહાયતાથી એ બધી ભૂલોમાં સુધારો કરતાં કરતાં કથાની સંકલના બરાબર ગોઠવીને રમેશે આ પ્રમાણે વાત કહેવા માંડી.

મદ્રદેશના રાજા રણજીતસિંહે કાંચીરાજ પાસે તેની પુત્રીનું માગું દૂતદ્વારા કર્યું. કાંચીના રાજા અમરસિંહે ઘણી ખુશીથી તે માગાનો સ્વીકાર કર્યો.

ત્યારપછી રણજીતસિંહનો ન્હાનો ભાઇ " ઇંદ્રજીતસિંહ " સેના અને સામંતોને લઇને રંગબેરંગી ધજા પતાકાઓ ફરકાવતો ફરકાવતો અને વિવિધ જાતનાં વાજીંત્રો વગડાવતો કાંચીપુરીમાં પહોંચ્યો. અને ત્યાંની એક સુંદર રાજવાડીમાં મુકામ કર્યો. કાંચીપુરીમાં લગ્નની ધામધૂમ મચી રહી.

રાજાના જોશીએ ગણત્રી કરીને લગ્નનો શુભ દિવસ અને શુભ મુહુર્ત નક્કી કર્યા. કૃષ્ણપક્ષની દ્વાદશીની રાત્રે અઢી પહોરે લગ્ન હતું. એ રાત્રે નગરમાં ઘેરેઘેર દીપમાળાઓ પ્રગટી ને તથા તોરણો બાંધીને તમામ ઘરોને અલંકૃત કર્યા હતાં કેમકે તે રાત્રે રાજકુમારી ચંદ્રાવતીનાં લગ્ન હતાં.

પરન્તુ લગ્ન કોની સાથે થનાર છે, તે ચંદ્રાવતી જાણતી નહોતી. એના જન્મસમયે પરમહંસ પરમાનંદ સ્વામીએ રાજાને કહ્યું હતું કે તમારી આ પુત્રી પ્રતિ અશુભ ગ્રહની દષ્ટિ છે. આથી

લગ્ન વખતે વરનું નામ એ કન્યા જાણે નહિ; તેવી વ્યવસ્થા કરવામાં આવી હતી.

પરંતુ યોગ્ય વખતે તરવાર સાથે રાજકુમારીનું ગ્રન્થિબંધન થયું. રાજકુમાર ઈન્દ્રજીતસિંહે આવી પોતાની ભાભીને પ્રણામ કર્યા. મદ્રરાજ્યના રણજીતસિંહ અને ઇંદ્રજીતસિંહ જાણે બીજા રામ-લક્ષ્મણ હતા. ઈન્દ્રજીતસિંહે ચંદ્રાવતીના ઘુંઘટાવાળા તથા લજ્જાથી રક્ત થએલા મુખકમલ તરફ જોયું નહિ. તેણે કેવળ ચંદ્રાવતીનાં નૂપુરે આભૂષિત થએલાં અને અળતાથી રંગેલાં ચરણ-કમળો જ જોયાં.

ઇંદ્રજીતસિંહે લગ્ન થઇ રહ્યા પછી બીજે દિવસે મુક્તામાળાની ઝાલરોવાળા મખમલના પડદાથી ઢાંકેલી પાલખીમાં ભાભીને બેસાડીને પોતાના દેશ ભણી પ્રયાણ કર્યું.

અશુભ ગ્રહની વાત સ્મરણ કરીને કાંચી રાજાએ શંકિત હૃદયે કન્યાના મસ્તક ઉપર જમણો હાથ મૂકી આશીર્વાદ આપ્યો. માતા પણ કન્યાનું મુખચુંબન કરી અશ્રુ વરસાવવા લાગી. દેવમંદિરોમાં અશુભ ગ્રહની શાંતિ માટે શાંતિપાઠો ભણવા હજારો બ્રાહ્મણોને આજ્ઞાઓ અપાઇ.

કાંચીથી મદ્રદેશ બહુ દૂર હતો. આશરે એક માસ જેટલો વચ્ચે રસ્તો હતો. બીજી રાત્રે જ્યારે વેનવા નદીને કાંઠે તંબુ તાણી ઇંદ્રજીતસિંહે પોતાના બધા સૈન્યને વિશ્રાન્તિ આપી, ત્યારે વગડામાં છૂટા મસાલોનો પ્રકાશ દેખાયો. એ પ્રકાશ શેનો છે ? એ જાણવા માટે ઇંદ્રજીતસિંહે પોતાનાં માણસો મોકલ્યાં.

એ માણસોએ પાછાં આવીને કહ્યું કે: " કુમાર ! એ લોકો પણ કોઈ વરની જાનવાળા છે. તેઓ પણ આપણી જાનાજ છે.

ખાંડા સાથે વિવાહ કરી તેઓ પણ વધૂને સાસરે લઇ જાય છે. રસ્તામાં અનેક વિઘ્નોની બીક હોવાથી તેઓ આપ સાહેબની શરણ પ્રાર્થના કરે છે. જો આજ્ઞા હોય તો તેઓ પણ આપને આશ્રયે કેટલેક લગી સાથે સાથે ચાલે." ઈંદ્રજીતસિંહે કહ્યું:—" શરણાગતને આશ્રય આપવો, એ આપણો ધર્મ છે. તેઓ નિર્ભય બનીને ભલે આપણી સાથે આવે. આપણે એમનું રક્ષણ કરીશું."

આ પ્રમાણે બન્ને જાનવાળા ભેગા ચાલ્યા.

ત્રીજી રાત્રિ અમાવાસ્યાની હતી. સામે નાના નાના પહાડો હતા. અને પાછળ મ્હોટું અરણ્ય હતું. થાકેલા સૈનિકો કંસારીના અવાજો સાંભળતા સાંભળતા અને સમીપના ઝરણનો ખળખળાટરવ સાંભળતા સાંભળતા ગંભીર નિદ્રામાં નિમગ્ન થયા."

"એટલામાં એકદમ ગડબડાટ થવાથી સૌ જાગી ઉઠ્યા, અને જોયું તો મદરાજના અશ્વો ઉન્મત્તની પેઠે ચારે બાજુ દોડા દોડ કરે છે. કોઇએ તેમનાં બંધનો કાપી નાખ્યાં છે. અને વચ્ચેના કેટલાક તંબુઓમાં આગ લાગેલી છે. એ આગના પ્રકાશથી અમાવાસ્યાની રાત્રિ રાતી ચોળ બની ગઇ છે."

"થોડી વારે જણાયું કે લુંટારાઓએ હલ્લો કર્યો છે. મારામારી તથા કાપાકાપી જામેલી છે. અને અંધારામાં શત્રુ મિત્રનો ભેદ જાણવો પણ મુશ્કેલ થઇ પડ્યો છે. ને લુંટારાઓ એ તકનો લાભ લઇ લુંટફાટ કરી જંગલમાં પલાયન કરી ગયા છે?"

"મારામારી શાંત થયા પછી રાજકુમારીને કોઇએ ક્યાંઇ જોઇ નહિ. ભયને લીધે તંબુ છોડી તે બહાર નીકળી. અને ભાગી-જનાર પેલી બીજી જાનવાળાને પોતાના પક્ષનાં માણસો જાણી તે તેની સાથે મળી ગઇ.

એ બીજી જાનવાળા દરિદ્ર ક્ષત્રિય હતા. સમુદ્ર કાંઠે આવેલા કલિંગ દેશમાં તેમનો નિવાસ હતો. ત્યાં રાજકન્યા સાથે પેલા બીજા પક્ષના વરનો મેળાપ થયો ને એ વરનું નામ ચેતસિંહ હતું."

"ચેતસિંહની માએ વહુનું બહુ જ સન્માન કર્યું. તે તેને ઘરમાં લઇ ગઇ. રાજ–કન્યા પણ સતીના ધર્મો જાણતી હતી. તેણે ચેતસિંહને પોતાનો પતિ માનીને મનમાં ને મનમાં તેને પોતાનું જીવન સમર્પણ કર્યું."

નવાં પરણેલાં વરવધૂ વચ્ચે કેટલાક દહાડા તો લજ્જામાં પસાર થયા. જ્યારે લજ્જા દૂર થઇ ત્યારે વાતચીતમાં ચેતસિંહને જણાયું કે જેને તે પોતાની વધૂ માનીને ઘરમાં રાખે છે તે તો રાજકન્યા ચંદ્રાવતી છે.

---

## પરિચ્છેદ છવીશમો.

### ભેદ પૂરો ખોલાયો નહિ.

---

રમેશે કહેલી વાત સાંભળતાં કમલા પોતાનો નિઃશ્વાસ રોકીને અત્યંત આગ્રહ સાથે કહેવા લાગીઃ—"હાં હાં પછી?"

રમેશઃ—"હું એ વાત એટલે સુધી જાણું છું. ત્યારપછી શું થયું તે હું જાણતો નથી. ત્યારપછી શું થયું હશે તે તુંજ બોલ."

કમલાઃ—"ના ના, એમ હોય નહિ. તે પછી શું થયું? તે તમે કહો."

રમેશઃ—" હું સાચેસાચું કહું છું કે જે ચોપડીમાંથી મ્હને આ વાર્તા મળી છે તે પુસ્તકનો બીજો ભાગ હજી છપાયો નથી. એ બાકીનો ભાગ ક્યારે પ્રકટ થશે, તે હું જાણતો નથી."

કમલા ક્રોધ કરી બોલીઃ-" જાઓ જાઓ, ત્હમે ભારે લુચ્ચા છો. મ્હારી સાથે પણ ત્હમે દગાબાજી કરો છો."

રમેશઃ—" જેણે એ પુસ્તકનો પહેલો ભાગ લખ્યો છે, તેના ઉપર ત્હારે ક્રોધ કરવો ઘટે છે. ત્હને હું એટલું જ પૂછું છું કે ચન્દ્રાવતીને ગ્રહણ કરી હવે ચેતસિંહ શું કરશે ?"

હવે કમલા નહીભણી જોઇ વિચારવા લાગી ને કેટલીકવારે બોલીઃ—' હું નથી કહી શકતી કે તે શું કરશે. મ્હને તો એમાં કાંઇ સૂઝતું નથી."

રમેશ કેટલીકવાર ચૂપ રહી બોલ્યોઃ—" શું ચેતસિંહે તમામ વાત ચંદ્રાવતીને સ્પષ્ટપણે કહી હશે ?"

કમલાઃ—" ત્હમે કહો તે ખરૂં. શું એ વાત નહિ કહે, તો મનમાં રાખી અનીતિ કરશે ? એમ કરે એ તો ઘણું ખરાબ. ત્હમે બધી વાત સ્પષ્ટ કરી કેમ કહેતા નથી ?"

રમેશ યંત્રવત્ સ્થીર થઇ બોલ્યોઃ—" હું સ્પષ્ટજ કહેવા ધારૂં છું." થોડી વાર પછી રહી તે ફરી કહેવા લાગ્યોઃ—" સારૂં કમલા ! જો હું........."

કમલાઃ—" જો હું......શું ?"

રમેશઃ—" તું એમ ધાર કે જો હું ચેતસિંહ હોઉં ને તું જો ચંદ્રાવતી હોય તો......"

કમલા ગુસ્સે થઇ બોલીઃ-" ત્હમે એવી વાત મ્હને કહો નહિ. હું ખરેખરૂં કહું છું કે એવી વાત મ્હને ગમતી નથી."

રમેશઃ—" નહિ નહિ, કમલા! ત્હારે કહેવું જ પડશે કે જો હું ચેતસિંહ હોઉં ને તું જો ચંદ્રાવતી હોય તો ત્હારૂં કર્ત્તવ્ય શું ને મ્હારૂં કર્ત્તવ્ય શું?"

કમલા આ વાતનો કશો ઉત્તર ન આપતાં ખુરશી છોડી ઉતાવળે પગલે ત્યાંથી ચાલી ગઇ. તેણે ઉમેશને બહાર બેઠેલો જોયો. તે છાનોમાનો નદી ભણી જોઇને બેઠો હતો. કમલાએ તેને પૂછ્યું:— "ઉમેશ, ત્હેં કદી ભૂત જોયું છે?"

ઉમેશઃ—' હા જોયું છે."

કમલા આ સાંભળી આશ્ચર્ય પામી અને બોલીઃ—" હાં તો કહે, કેવું ભૂત જોયું છે?"

કમલા પોતાની પાસેથી નારાજ થઇ ચાલી ગઇ હતી એટલે રમેશે તેને બોલાવવાને ફરી બુમ પાડી. આ વખતે ચંદ્રમાનો ખંડ રમેશની દૃષ્ટિમર્યાદામાંથી અદૃશ્ય થઇ વાંસના ગાઢ વનની પાછળ સંતાઇ ગયો હતો. સ્ટીમરની ડેક ઉપરના દીવાઓ હોલવી નાંખીને ખલાસીઓ નીચેના ભાગમાં જમવા અને વિશ્રાંતિ લેવા ગયા હતા. સ્ટીમરનાં પહેલા અને બીજા વર્ગનાં ઉતારૂઓમાં તો કોઇજ માણુસ નહોતું. પણ ત્રીજા વર્ગનાં ઘણાં માણસો રાંધવાની સગવડ કરવા માટે સ્ટીમરમાંથી નીચે ઉતરીને સૂકી રેતીમાં ગયાં હતાં. તીરમાં રહેલાં અંધકારે વીંટાએલાં વૃક્ષોના અંતરાલ ભાગોમાંથી પાસેના નગરના દીવાઓનો પ્રકાશ જણાતો હતો. નદીનો ભારે પ્રવાહ લોઢાના લંગરને અડી ઝણઝણ અવાજ કરતો ચાલ્યો જતો હતો. અને રહી રહીને ગંગાના તરંગો સ્ટીમરને ડોલાવતા હતા.

એ અપરિસ્ફુટ વિપુલતામાં, એ અંધકારની નિબિડતા ને એ અપરિચિત દૃશ્યની વિશાળ અપૂર્વતામાં નિમગ્ન બનેલો રમેશ પો-

તાના કર્તવ્યના વિચારો કરવા લાગ્યો. રમેશે નિશ્ચય કર્યો કે હેમનલિની કે કમલા એ બેમાંથી એકને તો છોડવી જ પડશે. બંનેના નિર્વાહનો તો કોઇ રસ્તો જ નથી. તોપણ હેમનલિનીને તો આશ્રય છે. તે નિરાધાર નથી. એ તો હમણાં પણ મ્હને વિસરી જઇને બીજા સાથે વિવાહગ્રંથિથી જોડાઈ શકે તેવું છે. પણ કમલાને છોડી દેવાથી તેને બીજા કોઇનો આધાર રહેશે નહિ. તેનું જીવન વ્યર્થ થઇ જશે.

મનુષ્યના સ્વાર્થનો અંત નથી. હેમનલિની રમેશને ભૂલે એવી શું સંભાવના છે? એના રક્ષણનો ઉપાય છે. પરંતુ એ વિચારે રમેશની કાંઇ શાન્તતા થઇ નહિ. તેની અધીરતા ઉલટી વધી. તેને જણાયું કે હેમનલિની પોતાના હાથમાંથી સરી છે! તે અન્યની બને છે ને તે સદાકાળ માટે! તો અત્યારે જ હાથ ખેંચી તેને મારી શામાટે ન બનાવું?

પોતાના બંને હાથ માથે મૂકીને રમેશ વિચારમગ્ન થયો. આ વખતે અંધકાર ફેલાયો. છેટે શિયાળો બોલવા લાગ્યાં. ને ગામમાં એ ત્રણ ખારીલાં કૂતરાં પણ ડાઉ, ડાઉ, કરી રૂદન કરવા લાગ્યાં. અંધકારમાં કમલા સ્ટીમરના કઠેરાને ટેકો દઇને એકલી ઉભી. રમેશ પોતાની ખુરશી છોડી તેની પાસે ગયો ને બોલ્યોઃ-"કમલા, તું હજુલગી સૂતી નથી? રાત તો ઘણી ગઇ છે?"

કમલાઃ—"તમે હજી સૂતા નથી?"

રમેશઃ—"હું હમણાં સૂવા જાઉં છું. પૂર્વ તરફના ઓરડામાં મ્હારી પથારી પાથરેલી છે, ને ત્હારી પથારી પાસેના ઓરડામાં છે. તું હવે વાર લગાડીશ માં."

કમલા હવે કાંઇ ન બોલતાં ધીરધીરે પોતાના ઓરડામાં સૂવા ગઇ. તે રમેશને કહી શકી નહિ કે થોડીવાર પહેલાંજ મ્હેં ભૂતની વાત સાંભળી છે; ને મ્હારા ઓરડામાં એકલી સૂતાં મ્હને ભય લાગે છે."

રમેશ કમલાને ધીરે ધીરે પગલે અનિચ્છાથી જતી જોઇ. આથી રમેશના મનને આઘાત થયો.

રમેશ બોલ્યો:—"કમલા, તું બ્હીશ માં. ત્હારા ઓરડાની પાસે જ મ્હારો ઓરડો છે, ને વચ્ચેનું દ્વાર ખુલ્લું રાખું છું."

કમલા સ્પર્ધા દર્શાવતી બોલી:—"હું શામાટે બ્હીઉં!"

રમેશ પોતાના ઓરડામાં જઇ દીવો હોલવીને સૂઇ ગયો. તે મનમાં મનમાં વિચારવા લાગ્યો:—"કમલાનો પરિત્યાગ કરવાનો કશો માર્ગ નથી. માટે હવે તો હેમનલિનીને વિદાય આપવી એજ ઠીક છે. આજથી નક્કી કરવું કે એ કામ જ યોગ્ય છે. હવે એમાં શંકાશીલતા દર્શાવવી નહિ."

હેમનલિનીને વિદાય આપતાં કેટલાં સુખોને વિદાય આપવી પડશે! તે વિષે રમેશ અંધકારમાં પડ્યો પડ્યો વિચાર કરવા લાગ્યો. હવે રમેશ મૌન ધારી બિછાનામાં પડ્યો રહી શક્યો નહિ. તે ઉઠીને બહાર આવ્યો. રાત્રિના ગાઢ અંધકારમાં તેને અનુભવ થયો કે અનન્ત દેશ અને અનન્ત કાલ મ્હારી જ લજ્જા અને મ્હારી જ વેદનાને પોતાના અંધકારમાં ઢુબાવી વહન કરે છે. એજ અંધકાર આકાશને છલોછલ ભરીને ચિરકાલના જ્યોતિર્મય તારકોને સ્તબ્ધ બનાવી રહ્યો છે. ને રમેશ અને હેમનલિની જેવાના ક્ષુદ્ર ઇતિહાસો દેશને કાલની અનંતતાને સ્પર્શ પણ કરી શકે તેમ નથી. આશ્વિન માસમાં આ નદી પોતાના રેતાળ તટમાં ને પ્રફુલ્લ કાશડાના તરુઓના નિમ્નભાગમાં વહીને કેટલાં નક્ષત્રબિંબોને પોતાના પટપર ધારણ કરીને વહે છે!

એ નદીનું જળ કેટલાં પ્રસુપ્ત ગામો પાસે થઇને તથા વનાંત ભાગો પાસે થઇને વહે છે! તે કોણ જાણે છે? અહા! મ્હારું પણ આ ધિક્કારમય જીવન શ્મશાનમાં ભસ્માવશેષ થશે. અને સદાધૈર્યમયી ધરણીમાં મળી સદાને માટે લુપ્ત થઇ જશે!!

---

## પરિચ્છેદ સત્તાવીશમો.

### ઉદ્વેગગ્રસ્ત કમળા.

બીજે દિવસે કમળા જ્યારે નિદ્રામાંથી જાગી, ત્યારે મ્હોડું મળસકું થયું હતું. તેણે પોતાના ઓરડામાં ચારેકોર જોયું તો બીજું કોઇજ નહોતું. એને યાદ આવ્યું કે પોતે વહાણમાં છે. તે ધીરે ધીરે ઉઠી. ને દરવાજાની બારીમાંથી જોયું તો સપાટ જળ ઉપર એક સ્વચ્છ રંગની ચાદર પથરાવા લાગી જણાઇ. આ વખતે અંધકારના શ્યામ રંગે પાંડુવર્ણ ધારણ કરવા માંડયો હતો. ને પૂર્વ દિશાની તરુપંક્તિના પાછળના આકાશમાં સુવર્ણરંગી છટા વિસ્તાર પામવા લાગી હતી. જોતજાતાંમાં નદીના પાણીની શ્યામલ પાંડુવર્ણી ધારાએ સ્વચ્છ પોશાક ધારણ કર્યો.

કમલા પોતે કોઇ રીતે સમજી શકી નહિ કે મ્હારા મનમાં આજે કેવા પ્રકારની ગૂઢ વ્યથા ચાલી રહી છે? શરદઋતુની લાલિમા વિભૂષિત રમ્ય ઉષા આજે મ્હારા મનને કેમ આલ્હાદ ઉપજાવતી નથી? આજે હૃદય ભેદીને અશ્રુનું ઝરણું રહીરહીને વારવાર આંખમાં શામાટે આવે છે? મ્હારે સાસુ નથી, સસરો નથી, સખી નથી. પરિજન નથી કે કોઇ નથી, તેમ છતાં મ્હને આજસવી કશું દુઃખ

થયું નથી. તો ગઇ એક રાત્રિમાંજ મને એટલું બધું શું થયું છે, કે કે જેથી આજ મને દુઃખ થાય છે? આજે કમલાના મનમાં એવી ચિંતા ઉપજીકે એક રમેશજ મારો સંપૂર્ણ આધાર નથી. મારે બીજા કોઇ આશ્રય–સ્થાનની જરૂર છે. આ વિચાર શું એટલા માટે આવ્યો કે જગત્ બહુ વિશાળ છે, અને હું પોતે અત્યંત ન્હાની છું?"

કમલા અનેકવાર લગી કમાડ પકડી મૌનધારી ઉભીજ રહી. નદીનો જલ–પ્રવાહ તેનાપર સ્હવારનાં સૂર્યનાં કિરણો પડવાથી જાણે ચંચળ સુવર્ણનો ઝરો વહેતો હોય, તેવો દેખાવા લાગ્યો. અત્યારે ખલાસીઓ પોતપોતાને કામે લાગી ગયા હતા. એન્જીનમાંથી 'ધખ' 'ધખ' અવાજ નીકળતો હતો. એ વખતે લંગર ઉઠાવી લેવાનો અને સ્ટીમરને ઠેલી ઉંડા જળમાં લઈ જવાનો શબ્દ ઉતારૂઓને કાને પડયો.

આ ગડબડથી રમેશની ઉંઘ ઉડી ગઇ. કમલાની ખબર લેવા માટે તે ઓરડાના બારણા આગળ આવ્યો.

કમલાએ ચકિત થઇને પોતાનું ઓઢણું બરાબર ઓઢેલું હતું, છતાં તાણીને તેણે પોતાના શરીરને વધારે ઢાંકવાનો પ્રયત્ન કર્યો.

રમેશઃ—"કમલા, તેં દાતણ–પાણી કર્યાં?"

આ પ્રશ્નથી કમલાને ક્રોધ ચડશે, એવું રમેશે જાણ્યું નહોતું. જો જાણ્યું હોત તો તે એવો પ્રશ્નજ કરત નહિ. પરન્તુ કમલાને કોણ જાણે શાથી આ પ્રશ્ને ક્રોધ ઉપજયો. તે પોતાનું મ્હોં આડું કરી જઇ માથું ધૂણાવી બોલીઃ–"ના."

રમેશઃ—"વખત થઇ ગયો છે, માણસો ઉઠયાં છે, છતાં તું તૈયાર કેમ નથી?"

"કમલા તેનો કશો જવાબ ન દેતાં ટ્રંકમાંથી પોતાની એક બીજી સાડી લઇને પાસેના સ્નાનગૃહમાં ન્હાવા ગઇ."

રમેશ પ્રાતઃકાળમાં ઉઠીને કમલાને જોવા આવ્યો. તે કમલાને મન બિનજરૂરીઆતવાળું લાગ્યું. એટલુંજ નહિ. પણ અપમાનજનક લાગ્યું. રમેશની આત્મીયતાની હદ કેટલે લગી છે? તેનો અનુભવ એકદમ કમલાને થયો હતો. સાસરામાં કોઇએ તેને લજ્જા રાખવાનું શીખવ્યું નહોતું. માથાથી કેટલી લંબાઇ સુધી ઘુંઘટો તાણવો યોગ્ય છે? તેનો પણ કમલાને અભ્યાસ નહોતો. પરન્તુ આજે રમેશ આવતાંજ કોણજાણે શાકારણથી ત્હેનું હૃદય લજ્જાથી સંકોચ પામ્યું. જ્યારે સ્નાન કરીને કમલા પોતાના ઓરડામાં આવી ત્યારે આખા દિવસનું કામ ત્હેની સામે આવી ઉભું. કેડ ઉપર રાખેલી કુંચીઓનો ઝુડો લઇ તેણે કપડાની ટ્રંક ખોલી; તો ત્હેમાં 'કેશ-બોક્સ' નજરે પડી. એ કૅશ-બોક્સ કાલે જ્યારે કમલાને મળી ત્યારે તેને નૂતન ગૌરવનો અનુભવ થયો હતો. પોતાના હાથમાં એક સ્વાધીન શક્તિ આવી છે, એમ તેને જણાયું હતું, અને તેથીજ બહુ યત્ને તે પેટી તેણે પોતાનાં લુગડાની ટ્રંકમાં તાળું લગાવી મૂકી હતી. કમલાને એ પેટી આજે હાથમાં આવતાંની સાથેજ આનંદ થયો નહિ. આજે એ પેટી તેને પોતાની લાગી નહિ. 'એ રમેશની જ છે ને એ મ્હારી સ્વાધીનતાની નથી.' એમ લાગતાં કમલાને તે બારરૂપ જણાઇ.

રમેશે કમલા પાસે આવીને કહ્યું:—"શું આ ખુલ્લી પેટીમાંથી કશો ભેદભરમ મળી આવ્યો છે કે તું ચૂપચાપ બેઠી છે!"

કમલા 'કૅશ-બોક્સ' ઉપાડી બોલી:—"લ્યો આ ત્હમારી પેટી."

રમેશઃ—"હું એને લઇને શું કરૂં?"

કમલાઃ—" ત્હમારે જેની જરૂર પડે, તે આમાંથી મ્હને મંગાવી આપજો."

રમેશઃ—"મ્હને લાગે છે કે ત્હારે તો કોઈ જ જરૂર પડતી નહિ હોય ?"

કમલાએ પોતાની ગરદન જરા વાંકી કરી કહ્યું:—"મારે પૈસાની શી જરૂર ?"

રમેશ હસીને બોલ્યોઃ—"આવી વૈરાગ્યની વાત કેટલાં ઓછાં માણસો બોલી શકે ! ગમે તેમ હો. જે વસ્તુ ઉપર ત્હારો અનાદર છે, તેજ તું શું બીજાને આપે છે ના ! હું પણ એ શામાટે લઉં ?"

કમલાએ કશો ઉત્તર ન આપતાં તે પેટી મેજ ઉપર મૂકી.

રમેશઃ—"વારૂ, સાચું કહેજે; કાલે મેં પેલી વાત પૂરી ન કરી, તેથી તું મારા ઉપર ગુસ્સે થઇ છે ના ?"

કમલાએ નીચું મ્હોં કરી કહ્યું:—"ગુસ્સો કોણ કરે છે ?"

રમેશઃ—"જો ગુસ્સો કર્યો ન હોય તો આ પેટી તારી પાસે રાખ. તો જ હું સમજીશ કે ત્હારી વાત સાચી છે."

કમલાઃ—"પેટી મારી પાસે ન રાખ્યાથી મારો ગુસ્સો શી રીતે કહેવાય ? તમારી વસ્તુ છે, તે તમે જ રાખો. એમાં ગુસ્સાની વાત ક્યાં છે ?"

રમેશઃ—"હવે એ મારી વસ્તુ નથી. દઇને પાછું લઇ લેવું એતો બ્રહ્મરાક્ષસનું કામ છે. શું મ્હને બ્રહ્મ–રાક્ષસ થવાની બ્હીક ન લાગે કે ?"

બ્રહ્મ–રાક્ષસ થવાની રમેશની વાત સાંભળી કુદરતી રીતે કમલાને એકદમ હસવું આવ્યું. તે હસતી હસતી બોલીઃ–"ના, ના.

કઇને પાછું લેવાથી બ્રહ્મ-રાક્ષસ થવું પડે એવું તો મ્હેં સાંભળ્યું નથી."

અકસ્માત્ આ હાસ્યની તકનો રમેશે લાભ લીધો. તે બોલ્યોઃ "બીજા કોઇના કહેવાથી તું શી રીતે જાણે? જો કોઇ બ્રહ્મ-રાક્ષસને તેં જોયો હોય, અને તું જો ત્હેનેજ પૂછે તો સાચું ખોટું જાણે."

કમલાએ આશ્ચર્યચકિત થઇને પૂછ્યુંઃ—"ઠીક, મશ્કરી ન કરજો. સાચું કહેજો. ત્હમે કદિ ખરેખરો બ્રહ્મ-રાક્ષસ જોયો છે?"

રમેશઃ—"મેં બ્રહ્મરાક્ષસ તો ઘણાએ જોયા છે; પણ ખરા-ખોટાની વાત હું કહી શકતો નથી."

કમલાઃ—"ઉમેશે તો જોયો છે."

રમેશઃ—"ઉમેશે! ઉમેશ વળી કોણ!"

કમલાઃ—"આહ, પેલો જે છોકરો આપણી સાથે આવ્યો છે તે. ત્હેણે પોતે તો બ્રહ્મ-રાક્ષસને જોયો છે."

રમેશઃ—"એવી બધી બાબતોમાં હું ઉમેશનો બરાબરીઓ નથી; એ વાતનો તો મ્હારે સ્વીકાર કરવો પડશે."

આ બાજુએ ખલાસીઓએ બહુ મહેનત કરી સ્ટીમરને ઉંડા પાણીમાં તરતી કરી. સ્ટીમર થોડે દૂર ગઇ હશે, એટલામાં એક માણસ પોતાને માથે ટોપલી લઇને કાંઠાથી સ્ટીમર તરફ દોડતો આવ્યો. હાથ લાંબા કરી સ્ટીમરને તે ઉભી રાખવા વિનતી કરવા લાગ્યો. કેપ્ટને તેની વ્યાકુળતા ઉપર કાંઇ પણ ધ્યાન આપ્યું નહિ. એટલે પેલો માણસ રમેશ ભણી જોઇ "બાબુ!" "બાબુ!" કહી બૂમો મારવા લાગ્યો.

રમેશઃ—"આ માણસ મ્હને સ્ટીમરનો ટીકીટ માસ્તર માને છે!" રમેશ પોતાના બન્ને બાહુ ઉંચા કરી ત્હેને કહેવા લાગ્યો કેઃ—"સ્ટીમર અટકાવવાની મ્હારી શક્તિ નથી."

પોતાની સામે લાંબા હાથ કરતા માણુસને જોઇ કમલા બોલીઃ "અરે, એ તો આપણો ઉમેશ છે. એને અહીં પડયો મૂકશો માં. એને બાપડાને સ્ટીમર ઉપર ચડાવી લ્યો."

રમેશઃ—"પણુ કાંઇ મ્હારા કહેવાથી સ્ટીમર ઉભી રાખે કે!"

કમલા ગાભરી બની કહેવા લાગીઃ "હશે, પણ ત્હમે એકવાર ઉભી રાખવાનું કહી તો જુઓ. અહીંથી કાંઠો કાંઇ બહુ છેટો નથી."

રમેશે કેપ્ટનને સ્ટીમર ઉભી રાખવાનું કહ્યું ત્યારે કેપ્ટન બોલ્યોઃ "બાબુ, એવો અમારો ધારો નથી."

કમલાએ બહાર આવીને કહ્યુંઃ—"એને પડયો મૂકીને મ્હારાથી જઇ શકાશે નહિ. એ મ્હારું માણુસ છે. બે મિનિટમાટેજ સ્ટીમરને ઉભી રાખો."

હવે નિયમ ઉલ્લંધવાનો અને આપત્તિ ભાગવાનો જે સહેલામાં સહેલો ઉપાય-ઇનામની લાલચ-છે તેનું રમેશે અવલંબન કર્યું. તરત જ કેપ્ટને સ્ટીમર ઉભી રાખી, અને ઉમેશને સ્ટીમરમાં લઇ તેના-પ્રતિ તે તિરસ્કાર વરસાવવા લાગ્યો. ઉમેશ એ તિરસ્કારભણી ધ્યાન ન આપતાં પોતાની ટોપલી કમલાપાસે મૂકી. ને જાણે કાંઇ જ બન્યું ન હોય તેમ તે ખડખડાટ હસવા લાગ્યો.

હજી કમલાના હૃદયનો ક્ષોભ મટયો નહોતો. તે બોલીઃ—"તું હસે છે શું? જો સ્ટીમર ઉભી રહી ન હોત તો તારું શું થાત!"

ઉમેશે આ સવાલનો જવાબ ન આપતાં પોતાની ટોપલી ઉઘાડી. તેમાં કેટલાંક કાચાં કોળાં, કેટલીક જાતનાં શાક, કેટલાંક રીંગણાં અને બેત્રણુ જાતની ભાજી હતી.

કમલાઃ—"આ બધું તું કયાંથી લાવ્યો!"

આ વસ્તુઓ ભેગી કરી લાવવાનો જે ઇતિહાસ ઉમેશે કહ્યો તે સંતોષજનક નહોતો.

ઉમેશે કહ્યું:—"ગઇ કાલે સવારે દહીં લેવા જતી વખતે મેં એક વાડીમાં આ પદાર્થો જોયા હતા. આથી આજે સ્ટીમર ઉપડે ત્યારપહેલાં એ વસ્તુઓ કોઇને પૂછ્યા વિનાજ કિનારે ઉતરી હું લઇ આવ્યો છું. એ બાબતમાં કોઇને પૂછવાની જરૂર મ્હેં જોઇ નથી."

રમેશે અત્યંત ગુસ્સો કરીને કહ્યું:—"બીજાની વાડીમાંથી આ બધી વસ્તુઓ તું ચોરીને શામાટે લાવ્યો ?"

ઉમેશઃ—"મ્હેં ચોરી ક્યાં કરી છે ? ખેતરમાં તો કેટલીબધી વસ્તુઓ હતી ? તેમાંથી હું તો બહુ જ થોડી લાવેલો છું. એટલામાં એને નુકસાન શું ?"

રમેશઃ—"થોડું લાવ્યો માટે ચોરી ન કહેવાય ? નાદાન ! જા, એ બધું અહીંથી લઇ જા."

ઉમેશે કરુણાભરી દૃષ્ટિએ કમલા સામે જોયું ને બોલ્યોઃ—"મા, આને અમારા દેશમાં વંતાક કહે છે. એનો ઓળો બહુ સારો થાય છે."

રમેશ બમણો ગુસ્સો કરી બોલ્યોઃ—"લઇ જા ત્હારાં વંતાક, નહિતો એ બધાને હમણાં જ હું નદીમાં ફગાવી દઉં છું."

આ વિષે કર્તવ્યનિર્ણય માટે રમેશે કમલાના મોંભણી જોયું. કમલાએ ઉમેશને શાકભાજી ત્યાંથી ઉપાડી લેવાની ઇશારત કરી. એ ઇશારતમાં કરૂણાભરી ગુપ્ત પ્રસન્નતા હતી. તે જોઈ ઉમેશ ટોપલી ઉપાડી ત્યાંથી કાંઇક આઘો જતો રહ્યો.

રમેશે કમલાને કહ્યું:—"આતો ભારે ખરાબ. એવા છોકરાને ત્હારે આશરો આપવો ન જોઇએ."

આટલું બોલી રમેશ પોતાની બેઠકમાં કાગળ લખવા માટે ગયો. કમલાએ ઓરડાની બારીમાંથી જોયું તો ઉમેશ સેકન્ડકલાસની ડેક છોડી, જ્યાં કમલાએ રાંધવાનું કામ કર્યું હતું ત્યાં છાનોમાનો બેઠો હતો.

સેકન્ડકલાસમાં તો કોઇ ઉતારૂં હતું નહિ. રસોઈ કરવાની તૈયારીને નિમિત્તે કમલા ઉમેશ બેઠો હતો ત્યાં ગઇ. ને તેને કહેવા લાગી: "કેમ ? તેં એ બધી વસ્તુઓ ફેંકી દીધી ?"

ઉમેશઃ—"ફેંકી દઉં શામાટે ? આ ઘરમાં બધી વસ્તુઓ મૂકી છે."

કમલા ઠપકો આપતી હોય તેમ કહેવા લાગીઃ "ત્હેં ભારે ભૂલ કરી છે. હવે કદિપણ એવું કામ કરીશ માં. બીજાની જણસને હાથ પણ અડાડવો નહિ. જો સ્ટીમર ચાલી ગઈ હોત તો ત્હારી શી વલે થાત ? જા, છરી લઇ આવ."

ઉમેશ છરી લાવ્યો ને કમલા શાક સુધારવા લાગી. ઉમેશ બોલ્યોઃ—"આમાં જો વેસણ નાંખીએ તો શાક બહુ સારૂં થાય."

કમલાએ કૃદ્ધસ્વરે કહ્યું:—"ઠીક, તો તૈયાર કર."

કમલાએ તેની સાથે એવી રીતભાત એટલા વાસ્તે પકડી કે ઉમેશ માથે ચડી જઇને ફરીવાર એવી ભૂલ કરે નહિ. શાક સુધારવાની વિધિ થઇ રહ્યા પછી તેને ચૂલે ચડાવવામાં આવ્યું.

એ અનાથ બાળકને આશરો આપ્યા વિના કમલા કેમ રહી શકે ? શાક ચોરવું એ કેટલો મોટો અપરાધ છે ? એ વિષે કમલા બરાબર જાણતી નહોતી. પરન્તુ નિરાધાર બાલકને આશ્રય આપવો એ કેવા મોટા ધર્મની વાત છે; એ વાત કમલા જાણે છે ! આ અભાગી બાળક પણ કમલાને ખુશી કરવા માટે કાલથી જ શાક

મેળવવાની તજવીજમાં ફરતો હતો. જો તે ફરી સ્ટીમર ઉપર આવી શક્યો નહોત તો કમલાનું મન કેટલું બધું દુખાત ?

કમલાઃ—" ઉમેશ, ત્હારે માટે કાલનું થોડુંક દહીં સાચવી રાખ્યું છે, એટલે ત્હને આજે ફરી દહીં ખવરાવીશ; પણ ખબરદાર ફરીથી આવું ચોરીનું કામ કરીશ નહિ."

ઉમેશ અત્યંત દુઃખી થઇ બોલ્યો: " મા, તો ત્હમે શું કાલે તે દહીં ખાધું નથી ? "

કમલાઃ—" ત્હારા કરતાં દહીંના ઉપર મ્હને વધારે ભાવ નથી; પરન્તુ ઉમેશ, બધું તો થયું, પણ ઘીની શી તજવીજ થશે ? ઘી વિના બાબુજી શું ખાશે ?"

ઉમેશઃ—" મા, ઘીની પણ ગોઠવણ કરીશ, પણ એને માટે તો ઘણા પૈસા જોઇશે."

કમલા ફરથી શીખામણ આપવા લાગી. પોતાનાં બન્ને ભવાં સંકુચિત કરી તે બોલીઃ—" ઉમેશ, ત્હારા જેવો ગાંડીઓ છોકરો મ્હેં ક્યાંઇ જોએલ નથી. મ્હેં તને એવું કયારે કહ્યું કે પૈસા આપ્યા વિના ત્હારે વસ્તુઓ લાવવી ? "

ગઇ કાલથી ઉમેશના મનમાં એવી ધારણા બંધાણી હતી કે કમલાથી રમેશ પાસે સહજમાં પૈસા મગાતા નથી. આથી રમેશની દરકાર રાખ્યા વિના મ્હારે તથા કમલાએ–એ બન્નેએ મળીને–ગમે તેમ કરીને ઘર ચલાવવું છે ? આ કામ શી રીતે થઇ શકે ? શાક ભાજી માટે તો તે એક રીતે નિશ્ચિંત થઇ ગયો; પરન્તુ ઘી માટે શી યુક્તિ કરવી ? તે તેને સુઝયું નહિ. સંસારમાં માત્ર સ્વાર્થરહિત ભક્તિને જોરે ઘી, દૂધ મેળવી શકાતાં નથી; તેને વાસ્તે તો પૈસા જોઇએ, આથી કમલાનો અકિંચન ભક્ત ઉમેશ સંસારને મહા મુશ્કેલ સમજવા લાગ્યો.

ઉમેશ થોડો ગભરાઇને બોલ્યો:—"મા, બાબુને કહીને જો પાંચેક પૈસા અપાવો, તો હું થોડુંક ઘી લાવી શકું."

કમલા ઉદ્વેગી બની બોલી:—"ના, ના, તને હવે સ્ટીમરમાંથી ઉતરવા દેશે નહિ. હવે જો તુ નીચે રહી જશે, તો કોઇ તને ઉપર ચઢાવી શકશે નહિ."

ઉમેશ:—"હું નીચે શા માટે ઉતરૂં? સ્ટીમરના કેપ્ટનની પાસે ઘીનો એક ડબો ભર્યો છે. તેને સમજાવવાથી તે આપણને થોડું આપશે."

આ સાંભળી કમલા એકદમ એક રૂપીઓ લઇ આવી, અને ઉમેશના હાથમાં મૂક્યો. પછી તે બોલી:-"જેટલું બેસે તે આપી બાકીના પૈસા પાછા લાવજે."

ઉમેશ વાડકો લઈ ઘી લેવા ગયો. અને તેમાં પાંચેક રૂપીઆ ભાર ઘી લાવ્યો. પણ કશું પરચુરણ તેણે કમલાને પાછું આપ્યું નહિ. તે બોલ્યો:-"આટલા ઘીનો તેણે આખો રૂપીઓ લીધો."

કમલા સમજી કે આ વાત સાચી નહિ; તેથી જરા હસીને બોલી:-"ઠીક, સ્ટીમર ઉભી રહેશે. ત્યારે રૂપીઓ વટાવી રાખીશું."

ઉમેશ ગંભીરતાથી બોલ્યો:—"હા, પરચુરણની બહુ જરૂર છે; આખો રૂપીઓ એક વાર બહાર નીકળ્યો તે પાછો આવવો કઠણ."

ભોજન વખતે જમતાં જમતાં રમેશે કહ્યું:—"અહો, રસોઇ ભારે સરસ થઇ છે. પણ આ બધું આણ્યું ક્યાંથી? આવું સુંદર ઘી ક્યાંથી આણ્યું! એતે ઘી છે કે બરફના કકડા છે?"

એ રીતે તે દહાડાનું બપોરનું ભોજન આનંદે સમાપ્ત થયું. રમેશ જમીને ડેક ઉપર આરામ ખુરશી નાંખીને પડયો. કમલા ઉમેશને જમાડવા બેઠી. રીંગણાંનો સંભારો ઉમેશને એટલો બધો ભાવ્યો

કે તે વારંવાર માગવા લાગ્યો. કમલા બોલી:–" ઉમેશ, હવે બસ કર. ત્હારે માટે હું થોડો સંભારો રાખી મૂકું છું. તે સાંજે ખાજે."

આમ દહાડાનાં કાર્યોમાં અને હાસ્યવિનોદમાં પ્રાતઃકાલની ગમગીની ક્યાં ચાલી ગઈ? એ વાત કમલા જાણી શકી નહિ.

ક્રમે ક્રમે દિવસ પૂર્ણ થયો. સૂર્યનું બિંબ મધ્યાકાશ છોડી પશ્ચિમની ક્ષિતિજ ઉપર લટકવા લાગ્યું. નદીના બન્ને કિનારા ઉપર આવેલાં અનાજનાં લીલાં છમ્મ ખેતરોના સાંકડા માર્ગમાં થઈને ગ્રામ્ય–સ્ત્રીઓ કેડ ઉપર ઘડા મૂકીને પાણી ભરવા આવતી જણાવા લાગી.

કમલા પાન–પટ્ટી ખાઇ, ચોટલો ગુંથી, હાથ મ્હોં ધોઇ, સાડી બદલાવી, સાંજના ગૃહ–કાર્યમાં પ્રવૃત્ત થઇ. આ વખતે સૂર્ય અસ્ત પામતો હતો. સ્ટીમર ઘાટ પાસે પહોંચી ઉભી રહી, અને લંગર નાખવામા આવ્યું.

કમલાને રાત્રિની રસોઇ બનાવવાની અત્યારે સ્હવારના જેવી ચિંતા ન હતી. સ્હવારનાં શાક–ભાજી પડયાં હતાં. એટલામાં રમેશે આવીને કહ્યું:-" આજે હું બપોરે ઘણું જમ્યો છું; એટલે અત્યારે જમીશ નહિ."

કમલા:—"બીલકુલ નહિ જમો ? પાતળી પાતળી બે રોટલીજ ખાઓ તો ?"

રમેશ:—"નહિ, બીલકુલ નહિ." એટલું કહીને ચાલતો થયો.

કમલાએ સ્હવારની ઢાંકેલી રસોઇ ઉમેશ પાસે મુકી દીધી.

ઉમેશ બોલ્યો:—"ત્હમારે વાસ્તે કાંઇક રાખોને ?"

કમલા:—"મ્હેં તો ખાઇ લીધું."

આ રીતે કમલાના ન્હાનકડા સંસારનું એક દહાડાનું બધું કર્ત્તવ્ય સંપૂર્ણ થયું.

આ વખતે જ્યોત્સ્ના જળ અને સ્થળ ઉપર પથરાવા લાગી. નદી તીરે આવેલાં ધાન્યનાં લીલાં ખેતરો ઉપર ધવલરાત્રિ મૌન ગ્રહણ કરેલી વિરહિણીની પેઠે સૂતી હતી, અને જાગતી હતી.

કાંઠા ઉપર પતરાંના છાપરાવાળી એક સ્ટીમરની ઓફીસ હતી. ત્યાં એક સુકલકડી કલાર્ક સ્ટૂલ ઉપર બેસી ડેસ્ક ઉપર ગ્યાસલેટનો નાનકડો દીવો મૂકી કાંઇક લખતો હતો. ખુલી બારીમાંથી રમેશ તે કલાર્કને નિહાળી રહ્યો હતો. અને દીર્ઘ નિઃશ્વાસ મૂકી મનમાં ને મનમાં વિચારતો હતો કે આ કલાર્કની પેઠે હું પણ મારા નશીબ- જોગે એક સીધી ને સાદા કામમાં જોડાયો હોત તો આખો દહાડો બેઠો બેઠો હિસાબ લખ્યા કરત. અને ભૂલ પડતાં અમલદારોનો ઠપકો ખાઈ કામ પૂરૂં કરી રાત્રે ઘેર આવત, ને એમ જીવન પૂરૂં થાત.”

કેટલીક વારે ઓફીસની બત્તી ઓલવાઇ ગઇ. કલાર્કે ઓરડીને તાળું માર્યું; અને ઠંડી ન લાગે માટે માથે રૂમાલ વીંટી ખેતરોની વચ્ચે થઇ તે પોતાના મકાન તરફ ચાલ્યો ગયો.

કમલા ઘણીવારથી મૌન ધારણ કરી સ્ટીમરનો કઠેરો ઝાલી રમેશની પાછળ ઉભી હતી. રમેશ તે જાણી શક્યો નહોતો. કમલા સમજતી હતી કે સંધ્યાકાળ પછી રમેશ મને બોલાવશે આથી કામ- કાજથી પરવારી રમેશની વાટ જોઇ રહી હતી. પણ જ્યારે તે ન જ આવ્યો ત્યારે તેની તપાસ કરવા આવી ઉભી હતી. પણ તેની પાસે તે જઈ શકી નહિ. ચંદ્રમાનો પ્રકાશ રમેશના મુખ ઉપર પડતો હતો, તે મુખ જાણે દૂર-ઘણું દૂર-હતું. કમલાની સાથે એનો જાણે સંબંધ નહેતો! ધ્યાનમગ્ન રમેશ અને સંગવિહીના કમલા વચ્ચે જાણે

ચાંદની રૂપી ઓઢણીથી પોતાનાં તમામ અંગો ઢાંકીને વિશાલ રાત્રિરૂપી કોઇ રમણી, પોતાના અધરોષ્ઠ ઉપર અંગુલિ મૂકી મૌનપણે ઉભી ઉભી પહેરો ભરી રહી હતી!

રમેશ પોતાને બન્ને હાથે મુખ ઢાંકીને વિચાર–મગ્ન સ્થિતિમાં જ્યારે પડયો હતો, ત્યારે કમલા ધીરે ધીરે તેની ઓરડી ભણી ગઇ. રમેશને ખબર નહોતી કે કમલા મારી ખબર લેવા આવી છે.

પરન્તુ રમેશનો સુવાનો ઓરડો સૂનો અને અંધકારવાળો હતો. તેમાં પ્રવેશ કરતાં કમલાની છાતી ધડકવા લાગી. તે પોતાને એકલી અને ત્યજાએલી સમજવા લાગી, અને આ મારૂં પોતાનું સ્થાન નથી, એમ માની બીવા લાગી.

બારણા પાસે ઉભી રહીને કમલાએ અંદર ડોકીઉં કર્યું. એ વખતે રમેશની છત્રી ટ્રંક ઉપર પડી; અને અવાજ થયો. એ અવાજથી ચકિત થઇ રમેશે પોતાનુ મુખ ઉંચું કર્યું, અને ખુરશી છોડી ઉભાં થઈ જોયું; તો કમલા પોતાના સુવાના ઓરડામા આગળ જ આવી ઉભેલી છે! તે બોલ્યોઃ–" આ શું? કમલા, હું એમ ગણતો હતો કે તુ સુઇ ગઇ હોઇશ. ત્હને શું બીક લાગે છે? સારૂં, હું હવથા બહાર બેસીશ નહિ. હુ પાસેના ઘરમાં જ સુતો છું. વચ્ચેનું બારણું ખૂલ્લું જ રાખીશ."

કમલા તીવ્ર સ્વરે બોલીઃ—"હું બ્હીતી નથી." આટલું કહી ઝડપથી તે પોતાના અંધકારવાળા ઓરડામાં ગઇ, અને જે દરવાજા રમેશ ખૂલ્લા રાખ્યા હતો, તેને કમલાએ બંધ કરી દીધો. બિછાના ઉપર પડતું મૂકી તેણે પોતાના મ્હોં ઉપર લૂગડું ઢાંકયું. જગત્‌માં જાણે બીજું કોઇ જ ન મળવાથી માત્ર પોતાને જ એણે અંધકારમાં વીંટી લીધો! તેનું આખું હૃદય વિદ્રોહી થઇ ગયું. જ્યાં પોતાનું કોઇ

સંબંધી નહિ, જ્યાં સ્વાધીનતા પણ નહિ, ત્યાં કોઇ શી રીતે જીવી શકે ?

રાત્રિ કેમે કરી જતી નહોતી, પાસેના ઓરડામાં રમેશ ઉંઘતો હતો. હવે કમલાથી બિછાનામાં રહી શકાયું નહિ. ધીરે ધીરે તે બહાર નીકળી સ્ટીમરનો કઠેરો ઝાલીને કાંઠા ભણી નિહાળી રહી. ક્યાંઇ કોઇ પ્રાણીનો અવાજ સંભળાતો નહોતો. ચંદ્રમા પશ્ચિમ દિશાભણી ઉતરવા લાગ્યો હતો. અનાજનાં ખેતરોમાં જે પગરસ્તો જણાતો હતો તે જોઇ કમલા વિચારવા લાગી: "આ રસ્તે થઇને દરરોજ કેટલીએ સ્ત્રીઓ નદીનું પાણી ભરીને પોતાને ઘેર જાય છે. પોતાનું "ઘર" એ શબ્દ સાંભરતાં જ તેના પ્રાણહૃદય ભેદીને જાણે બહાર નીકળવા લાગ્યા, તેની આંખો આંસુડાંથી ભરાઇ ગઇ. અહા ! આ વિશાળ સંસારમાં મારે ઘર ક્યાં છે ? તેણે ચોગમ જોયું તો નદીના શૂન્ય તીરો ધૂ ધૂ ધૂ ધૂ ગર્જી રહ્યા છે ! વિશાળ આકાશ સર્વત્ર સ્તબ્ધ રહેલું છે. એ બન્ને–વિશાળ પૃથ્વી અને વિશાળ આકાશ–આ બાલિકાને નિરુપયોગી લાગ્યાં ! કેમકે અપરિસીમ અને અને અંતહીન વસ્તુઓને લઇ તે શું કરે ? એને તો કેવળ એક ન્હાનકડા ઘરની જરૂર હતી.

કમલા એકાએક ચમકી ઉઠી. કારણ કે કોઇ એક માણસ કે જે તેનાથી થોડે છેટે ઉભો હતો, ત્હેનો અવાજ આવ્યો.

"મા, બીશો નહિ; એતો હું ઉમેશ છું. રાત્રિ ઘણી ગઇ છે, તમે હજુ સુધી કેમ સુતાં નથી ?"

આ વખતે કમલાની આંખમાં ભરાઇ આવેલાં અશ્રુબિંદુઓ ટપટપ નીચે પડવા લાગ્યાં. કમલાથી પોતાનું રૂદન અટકાવી શકાયું

નહિ. કમલાએ ઉમેશભણીથી પોતાનું મ્હોં પાછું તાણી લીધું. ઘણી મહેનત કર્યાં છતાં પોતાનો કંઠ રૂંધાયો હોવાથી તે એક પણ શબ્દ બોલી શકી નહિ. કમલાને શી રીતે શાન્ત્વન આપવું? એ વિચારમાં ઉમેશ દુઃખિત થયો છેલ્લે કેટલીકવાર પછી એકદમ તે બોલી ઉઠયોઃ "મા, ત્હમે મને જે રૂપીઓ આપ્યો હતો, તેમાંથી સાત આના બચ્યા છે."

આ વખતે કમલાનો અશ્રુભાર હલકો થયો હતો. ઉમેશના આ અસંબદ્ધ વચનથી તેને હસવું આવ્યું. તે સ્નેહમિશ્રિત હાસ્ય કરી બોલીઃ "સારૂં, એ પૈસા તું તારી પાસેજ રાખજે. જા, હવે તું પણ સૂઇ જા."

ચંદ્રમા ઝાડવાં પાછળ લપાઈ ગયો. કમલા એ વખતે પોતાના બિછાનામાં આવી સૂતી. હવે તેનાં થાકી ગયેલાં નેત્રોમાં નિદ્રા ભરાઈ, અને સ્હવારનો સુવર્ણરંગી તડકો તેના દ્વાર ઉપર કર-પ્રહાર કરવા લાગ્યો; ત્યારે પણ તે નિદ્રાગ્રસ્તજ હતી.

## પરિચ્છેદ અઠ્ઠાવીશમો.

### ચક્રવર્તી કાકો.

જાણે અત્યંત થાક લાગ્યો હોય એવી શરીરસ્થિતિમાં કમલાને બીજા દિવસનો આરંભ થયો. કમલાનાં લોચનોને તે દહાડાનો સૂર્યનો પ્રકાશ પણ ગમગીની ભરેલો લાગ્યો. નદીનો ખળખળ રવે વહેતો પ્રવાહ પણ જાણે ઉદાસીનું ગાન ગાતો

હોય તેમ કમલાને લાગ્યું. વળી તીરે ઉભેલાં તરૂઓ પણ ઘણો પ્રવાસ કરી કરીને થાકી ગમગીન બની ઉભાં હોય એવો કમલાને ભાસ થયો.

જ્યારે ઉમેશ કમલાને કામમાં સહાય કરવા આવ્યો; ત્યારે તે ઉદાસ સ્વરે કહેવા લાગી:–" જો ઉમેશ, તું આજે મને હેરાન કરીશ માં."

ઉમેશ થોડીવારમાંજ ચૂપ થઇ જાય એવું રાચકું નહોતું. તેણે કહ્યું: " માજી, હું ત્હમને શા સારૂ પજવું ? હું તો મસાલો તૈયાર કરવા આવ્યો છું. "

સવારમાં રમેશે કમલાનું મ્હોં જોયું કે તે તેનો મનોભાવ ફરેલો જોઇને બોલ્યો:–કમલા, ત્હને શરીરે શું મજા નથી ? "

આ પ્રશ્નનો ઉત્તર આપવો જરૂરનો ન લાગવાથી કમલાએ એ અસંગત પ્રશ્નનો કશો ઉત્તર આપ્યો નહિ. માત્ર ડોકું ધૂણાવીને તેણે પોતાના રસોડાનો રસ્તો લીધો.

રમેશ સમજ્યો કે દહાડે દહાડે મુશ્કેલી વધતી જાય છે, એટલે આ વાતનો નિકાલ જેમ બને તેમ વહેલો કરવો જોઇએ. હેમનલિની પાસે જો એક વાર સ્પષ્ટ વાતચિત થઇ જાય તો કર્તવ્યનિર્ણય સહેલાઇથી થઇ જાય. એ પ્રમાણે રમેશ મનમાં મનમાં આલોચના કરવા લાગ્યો.

ઘણા વિચારો પછી તે હેમનલિનીને પત્ર લખવા બેઠો. એકવાર લખ્યો અને ફાડયો, એટલામાં પાછળથી અવાજ આવ્યો:—
" મહાશય, આપનું નામ શું ?"

રમેશે પાછાં ફરી જોયું તો એક પ્રૌઢ ઉંમરનો ગૃહસ્થ પોતાની પાછળ ઉભેલો જોયો. એની દાઢી મૂંછોના વાળ ધોળા થઇ ગએલા

હતા. એકચિત્તે પત્ર લખવાનું કામ પડચું મુકી રમેશે એકદમ એના તરફ પોતાનું ચિત્ત વાળ્યું.

" આપ બ્રાહ્મણ છો ? નમસ્કાર. આપનું નામજ રમેશબાબુ કે ? આપના નામની તો મ્હને પહેલેથીજ ખબર પડી છે. જુઓ આપણા દેશમાં નામઠામ પૂછવાનો રિવાજ છે. ને એમાં શિષ્ટતા છે. પરન્તુ બાજકાલના સુધરેલા તેમાં અવિવેક માને છે, આપને જો માઠું લાગ્યું હોય તો મ્હને પણ આપ સ્હામાં નામ ઠામ પૂછો ! હું પોતેજ મ્હારૂં, મારા બાપનું, અને બાપના બાપનું પણ નામ ઠામ કહીશ."

રમેશ હસીને બોલ્યો:—" ના, ના, એમાં મ્હને માઠું લાગ્યું નથી. વળી મ્હારો ગુસ્સો એવો ભયંકર પણ નથી. આપનું એક-લાનું નામજ જાણતાં હું ખુશી થઇશ."

" મ્હારૂં નામ ત્રૈલોક્ય ચક્રવર્તી. પશ્ચિમમાં સૌ મ્હને કાકો કહીને બોલાવે છે. આપ હિસ્ટ્રી ભણ્યા છો ? ભારતવર્ષમાં જેમ " ભરત " ચક્રવર્તી રાજા તરીકે પ્રસિદ્ધ હતો; તેમ આખા પશ્ચિમમાં હું ચક્રવર્તી કાકા તરિકે પ્રસિદ્ધ છું ! જ્યારે ત્હમે પશ્ચિમમાં જશો, ત્યારે મ્હારૂં ઓળખાણુ આપને અજાણ્યું રહેવાનું નહિ. પણ મહા-શય, આપ ક્યાં પધારો છો ?"

રમેશ:—" હજુ મેં એ વિષે નક્કી કર્યું નથી."

ત્રૈલોક્ય:—" આપને નક્કી કરવાની વાર હશે, પરન્તુ સ્ટીમરને ઉભી રહેવાને હવે વાર નથી."

રમેશ:—" એક દહાડો ગોયાલન્દામાં ઉતરીને મ્હેં જોયું તો સ્ટીમરની ઉપડી જવાની સીટી વાગતી હતી. મ્હારે ક્યાં જવું, એ

નક્કી કરવાની વાર હતી; પણ સ્ટીમરને ઉપડવાની વાર નહોતી, આથી એકદમ હું સ્ટીમરમાં ચઢી ગયો."

ત્રૈલોક્યઃ—"આપને ધન્ય છે. આપના ઉપર મ્હારી ભક્તિ થઈ છે, મ્હારા અને આપના સ્વભાવમાં ઘણો ફેર છે. હું સ્ટીમર ઉપર ચઢતાં પહેલાંજ નક્કી કરૂં છું. 'કેમકે હું અત્યંત બીકણ મનનો છું. આપે જવાનું નક્કી કર્યું છે, પણ ક્યાં, એ નક્કી નથી. એ શું ઓછી નવાઈની વાત છે? આપનો પરિવાર પણ સાથે છે ના?"

રમેશઃ—"હા" એટલું કહીને તે થોડીવાર ચૂપ રહ્યો. તેને ચૂપ રહેલો જોઇને ચક્રવર્તી બોલ્યોઃ—"આપ મ્હને ક્ષમા કરજો. આપનો પરિવાર સાથે છે, એની ખબર તો મ્હને પહેલેથીજ પડેલી છે, વહુજી પેલી ઓરડીમાં રાંધે છે. હું પણ પેટની પીડા શમાવવા માટે રસોડા તરફ તપાસ કરવા ગયો હતો. મ્હેં વહુજીને કહ્યું: "મા, મ્હને જોઇને શરમાશો માં, હું પશ્ચિમ મુલકનો એકનો એક ચક્રવર્તી કાકો છું. આહા, વહુમા તો જાણે અન્નપૂર્ણાનો અવતાર છે. ત્હમે જ્યારે રસોઇની તરખડ કરો છો, ત્યારે મ્હને ભૂલી જવો યોગ્ય નથી. એ માટે હું નિરૂપાય છું. આ સાંભળી વહુમા જરાક હસ્યાં. હું સમજ્યો કે તે પ્રસન્ન થયાં છે. આથી મ્હારી ચિંતા મટી. ટીપણામાં સારૂં મુહૂર્ત જોઇનેજ હું મુસાફરી કરૂં છું. પણ આવું ભાગ્ય શું દરેક વખતે ફળે છે કે? આપ કામ કરો છો, તો, હવે હું હરકત નહિ નાંખું. જો રજાઆપો તો હું વહુમાને રસોઇમાં મદદ કરવા જાઉં. આપણે બધા જ્યારે તેમની સાથે છીએ, ત્યારે એમણે એકલાંએ કોમળ હાથે બધાં કામ શા માટે કરવાં? આપ લખો. આપને ઉઠવું નહિ પડે."

આટલું કહી ચક્રવર્તી રસોડામાં ગયો, જઇને બોલ્યોઃ—

"અહો, રસોઇની ગંધ બહાર બહુ સરસ આવે છે! કલાક પછી જે મોઢામાં આવવાનું છે તેનો સ્વાદ પહેલાંથી જ નાકને જણાય છે! પરન્તુ ચટણીતો હું બનાવી આપીશ. જેઓ પશ્ચિમની ગરમ હવામાં રહેતા નથી, તેઓ ચટણી બનાવી શકતા નથી. તમને લાગશે કે આ કાકો શું કહે છે? આંબલી તો છે નહિ, એટલે ચટણી શેની કરશો? પણ હું હાજર છું એટલે તમારે આંબલીની ચિંતા કરવી નહિ. જરા મંજુર કરો. હું હમણાંજ બધી સગવડ કરૂં છું" આટલું કહી ચક્રવર્તી થોડે દૂર ગયો, અને એક ઝોળી લઇ પાછો આવ્યો. એ ઝોળીમાંથી કાગળ વિંટાળેલો એક આંબલીનો ગોળો કાઢયો ને બોલ્યોઃ "હું જેવી ચટણી બનાવું છું તેવી કોઇ બનાવી શકશે નહિ. તેમાંની જરા તમે જીભે અડકાડશો તો ચાર દહાડા લગી જીભ ઉપરથી સ્વાદ નહિ જાય. જાઓ મા, હવે હાથ ધોઇ નાંખો. ઘણો વખત ગયો છે. રસોઇનું બાકીનું કામ હું પૂરૂં કરી દઇશ. જરા પણ સંકોચ કરશોમાં. મને બધું આવડે છે. મ્હારા ઘરમાં શરીર સારૂં નથી, તેની અરૂચિ મટાડવા માટે ચટણી વાટી વાટી મ્હારા હાથ ઘસાઇ ગયા છે. ત્હમે બુઢ્ઢા કાકાની વાત સાંભળી હસો છો, પણ આ મશ્કરી નથી, સાચી વાત છે."

કમલા હસતી હસતી બોલીઃ—"હું આપની પાસેથી ચટણી બનાવતાં શીખીશ."

ચક્રવર્તીઃ—"વાય, બાપરે, વિદ્યા શું એમ સહજમાં અપાય કે? એક દહાડામાંજ શીખવાડું તો વિદ્યાનું મહત્ત્વ નષ્ટ થાય! અને સરસ્વતી દેવી અપ્રસન્ન થાય. માટે બે ચાર દહાડા તમારે આ વૃદ્ધ કાકાની ખુશામત કરવી પડશે. મ્હને શી રીતે ખુશી કરશો? તે હું પોતેજ તમને વિશ્વાસથી કહીશ. પહેલું તો એ કે હું પાન કાંઈક વધારે

પ્રમાણમાં ખાઉં છું, વળી સોપારીનો સંકોચ પણ ચાલશે નહિ. મ્હને રાજી કરવો, એ સહેલું કામ નથી, પણ તમારૂં મુખ પ્રસન્ન જોઇને હું પોતેજ તમારે અધીન રહેવાનો." પછી ઉમેશ ભણી જોઇ બોલ્યોઃ—"અલ્યા, એઈ, તારૂં નામ શું?"

ઉમેશે કશો ઉત્તર આપ્યો નહિ. તે નારાજ થયો. તેના મનમાં લાગ્યું કે કમલાના સ્નેહ—રાજ્યમાં એ ડોસો પોતાનો ભાગીદાર થવા આવેલો છે! કમલા એને મુંગો રહેલો જોઇ બોલીઃ—"એનું નામ ઉમેશ છે."

ચક્રવર્તીઃ—"આ છોકરો ભલો લાગે છે, તે ઘણો ગંભીર છે. એકદમ એનું મન સમજાય એવો નથી. પણ મ્હારે તો એની સાથે પણ બનશે, હવે વાર ન કરો. મ્હને રાંધતાં વાર લાગશે નહિ."

કમલા પોતાને અત્યારલગી નિરાલંબ સમજતી હતી, પણ હવે આ ડોસાના આવવાથી તે પોતાને આલંબનવાળી ગણવા લાગી.

રમેશ પણ આ ડોસાના આવવાથી કાંઇક નિશ્ચિંત બન્યો. પહેલાં રમેશ જ્યારે કમલાને પોતાની સ્ત્રી કહેવરાવતો, તે સમયના તેના આચરણમાં ને અત્યારના તેના આચરણમાં જે તફાવત પડી ગયો હતો, તેથી કમલાના મનમાં મ્હોટો આઘાત થયો હતો. એવા વખતમાં આ ચક્રવર્તીએ આવી કમલા સંબંધી ચિંતાઓથી રમેશને મોકળો કર્યો! તેથી રમેશના હૃદયના આઘાતને જાણે વિરામ મળ્યો.

કમલા પાસેના ઓરડાના દ્વારમાં ઉભી હતી તેને જોઇને ચક્રવર્તી બોલ્યોઃ—"ના ના મા, આ તો સારૂં લાગતું નથી. તમે આમ કરો એ તો સારૂં નહિ."

ચક્રવર્તીને શું સારૂં લાગ્યું નહિ, એ વાત કમલાથી સમજાણી નહિ. તેથી તે આશ્ચર્ય પામીને બોલીઃ—"શું?"

ચક્રવર્તીઃ—"શું શું આ મોજડીઓ." પછી તે રમેશભણી જોઇને બોલ્યોઃ—"રમેશબાબુ! આ મોજડીઓ વહુમાએ તમારી મરજીથી પહેરી જણાય છે. તમે ગમેતેમ માનો, પણ મારા માનવા પ્રમાણે તો તમે અધર્મ કરો છો. આપણા દેશની ભૂમિને આવાં કોમળ ચરણોના સ્પર્શથી વંચિત કરશો ના. એવું થવાથી દેશ નષ્ટ થઇ જશે. જો રામચંદ્રજી સીતાજીને ડોશનના બૂટ પહેરાવત તો શું લક્ષ્મણજી તેમની સાથે ચૌદ વર્ષ જંગલમાં ભટકત કે? નહિ નહિ. રમેશબાબુ! મારી વાત સાંભળી ત્હમે હસો છો. મનમાં મનમાં ત્હમે મારી વાત પસંદ કરતા નથી, ને પસંદ ન કરો એવી જ આ વાત છે. સ્ટીમરની સીટી સાંભળીને ત્હમે તેના ઉપર ચડી ગયા છો, પણ કયાં જશો તેનો તમે વિચાર કર્યો છે?"

રમેશ બોલ્યોઃ—'કાકા, મારૂં જવાનું સ્થળ આપજ નક્કી કરી આપોને. સ્ટીમરની સીટી કરતાં આપનો વિચાર ઉત્તમ છે.''

ચક્રવર્તીઃ—"જુઓ આપની વિવેચનાશકિત એટલામાં જ વધી ગઇ ને એ મ્હારા થોડીવારના સમાગમનું ફળ! તો ચાલો "ગાઝીપૂર" પછી તે કમલાભણી જોઈ બોલ્યો. "કહો માજી, ગાઝીપૂર આવશો ને? ત્યાં ગુલાબનાં ખેતરો છે; અને તમારો આ વૃદ્ધ કાકો પણ ત્યાંજ રહે છે."

રમેશે કમલાના મ્હો તરફ જોયું, અને કમલાએ તરત માથું નમાવી સમ્મતિ આપી. એ પછી ઉમેશ અને ચક્રવર્તી બન્ને શરમાળ કમલાના ઓરડામાં ગયા. એક લાંબો નિઃશ્વાસ નાખીને રમેશ વળી બહાર આવ્યો. મધ્યા-હ્ને ધખ, ધખ, અવાજ કરતી સ્ટીમર ઝપાટાબંધ ચાલી જતી હતી. શારદીયતાપથી રંગાએલા બન્ને તીર ઉપરનાં શાંતિમય દશ્યો વિચિત્ર સ્વપ્નાની પેઠે આંખો આગળથી

પરિવર્તિત થઇ ચાલ્યાં જતાં હતાં. કયાંઇ ધાન્યનાં ખેતરો, કયાંઇ હોડીઓ લાંગરવાના ઘાટ, કયાંઇ રેતીનાં મેદાનો, કયાંઇ ગામડાંના ગોવાળો, કયાંઇ પતરાંનાં છાપરાં, કયાંઇ વૃક્ષ–છાયામાં બેઠેલાં બે, ચાર, યાત્રાળુઓ! આ શરદ કાળના મધ્યાન્હની મધુર સ્તબ્ધતામાં પાસેના ઓરડામાંથી જ્યારે ક્ષણે ક્ષણે કમલાના હાસ્યનો મીઠો અવાજ રમેશના કર્ણમાં પ્રવેશ કરતો, ત્યારે તેનું હૃદય કોઇ બીજોજ અનુભવ કરતું. આ સમસ્ત કેટલું સુંદર છે? છતાં તે કેટલું દૂર છે? રમેશના દુઃખિત જીવન સાથે એ કેટલું દારુણ અને મર્મભેદી છે?

---

# પરિચ્છેદ ઓગણત્રીશમો.

## કમલાના હૃદયની ગૂઢ ભાવના.

કમળાની ઉંમર હજુ પ્રૌઢ થઇ નહોતી. કોઈ શંકા, વેદના કે સંશય ચિરસ્થાયી બની તેના હૃદયમાં રહેતાં નહિ.

રમેશના વ્યવહાર સંબંધે કમલાને વિચાર કરવાનો વખત મળ્યો નહોતો. પાણીના પ્રવાહમાં કયાંઇ અટકાવ થાય ત્યારે જેમ તરંગો ચડે છે તેમ રમેશનાં આચરણથી કમલાની ચિત્ત–વૃત્તિનો સહજ પ્રવાહ એક સ્થળે અટકી પડતાં ત્યાં ઘુમરીયો પાડતો અને આગળ વધે જતો હતો. વૃદ્ધ ચક્રવર્તીનો સમાગમ થતાં કમલાના હૃદયસ્રોતમાં એ ઘુમરીઓએ શાન્ત સ્વરૂપ પકડયું હતું. એ વૃદ્ધનાં શાન્તિભરેલાં વાકયોથી જ કમલા પોતાનું બધું દુઃખ ભૂલી ગઇ હતી.

આસો મહિનાના સુંદર દિવસો, જલમાર્ગમાંનાં વિચિત્ર દશ્યોને

રમણીય બનાવીને વચ્ચે વચ્ચે કમલાના ગૃહિણીપદને સુંદર કરવા લાગ્યા.

કર્મના ઉત્સાહમાં દહાડાનો આરંભ થતો. ઉમેશ હવે કદિ સ્ટીમર ચૂકી જતો નહિ. પણ તેની ટોપલી શાકભાજીથી સદા ભરપૂર રહેતી, નાનકડા ઘરસંસારમાં ઉમેશની એ ટોપલી ભારે કૌતુહલનો વિષય હતો. દરરોજ કાંઇને કાંઇ હસવાની વાત તેની ટોપલીના સંબંધમાં નીકળતી હતી. જે દહાડે રમેશ ત્યાં હાજર રહેતો, તે દહાડે રંગમાં ભંગ પડી જતો, ચોરીનો સંદેહ કર્યા વિના રમેશ શાંત રહી શકતો નહિ. કમલા ઉત્તેજીત થઇ કહેતીઃ "વાહ ! મેં મારે હાથે એને શાકના પૈસા ગણી આપ્યા છે."

રમેશ કહેતોઃ—"એથી એની ચોરીની ટેવ બમણી વધી જશે. એ પૈસા પણ ચોરશે અને શાકભાજી પણ ચોરશે."

આટલું કહી રમેશ ઉમેશને કહેતોઃ—"ઠીક તું હિસાબ દે જોઇએ."

ઉમેશનો હિસાબનો મેળ મળતો નહિ. કાંતો જમા કરતાં ખરચનો આંકડો મોટો થઇ જતો; ને કાંતો જમાનો આંકડો વધી પડતો, તેમ છતાં ઉમેશ લેશ માત્ર શરમાતો નહિ. તે કહેતો કેઃ "જો મને હિસાબ કરતાં આવડતો હોત તો મારી આ દશા હોત ખરી ! તો પછી હું ગુમાસ્તોજ બનતન ? કેમ કાકા ?"

ચક્રવર્ત્તી—"રમેશબાબુ, જમ્યા પછી આપણે એનો વિચાર કરીશું, હું તો અત્યારે આ છોકરાને ઉત્સાહ આપ્યા વિના રહી શકતો નથી. સાંભળો રમેશ ! સંગ્રહ કરવાની કળા એ સાધારણ વિદ્યા નથી. થોડા લોકોમાંજ એ વિદ્યા હોય છે એ મેળવવાને મહેનત તો સૌ કરે છે, પણ સફળ કોઇકજ થાય છે. રમેશબાબુ ! હું ગુણની

કદર જાણું છું. પરદેશમાં સવારના પહોરમાં કેટલા જુજ છોકરાઓ આની પેઠે શાકભાજી લઇ આવી શકે છે? મહાશય શાક તો સૌ લાવી શકે છે; પરંતુ હજારમાંથી એકજ જણ સંગ્રહ કરી શકે છે."

રમેશઃ—"કાકા, આ ઠીક થતું નથી, તમે ઉત્સાહ દઇને એને બગાડો છો."

ચક્રવર્તી બોલ્યોઃ—"આ છોકરા પાસે વધારે વિદ્યા નથી, અને જ છે તે પણ જો ઉત્સાહને અભાવે નષ્ટ થઇ જાય તો ઘણું ખોટું હવે આપણે કેટલા દહાડા સ્ટીમરમાં રહેવું છે? ઉમેશ, કાલે કાંઇક મીઠા લીમડાનાં પાંદડાંનો જોગ કરાએ. આપણા આયુર્વેદમાં કહ્યું છે કેઃ—ચાલ, આયુર્વેદની વાત જવા દે, જમવાને વિલંબ થશે. ઉમેશ, એ શાકને સારી રીતે ધોઈ લાવ."

રમેશ ઉમેશના ઉપર જેમ જેમ વધારે સંદેહ કરતો, તેમ તેમ ઉમેશ ઉપર કમલાના અનુગ્રહ દહાડે દહાડે વધતો જતો. ચક્રવર્તી પણ ઉમેશનો પક્ષ કરતો. આથી કમલાનું દળ જાણે નોખું અને સ્વતંત્ર જેવું બની ગયું. એક બાજુ પોતાની સૂક્ષ્મ વિચારશકિત લઇ રમેશ બેસતો, અને બીજી બાજુએ કમલા, ઉમેશ અને ચક્રવર્તી હતાં. કામકાજથી, સ્નેહ-સૂત્રથી, અને આનંદ-વિનોદથી તેઓ વચ્ચે ઘનિષ્ઠભાવ બંધાયો. જ્યારથી ચક્રવર્તી આવ્યો ત્યારથી રમેશ કમળાને વધારે ઉત્સુકતામાં જોતો. તોપણ તે દળમાં રમેશ મળી શકતો નહિ.

પૂર્ણિમાના એક બે દિવસ પહેલાં પ્રાતઃકાળમાં ઉઠીને સૌએ જોયું તો આકાશ કાળાં વાદળાંથી ઘેરાએલું હતું. પવન કાંઇક જોરથી વાતો હતો. વૃષ્ટિ પણ થોડી થોડી થતી હતી. વળી વચ્ચે વચ્ચે સૂર્યનો તડકો પણ પડતો હતો, આજે ગંગામાં ઝાઝી હોડીઓ નહોતી.

જે એક બે દેખાતી હતી તે ત્વરાથી કિનારા તરફ જતી હતી. પાણી ભરવા માટે આજે ઘાટ ઉપર જે સ્ત્રીઓ આવતી હતી તે વાતો કરવા ઉભી ન રહેતાં પાણી ભરી તરતજ ચાલી જતી હતી.

સ્ટીમર પોતાના નિયમ પ્રમાણે ચાલી જતી હતી. અનેક જાતની મુશ્કેલીઓ નડવા છતાં કમલાનું રસોઇનું કામ ચાલતું હતું. એવામાં ચક્રવર્તી આકાશભણી જોઇને બોલ્યોઃ "મા, આજે જે રાંધવું હોય તે રાંધી નાંખો. તમે ખીચડી મૂકો, હું રોટલીઓ કરી નાંખું છું."

ખાવા પીવામાં આજે ઘણો વખત ગયો. પવનનું જોર વધવા લાગ્યું. નદીના તરંગો પણ જોરથી ઉછળવા લાગ્યા. સૂર્યાસ્ત થયો છે કે નહિ? તે જણાતું નહોતું. તેવામાં સ્ટીમરે લંગર નાંખ્યું.

સાંજ પડી. વાદળાંએ ગંભીર રૂપ ધારણ કર્યું. વિજળી ઝબુકવા લાગી. પવન સૂસવાટા કરવા લાગ્યો, અને થોડીજ વારમાં વરસાદ ધોધમાર પડવા લાગ્યો.

કમળા પહેલાં એકવાર પાણીમાં ડુબી હતી. તેથી વૃષ્ટિ જોઇને તેનું હૃદય કપવા લાગ્યું. રમેશે આવી તેને શાંત્વન આપ્યું ને તે બોલ્યોઃ "કમલા, સ્ટીમર ઉપર કશી બીક રાખવા જેવું નથી હો? તું નિશ્ચિંત થઇ સુઇ રહેજે. પાસેની ઓરડીમાં જ હું જાગું છું."

બારણામાં આવી ચક્રવર્તી બોલ્યોઃ—"મા, લક્ષ્મી, બ્હીશ માં; ઝડીના બાપનો ભાર શો છે કે તે તને અડકી શકે?"

ઝડીના બાપમાં કેટલી શકિત છે? એ નક્કી કરવું કઠણ હતું. પરન્તુ ઝડીમાં કેટલી શકિત છે? એ વાત કમલા સારી પેઠે જાણતી હતી. તે ઝટ બારણા પાસે આવીને બોલીઃ—" કાકા, તમે ઘરમાં આવી બેસો."

ચક્રવર્ત્તીએ સંકોચ સાથે કહ્યું:—"હવે તમારે સૂવાનો વખત થયો છે મા. એટલે હવે......"

ઓરડીમાં પ્રવેશ કરીને ચક્રવર્ત્તીએ જોયું તો રમેશ ત્યાં નહોતો. એથી તે આશ્ચર્ય-ચકિત થઇ બોલ્યો:-"આવી ઝડીમાં રમેશ બાબુ ક્યાં ગયા છે? શાક ચોરવાના તો એમનો મ્હાવરો નથી."

"કાણુ ચક્રવર્ત્તીજી, હું અહીં પાસેની ઓરડીમાં જ છું." રમેશ બોલ્યો.

પાસેના ઘરમાં ડોકીઉં કરી ચક્રવર્ત્તીએ જોયું તો રમેશ બિછાનામાં અર્ધે શરીરે ઓઢી પાછળ દીવો રાખી પુસ્તક વાંચે છે.

ચક્રવતી:—"વહુમા એકલાં બીએ છે. આપની ચોપડીને ઝડીની બીક લાગતી નથી; હમણાં એને પડી મૂકતાં અન્યાય નહિ થાય. આ ઘરમાં આવોને?"

કમળા એકવાર ન અટકાવી શકાય એવા આવેશને વશ થઈને ભાન ભૂલી ગઇ અને ચક્રવર્ત્તીના હાથને જોરથી દાબી રાખી રૂક્ષ સ્વરે બોલી:-"નહિ. નહિ."

વાવાઝોડાના અવાજમાં કમળાના આ શબ્દો રમેશના કાન પર પડયા નહિ. પરન્તુ ચક્રવર્ત્તી તો વિસ્મિત જ બની ગયો.

રમેશે પુસ્તક આઘું મૂક્યું, અને કમલાવાળી ઓરડીમાં જઇ તે બોલ્યો:-"બોલો, ચક્રવર્ત્તી કાકા, શો મામલો છે? લાગે છે કે કમલા આપને..........."

કમલા રમેશના મ્હો તરફ ન જોતાં એકદમ બોલી ઉઠી:-"ના ના, મ્હેં એમને માત્ર કોઇ કહાણી કહેવા બોલાવ્યા હતા."

શેના જવાબમાં કમલાએ ના, ના, કહ્યું. એમ પૂછવામાં આવે તો તે કશો ઉત્તર દઇ શકે તેમ નહોતું. એ ના, નાનો અર્થ એ હતો

કે: " જો તમે એમ સમજતા હો, કે મારે બીક મટાડવાની જરૂર છે તો તેમ નથી. વળી કદાચ એમ સમજતા હો કે કોઇને મ્હારી સાથે રહેવાનું પ્રયોજન છે તો તેમ પણ નથી."

થોડીવારે કમલા બોલી:–" બુઢ્ઢા કાકા, આપ સુઇ જાઓ. રાત ઘણી ગઇ છે. એકવાર ઉમેશની ખબર લેજો. એ બિચારો બ્હીતો હશે."

દરવાજા પાસેથી એક અવાજ આવ્યો:–" ના મા, હું કોઇથી પણ ડરતો નથી." ઉમેશ ગોઠણ ઉપર માથું ટેકવી દરવાજા પાસેજ બેઠો હતો. કમલાનું હૃદય દ્રવિત થયું. તે ઝટ બહાર આવીને બોલી:- "સાંભળ ઉમેશ, તું બહાર બેસી વરસાદે શામાટે ભીંજાય છે ? જા અભાગીઆ ચક્રવર્તી કાકા પાસે જઇ સુઇ રહે."

કમલાના મુખમાંથી "અભાગીઓ" શબ્દ સાંભળી ઉમેશ ઘણો રાજી થયો. અને ચક્રવર્તીની સાથે સુવા માટે ગયો.

રમેશે પૂછયું:–" તને જો ઉંઘ ન આવતી હોય તો હું પાસે બેસી કોઇ વાર્તા માંડું."

કમળા:–" ના, મને બહુ ઉંઘ આવે છે."

રમેશ કમલાના મનનો ભાવ સમજયો, પણ એ સંબંધમાં તે કાંઇ બોલ્યો નહિ. કમલાના ખેદભર્યા મ્હોં તરફ જોતો જોતો તે ધીરે ધીરે પોતાની ઓરડીમાં ગયો.

બિછાના ઉપર સ્થિર થઇ ઉંઘી શકે એવી શાંતિ કમલાના મનમાં નહોતી. તોપણ તે પરાણે સુઇ ગઈ. ઝડીના વેગની સાથે પાણીનાં મોજાં પણ વધવા લાગ્યાં. ખલાસીઓની ગડબડ પણ તે સાથે વધવા લાગી. વચ્ચે વચ્ચે કેપ્ટનના હુકમની ઘંટડીઓ વાગવા લાગી. પ્રબળ વાયુના વેગની વિરૂદ્ધ સ્ટીમરને સ્થિર કરવા લાંગર નાખવામાં આવ્યું, તોપણ સ્ટીમર ધીરે ધીરે ડોલતી હતી.

કમલા પથારીમાંથી ઉઠી ઓરડાની બહાર આવી ઉભી. થોડી-વારમાં વરસાદ બંધ પડ્યો. પરંતુ પવનના સુસવાટા હજુ દિગંતોમાં ચાલુ હતા. વાદળાંમાં ઢંકાએલો અજવાળી ચૌદશનો ચંદ્રમા દેખાતો નહતો, તેથી આકાશ મલિન હતું. કાંઠો સ્પષ્ટ દેખાતો નહોતો, અને આગળ, પાછળ, ઉપર, હેઠે અને સર્વત્ર ગૂઢ ઉન્મત્તતા પ્રસરેલી જણાતી હતી. અંધકાર ઉંચાં શીંગડાંવાળા પાડાનું—યમરાજના ભયંકર વાહનનું—સ્વરૂપ ધારણ કરીને ઘૂમી રહ્યો હતો.

આ ઉન્માદિની રાત્રિ અને ભયંકર આકાશ જોતાં કમલાનું હૃદય ધ્રૂજવા લાગ્યું. ભયથી કે આનંદથી એ નક્કીપણે કહેવાતું નથી. એ પ્રલયની અંદર જે પ્રબલ શક્તિ છે, જે બંધનહીન સ્વાધીનતા છે, તેણે જાણે કમલાના હૃદયમાં સૂતેલી એ સહચરીને જગાડી દીધી છે! એ વિશ્વવ્યાપી વિદ્રોહ–શક્તિએ કમલાના ચિત્તને ચલિત કરી દીધું. કોની વિરૂદ્ધ વિદ્રોહ ? ને તે કયાંથી આવ્યો ! ઝડીના સુસવાટા-માંથી ? ના, એ તો કમલાના હૃદયનો–વેગ પેઠે છુપાએલ છે, કોઇ અનિર્દિષ્ટ અમૂર્ત સ્વપ્નના જેવો મિથ્યા અંધકાર બહાર આવવાને માટે મહેનત કરી રહ્યો છે. અને આકાશ પાતાળમાં ધૂમાધૂમ કરી રોષની ગર્જનાઓ પાડી રહ્યો છે! રસ્તાહીન જંગલોના પ્રાંત ભાગો-માં એ અંધકાર 'ના, ના,' બોલતો અંધારી રાત્રિમાં ગર્જી રહ્યો છે. અને તે જાણે પ્રચંડ અસ્વીકાર કરે છે. પણ શેનો અસ્વીકાર ? તે નિશ્ચિંતપણે કહેવાતું નથી. તોપણ તમામની ના, ના, ના, ના, સંભળાય છે!

---

## પરિચ્છેદ ત્રીશમો.

### " હેમનલિનીની આશા મૂકી. "

બીજે દહાડે પ્રાતઃકાલે ઝડીનો વેગ કાંઇક ઓછો થયો. જો કે તદ્દન તો શાંત નહોતો પણ લંગર ઉપાડવું કે કેમ ? એનો નિર્ણય કેપ્ટન બરાબર કરી શક્યો નહિ બધાં પેસેન્જરો ગભરાટથી આકાશભણી તાકી રહ્યાં.

ચક્રવર્તી સવારમાં રમેશની ખબર પૂછવા કમલાની ઓરડીમાં આવ્યો, ને જોયું તો રમેશ તેની પાસેની ઓરડીમાં બિછાનામાં પડયો હતો. ચક્રવર્તીને જોઇ તે એકદમ ઉભો થઈ ગયો. એ ઓરડીમાં રમેશની એકલાની પથારી જોઇ ગઇ રાત્રિના તમામ બનાવોની સાથે ચક્રવર્તીએ મનમાં અનુમાન કરી લીધું ને પૂછયું:–" કાલે રાત્રિએ આપ શું આ ઓરડીમાંજ સૂઇ રહ્યા હતા ? "

આ પ્રશ્નનો જવાબ ઉડાવી દેતાં રમેશ બોલ્યો:–" ઓહો, કાલનો દિવસ કેવો ખરાબ હતો ! તમને પણ રાતે ઉંઘ આવી નહિ હોય. "

ચક્રવર્તી:–" રમેશબાબુ ! આપ મ્હને પણ ત્હમારા જેવો કાયર માનશો નહિ. મારી વાતચિત પણ એવી હોય છે ખરી; તોપણ મારી આટલી ઉંમરમાં મારે ઘણીવાર મોટી મુશ્કેલીઓની સામે થવું પડયું છે. અને તેમાંથી ઉગરવા માટે ઘણા વિચારો કરવા પડયા છે. પણ એ સૌનાં મારે કહેવું પડશે કે મેં ઘણા મહાશયોનાં દર્શન કર્યા છે. ને એ સૌમાં તમારો નંબર સૌથી ચઢીજાય એવો છે. તમારા મનનો ભાવ સમજવો કઠણ છે. "

રમેશનું મ્હોં આ સાંભળતાં લાલ થયું. પણ તરતજ મનને દબાવી તે હસીને બોલ્યો:—" મનની કઠણુતા એ બધી વખતે કાંઇ ગુન્હો થતો નથી, તૈલંગી ભાષા બાલકોને ભણવી સહેલી પડે; પણ આપણને તે સહેલી ન પડે. જે વિષય સમજાય નહિ, તેના ઉપર એકદમ દોષ મૂકવો; એ ઠીક નહિ. જે અક્ષર ઓળખાતો ન હોય તેના ઉપર અનિમેષ દૃષ્ટિ રાખવાથી તે ઓળખી શકાય નહિ."

ચક્રવર્તી:—" મ્હને માફ કરો રમેશબાબુ, મને જે વાતો સાથે સંબંધ નથી તે જાણવાની મેં મહેનત કરી, તે ધૃષ્ટતા કરી છે. પણ સંસારમાં નશીબજોગે કોઇ એવા માણસ મળી આવે છે કે જોત જોતામાંજ તેની સાથે સંબંધ સ્થિર થઇ જાય છે. આપ સ્ટીમરના કેપ્ટનને પૂછો. હમણાં વહુમા પ્રત્યે તેને જે લાગણી છે તેથી તે જરૂર આ વાતનો સ્વીકાર કરશે. જો એ કબુલ નહિ કરે તો હું એને મુસલમાન કહીશ નહિ. આપણી વાતચિતમાં તૈલંગુ ભાષા આવી પડી, એ નવાઇની વાત છે. માત્ર ક્રોધ કરવાથી કશું વળે નહિ, એ વાત તમે વિચારી જોજો."

રમેશ:—" હું ક્રોધ કરી કહેતો નથી, પરન્તુ હું ક્રોધ કરૂં કે ન કરૂં, તેમાં તમને શું થવાનું છે ? તૈલંગીભાષા એના દેશમાંજ રહેશે. પ્રકૃતિનોજ એવો નિયમ છે." એટલું કહી રમેશે એક દીર્ઘ નિઃશ્વાસ નાંખ્યો.

રમેશને હવે એ ચિંતા થઇ કે હવે ગાઝીપુર જવું કે નહિ ? નવી જગ્યામાં જતાં ચક્રવર્તીનો પરિચય કામ લાગશે, એવું પહેલાં રમેશે માન્યું હતું, પણ હવે તેનો એ વિચાર ફર્યો. તેને લાગ્યું કે એના પરિચયથી તો ઉલટી હરકત આવશે, માટે જ્યાં બધું જ અજાણ્યું હોય અને અમારો સંબંધ જ્યાં કોઇજ પૂછનાર ન હોય ત્યાંજ જવું વાજબી છે.

ગાઝીપુર પહોંચવાને એક દિવસની વાર હતી. ત્યારે રમેશે ચક્રવર્તીને કહ્યું:—"વકીલાત માટે મ્હને ગાઝીપુર અનુકૂળ પડે એવું મ્હને લાગતું નથી. માટે મ્હેં કાશી જવાનો વિચાર ધાર્યો છે."

રમેશના બોલવામાં નિશ્ચયનો ભાવ જોઇ વૃદ્ધ હસ્યો ને બોલ્યોઃ "વારંવાર જુદા જુદા નિશ્ચયો બતાવવા એ કાંઇ વિચાર સ્થિર કર્યો ન કહેવાય. ગમેતેમ હો, હવે કાશી જવું એ તો આપનો છેલ્લો નિશ્ચય છે ના?"

રમેશ:—"હા."

ડોસો કાંઇ ઉત્તર ન આપતાં ચાલ્યો ગયો, અને પોતાનો સામાન બાંધવા લાગ્યો.

કમલા આવીને બોલી:—"કાકા આજે મારી સાથે શું વઢવાડ કરવી છે?"

વૃદ્ધ:—"આપણી વઢવાડ તો રોજ બે ચાર વાર થાય છે; પણ એકે વાર હું જીતી શકતો નથી."

કમલા:—"આજ સવારમાંથી ત્હમે ભાગવાની તૈયારી કરો છો?"

ચક્રવર્તી:—"ત્હમે બધાં મ્હને ભગાડવા મહેનત કરો છો; અને તે ઉપરાંત ભગાડવાનો દોષ મારે માથે મુકો છો!"

કમલા આ વાત સમજી નહિ, એટલે વૃદ્ધ બોલ્યો:—"કેમ, રમેશ બાબુએ ત્હમને હજુ કાંઇ કહ્યું નથી? એમણે તો કાશી જવાનું નક્કી કર્યું છે."

આ સાંભળી કમલા હા કે ના કાંઇ બોલી નહિ. થોડી વાર પછી બોલી:—"ચક્રવર્ત્તી કાકા, ત્હમારાથી એ કામ થઇ શકશે નહિ. લાવો તમારી ટ્રંકમાં બધી વસ્તુઓ હું બરાબર ગોઠવી આપું." કાશી જવાનું સાંભળતાં કમલા ઉદાસીન બની હતી. એ જોઇ વૃદ્ધના

હૃદયમાં આઘાત થયો. તે મનમાં ને મનમાં વિચારવા લાગ્યો: " જે થયું તે સારું થયું કે હું આ બખેડામાંથી છૂટયો. મ્હારા જેવા ડોસાને આવી નવી પંચાતમાં પડવાનું કારણ શું !"

એટલામાં રમેશ કાશી જવાની વાત કમલાને કહેવા આવી પહોંચ્યો. ને બોલ્યો:–" હું તનેજ ગોતતો હતો. "

કમલા ચક્રવર્તીના કપડાં ગોઠવી પેટીમાં મૂકતી હતી. રમેશ બોલ્યો:" કમલા, આપણે હવે ગાઝીપુર જવું નથી. મેં ધાર્યું છે કે કાશીમાં જઇ પ્રેક્ટિસ કરવી. તું શું કહે છે ! "

કમલા ચક્રવર્તીની ટ્રંકમાંથી દૃષ્ટિ ઉંચી ન કરતાંજ બોલી:– " ના, હું તો ગાઝીપુરજ જઇશ, મ્હેં મારો બધો સામાન આમાં ગોઠવી દીધો છે. "

નિશ્ચયભરેલો કમલાનો આ ઉત્તર સાંભળી રમેશ આશ્ચર્ય પામ્યો ને બોલ્યો:–" તું શું એકલીજ જઇશ ? "

કમલા ચક્રવર્તીના મુખ ઉપર રાખેલી પોતાની સ્નિગ્ધ દૃષ્ટિ રમેશ તરફ ફેરવીને બોલી:–" કાં, ત્યાં ચક્રવર્તી કાકા છે ના ? ".

કમલાની આ વાતથી ચક્રવર્તી મુંઝવાયો ને બોલ્યો:–" મા, આ બાળક ઉપર તું જો એટલો બધો પક્ષપાત બતાવીશ તો રમેશબાબુ મ્હારા ઉપર નારાજ થશે. "

આના ઉત્તરમાં કમલાએ માત્ર એટલુંજ કહ્યું કે:–" ના હું તો ગાઝીપુરજ જઈશ. "

રમેશઃ–" કાકા, તો હું પણ ગાઝીપુરજ આવીશ. "

વાવાઝોડાને એ બીજે દિવસે રાતે ચાંદની ખીલી હતી. રમેશ ડેક ઉપર નાંખેલી ખુરશીમાં પડયો પડયો વિચારવા લાગ્યો:–" આવી રીતે હવે ચાલશે નહિ. વિદ્રોહી કમલાને લઇને જીવનમાં ભારે ઉપદ્રવો

થવાનો સંભવ છે. એને પાસે રાખી દૂરત્વ દર્શાવવું મુશ્કેલ છે. હવે એ રીત છોડી દેવી. કમલાજ મ્હારી સ્ત્રી છે, એને જ સ્ત્રી માનીને મેં ગ્રહણ કરી હતી. ભલે, એની સાથે મંત્ર ભણાયા નહિ હોય, તો પણ સંકોચ કરવો ગેરવાજબી છે. તે દિવસે નિર્જન રેતીના પ્રદેશમાં વધૂરૂપે કમલાને મારી પાસે લાવી યમરાજે પોતેજ ગ્રંથીબંધન કર્યું છે. એમના જેવો પુરોહિત જગતમાં બીજો કોણ છે ! "

રમેશને લાગ્યું કે મ્હારી અને હેમનલિનીની વચ્ચે આવેલું એક વિશાળ યુદ્ધક્ષેત્ર જો હું કાપી શકું તોજ હું રણ જીતી શકું એમ છું. અને તોજ હું હેમનલિની પાસે ઉંચું માથું રાખી ઉભો રહી શકું તેમ છું. એ યુદ્ધનું સ્મરણ થતાંજ રમેશને ભય લાગ્યો, અને જીતવાની આશા જણાઈ નહિ. મ્હારે પોતાને કયાં પ્રમાણોથી સાચાં થવું ? વળી પ્રમાણો આપવાથી બધી વાતો જનસમૂહની અંદર એટલી બધી નિંદાશે, અને કમલાના સંબંધમાં એવી અયોગ્ય વાતો કહેવાશે કે અત્યારે એનો મનમાં સંકલ્પ કરવો મહા મુશ્કેલ છે. "

આથી હવે દુર્બળની પેઠે આઘાપાછા વિચારો કર્યા વિના કમલાને સ્ત્રી કહીનેજ ગ્રહણ કરવી, એ સર્વ પ્રકારે ઠીક છે, એમ રમેશને લાગ્યું. વળી તેણે ધાર્યું કે હેમનલિની તો હવે મારા ઉપર તિરસ્કાર દર્શાવે છે, અને એ તિરસ્કારજ તેને લાયક વરના હાથમાં પોતાનો હાથ આપવામાં અનુકૂળતા કરનાર છે. આટલું વિચારી રમેશે એક દીર્ઘ નિઃશ્વાસ મૂક્યો. અને હેમનલિની તરફની આશાને રજા આપી.



## પરિચ્છેદ એકત્રીશમો.

"વગર સૂકાનનું વહાણ ગાઝીપુરમાં લાંગર્યું."

હવે રમેશ ઉમેશના તરફ જોઇ બોલ્યોઃ-"કેમ રે, તું ક્યાં જવા ચાહે છે?"

ઉમેશઃ—"હું પણ માજીની સાથે જઇશ."

રમેશઃ—"પણ ત્હારે વાસ્તે તો કાશી સુધીની ટીકીટ છે ને! આ તો ગાઝીપુરનો ઘાટ છે. અમે કાશી આવતાં નથી."

ઉમેશઃ—"હું પણ કાશી નહિ જાઉં."

ઉમેશ અમારી સાથે આવશે, એવું રમેશે ધાર્યું નહોતું. પણ એ છોકરાના મનની અચળ દૃઢતા જોઇ રમેશ સ્તબ્ધ બન્યો, અને કમલાને પૂછવા લાગ્યોઃ-"કાં ઉમેશને સાથે લેવો છે?"

કમલાઃ—"સાથે ન લઇએ, તો એ બાપડો ક્યાં જાય?"

રમેશઃ—"કાં, કાશીમાં એનાં સગાં છે ને?"

કમલાઃ—"ના, એ તો કહે છે કે હું તમારી સાથેજ આવીશ. ઉમેશ, જોજે તું ચક્રવર્તી કાકાની સાથે સાથે રહેજે, નહિતો પરદેશમાં લોકોની ભીડમાં ક્યાંક ભૂલો પડી જઇશ."

ક્યાં જવું? કોણે શો શો ભાર લઇ લેવો? એ બધી વાતોના વિચારનો ભાર કમલાએ પોતાને માથે લઇ લીધો. પહેલાં કમલા રમેશની ઇચ્છા અનિચ્છાનું બંધન નમ્રભાવે સ્વીકારતી. પણ હવે કેટલાક દિવસોથી તેણે તે બંધન કાપી નાખ્યું હતું.

ઉમેશ પણ પોતાની નાનકડી પોટલી બગલમાં મારી ચાલ્યો. આ વિષે હવે વધારે વિવેચન થયું નહિ. શહેર અને સાહેબપાડાની

વચ્ચે ચક્રવર્તીનો એક બંગલો હતો. તેની પાછળ આંબાનાં ઝાડવાં હતાં. સન્મુખ બાંધેલો કુવો હતો. અને તેની આગળ નાનકડી દિવાલ હતી.

પેહેલે દિવસે કમલા અને રમેશ એ બંગલામાં જઇ ઉતર્યા.

ચક્રવર્તીની સ્ત્રી હરિભાવિનીનું શરીર માંદું રહેતું, એમ ચક્રવર્તી પોતેજ સૌને કહ્યા કરતો હતો, પરન્તુ તે બાઇના મોં ઉપર માંદગીનાં કશાં ચિન્હો જણાતા નહોતાં. એની ઉમ્મર બહુ નાની નહોતી, તેમ વૃદ્ધ પણ નહોતી. એના માથાના આગલા વાળ થોડા થોડા ધોળા થયા હતા; પણ કાળા વાળનો ભાગ ઘણો હતો. તેના ઉપર વૃદ્ધાવસ્થાએ અધિકાર મેળવ્યો હતો; પણ જરાએ હરકત કરી નહોતી.

ખરી વાત એ હતી કે આ જોડું જ્યારે જુવાન હતું ત્યારે હરિભાવિની મેલેરિયામાં સપડાઇ હતી. હવા ફેર સિવાય એનો બીજો ઉપાય ન જડવાથી ચક્રવર્તી ગાઝીપુરની શાળામાં માસ્તર બની આવી રહ્યો હતો. સ્ત્રી સાજી થયા છતાં પણ તેને સ્ત્રીની તંદુરસ્તી ઉપર વિશ્વાસ બેઠો નહોતો.

મહેમાનોને બહારના ઓરડામાં બેસાડી ચક્રવર્તી અંદર ગયો. અને ગૃહિણીને બૂમ મારી. આ વખતે હરિભાવિની આંગણે તડકામાં કાંઇક દાણો સુકવવા મૂકી નાનાં મોટાં વાસણો માંજતી હતી.

ચક્રવર્તીએ જતાં વેંત કહ્યું:—"સાંભળ્યું, પાણી પાસે કેમ બેઠી! શરદી લાગશે. હજુ શરીર બરાબર સારૂં તો થયું નથી."

હરિભાવિની:—"તમને બધી ફીકર. શરદી શેણે લાગશે! બરડા ઉપર તો તડકો પડે છે."

ચક્રવર્તી:—"એ તો સારૂં; સૂર્યનો પ્રકાશ તો અમૂલ્ય વસ્તુ છે."

હરિભાવિનીઃ—“ હશે ભલે હોય; તમને આવતાં આટલા દિવસ કેમ લાગ્યા ? ”

ચક્રવર્તીઃ—“ એ વાત બહુ લાંબી છે. અત્યારે તો આપણે ઘેર મહેમાન આવ્યાં છે, તેમને માટે સગવડ કરવાની છે. ”

આટલું બોલી ચક્રવર્તીએ મહેમાનોનું ઓળખાણ કરાવ્યું. ચક્રવર્તીને ઘેર આવાં પરદેશી મહેમાનોનું વારંવાર આગમન થતું. પરન્તુ ઓવારાળાં મહેમાનોની હરિભાવિનીને આશા નહોતી. તે બોલીઃ—“ અરે, આપણા ઘરમાં એવી સગવડ ક્યાં છે ? કે ખટલાવાળાને ઉતારો આપી શકાય ? ”

ચક્રવર્તીઃ—“ પહેલાં તું જાણીતી તો થા. તે વખતની વાત તે વખતે. આપણી શૈલ ક્યાં ગઈ ? ”

હરિભાવિનીઃ—“ એ પોતાના છોકરાને ન્હવરાવે છે. ”

ચક્રવર્તી તરતજ કમલાને અંદર બોલાવી લાવ્યો. કમલાએ હરિભાવિનીને પ્રણામ કર્યાં. એટલે હરિભાવિની કમલાના ચિબુકને સ્પર્શ કરી પોતાને અધરે અંગુલિ મૂકી બોલીઃ “ જોયું, આનું મ્હોં તો આપણા વિધુ જેવું જ છે. ”

વિધુ એની મોટી દીકરી હતી ને તે અલ્હાબાદ સાસરે ગયેલી હતી. ચક્રવર્તી મનમાં મનમાં હસ્યો. તે જાણતો હતો કે કમલાની સાથે વિધુનું જરા પણ મળતાપણું નથી. પરંતુ હરિભાવિની પોતાની પુત્રીને રૂપ ગુણમાં સૌથી ચઢીયાતી માનતી. શૈલ તો પોતાના ઘરમાં પ્રત્યક્ષજ હતી. પણ તેની સાથે સરખામણી કરીએ તો ખોટાં પડાય, માટે પરદેશમાં રહેલી વિધુની સાથે કમલાની સરખામણી કરી ચક્રવર્તીની ગૃહિણીએ વિજયપતાકા પોતાના ઘરમાં અચળ જ રાખી હતી ! અને વિધુને ઉપમાન બનાવી કમલાને ઉપમેય ગણી હતી !

હરિભાવિની બોલીઃ—"એ બધાં આવ્યાં; એ ઘણા આનંદની વાત. પરન્તુ આપણું નવું મકાન હજુ પૂરેપૂરું સમરાઇ રહ્યું નથી. એને મરામત થઇ રહેતાં હજુ કેટલા દહાડા લાગશે? હજુ તો મજુરોએ કામ પણ શરૂ કર્યું નથી."

બજારમાં ચક્રવર્તી મહાશયનું એક ન્હાનકડું મકાન હતું. પણ તે દુકાનને લાયક હતું. એમાં રહેવા જેવી કશી સગવડ નહોતી. તેમ તેમાં રહેવાનો ચક્રવર્તીનો કદિ સંકલ્પ પણ નહોતો. પણ પરોણાને પોતાની સંપત્તિનો ખ્યાલ આપવાજ હરિભાવિનીનું આ કથન હતું.

પોતાની પત્નીની આ જૂઠી ડંફાસની વાતનો ચક્રવર્તીએ કશો ઉત્તર આપ્યો નહિ. હસીને તે એટલું બોલ્યોઃ—"તું ઘણા વખતથી તડકામાં બેઠી છે, તે ઠીક નહિ; શરદઋતુનો તડકો ઘણો ખરાબ સમજવો."

આટલું કહી ચક્રવર્તી રમેશ પાસે ચાલ્યો ગયો.

હવે હરિભાવિની કમલાનો વિસ્તારથી પરિચય કરવા લાગી. તે બોલીઃ—"ત્હારો વર વકીલાત કરે છે કે? એ કેટલાક દહાડાથી વકીલાત કરે છે? એનો ધંધો કેવોક ચાલે છે? મ્હને લાગે છે કે હજુ ધંધો શરૂ કર્યો નહિ હોય, એટલે શેનો ચાલે? ત્હારા સસરા પાસે કાંઇ મૂડી હતી કે? અહો, ત્હને એટલી પણ ખબર નથી કે? અરેરે, તું કેવી ભોળીભટાક છે? સાસરાના ઘરની કાંઇ ખબર તું રાખતી નથી કે? ઘરખરચ માટે તારો વર તને મહિને કેટલા રૂપિયા આપે છે? તારે સાસુ નથી, ત્યારે સંસારનો બોજો તેં તારા માથા પર શામાટે નથી લીધો? તું કાંઈ હવે નાની નથી. મારો મોટો જમાઇ તો જે કાંઇ કમાય તે તમામ મારી વિધુના હાથમાં જ આપે છે." આવા આવા સવાલ જવાબોથી થોડા જ વખતમાં હરિભાવિ-

નીએ કમલાને પોતાની ભણી આકર્ષી લીધી. કમલા પણ રમેશ સંબંધી કેટલું થોડું જાણે છે, અને એ અજ્ઞાનતા કેટલી ગેરવાજબી તથા જનસમૂહમાં શરમ ઉપજાવનારી છે! એ વાત હરિભાવિનીની પ્રશ્નમાળાએ કમલાને સમજાણી. કમલાને લાગ્યું કે રમેશ સંબંધી કોઇ વાત મેં આજલગી વિચારી નથી–વિચારવાનો વખત પણ લીધો નથી–એ મેં ઠીક કર્યું નથી. હું એમની સ્ત્રી હોવા છતાં એમને વિષે કશું જાણું નહિ; એ કેવી વાત? પોતાની ભૂલને માટે કમલાને આજે ખેદ થવા લાગ્યો.

હરિભાવિનીએ વળી પોતાનું બોલવું શરૂ કર્યું: "જોઉં ત્હારાં કડાં? અહો, એનું સોનું તો સારૂં લાગતું નથી. એ તારા પિએરનાં છે કે? શું તારે માબાપ નથી? જો એમ છે તો તારો વર તને આવી અડવી કેમ રાખે છે? ત્હારો વર શું તને કાંઇ આપતો નથી? મારો મોટો જમાઇ તો મારી વિધુને બે બે મહિને એકએક નવો દાગીનો ઘડાવી આપે છે."

આ સવાલ જવાબ પૂરા થઇ રહ્યા નથી ત્યાં તો શૈલ પોતાની બે વર્ષની છોડીને કેડમાં બેસાડી ન્હવરાવી લાવી. શૈલજાનો શરીરનો વર્ણ શામળો હતો. તેનું મ્હોં પણ પહોળું, આંખો મોટી અને ગોળ તથા લલાટ વિશાળ હતું અને મુખ જોતાંજ સ્થિર બુદ્ધિમત્તા અને શાંતતા તેનામાં હશે એમ લાગતું હતું.

શૈલજાની ન્હાની છોકરી કમલાની સામે ઉભી રહી, કેટલીક વાર એકીટસે જોઇ રહી. ને પછી બોલી "માશી!"

વિધુની સાથે સરખાપણું જણાયાથી તેણે માશી કહ્યું હતું એમ નહોતું. પરંતુ મોટી ઉંમરની જે સ્ત્રીઓ દેખાતી તેને એ છોકરી વિવેકમાં માશી કહીને બોલાવતી. કેમકે એથી એમને સારૂં લાગે.

કમલાએ તરતજ એ છોકરીને પોતાના ખોળામાં ઉપાડી લીધી.

"હરિભાવિનીએ શૈલજાને કમલાનું ઓળખાણ આપવા માંડયું: "આનો વર વકીલ છે. નવો ધંધો શરૂ કરવા એ બહાર નીકળેલ છે. રસ્તામાં એને તારા બાપની ઓળખાણ થઇ છે. ને તે એમને અહીં લાવેલ છે."

શૈલજા કમલાના મોં સામું જોઇ રહી. કમલાએ પણ શૈલજાના મોં સામું જોયું. ને એક મુહૂર્તમાં જ બંને વચ્ચે બેનપણાં બંધાઇ ગયાં! હરિભાવિની મેમાનની સરભરામાટે વ્યવસ્થા કરવા ચાલી ગઇ. ને શૈલજા કમલાનો હાથ ઝાલી બોલી: "ચાલ ચાલ બેન, ઘરમાં ચાલ." આટલું બોલી તે તેને ઘરમાં લઇ ગઇ.

થોડી વારમાંજ બંને વચ્ચે ગાઢ મૈત્રી જામી ગઇ. શૈલજાની સાથે કમલાનો ઉંમરમાં જે કાંઇ તફાવત હતો તે આંખે જોતાં જણાતો નહોતો. શૈલજા શરીરે ઘણી દુબળી હતી. તેમ બહુ ઉંચી પણ નહોતી. કમલાના અંગની સ્થિતિ તેના કરતાં જૂદા પ્રકારની હતી. આકારમાં અને દેખાવમાં તે પોતાની ઉંમરના કરતાં વધારે પ્રૌઢ લાગતી હતી. લગ્ન થયા પછી સાસુસસરાનું દબાણ ન હોવાથી કે ગમે તે કારણથી પણ જોતજોતામાં તે ફાલી ગઇ હતી. તેના વદન ઉપર સ્વાધીનતાની પ્રભા ઝળકતી હતી. પોતાની સન્મુખ જે જોવામાં આવે તેને મનમાં મનમાં પણ પ્રશ્ન કર્યાં વિના તે રહી શકતી નહિ. "હવે બોલવું બંધ કર." "વહુ માણસે ઝાઝું ન બોલાય." "વહુ માણસને એ સારૂં લાગે નહિ." એવાં શિક્ષાવચનો આજ પર્યંત તેણે કદિ સાંભળ્યાં નહોતાં. ને આવાં કારણોને લીધે તે સંસારની ઘણી વાતો જાણતી પણ નહોતી.

શૈલજાની બાળકી ઉમા, આ બંનેનાં મન પોતાના ભણી આ-

કર્યા વારંવાર તોફાન કરતી હતી, પણ આ બન્ને નૂતન સખીઓ વચ્ચે વાર્તાલાપ એવો જામી ગયો કે વાત ન પૂછો. આ વાર્તાલાપથી કમલા પોતાનું નિર્બળપણું સહજમાં સમજી ગઇ. શૈલજાને કહેવાની ઘણી ઘણી વાતો હતી, પણ કમલાને કહેવાનું કાંઇજ નહોતું. કમલાના જીવનપટ ઉપર દામ્પત્યનું જે ચિત્ર પડેલું, તે તો માત્ર પેન્સીલની આછી રેખા જેવું હતું. ને એ ચિત્ર બધે સ્થળેથી સુસ્પષ્ટ નહોતું. વળી એમાં આજલગી કોઇએ રંગની રેખાઓ પૂરેલી નહોતી. કમલાને આજલગી એ તરફ ધ્યાન આપવાનો અવકાશ મળ્યો નહોતો, તે જાણવાનું કારણ પણ નહોતું. જો કે કોઇ વાર એના મનમાં વિદ્રોહભાવ જાગ્રત્ થતો હતો; તોપણ તેની અસર પણ ઉંડાણુલગી થયેલી નહોતી. શૈલજાએ જ્યારે પોતાના સ્વામીની વાત કહેવાનો આરંભ કર્યો; કે તેની આંગળી પડતાંજ જાણે શૈલજાના હૃદયના તમામ તારો સમાન સુરમાં ઝણઝણી ઉઠયા! પણ એ વખતે કમલાના હૃદયમાંથી એક પણ સુરનો ઝંકાર નીકળ્યો નહિ! સ્વામીની વાર્તા તે શું કહે? એની પાસે કહેવાનો વિષયજ શો હતો? સુખનો સંપૂર્ણ ભાર લઇને શૈલજાનું ધાતહાસરૂપ વહાણુ પૂરવેગે ઉમંગની ધારામાં દોડતું હતું, ત્યારે કમલાના ખાલી નાનકડી નાવડી નિરાશાના ખડક સાથે અથડાઇ અટકી પડી હતી!

શૈલજાનો ધણી વિપિન ગાઝીપુરમાં કામ કરતો હતો. ચક્રવર્તીની બે પુત્રીઓમાની મોટી પુત્રી તો સાસરે રહેતી હતી. પણ નાના પુત્રીને નોખી પાડવાનું મન ન થવાથી ચક્રવર્તીએ તેને એક દરિદ્રવરને પરણાવી હતી. ને ઓફીસરોની ખુશામત કરી ચક્રવર્તીએ તેને એ શહેરમાંજ અફીણુખાતામાં નોકરી અપાવી હતી. આથી વિપિન ગાઝીપુરમાં સસરા પાસેજ રહેતો હતો.

વાત કરતાં કરતાં શૈલજા એકદમ ઉભી થઇ ગઇ ને બોલી:— " બેન, તમે જરા બેસજો. હું આવું છું." થોડી વારમાં પાછી આવીને તે હસતી હસતી પોતાનું કારણ કહેવા લાગી: " એ સ્નાન કરીને અંદર આવ્યા છે; ને જમીને ઓફીસે જશે."

કમલાએ વિસ્મત થઇ પૂછ્યું:—" ત્હમારા વર આવ્યા; એ વાત ત્હમે કેમ જાણી ? "

શૈલજા:—" વળી મશ્કરી કરો છો કે ? સૌ સ્ત્રીઓ જેમ પોતાના સ્વામીનાં પગલાંનો અવાજ સાંભળી આવ્યાની વાત જાણી શકે છે; તેમ હું પણ જાણી શકી. ત્હમે શું ત્હમારા વરનાં પગલાંનો અવાજ ઓળખતાં નથી ? "

આટલું બોલી કમલાના ચિબુકને ઝાલી હલાવતી હલાવતી, સાડીની કોરે બાંધેલી કુંચીઓના ઝૂડાનો ખણખણાટ કરાવતી કરાવતી ને હસતી હસતી, પોતાની પુત્રીને કેડે બેસાડીને તે અંદર ચાલી ગઇ. પતિનાં પગલાંની ભાષા આટલી બધી સહેલી છે, એ વાત કમળા હજુલગી બરાબર સમજી શકી નહોતી. તે મૌન ધરી બેઠી બેઠી, બારી બહાર નજર નાંખી નાંખી એ વાતનો વિચાર કરવા લાગી. આ સમયે બારી બહારના એક ઝાડના પુષ્પગુચ્છ ઉપર મધમાંખીઓનું ટોળું ગણગણાટ કરી રહ્યું હતું.



## પરિચ્છેદ બત્રીશમો.

### શૈલજાનું સખીકૃત્ય.

ઉપરની ઘટના બન્યાં ને કેટલોક સમય ગયા પછી રમેશે ગંગા-કિનારે એક સારૂં મકાન શોધી ભાડે લેવાનો નિશ્ચય કર્યો. વળી ગાઝીપુરની કોર્ટમાં વકીલાત કરવાની સનંદ લેવા તથા કેટલીક જરૂરી વસ્તુઓ લેવા એકવાર કલકત્તે જવાનો એણે વિચાર કર્યો, પણ ત્યાં જવાની હિંમત ચાલી નહિ, ત્યાંની અમુક ગલીનું ચિત્ર યાદ આવતાં રમેશનું હૃદય કંપવા લાગ્યું. હજુ પણ તે મોહજાળમાંથી છૂટયો નહોતો, છતાં કમલા સાથે સંપૂર્ણ રીતે સ્ત્રી–પુરુષનો સબંધ જોડવામાં વિલંબ કરવાનું તેને ગમ્યું નહિ. આવી ગુંચવણોથી કલકત્તે જવાનો દિવસ તે પાછળ પાછળ ધકેલવા લાગ્યો.

કમલા ચક્રવર્તીના ઘરની સ્ત્રીઓની સાથેજ રહેતી. એ મકાનમાં પૂરતી સગવડ નહોતી. એથી રમેશને બહારની ઓરડીમાંજ રહેવું પડતું. અને કમલાસાથે મેળાપ કરવાનો તેને જોગ મળતો નહિ.

આ અનિવાર્ય વિયોગના યોગને લીધે શૈલજા વારંવાર કમલાની પાસે દિલગીરી બતાવતી. ત્યારે કમલા કહેતી:—" બેન એમાં તમે આટલાં બધાં દિલગીર શા સારૂ થાઓ છો ? એમાં તે એવું શું મહાસંકટ આવી પડયું છે ? "

શૈલજા હસીને કહેતીઃ—" અહો તારૂં હૃદયતો પથ્થરના જેવું કઠણ લાગે છે! ના ના, એ બધી ચાલાકી જવા દે. એથી હું ઠગાવાની નથી. તારા મનમાં શું થાય છે તે શું હું જાણતી નહિ હોઉં કે ?"

કમલાઃ-" સારૂં, તું સાચું કહેજે કે જો તને એ દિવસ વિ-પિનબાબુ, ન મળે તો ? શું તું આ રીતે—"

શૈલજા ગર્વથી કહેતીઃ-' એવું શું થઇ શકે ખરૂં ? ના, મને એ દિવસ જુદી રાખીને એ રહી શકેજ નહિ. "

આટલું કહી વિપિનબાબુની અધીરતા વિષે તે મોટી મોટી બડાઇઓ મારતી. લગ્ન થયા પછી જુવાન વિપિનબાબુએ વડીલોની આંખમાં ધૂળ નાંખીને છાનાંમાનાં પોતાની નવવધૂને મળવાને કેવી કેવી ચતુરાઇઓ કરેલી ? કયારે કયારે એ ચતુરાઇઓ નકામી ગએલી ? અને પોગળ બહાર પડેલું ? એ બધું શૈલજાએ વિસ્તારીને કહ્યું. વળી કહ્યું કેઃ—એક દહાડો બપોરે મળવું ન થવાથી દુઃખ ઓછું કરવા માટે વિપિને વડીલો ન જાણી શકે તેમ એક મોટા અરીસામાં શૈલજાની સાથે આંખેઆંખો મેળવીને વાત કરી લીધેલી; એ વર્ણવતાં વર્ણવતાં જુની વાત યાદ આવ્યાથી શૈલજાનાં રોમાંચો આનંદે ઉભાં થઇ ગયાં ! અને તેનો ચેહેરો પ્રફુલ્લિત થયો. ત્યારપછી વિપિનની ઓફીસમાં નોકરી થઇ; ત્યારે એટલા વખતનો વિયોગ બંનેને કેવળ અસહ્ય લાગતો. કંઈ નિમિત્ત કાઢી વિપિન ઓફીસમાંથી વહેલો નાશી આવતો, એ કહેતાં કહેતાં શૈલજાને બહુ આનંદ થયો. એક વખત સસરાના કામ માટે વિપિનને પટણે જવાનું હતું: ત્યારે શૈલજાએ પોતાના પતિને પૂછેલું કે તમે એકલા પટણે જઇ રહી શકશો ? ત્યારે વિપિને ડંફાસ મારી કહેલું કે " હા, શામાટે રહી ન શકું ! મઝાથી રહીશ." આથી શૈલજાને માઠું લાગ્યું. તેણે મનમાં મનમાં પ્રતિજ્ઞા કરીકે પ્રયાણની પહેલી રાત્રિએ જરા પણ વિયોગદુઃખ પ્રગટ ન કરવું. પણ કોણ જાણે એ પ્રતિજ્ઞા બીજે દહાડે સવારે આંખોનાં અશ્રુ સાથે કયાંઈ તણાઇ ગઇ ! જ્યારે મુસાફરીનાં પોટલાં બંધાઇ

વિપિનને નીકળવાનો વખત થયો, ત્યારે એકદમ વિપિનના માથામાં સખત દુઃખાવો શરૂ થયો ! અને પ્રયાણ અટકી પડયું ! પછી ડાક્ટરને બોલાવવામાં આવ્યો. તેણે એક શીશી બહુ અકસીર દવાની આપી. દવા આપીને જ્યારે તે ચાલ્યો ગયો, ત્યારે શીશીમાંની દવા વિપિને છાનીમાની બહાર ફેંકી દીધી અને શૈલજાના હસ્તસ્પર્શરૂપ અપૂર્વ ઉપાયથી તેની માથાની પીડા મટી ગઈ ! એ બધું વૃત્તાંત શૈલજાએ હસતાં હસતાં કહ્યું. એ કહેતાં કહેતાં કેટલો વખત ચાલ્યો ગયો, તેનું તેને ભાન પણ રહ્યું નહિ. વળી એક વિશેષ વાત એ હતી કે એ વાત કહેતાં જો બહાર દરવાજા આગળ કોઇના પગલાનો અવાજ સંભળાતો તો શૈલજા વ્યગ્ર થઈ ઉભી થઇ જતી ! જાણે વિપિનબાબુ ઓફિસેથી આવેલ ન હોય ? તેમ ધારી લઇ શૈલજા પોતાનાં આંખને કાન દરવાજા તરફજ રાખતી ! એનું ઉત્કંઠિત હૃદય તેના આવવાની રાહ જોયા કરતું.

કમલા આગળ આ બધી અનુભવની વાતો અજાણી કે આકાશકુસુમ જેવી હતી એમ નહોતું. એનો કંઈ કંઇ આભાસ કમલાને પણ થયો હતો. પહેલાં કેટલાક મહિના સુધી રમેશની સાથે નવો સમાગમ થતાં કમલાને પણ રોજ એમ થયા કરતું. ત્યારપછી શાળામાંથી છૂટી કમલા રમેશને ત્યાં આવેલી ત્યારે આવાજ પ્રકારનાં અનેક આંદોલનો અને અપૂર્વ સંગીતનાં નૃત્યો હૃદયને પણ આઘાત કરી રહેલાં ! આ બધું શું થયું હતું ? એ વાત શૈલજાની સમસ્ત હકીકત ઉપરથી કમલા સમજી શકી. પણ એ સમજવાથી શું વળે ! શૈલજાને વિપિન વચ્ચે એક પ્રકારના આગ્રહનું જે ખેંચાણ છે તે કમલાને રમેશ વચ્ચે કયાં છે ? અહીંઆં તો કેટલાયે દિવસથી એ બે એક બીજાને જોઈ પણ શકયાં નથી, તેમજ એક બીજા સાથે વાતચિત પણ કરી શકયાં નથી ! આથી કમલાના મનમાં જરા પણ

અસ્થિરતા થઇ છે ? ના. અને રમેશ પણ કમલાને જોવા માટે બહાર બેઠો બેઠો કાંઇ યુક્તિઓ કરે છે ? ના.

જ્યારે રવિવારનો દહાડો આવ્યો ત્યારે શૈલજા કાંઇક મુશ્કેલીમાં પડી. પોતાની નવી સખીને લાંબો વખત લગી એકલી છોડીને જતાં તેને શરમ લાગવા માંડી. પણ એ રજાનો દહાડો મેળાપ–સુખ વિનાનો રાખવો એવી ઉદારતા શૈલજા બતાવી શકી નહિ. આ તરફ રમેશ બાજુની પાસે રહેવા છતાં પણ તેની સાથે જ્યારે કમલાનો મેળાપ ન થતો; ત્યારે રજાને દહાડે પોતાના પતિ ભેગું મેળાપ–સુખ ન લૂંટવામાં શૈલજાને કાંઇક ઓછું લાગ્યું ! અહા ! રમેશ સાથે કોઇ રીતે કમલાના મેળાપની ગોઠવણ થાય તો કેવું સારૂં ? એવા વિચારો શૈલજાને આવવા લાગ્યા.

તોપણ આવી વાતોમાં કોઇ વડીલોની સલાહ લેવાય ? ના. પણ ચક્રવર્તી સલાહ પૂછવાની વાટ જુએ એવું માણસ નહોતું. તેણે વગર પૂછયેજ આજે સૌને કહી દીધું હતું કે જરૂરને કામે હું આજે બહાર ગામ જનારો છું. તેણે રમેશને પણ કહી દીધું હતું કેઃ– બહારનો કોઇ માણસ આજે આપણે ઘેર આવનારો નથી. આ સમાચાર તેણે પોતાની પુત્રી શૈલજાને પણ કહ્યા હતા, અને એ કહેવાનો શો હેતુ હતો, તે હેતુ સમજવાને શૈલજાને વાર લાગી નહિ. સ્નાન પછી શૈલજાએ કમલાને કહ્યુંઃ " આવ બેન, હું તારો ચોટલો ઓળું. "

કમલા બોલીઃ–" કાં ! આજે આટલી બધી ઉતાવળ કેમ કરે છે ? "

શૈલજાઃ–" એ પછી કહીશ, પહેલાં તારો અંબોડો બાંધવા દે."

આટલું બોલી કમલાને પાસે બેસાડી શૈલજા તેના વાળ ઓળવા

લાગી. આજે કમલાની વેણી ગુંથવામાં શૈલજાએ ઘણોજ પરિશ્રમ લીધો.

ત્યારપછી સાડીની વાત ચાલતાં બન્ને સખીઓ વચ્ચે ભારે એંચતાણ થઇ. શૈલજા કમલાને રંગેલી ચટકદાર સાડી પહેરવાનો આગ્રહ કરતી હતી. પણ કમલા તે પહેરવાનું કારણ સમજી શકી નહિ. છેલ્લે શૈલજાને રાજી કરવા માટે તેણે તે સાડી પહેરી.

બપોરના ભોજન પછી શૈલજા પોતાના પતિને કાનમાં કાંઇક વાત કહી થોડી વાર રજા લઇ ત્યાં પાછી આવી. ત્યારપછી કમલાને બહારના ઓરડામાં મોકલવાની તેણે ભારે ધાંધલ મચાવી.

આજ લગી કમલા રમેશની પાસે વગર સંકોચે ઘણીવાર જતી હતી. સમાજમાં આવી બાબતમાં લજ્જા દેખાડવાનો રિવાજ છે એ વાત જાણવાની કમલાને કશી તક મળી નહોતી. પરિચયના આરંભમાંજ રમેશે કમલાની શરમનો પડદો દૂર કર્યો હતો. એ શરમપણાનો દોષ દઇને ધિક્કારનારૂં કમલાની પાસે કોઇ નહોતું. પણ આજે શૈલજાનો આગ્રહ માનવો પડયો, અને એ તેને કઠણ થઇ પડયું. પતિની પાસે શૈલજા જેવા હકથી જતી હતી, તેવા હકનું ગૌરવ કમલાને અનુભવાયું નહિ. જો આમ છે તો કમલા દીનભાવે આજે શી રીતે જઇ શકે ?

રમેશ પાસે જવા કમલા જ્યારે કોઇ રીતે રાજી થઇ નહિ; ત્યારે શૈલજાએ ધાર્યું કે રમેશના ઉપર તેને ગુસ્સો ઉપજ્યો છે. અને ગુસ્સો ઉપજે એવીજ વાત હતી. કેટલાએ દહાડા વીતી ગયા; છતાં રમેશે કોઇ યુક્તિ કરીને કમલાને એકવાર પણ મળવાનો પ્રયત્ન કર્યો હતો ખરો ? ના. તો ગુસ્સો કેમ ન ઉપજે !

હરિભાવિની જમીને પોતાના ઓરડાનાં કમાડ બંધ કરીને સૂતી હતી. શૈલજાએ આવીને વિપિનને કહ્યું:—“ તમે રમેશ બાબુને આજે કમલાનું નામ દઇને અંદર બોલાવી લાવો. એ માટે પિતાજી વઢશે નહિ. મારી બા સૂઇ ગઇ છે. તે પણ કશુંએ જાણશે નહિ.” વિપિન જેવા એકલશૂરા માણસને આવું કામ ગમ્યું નહિ. તો પણ રજાને દહાડે શૈલજાની વિનતિ તે ઉલ્લંઘી શક્યો નહિ.

રમેશ બહારના ઓરડામાં મેજ ઉપર પડ્યો પડ્યો ‘પાયોનિયર’ વાંચતો હતો. વાંચવા લાયક લેખો તેણે વાંચી પૂરા કર્યા હતા. અને હવે વખત ગાળવા સારૂ જાહેર ખબરો જોતો હતો. એટલામાં વિપિનને પોતાના ઓરડામાં આવેલો જોઇ તે રાજી થયો. વિપિન તેની સાથે વાતચિત કરવા માટે ઉતમ પંકિતનો મનુષ્ય હતો, એવું તો નહોતું. તોપણ વખત ગાળવા માટે રમેશને તેનું આગમન ઠીક લાગ્યું. તે બોલ્યો:—“ આવો વિપિન બાબુ, આવો; બિરાજો. ”

વિપિન ન બેસતાં માથું હલાવી બોલ્યો:—“ આપને એક વાર ઘરમાં બોલાવે છે. ”

રમેશે પૂછયું:—“ કોણ, કમળા ? ”

વિપિન કહે:—“ હા. ”

રમેશને કાંઇક આશ્ચર્ય લાગ્યું. તે પહેલેથીજ નિશ્ચય કરી ચૂક્યો હતો કે કમલાને ઝટ ભાર્યારૂપે ગ્રહણ કરવી; પરંતુ તેના સ્વાભાવિક સંશય-ગ્રસ્ત મને કેટલાક દહાડાથી તેમાં વિચારવા જેવું ધાર્યું.

અનેક સંકલ્પ વિકલ્પ પછી તેણે કમલાને ગૃહિણી-પદે બેસાડવી મનને વિવિધ પ્રકારનાં ભાવિ સુખોના પ્રલોભનમાં ઉતેજીત બનાવેલું હતું. પરન્તુ પહેલો આરંભજ મુશ્કેલ હતો. કેટલાક દહાડાથી

દૂર દૂર રાખીને કમલા પ્રતિની રમેશની વર્તણુંક જુદી તરેહની બની ગઈ હતી. આજે એકાએક તેને શી રીતે તોડી નાંખી શકાય ? રમેશને એનો કશો રસ્તો જડયો નહિ. આથીજ તે ભાડે જૂદું મકાન લેવા માટે ઉતાવળ કરતો નહોતો.

કમલાએ પોતાને બોલાવ્યો છે, એવું સાંભળી રમેશના મનમાં લાગ્યું કે જરૂર એને મ્હારૂં કાંઇ વિશેષ કામ હશે. શું કામ હશે એ વિષે વિચારતાં તેનું હૃદય ધબકવા લાગ્યું. પાયોનિયર નાંખી દઇ વિપિનની પાછળ તે અંતઃપુર ભણી ચાલ્યો.

વિપિન દૂરથી ઓરડો બતાવી ચાલ્યો ગયો. કમલા સમજતી હતી કે શૈલજા વિપિન પાસે ગઇ છે. આથી તે ખુલ્લા બારણાના મધ્ય ભાગમાં બેસી સામેના બગીચા તરફ જોતી હતી.

કમલાના હૃદયમાં અને બહાર શૈલે કોણ જાણે શી રીતે પ્રેમનો તાર બાંધી દીધો હતો. ઉનાળાના ગરમ પવનમાં બહાર રહેલા ઝાડનાં પાંદડાં જેમ મર્મર અવાજે કંપે છે, તેમ કમલાનું હૃદય પણ અંદરથી દીર્ઘ નિઃશ્વાસ નાંખી અવ્યકત વેદનાથી કંપતું હતું.

એટલામાં ઘરમાં રમેશે પ્રવેશ કરી જ્યારે કમલાના નામની બૂમ પાડી ત્યારે તે ચોંકી ઉઠી. તેના હૃદયમાં લોહી ઉછાળા મારવા લાગ્યું, જે કમળા આજ લગી રમેશ પાસે જવામાં જરા પણ લજ્જા અનુભવતી નહોતી, તેજ કમલા આજે મોં ઉચું કરી રમેશભણી બરાબર જોઇ શકી નહિ. તેનું ગંડસ્થળ લાલ થયું.

આજના વસ્ત્રાભુષણોના શૃંગારથી તથા હાવભાવથી કમલા રમેશને જાણે નૂતન રૂપમાં દેખાઇ. કમલાના આ સૌન્દર્ય–વિકાસથી રમેશ ચકિત અને મુગ્ધ થઇ ગયો. તે ધીરે ધીરે કમલા પાસે જઈ

થોડી વાર મૌન ધારણ કરી મૃદુ સ્વરે બોલ્યોઃ કમલા, તેં મને બોલાવ્યો છે ? "

કમલાએ ચકિત થઇ અનાવશ્યક ઉત્તેજનથી કહ્યું:-" ના, ના, મ્હેં બોલાવ્યા નથી. હું શા માટે બોલાવું ? "

રમેશઃ—" કાં બોલાવવામાં કાંઇ દોષ છે કમલા !"

કમલા બમણી પ્રબળતાથી બોલી:-" ના, મેં બોલાવેલા નથી."

રમેશઃ—" હશે, સારી વાત. તેં બોલાવ્યા વિનાજ હું આવ્યો છું. પણ તેથી શું મારે અનાદરથી પાછા જવું પડશે !"

કમલાઃ—" તમે અહીં આવ્યા છો, એવું જો બધાં જાણશે; તો તેઓ ગુસ્સે થશે. તમે જાઓ, મેં તમને બોલાવ્યા નથી. "

રમેશ કમલાનો હાથ પકડી બોલ્યો:-" સારૂં, તું મ્હારા ઓરડામાં ચાલ ત્યાં બીજું કોઇ માણસ નથી. "

કમલા ધ્રુજતી ધ્રુજતી રમેશનો હાથ છોડાવી પાસેના ઓરડામાં ભરાઇ ગઇ. અને ઝટ તેણે તેનાં બારણાં વાસી દીધાં.

રમેશ હવે સમજ્યો કે આ બધો પ્રપંચ આ ઘરની કોઇ સ્ત્રીનો છે. પુલકિત શરીરે તે પાછો બહારના ઓરડામાં ગયો. અને વચતો સૂક્ષ્ પાયોનિયરમાંની જાહેર-ખબરો ઉપર ફરી આંખ રવવા લાગ્યો. પરન્તુ અર્થ સમજવા ઉપર તેનું જરા પણ લક્ષ નહોતું. તેના હૃદયાકાશમાં વિવિધ ભાવોનાં વાદળાં ઉડવા લાગ્યાં હતાં.

શૈલજાએ કમલાવાળા ઓરડાનાં બારણાં બહારથી ખખડાવ્યાં, પણ ઉઘડયાં નહિ. એટલે તેણે ખડખડાવી, અંદર હાથ ઘાલી, માંહેની સાંકળ ઉઘાડી. શૈલજા અંદર જઇ જુએ છે તો કમલા પોતાના બન્ને હાથ મોં ઢાંકી પડી પડી રડે છે ! શૈલજા આશ્ચર્ય પામી. એવું શું થયું કે જેને માટે કમલાને આટલું દુઃખ થયું ! એકદમ

પાસે બેસી કમલાના કાન પાસે પોતાનું મ્હોં લઇ જઇ સ્નિગ્ધ સ્વરે શૈલજા બોલીઃ—" કાં બેન, તને શું થયું ? કેમ રડે છે ?"

કમલાઃ—" તેં એમને શામાટે બોલાવી આણ્યા ? તેં ભારે ખોટું કર્યું. "

કમલાના મનના બધા આકસ્મિક આવેગોની પ્રબલતા શૈલજા સમજી શકી નહિ. એનામાં કેટલા દિવસની ગુપ્ત વેદનાનો સંચય છે ? તે બિચારી શૈલજા ક્યાંથી જાણે ?

કમલાના મનમાં બધી પૂર્વ ઘટનાઓ અત્યારે ઉભરાવા લાગી હતી. રમેશ જો પોતાની મેળેજ ઓરડામાં આવ્યો હોત, તો કમલાને સુખ થાત. પણ તેને બોલાવી આણવો પડ્યો, એ વિચારે કમલાનું ચિત્ત ક્ષુબ્ધ બન્યું. રજાના દહાડામાં કમલાને શાળામાં બેસાડી રાખવાની રમેશની ગોઠવણ, સ્ટીમરમાં રમેશનો ઉદાસીન ભાવ, એ બધું કમલાના મનને મથી નાંખવા લાગ્યું. પોતાની મેળે આવવું અને બોલાવવાથી આવવું એ બેમાં કેટલો ભેદ છે ? ખરો સ્નેહ કેવો હોય ? એ વાત ગાઝીપુરમાં આવ્યા પછી બહુજ થોડા વખતમાં કમલા સ્પષ્ટ સમજી શકી હતી. પરન્તુ શૈલ આમાંનું કશું સમજી નહિ. કમલા અને રમેશની વચ્ચે કોઇ પ્રકારનો આંતરો હશે, તેની એ કલ્પના પણ કરી શકી નહિ. બહુજ સ્નેહે કમલાનું માથું પોતાના ખોળામાં લઇ શૈલજા પૂછવા લાગીઃ—" રમેશ બાબુએ તને કાંઇ કઠણ વચન કહ્યું ? રમેશબાબુને એ બોલાવવા ગયા હતા; તેથી શુ એમને ખોટું લાગ્યું ? તેં તારા વરને શા માટે ન કહ્યું કે આ બધાં શૈલજાનાં કામ છે ?"

કમલાઃ—" ના, ના, એમણે કાંઇ કહ્યું નથી; પણ તેં એને બોલાવી આણ્યા શું કરવા ?"

શૈલજા ઉદાસ થઇ બોલીઃ–" ઠીક બેન, મારી ભૂલ થઇ; માફ કરજે."

કમલા એકદમ ઉઠી શૈલજાને ગળે વળગી બોલીઃ–" જા બેન, તું જા વિપિનબાબુ ગુસ્સે થશે."

બહારના નિર્જન ઓરડામાં પડયો પડયો રમેશ પયોનિયર ઉપર વૃથા આંખો ફેરવતો હતો. છેલ્લે જોરથી તેણે તેને નાંખી દીધું. પછી બેઠો થઈ તે મનમાં બોલ્યોઃ–" નહિ, હવે નહિ. કાલેજ કલકત્તે જઇ બધું નોરે પાડી આવું છું. કમલાને પત્નીભાવે ગ્રહણ કરવામાં જેટલી ઢીલ થાય છે, તેટલું ખરાબ થાય છે."

રમેશની કર્તવ્ય-બુદ્ધિ આજે એકદમ જાગૃત થઇ. અને બધા સંશયોને એકદમ તે ઓળંગી ગઇ.

---

## પરિચ્છેદ ૩૩ મો.

### રમેશ પુનઃ કલકત્તામાં.

---

રમેશે મનમાં નિશ્ચય કર્યો કે હું કલકત્તે જઇ મારૂં કામ કરી ચાલ્યો આવીશ. અને પેલી કાલુતોલાની ગલી તરફ તો જઇશ પણ નહિ.

રમેશ કલકત્તે જઈ દરજીપાડાવાળા પોતાના મકાનમાં ઉતર્યો. તે આખા દહાડાનો ઘણો થોડો ભાગ પોતાનાં જરૂરી કામો કરવામાં ગાળતો; ને બાકીનો સમય તે મકાનમાંજ પેસી રહેતો. પહેલાં તે જેમ કલકત્તે આવતાં પોતાના મિત્રોને મળતો, તેમ આ વખતે

મળ્યો નહિ. રખેને કોઈ પોતાને જોઇ જાય ? તેને માટે તે ઘણી સાવધાની રાખતો.

પણ કલકત્તામાં આવતાંજ રમેશના વિચારોનું પરિવર્તન થઇ ગયું. જે નિર્મળ આકાશમાં જે નિર્મળ શાંતિના આવરણમાં—વિંટા-ઇને કમલાએ રમેશની નવિન કિશોર અવસ્થા વખતે પ્રથમ દર્શન આપ્યું હતું ને જે પાછળથી રમેશને રમણીરૂપે દેખાવા લાગી હતી તે કમલાના ઉપર કલકત્તામાં આવતાં રમેશને અભાવ ઉપજ્યો ! દરજીપાડાના મકાનમાં બેસી રમેશે કમલાને પોતાની કલ્પના—ભૂમિમાં લાવી પ્રેમનાં મુગ્ધનેત્રે નિહાળવાનો પ્રયત્ન કર્યો; પરન્તુ એ યત્નમાં તે સફળ થયો નહિ. આજે કમળા એની નજર આગળ અવિવાહિતા અશિક્ષિતા બાળિકા રૂપે દેખાવા લાગી !

સ્થિતિસ્થાપક પદાર્થ ઉપર જેટલું દબાણ થાય તેટલુંજ તેનું સામું જોર થાય છે ! હેમનલિનીને મનમાંથી દૂર કરવા સારૂ રમેશે જેટલું દબાણ કર્યું તેટલીજ પ્રબળતાથી હેમનલિની તેના મનમાં પેઠી ! હેમનલિનીને સંભારવીજ નહિ, એવી પ્રતિજ્ઞા કરતાં રાત દહાડો એનુંજ સ્મરણ રમેશના મનમાં ઉભરાવા લાગ્યું. ભૂલવાનો કઠણ સંકલ્પ, સ્મરણ કરવાના પ્રબળ કારણરૂપ થઇ પડયો. જો રમેશે ઉતાવળ કરી હોત તો તે ઘણોજ વહેલો કલકત્તાનું કામ પૂરૂં કરી પાછો જઇ શકયો હોત, પણ ઝીણું ઝીણું કામ નીકળ્યાજ કર્યું અને તે વધતુંજ ચાલ્યું, છેલ્લે તે પણ પૂરૂં થયું. કાલે રમેશને અમુક કામ માટે અલ્લાહાબાદ થઇ ગાઝીપુર જવાનું છે. આટલા દિ-વસથી તેણે પોતાની ધીરજ સાચવી છે. પણ એ ધીરજને કાંઇ ઇનામ આપવું ન જોઇએ કે ? કલકતેથી વિદાય થતાં પહેલાં

રમેશ એકવાર છાનોમાનો કાલુતોલામાં ખબર કાઢવા જાય તો તેમાં હરકત શી છે?

આજ કાલુતોલાની એ ગલીમાં જવાનું નક્કી કરી રમેશ એક કાગળ લખવા બેઠો તેમાં કમલાની સાથેનો પોતાનો અચાનક થયેલો સંબંધ પહેલેથી છેલ્લે લગી વિસ્તારથી લખ્યો. વળી આ વખતે ગાઝીપુરમાં જઇ હતભાગિની કમલાને હું ન છૂટકે પત્નીભાવે ગ્રહણ કરીશ એ વાત પણ જણાવી. આ પ્રમાણે હેમનલિની સાથે પોતાનો સંબંધ તદ્દન છૂટો થઇ જાય તે પહેલાં બધી સાચી હકીકત જાહેર કરી એ પત્રદ્વારા વિદાયગીરી માગી.

ચિઠ્ઠી લખી પરબીડીઆંમાં નાંખી પણ તેના ઉપર કોઇનું શિરનામું કર્યું નહિ. ચિઠ્ઠિ લખનાર કોણ? અને કોનાપર લખી? એ નામો પણ ચિઠ્ઠીમાં લખવામાં આવ્યાં નહોતાં. અન્નદાબાબુના નોકરો રમેશના ઉપર ઘણો ભાવ રાખતા. કેમકે રમેશ હેમનલિનીનાં તમામ સ્વજન પરિજનોને વિશેષ મમતાથી નિહાળતો હતો. વારતેહવારે એ નોકરોને રમેશ ઉતરેલાં કપડાં કે ઇનામ વગેરે આપતો હતો. રમેશે નિશ્ચય કર્યો કે સંધ્યાકાળના અંધકારપછી કાલુતોલામાં જવું, ને એક વાર હેમનલિનીને છેટેથી જોઇ આવવી ને આ ચિઠ્ઠિ કોઇ નોકર મારફત ચૂપચાપ હેમનલિનીના હાથમાં પહોંચતી કરવી. ને એ રીતે ચિરકાલનું પૂર્વબંધન તોડી નાંખી ચાલ્યા આવવું.

સંધ્યાનો સમય થયો તે વખતે રમેશ પેલું પરબીડીઉં હાથમાં લઇ એ ચિર પરિચિત ગલીમાં કંપતે હૃદયે ને કંપતે પગલે પેઠો. અન્નદાબાબુના મકાન પાસે આવીને જોયું તો દ્વાર બંધ હતાં. મેડી ઉપર નજર નાંખી તો ત્યાં પણ બારી બારણાં વાસેલાં હતાં. મકાન જનશૂન્ય અંધકારભરિત લાગ્યું.

તેમ છતાં રમેશે બારણું ઠોક્યું. બે ચાર વાર ખખડાવતાં એક નોકરે અંદરથી આવી દ્વાર ખોલ્યું. રમેશ તેને જોઇને બોલ્યો:-" કોણ સુખન કે ?"

નોકરઃ-" હા બાબુ, હું સુખન."

રમેશઃ-" બાબુ કયાં છે ? "

નોકરઃ-" હેમનલિની બેનને લઇને એ તો પશ્ચિમમાં હવા ખાવા ગયા છે."

રમેશઃ—" કયે ગામ ? "

નોકરઃ—" એની મને ખબર નથી."

રમેશઃ—" સાથે બીજું કોઇ ગયું છે ? "

નોકરઃ—" જી હા. નલિનબાબુ સાથે ગયેલ છે."

રમેશઃ—" નલિનબાબુ કોણ ? "

નોકરઃ—" એ હું જાણતો નથી. "

વધારે પૂછપરછ કરતાં રમેશને જણાયું કે નલિનબાબુ એ કોઇ જુવાન પુરુષ છે ને કેટલાક દિવસથી તે અન્નદાબાબુને ત્યાં આવજા કરે છે. જો કે રમેશ હેમનલિનીની આશાનો તો ત્યાગ કરીનેજ ગયો હતો; તોપણ નલિનબાબુ ઉપર તેને સદ્ભાવ ઉપજ્યો નહિ.

રમેશઃ—હેમનલિનીની તબિયત કેવી છે ? "

નોકરઃ—" તબિયત તો મજામાં જણાય છે. "

નોકર સુખને ધાર્યું હતું કે આ સારા સમાચારે રમેશબાબુનું મન સુખી ને નિશ્ચિંત થશે; પણ પ્રભુ જાણે એની એ ધારણા ભૂલવાળી પણ કાં ન હોય ?

રમેશઃ—" હું એક વખત ઉપર જઇ આવું. "

હાથમાં કેરોસીન ભરેલો સળગતો ને ધૂમાડાવાળો દીવો લાવી સુખન આગળ ચાલ્યો. રમેશ તેની પાછળ પાછળ ચાલ્યો. રમેશ

એક વાર દરેક ઓરડે ઓરડે ભૂતની પેઠે ભમી આવ્યો. જે જે વસ્તુઓ ને સરસાસામાન ઘરમાં પહેલાં જ્યાં હતો, ત્યાંને ત્યાંજ તે પડેલો હતો. તેમાં કશો ફેરફાર જણાયો નહિ; પણ એ બધાની અંદર નલિનબાબુ ક્યાંથી આવ્યો ? આ જગતમાં કોઇ કોઇ જગ્યા કોઇને અભાવે ઝાઝા દહાડા રહી શકતી નથી ! જે બારી પાસે રમેશ એક દહાડો હેમનલિનીની સામે ઉભો રહી શ્રાવણ માસની સૂર્યાસ્તિની શોભા નિહાળી આનંદ ભોગવી રહ્યો હતો તે સ્થાન શું આજ ખાલી રહી શકે ખરૂં ? અવશ્ય એ સ્થાન હેમનલિની સાથે ઉભું રહીને કોઈનું કોઇક શોભાવશેજ એમાં આશ્ચર્ય શું ? આ વિચારે રમેશનું હૃદય પીડાવા—ચીરાવા—લાગ્યું. બીજે દહાડે રમેશ અલહાબાદ ન જતાં પરબાર્યો ગાઝીપુર ચાલ્યો ગયો.

---

## પરિચ્છેદ ચોત્રીશમો.

### " નવા ઘરની તૈયારી."

કલકત્તામાં રમેશ લગભગ એક મહિનો રહી ગાઝીપુર આવ્યો. એ એક મહિનો કમલાને મને કાંઈ ઓછો વખત નહોતો. કમલાના જીવનમાં ફેરફારનું ઝરણું એકદમ અત્યંત વેગે વહેવા લાગ્યું હતું. ઉષાનો પ્રકાશ જોતાં જોતામાં જેમ સવારનો તડકો થઇ જાય છે, તેમ કમલાનો સ્ત્રી સ્વભાવ અલ્પ કાળમાં જ ઉંઘમાંથી જાગી સચેત થયો હતો. જો શૈલજા સાથે એનો ગાઢો પરિચય થયો નહોત, અથવા જો શૈલજાના જીવનમાંથી પ્રેમ—પ્રકાશની

ગરમી અને તેજ કમલાના જીવનમાં પ્રતિફલિત થયાં નહોત, તો કેટલે દિવસે કમલાને ખબર પડત ! તે કહી શકાતું નથી.

રમેશના આગમનમાં વિલંબ થયો જોઇ શૈલજાના આગ્રહથી ચક્રવર્તી કાકાએ કમલાને રહેવા માટે શહેર બહાર ગંગાને કાંઠે એક મકાન ભાડે રાખ્યું. તેમાં થોડો સરસામાન એકઠો કરી વાસ પૂરાય એવી સગવડ કરી. તથા કામકાજ માટે નોકર ચાકરની પણ વ્યવસ્થા કરી.

કેટલાક દિવસ પછી રમેશ જ્યારે ગાઝીપુરમાં પાછો આવ્યો, ત્યારે ચક્રવર્તીના ઘરમાં પડયા રહેવાનું હવે તેને કાંઇ કારણ નહોતું. આટલા દિવસ પછી કમલાએ પોતાના સ્વાધીન ગૃહમાં પ્રવેશ કર્યો.

કમલાના મકાનની ચારે દિશાએ બાગ કરવા જેવી સારી જગ્યા હતી. બન્ને બાજુએ ઉગેલાં ઉંચાં શરૂનાં ઝાડો વચ્ચે થઇને એક સડક પસાર થતી હતી. શિયાળામાં ગંગાનું જળ ઉતરી આઘું જવાથી વહેણ અને કિનારાની વચ્ચે રેતીનું મોટું મેદાન દેખાતું હતું. એ મેદાનમાં સ્થળે સ્થળે ખેડુતોએ ઘઉં વાવ્યા હતા. કોઈ કોઇ ઠેકાણે તડબુચ અને ચીભડાંનાં વેલા ઉગાડેલા હતા. ઘરની દક્ષિણ દિશાએ ગંગા તરફ એક મોટું લીમડાનું ઝાડ હતું. ને તેના થડની આસપાસ એક ઓટલો બાંધેલો હતો.

એ મકાન ભાડુતોને અભાવે ઘણા દિવસ અવવારૂ રહેવાથી બગીચામાં કશું ઉગેલું નહોતું. ઘરમાં પણ પુષ્કળ કચરો પડેલો હતો. પણ કમલાને એમાંનું કાંઇ ખરાબ લાગ્યું નહિ. ગૃહિણી–પદ મળવાના આનંદમાં તેની નજરે એ બધું સુંદર લાગ્યું. ઘરનો કયો ભાગ શા કામમાં લેવો ? બગીચામાં કયે ઠેકાણે કયા છોડ રોપવા ! એ બધાંનો નિશ્ચય તેણે મનમાં મનમાં કરી લીધો. ચક્રવર્તી કાકાની

સાથે મસલત કરીને કમલાએ બગીચામાં કોઈ કાંઇ વવરાવવાની સગ-વડ કરી. પોતે ખાસ દેખરેખ રાખીને રસોડામાં ચુલો કરાવ્યો, અને જ્યાં જેટલા સુધારાની જરૂર જણાઇ ત્યાં તેટલી સગવડ કરી કચરો કાઢીને, જાળાં પાડીને તથા ધોઇને આખો દહાડો ઘર સાફ કર્યું, અને લીંપીગુંપીને ઘર તૈયાર કર્યું. આમ ચારે બાજુએ કમલાનો ઉત્સાહ જોઇ શકાતો હતો.

ગૃહકાર્યમાં સ્ત્રીઓનાં મન એટલાં આનંદિત રહે છે કે તેટલાં આનંદિત બીજે ક્યાંઈ જોવાતાં નથી. રમેશે આજે કમલાને ગૃહ-કાર્યમાં મચેલી જોઇ. પંખી પાંજરાની બહાર ઉડવાનું મળતાં જેવું પ્રસન્ન થાય છે, તેવો આજે કમલાને મનમાં આનંદ હતો. તેનું પ્રસન્ન મુખ, તેની કાર્યદક્ષતા, અને તેનો ઉમંગ જોઇ રમેશના મનમાં નવિન વિસ્મય અને આનંદનો ઉભરો ચઢયો.

આજલગી રમેશે કમલાને પોતાના ઘરમાં સ્વતંત્રતાથી કામ કરતી જોઇ નહોતી. આજે તેને ઘરની અધિકારિણીરૂપે બેઠેલી જોઇ; ત્યારે તેના સૌંદર્ય સાથે એક પ્રકારની મહત્તા મળેલી જણાઇ.

કમલા પાસે જઇ રમેશ બોલ્યોઃ—" કમલા, શું કરે છે ? તું થાકી જઇશ."

કમલા થોડી વાર કામ પડતું મુકી રમેશભણી જોઇ હસીને બોલીઃ—" ના, ના, મને થાક લાગે નહિ. "

રમેશ તેની ખબર પૂછવા આવ્યો એને પણ કમલાએ ઇનામ રૂપે માની લીધું, અને ફરી તરત પોતાને કામે વળગી.

મુગ્ધ રમેશ વળી બહાનું કાઢી ફરી તેની પાસે ગયો, અને બોલ્યોઃ—" તેં કાંઇ ખાધું છે ? "

કમલાઃ —" હા, અત્યારલગી હું કાંઇ ભૂખી હોઉં ? "

જોકે રમેશ આ વાત જાણતો હતો, તોપણ કાંઇક પૂછવાને બહાને કમલાનો આદર કર્યા વિના તે છાનોમાનો રહી શક્યો નહિ. કમલા પણ રમેશના આ બીનજરૂરી પ્રશ્નથી કાંઇ ઓછી ખુશી થઇ નહિ.

રમેશે વળી વાર્તાલાપ કરવા માટે કહ્યું:–" કમલા, તું એકલી કેટલુંક કામ કરી શકીશ ? મને પણ કાંઇ કામ બતાવ ને ! "

કાર્યદક્ષ લોકોમાં એ દોષ હોય છે કે તેઓ બીજાના કામ ઉપર આધાર રાખતા નથી. તેમના મનમાં એવો ભય હોય છે કે જેવું કામ અમે અમારે હાથે કરી શકીએ તેવું કામ બીજાથી થઇ શકેજ નહિ. આથી કમલા હસીને બોલી:–" ના, એ કામ તમારાથી થઇ શકશે નહિ. "

રમેશ:—" પુરૂષો ઘણા સહનશીલ હોય છે, એટલે તેઓ સ્ત્રીઓની અવજ્ઞા સહન કરે છે; અને લડતા નથી. પણ અત્યારે મારે ઠેકાણે જો કોઈ સ્ત્રી હોત, તો જોવા જેવી લડાઇ કરી બેઠી હોત. ઠીક, જો કે તું કાકાને કામ બતાવવું ભૂલતી નથી; પણ હું શું એવો આળસુ છું કે તું મને કામ બતાવતી નથી ? "

કમલા:—" એ કોણ જાણે; પણ રસોડામાં વાસીદું વાળવાનું કામ તમારૂં નથી. એમાં તમારી મદદની જરૂર નથી. તમે અહીંથી આઘા જતા રહો. અહીં ઘણી ધૂળ ઉડે છે. "

રમેશ કમલાની સાથે વાત લંબાવવા સારૂ બોલ્યો:–" ધૂળ કાંઈ નાનાં મ્હોટાંનો વિચાર નહિ કરે. એતો મને પણ ઉડશે; અને તને પણ ઉડશે."

કમલા:—" પણ એ મારૂં તો કામ છે. માટે ધૂળ ઉડશે તે હું ખમી રહીશ, પણ એ તમારૂં કામ નથી. તો તમારે શામાટે ખમવી ?"

રમેશ નોકર ન સાંભળે એવે ધીમે અવાજે બોલ્યો:-" કામ હો કે ન હો, પણ તું જે દુઃખ વેઠે એમાં મ્હારે પણ ભાગ લેવો જોઇએ."

આ સાંભળતાં કમલાનું મોં લાલ થયું. રમેશની વાતનો ઉત્તર ન આપતાં કમલા જરા ખસી ગઇ, અને બોલી:-" ઉમેશ, અહીં આં એક ઘડો પાણીનો નાંખ. જોનો ખરો, અહીં કેટલો બધો કચરો પડયો છે. " આટલું કહીને તે ભીંત ધોળવા લાગી.

કમલાને ભીંત ધોળતી જોઇ ગભરાઈ રમેશ બોલ્યો:-" અરે, તું આ શું કરે છે?"

એટલામાં પાછળથી ચક્રવર્તી કાકાનો અવાજ આવ્યો:-"કેમ રમેશબાબુ! અન્યાયનું કામ કાં કરો? અંગ્રેજી ભણી એક તરફથી ત્હમે સ્ત્રીપુરુષોના સમાન હકને માટે લડત ચલાવો છો; અને ઝાડુ કાઢવાનું કામ ઘણું ઉતરતું છે એ પણ કબૂલ કરો છો, છતાં તેવું કામ નોકર પાસે ન કરાવતાં કમલા પાસે શામાટે કરાવો છો? હું તો મૂર્ખ છું, પણ જો મ્હને પૂછતા હો તો હું તો એમજ કહીશ કે ગૃહલક્ષ્મીઓના હાથમાં સાવરણીઓ જોઉં છું ત્યારે એ સાવરણીની પ્રત્યેક સળી મ્હને સૂર્યનાં કિરણોના જેવી શોભાપ્રદ જણાય છે.' પછી તે કમલાભણી જોઇને બોલ્યો:-" મા, ત્હારૂં બગીચાનું ખોદાણ કામ તો હું પૂરૂં કરી આવ્યો છું. હવે એમાં કયાં કયાં શાક વાવવાં છે? તે તું જરા મ્હને બતાવી દે એટલે બસ."

કમલા:—" ચક્રવર્તીકાકા, જરા ઉભા રહો. મારૂં કામ હવે પૂરૂં થવા આવ્યું છે." આટલું બોલી ઘર સાફ કરવાનું કામ પૂરૂં કરી તથા કમ્મરે બીડેલું ઓઢણીનું ગ્રંથિબંધન છોડી કપડાં ઠીકઠાક કરતી કરતી કમલા ચક્રવર્તી પાસે આવી, અને કયાં કયાં શાક બગીચામાં વાવવાં? એ વિચારની ચર્ચા તેમની સાથે કરવામાં લીન થઇ.

આ ગોઠવણ કરતાં કરતાં આખો દહાડો ચાલ્યો ગયો, પણ હજુ ઘર રહેવા જેવું થયું નહોતું ઘણા દહાડાનું પડતર હોવાથી તેનાં બારણાં બંધજ રહેલાં હતાં, એટલે બેચાર દહાડા વાળીઝાડી સાફ કર્યા વિના તેમજ બારીબારણાં ખૂલ્લાં રાખ્યાવિના એ રહેવા યોગ્ય થશે નહિ, એમ કમલાને લાગ્યું. આથી વળી રાત્રિને સમયે ચક્રવર્તીકાકાના ઘરનો આશ્રય લેવાનું નક્કી થયું. આથી રમેશનું મન વ્યગ્ર બની ગયું. આજે રમેશે આખો દહાડો બેઠાં બેઠાં એવી કલ્પના કરી હતી કે સાંજ પડશે ને નવા ઘરમાં દીવો થશે તે સમયે કમલાના સલજ્જ મૃદુ હાસ્ય પાસે હું મ્હારૂં સંપૂર્ણ હૃદય ખૂલ્લું કરીશ. પણ એ કાર્યમાં બે ચાર દહાડાનો ગાળો આવી પડયો જોઈ તેનું મન ખિન્ન થયું. આથી કોર્ટના કામ માટે બીજે દહાડે તે અલ્હાબાદ ચાલ્યો ગયો.

## પરિચ્છેદ પાંત્રીશમો.

### પત્ર-પ્રાપ્તિ.

બીજે દહાડે [illegible] નવા ઘરમાં વાસ્તુ કરવાનું હોવાથી [illegible] પણ ત્યાં જમવાનું નોતરૂં હતું. વિપિન જમીને જ્યારે આશ્રમમાં ગયો ત્યારે શૈલજા કમલાને ઘેર ગઇ. કમલાના આગ્રહથી [illegible] ચક્રવર્તી પણ નિશાળે ગયો નહિ. બંને જણીએ લીમડાના ઝાડ નીચે રસોઇ કરવા માંડી, અને ઉમેશ મદદ કરવા લાગ્યો.

રસોઇનું તથા જમવાનું કામ પૂરૂં થયા પછી ચક્રવર્તી કાકા ઘરમાં જઈ મધ્યાન્હનિદ્રાના કાર્યમાં પ્રવૃત્ત થયા. અને બંને સખીઓ લીમડાને છાંયે બેસી આખા દહાડાના કામની વાતોમાં વળગી. આ વાતોની સાથે સાથે મળેલ એ લીમડાનો છાંયો, એ નદીનો રમ્ય કાંઠો ને એ શિયાળાનો તડકો વધારે રમ્ય લાગવા માંડ્યાં. એ રમ્યતાથી મેઘશૂન્ય નીલ આકાશ જેટલું ઉંચું જણાતું હતું તેટલી જ કમલાના હૃદયમાં રહેલી ઉદ્દેશહીન આકાંક્ષા ઉંચે ઉડતી જણાતી હતી.

વખત થતાં શૈલજા વ્યગ્ર થએલી જણાઇ. કેમકે વિપિનને ઓફીસેથી આવવાનો વખત થયો હતો.

કમલાઃ—"બેન, એક દિવસ પણ શું ત્હારો નિયમભંગ નહિ થાય કે ?"

શૈલજાએ આનું કશું ઉત્તર આપ્યું નહિ. જરા સ્મિત કરીને તેણે કમલાનું ચિબુક ઝાલી હલાવ્યું, અને ઘરમાં જઇ પિતાને જગાડી કહેવા લાગીઃ "બાપા, હું ઘેર જાઉં છું. તમે પણ આવો છો ના ?"

ચક્રવર્તી કમલાને કહેવા લાગ્યોઃ—"કમલા, તું પણ ચાલ ને."

કમલાઃ—"ના, મ્હારે કેટલુંક કામ બાકી છે. હું સાંજે આવીશ."

ચક્રવતી પોતાના જૂના નોકરને તથા ઉમેશને કમલાની પાસે રાખી પોતે શૈલજાને પહોંચાડવા ગયો. ને કહેતો ગયો કેઃ "મારે ઘેર જરા કામ છે, પણ મ્હને પાછાં આવતાં વાર લાગશે નહિ."

કમલા જ્યારે પોતાના ઘરને વળી ફરીવાર વાળી ઝાડી સાફ કરી રહી ત્યારે સૂર્ય અસ્ત પામ્યો નહોતો. હવે તેણે પોતાના પગ તથા હાથ મ્હોં ધોયાં. ને પહેરેલું કામચલાઉ વસ્ત્ર કાઢી નીચું વસ્ત્ર

પહેર્યું. પછી તે લીમડાના ઝાડ નીચે આવી બેડી. નદીમાં ઉમેશની બે ત્રણ હોડીઓમાંથી નીકળતા ધૂમાડા આકાશના શરીર ઉપર જાણે કાળો રંગ ચોપડતા હતા. ને તેની પાછળ ઓથમાં સૂર્ય જાણે સંતાવામાટે ઉતરવા લાગ્યો હતો.

એ વખતે કાંઇક બહાનું કાઢી ઉમેશ કમલાની પાસે આવ્યો. તે બોલ્યોઃ—" મા, ઘણી વારથી તમે પાન ખાધું નથી. ઘરેથી આવતી વખતે મેં પાન બનાવીને આણ્યું છે." આટલું કહી તેણે કાગળમાં વીંટેલું પાનનું બીડું કમલાના હાથમાં આપ્યું.

હવે કમલાને ભાન આવ્યું કે સંધ્યાકાળ થઇ ગયો છે. તે એકદમ ઉભી થઇ ગઇ. ઉમેશ બોલ્યોઃ—" ચક્રવર્તી દાદાએ તેડવા ગાડી મોકલી છે."

ગાડીમાં બેસતાં પહેલાં ઘરમાં બધું બરાબર છે કે નહિ ? તે જોવા માટે કમલાએ એક વાર ઘરમાં પ્રવેશ કર્યો. એક ઓરડામાં રાંધવા માટે પ્રાઇમસ પડેલો હતો, અને તેની પાસે કેરોસીનથી બળતી એક ચિમની પ્રકાશ આપતી હતી. એની સામે રહેલા કબાટમાં કેટલીક ચોપડીઓ અવ્યવસ્થિત પડી હતી. તેને સરખી મૂકવા કમલાએ એક ચોપડી હાથમાં લીધી, તો એકાએક તેમાંથી એક કાગળ નીચે સરી પડયો.

કમલા એ કાગળ ઉઘાડીને વાંચવા લાગી. રમેશે કલકત્તામાં હેમનલિનીને મોકલવા માટે વિગતવાર જે પત્ર લખ્યો હતો તેજ આ પત્ર હતો. આ કાગળ ક્યાં મૂકયો છે ? તેનું રમેશને ભાન નહોતું.

કમલા વાંચવા લાગી. ઉમેશ બોલ્યોઃ—" મા, આમ ચૂપચાપ કાં ઉભાં ? રાત પડી ગઇ છે."

તોપણ કમલા તો સ્તબ્ધજ રહી. કમલાના ગંભીર મુખ સામું જોઇ ઉમેશ બ્હીતો બ્હીતો બોલ્યોઃ "મા, કાં સાંભળતાં નથી? ઘેર ચાલો, રાત પડી ગઇ."

વળી થોડી વાર પછી ચક્રવર્તીનો નોકર આવી બોલ્યોઃ—"બેન, ગાડી ક્યારની ઉભી છે, હવે ઘેર ચાલો."

## પરિચ્છેદ છત્રીશમો.

### પ્રેમ-પત્રિકા.

શૈલજા પૂછવા લાગીઃ—"બેન, આજે તને મઝા નથી? શું ત્હારું માથું દુઃખે છે?"

કમલાઃ—"ના. કાકા આજે કેમ દેખાતા નથી?"

શૈલજાઃ—"શાળામાં કેટલાક દહાડાની હમણાં છૂટી છે; માટે બાએ મોટી બેનની ખબર કાઢવા માટે તેમને અલ્હાબાદ મોકલ્યા છે."

કમલાઃ—"તેઓ ક્યારે આવશે?"

શૈલજાઃ—"તેમને આવતાં અઠવાડીઉં લાગશે. તું ત્હારૂં નવું ઘર સ્વચ્છ કરવા માટે આખો દહાડો બહુ મહેનત લે છે, તેથી ત્હારી તબિયત બગડી ગઇ છે. આજે વહેલી જમી સુઇ જા."

જો કમલા, શૈલજાને પોતાના મનની બધી વાત ખુલ્લેખુલ્લી કહી શકી હોત તો તેનું દુઃખ ઓછું થાત, પરંતુ આ કહેવાય એવી વાત ક્યાં હતી? "જેને આજલગી હું મ્હારો સ્વામી માનતી હતી, એ મ્હારો સ્વામી નથી." એવી વાત શી રીતે કહેવાય?

કમલા પોતાના સૂવાના ઓરડામાં જઇ બારણાં બંધ કરી દીવાના પ્રકાશમાં ફરીવાર પેલો પત્ર વાંચવા લાગી. પત્ર જેના ઉપર મોકલવાનો હતો તેનું મથાળે નામ નહોતું. તેમજ ગામનું પણ નામ નહોતું. પરંતુ એ કાગળ કોઇ સ્ત્રીના ઉપર લખેલો હતો. રમેશનો એની સાથે વિવાહ થવાનો હતો. પણ કમલા વચ્ચે આવી જવાથીજ એ વિવાહસંબંધ તોડવો પડયો હતો. એટલી વાત પત્ર વાંચતાં સ્પષ્ટ સમજાતી હતી. વળી જેના ઉપર એ પત્ર લખેલો હતો તેના ઉપર સંપૂર્ણભાવથી રમેશ પ્રેમ રાખતો હતો. પણ દુર્દૈવને યોગે ક્યાંઇથી કમલાનું લફરૂં રમેશને વળગી પડેલું. વળી તે લફરૂં પણ નિરાધાર, અનાથ ને દયાપાત્ર હતું. એટલે તેનાપ્રતિ દયા કરીને રમેશે પ્રેમનું બન્ધન ન છૂટકે ચિરકાલને માટે છેદવા તત્પરતા બતાવેલી હતી એ વાત પત્રમાં સારી રીતે ખુલતી હતી.

પેલી નદીના બેકડામાં રમેશની સાથે પોતાનો પ્રથમ મેળાપ થયો, ત્યારથી માંડી ગાઝીપુરમાં આવ્યાં ત્યાંલગીની તમામ હકીકતનું સ્મરણ કમલાના મનમાં અત્યારે થઇ આવ્યું. અને તેથી આજલગી જે અસ્પષ્ટ હતું તે હવે સ્પષ્ટ થયુ.

રમેશ જ્યારે કમલાને બીજાની સ્ત્રી તરિકે જાણે છે, ને મનમાં મનમાં વિચારે છે કે હવે આને લઇને હું શું કરું? ત્યારે કમલા, રમેશને પોતાનો પતિજ જાણે છે. ને વગર સંકોચે તે સદાને માટે રમેશની સાથે રહી ગૃહસ્થાશ્રમ ચલાવવા તૈયાર થઇ ગઇ છે. આવી કફોડી સ્થિતિને લીધે ઉપજેલી લજ્જા કમલાના હૃદયને વારવાર તપ્તશૈલના જેવી પીડા આપવા લાગી. રોજની વિચિત્ર ઘટનાઓનું સ્મરણ થતાં તે શરમે મરવા જેવી થઇ ગઇ. એ લજ્જા પોતાના જીવનમાં સદાને માટે મિશ્રિત થઈ છે, ને એનાથી હવે કદિ પણ ઉદ્ધાર થાય તેમ નથી એવું કમલાને સમજાયું.

પોતાના બંધ ઘરનાં બારણાં ઉઘાડી કમલા ખડકી પાસેના બાગમાં ગઇ. આ વખતે અંધારી શીતળ રાત્રિ હતી. શ્યામ આકાશમાં શ્યામ પત્થરના જેવાં શ્યામ વાદળાં ક્યાંઇ ક્યાંઇ રહેલાં હતાં, અને બાકીના આકાશમાં તારકો સ્પષ્ટ ચમકતા હતા. પણ કમલા એ કશું જોતી નહોતી. એ તો ઠંડા ઘાસ ઉપર બેઠી હતી, અને કાષ્ટની પ્રતિમાની પેઠે સ્થિર થઇ ગઇ હતી. એની આંખોમાંથી પાણીનું એક પણ ટીપું બહાર નીકળતું નહોતું.

આ પ્રમાણે તે કેટલીવાર બેસી રહેત તે કહેવાત નહિ, પણ જ્યારે તીવ્ર ઠંડીએ તેના હૃદયને કંપાવવા માંડયું, ત્યારે તેનું શરીર થરથર ધ્રૂજવા લાગ્યું. ગંભીર રાત્રિએ અંધારામાંથી વદિનો ચંદ્ર ઉગ્યો, અને તે જ્યારે વનના એક છેડાના અંધકારને હડાવવા લાગ્યો ત્યારે કમલા ધીરે ધીરે ઉઠી ઉભી થઇને ઘરમાં ગઇ, અને બારણાં વાસ્યાં.

સવારે કમલાએ આંખ ઉઘાડી જોયું તો શૈલજા પોતાના ખાટલા પાસે ઉભેલી છે. ઉઠવામાં મોડું થવાથી શરમાઇ જઇ કમલા એકદમ બિછાનામાંથી ઉભી થઇ ગઇ.

શૈલજાઃ—" ના બેન, ઉઠમાં. હજુ સુઇ રહે. ત્હારા શરીરને ઠીક નથી. ત્હારૂં મ્હોં બહુજ લેવાઇ ગયું છે, આંખોની નીચે કાળાશ આવી છે. તને શું થયું છે બ્હેન ! તું મને શામાટે કહેતી નથી ?"

આટલું કહી કમલા પાસે બેસી શૈલજાએ તેને બાહુમાં બીડી.

કમલાનું હૃદય ધ્રૂજવા લાગ્યું. હવે તેનાં આંસુ રોક્યાં રોકાયાં નહિ. શૈલજાના ખભા ઉપર માથું મૂકી કમલા પુષ્કળ રોઇ. કાંઇ ન કહેતાં શૈલજાએ તેને ઝાલી રાખી.

થોડી વાર પછી કમલા શૈલજાની બાથમાંથી છૂટી થઇને ઉભી થઇ અને આંખો લૂછી ખૂબ જોરે હસવા લાગી. શૈલજા બોલીઃ—" રાખ

બેન, બહુ હસીશ માં. મ્હેં ઘણી સ્ત્રીઓ જોઇ છે, પણ ત્હારાજેવી રમુજી સ્ત્રી ક્યાંઇ જોઇ નથી. તું શું એમ ધારે છે કે ત્હારા મનની વાત હું જાણતી નથી? સાંભળ, રમેશબાબુ અલ્હાબાદ ગયા ત્યારથી તને એક પણ પત્ર લખ્યો નથી, તેથી તને ઓછું લાગ્યું છે. તું અભિમાનિની છે. પણ તારે સમજવું જોઇએ કે તે ત્યાં કામે ગયા છે; ને બે દહાડા પછી આવશે. એમાં શું થઇ ગયું? એટલાથી એના ઉપર ગુસ્સો કરવો યોગ્ય છે? છટ, છટ, તને હું આજે આટલી શીખામણ આપું છું. પણ હું પણ તારા જેવું જ કરૂં હો! આવી નજીવી વાતમાં બધી સ્ત્રીઓ રોઇ પડે છે, પણ રોવું બંધ થતાં જ તરત હસી પડે છે, અને એકદમ ક્રોધનો ભાવ મનમાંથી ચાલ્યો જાય છે. આટલું કહી કમલાને છાતી સરસીભીડી. વળી શૈલજા બોલી:"સાચું કહે, આજ તેં એવો નિશ્ચય કર્યો છે કે રમેશબાબુ ઘેર આવે ત્યારે તેને મારી આપવી નહિ કેમ! એજ વાતના?"

કમલા:—"હા, એજ વાત."

શૈલે કમલાના ગાલ ઉપર હળવી ટપલી મારી, અને કહ્યું:—"જા ગાંડી. આટલા માટે રોતી હતી? હવે રાજી થા. તારૂં દુઃખ જોઇ લઇશું." શૈલજાએ ત્યારપછી અલ્હાબાદ પોતાના પિતાને પત્ર લખ્યો. તેમાં લખ્યું કે:—"રમેશબાબુના હાથનો કાગળ ન આવવાથી કમલા ગભરાય છે. એક તો એ પરદેશમાં આવી છે. વળી એક એને છોડીને રમેશબાબુ ફર્યા કરે છે, ને પત્ર પણ લખાતા નથી! આથી એને કેટલું દુઃખ થાય એ વિચારી જોજો. એમનું અલ્હાબાદનું કામ શું હજુ પૂરૂં થયું નથી? કામ તો સૌ કરે છે, પણ શું બે આંકડાનો કાગળ પણ ન લખાય?"

ચક્રવર્તીએ રમેશને વળી પોતાની પુત્રીના પત્રમાં મીઠું મરચું

મેળવી વધારે ક્રર્યો, અને ધિક્કાર આપ્યો. કમલા તરફ હવે રમેશનું ચિત્ત વધારે ખેંચાયું હતું એમાં શક નહોતો, પણ એ ખેંચાણને લીધેજ તેનું મન વધારે ગુંચવણમાં પડયું હતું. ને એ ગુંચવણને લીધેજ રમેશ અલ્હાબાદ છોડી ગાઝીપુરમાં આવવાને વિલંબ કરતો હતો, એવામાં ચક્રવર્તીને મોંએથી આ સમાચાર સાંભળ્યા.

કાગળ ઉપરથી રમેશ સમજ્યો કે કમલા મારે માટે ઘણો ઉદ્વેગ જણાવે છે. માત્ર લજ્જાને લીધે તે મને પત્ર લખી શકી નથી.

આથી રમેશનો દ્વિધાભાવ મટી નિશ્ચયનું રૂપ ધારણ કરવા લાગ્યો. એને સમજાયું કે કમલા મને અંતઃકરણથી ચાહે છે. વિધાતાએ નદીના સૂના તટમાં માત્ર સ્થૂળ શરીરનોજ મેળાપ કર્યો છે એમ નથી; અમારાં હૃદયો પણ ગુંથી એક કર્યાં છે.

આમ વિચારી જરા પણ વિલંબ ન કરતાં તે કમલાને એક પત્ર લખવા બેઠો, અને લખવા માંડયું.

" પ્રિયતમે !

હું ઉપરના જે શબ્દથી તને સંબોધું છું તેથી એમ ન માનીશ કે પત્ર લખવાની આ તો એક સાધારણ પદ્ધતિ છે ! ને તે માટેજ હું લખુ છું ! સંસારમાં સૌના કરતાં હું તને વધુ પ્રિય ગણુતો ન હોત, તો કદિ હું પ્રિયતમે શબ્દનો પ્રયોગ કરત નહિ. ત્હારા મનમાં મારા તરફ જો કદિ કોઇ જાતનો સંદેહ ઉપજ્યો હોય, ત્હારા કોમળ હૃદયને મેં જો કદિ કાંઇ આઘાત પહોંચાડયો હોય, તો આજે હું તને પ્રિયતમે કહીને સંબોધું છું, તેથી તું બધા સંદેહો તથા આઘાતોને હૃદયમાંથી કાઢી નાંખજે આથી તને વધારે શું કહું ? આજ સુધીની મ્હારી ઘણી રીતભાતો તને દુઃખદાયી થઇ છે. તેથી જો તું મનમાં મનમાં વિરૂદ્ધ વિચારો બાંધે, તો હું તેનો કશો ઉત્તર આપીશ

નહિ. માત્ર એટલુંજ કહીશ કે તું મારી પ્રિયતમા છે, અને ત્હારા કરતાં મ્હારે વધારે પ્રિય બીજું કોઇજ નથી. આથી પણ મ્હારા તમામ વાંક અને વિરૂદ્ધ આચરણનો પૂરો જવાબ ત્હને ન મળે તો બીજી કોઇ રીતે મળવાનો સંભવ નથી.

આથીજ આજે હું તને પ્રિયતમે કહીને ત્હારા બધા વ્હેમો દૂર કરૂં છું. આ સંબોધનથી આપણા બંનેનાં પ્રેમનાં બીજો ઊગી વૃક્ષો બનશે, ત્હને મ્હારી એજ વિનતિ છે કે તું મારી ખરેખરી પ્રિયતમા થા. મારા વચન ઉપર વિશ્વાસ રાખ, જો મારી આ વાત તારા મનથી ખરેખરી માની લઇશ; તો કોઇ બાબત વિષે તારે મને કાંઇ પૂછવાનું રહેશેજ નહિ.

આ પછી હું તારો પ્રેમ પામ્યો છું કે નહિ? એ પૂછવાનું મારાથી સાહસ થશેજ નહિ. હું એ પૂછીશજ નહિ. મ્હારા એ મુંગા પ્રશ્નનો અનુકૂળ ઉત્તર એક દિવસ તારા હૃદયમાંથી મ્હારા હૃદયમાં વગર અવાજે આવી પહોંચશે. એમાં મને સંદેહ નથી. એ વાત હું મ્હારા પ્રેમને બળે બોલું છું. જો કે હું અભિમાન કરતો નથી, પરંતુ હું જેને માટે ખરા હૃદયથી મહેનત કરૂં છું, તે શું નિષ્ફળ નીવડશે?

હું સારી પેઠે સમજું છું કે, મારૂં આ લખવું સ્વાભાવિક જેવું લાગશે નહિ. બનાવટી લાગશે. ઇચ્છું છું કે હું આ પત્ર ફાડી ફેંકી દઉં, પણ મને પસંદ પડે એવો પત્ર અત્યારે હું લખી શકું એવો સંભવ નથી. કેમકે પત્ર એ બે વ્યક્તિઓની વસ્તુ છે. જ્યારે કેવળ એક પક્ષજ માત્ર પત્ર લખે ત્યારે તેમાં બધી વાતો બરાબર રીતે લખી શકાતી નથી. જે દિવસ મારા અને ત્હારા હૃદયમાં કાંઈ જુદાઇ નહિ રહે, તે દિવસ હું જેવો ધારીશ તેવો પત્ર લખી શકીશ. જ્યાં સામસામા બંને તરફના દરવાજા ઉઘાડા હોય છે; ત્યારે હવા કેવા

અટકાવ વિના આવ જા કરે છે. પ્રિયતમા, હું તારા હૃદયનું દ્વાર સંપૂર્ણ રીતે ક્યારે ઉઘાડી શકીશ ? આ બધી વાતોનો વિચાર ધીરે ધીરે થશે. ઉતાવળાં થવામાં ફળ નથી. ત્હને આ પત્ર જે દિવસે મળશે તેને બીજે દિવસેજ સવારમાં હું ગાઝીપુર આવીશ. મારી વિનતિ છે કે ગાઝીપુરમાં આવતાં તું મને આપણા નવા મકાનમાં જો. તું ત્યાં જજે. આપણે ઘર વિના ઘણા દિવસો વિખૂટાં રહ્યાં છીએ. હવે મને ધૈર્ય રહ્યું નથી. ઘરમાં પેસતાંજ હું મારી હૃદય-લક્ષ્મીને ગૃહલક્ષ્મીરૂપે જોઈશ.

તે મુહૂર્તે બીજી વાર આપણી શુભદૃષ્ટિ થશે. તને યાદ હશે ? આપણી પહેલીવાર શુભદૃષ્ટિ ક્યાં થયેલી ? જ્યારે એ ચાંદની વાળી રાત્રિમાં તે નદીને કિનારે નિર્જન રેતાળ ભૂમિ ઉપર આપણો મેળાપ થયો, ત્યારે ત્યાં કોઇ ઘર નહોતું. ઉદાસી નહોતી, ભીંતો નહોતી તેમ કોઇ સગું સંબંધી કે આડોશી પાડોશી નહોતું. માત્ર એક વિશાળ રેતીનું મેદાન હતું. આજે તે સ્વપ્ન જેવું લાગે છે. આજે તે અસત્ય જેવું ભાસે છે, તેથીજ હવે એક દહાડો પ્રાતઃકાળના સ્નિગ્ધ નિર્મળ પ્રકાશમાં ઘરની અંદર એ શુભદૃષ્ટિને સંપૂર્ણ રૂપે સત્ય સ્વરૂપ આપવાની મારી ઇચ્છા છે. તું એક વાર આપણા ઘરનાં દ્વાર ઉપર પુણ્યમય પોષ માસના પ્રાતઃકાળમાં તારી મંદ મંદ હાસ્ય કરતી પવિત્ર પ્રતિમા મારા હૃદયમાં ચિરકાળ માટે સ્થાપિત કરજે એ નિમિત્તથી હું તને આ લખું છું. પ્રિયતમે ! હું ત્હારા હૃદય-મંદિરને દ્વારે આવી ઊભેલો અતિથિ છું. મને નિરાશ બનાવી વિમુખ કરીશ નહિ. "

લિ. ત્હારો કૃપાભિક્ષુક
રમેશ.

---

## પરિચ્છેદ સાડત્રીશમો.

### " ગંગા ભણી સ્નાન કરવા. "

શૈલે ઉદાસીન કમલાના મનને ઉત્સાહમાં લાવવા માટે કહ્યું:–" આજ તો તું ત્હારા નવા મકાનમાં જઇશની ? "

કમલા—" ના. હમણાં જરૂર નથી. "

શૈલજા—" ત્હારૂં ઘર તો હવે તૈયાર થયું છે ની ? "

કમલાઃ—" હા, થયું છે. "

થોડી વાર પછી વળી શૈલે આવીને પૂછયું:–" જો હુ તને એક વસ્તુ આપું તો તું મ્હને શું આપે ? "

કમલાઃ–" મ્હારી પાસે આપવાનું છે શું ? "

શૈલજાઃ–" શું કાંઇજ નથી ! "

શૈલ કમલાના ગાલ ઉપર જરા ચોટી ખણીને બોલી:–" હં, સમજી, જે હતું તે બધું તો એક જણને આપી દીધું છે. કેમ ખરૂં ના ? " આટલું કહી પાલવ નીચે રાખેલો એક કાગળ બહાર કાઢયો.

પત્ર ઉપર રમેશના અક્ષરો જોઇ કમલાનું મ્હોં લાલ થયું. ને તે તેણે જરા બીજી તરફ ફેરવ્યું.

શૈલજા–" હવે ગુસ્સો દેખાડ માં; બહુ થયું. ત્હારૂં મન કાગળ લેવા અંદરથી તો તલવલે છે, પણ ઉપરથી મ્હોં ફેરવી ગુસ્સો બતાવે છે. પણ એથી હું આપીશ નહિ. જોઉં છું, ક્યાં લગી ત્હારી પ્રતિજ્ઞા રહે છે ! "

એટલામાં ઉમા સાબુ રાખવાની કાગળની એક પેટીને દોરા બાંધી તાણુતી તાણુતી ત્યાં આવી અને બોલીઃ—" માસી, જોજો."

કમલાએ એકદમ ઉમાને પોતાના ખોળામાં લીધી. અને વારંવાર બચીઓ ભરતી ભરતી તેને પોતાના સુવાના ઓરડામાં લઇ ગઇ. ગાડી તાણુવાની પોતાની રમતમાં ભંગાણુ પડવાથી ઉમી ચીસો પાડવા લાગી. પણુ કમલાએ તેને છોડી નહિ. ઘરમાં લઇ જઇ કાંઇ કાંઇ ફોસલાવવાનાં વચનોથી એને રીઝવવા તે મહેનત કરવા લાગી.

શૈલજા આવીને બોલીઃ—" ચાલ, હું હારી ને તું જીતી. એનો કાગળ જોઇ હું તો આવી ધીરજ રાખી શકું નહિ. લે ત્હારો કાગળ મારે શામાટે તારો નિઃસાસો લેવો ?"

કાગળ પથારી ઉપર નાંખી ઉમીને લઇ તે ચાલી ગઇ.

પત્ર હાથમાં લઇ કેટલીક વાર કમલા વિચારમાંજ બેઠી રહી. પછી ધીમે ધીમે તેને ફોડયો. પહેલી બે ચાર લીટીઓ ઉપર નજર પડતાંજ તેનું મ્હોં લાલ ચોળ થઇ ગયું. ક્રોધથી તેણે તે પત્ર ભોંયે ફેંકી દીધો. જ્યારે ક્રોધાવેશ શમ્યો ત્યારે ફરી એ પત્રને ઉપાડી લીધો, અને બધો વાંચી નાંખ્યો. બધો ભાગ તે સમજી કે નહિ, તે કહી શકાતું નથી. પણુ તેને લાગ્યું કે મ્હારા હાથમાં કોઇ અપવિત્ર પદાર્થ આવેલો છે ! આથી ફરીવાર પણુ એ પત્રને તેણે ફેંકી દીધો. જે પુરૂષ પોતાનો પતિ નથી તેના સાથે ઘર કરવું ! શું એને માટે આ માગણી ? રમેશ જાણે છે છતાં આટલે દહાડે માગણી કરી તે આવું અપમાન કરે છે ! ગાઝીપુરમાં આવી કમલાએ રમેશ તરફ જે મનોવેગ વાળ્યો હતો તે શું પતિ માનીને કે રમેશ માનીને ? કમલાએ અજ્ઞાનપણે પતિ માનીને રમેશ ભણી જે કાંઇ સ્નેહભાવ બતાવ્યો,

તેથી રમેશ ભૂલ કરે છે ને કમલાને અનાથ ગણી તેના ઉપર પ્રેમ-પત્રિકા લખે છે! ભૂલથી જે સ્નેહભાવ બતાવાયો તે હવે પાછો શી રીતે ખેંચી લેવાય? એ વિચારમાં કમલાનું મન ભારે ચિંતાતુર બન્યું. લજ્જા અને ઘૃણા પામવા જેવી આ બાબત મ્હારા અદૃષ્ટમાં ક્યાંથી આવી? મેં જન્મ ધારણ કરીને અત્યારલગી કોઇનું શું ભુંડું કર્યું છે? કે વિધાતાએ મ્હારા નસીબમાં આવું લખ્યું! આવા આવા વિચારે કમલા મરવા જેવી બની ગઇ. હવે એ ઘર એને મહા ભયંકર વસ્તુ દેખાવા લાગી. એ આપત્તિમાંથી પોતાનું રક્ષણ શી રીતે કરવું? હવે રમેશ એના મનમાં એવો ભયંકર જણાયો કે બે દિવસ પહેલાં કમલાએ સ્વપ્નમાં પણ એવી કલ્પના કરી નહોતી.

એ વખતે બારણા આગળ આવી ઉમેશ ઉધરસ ખાવા લાગ્યો. કમલાનો કશો અવાજ ન સાંભળતાં તે ધીરથી બોલ્યોઃ–"મા." કમલા બારણા પાસે ગઇ. ઉમેશ માથું ખંજવાળતો બોલ્યોઃ–"સીધુ બાજુની પટેલનાં લગ્નમાં કલકત્તેથી એક નાટક કંપની આવી છે."

કમલાઃ–"ઠીક, તું જોવા જા."

ઉમેશ –"કાલ સવારે તમારે ફૂલ જોઇશે કે?"

કમલાઃ–"ના, જરૂર નથી."

ઉમેશ જવા લાગ્યો એટલે કમલાએ તેને પાછો બોલાવ્યો. અને કહ્યું: 'ઉમેશ, તું નાટક જોવા જાય છે તો આ પાંચ રૂપીઆ લે."

ઉમેશને નવાઇ લાગી. નાટક જોવા માટે પાંચ રૂપીઆની શી જરૂર? એ વાત તે સમજ્યો નહિ. એટલે બોલ્યોઃ—"મા, શહેરમાંથી કાંઇ ચીજો આ રૂપીઆમાંથી લાવવાની છે?"

કમલાઃ—"ના, ના, લાગવું કાંઇ નથી. એ રૂપીઆ તું રાખ. તને કામમાં આવશે. બુદ્ધિહીન ઉમેશ જવા લાગ્યો. વળી તેને બોલાવી કમળાએ કહ્યું:—"શું તું આવાં લુગડાં પહેરી જઇશ ? એથી લોકો શું કહેશે ?"

મારો ખરાબ પોષાક જોઈ લોકો હસશે; એ વાતની ઉમેશને ખબર નહોતી. આથી મેલું ધોતીયું અને ચાદર ઓઢયા વિનાજ ઉમેશ નાટક જોવા જતો હતો. કમલાનો સવાલ સાંભળી કશું ન બોલતાં ઉમેશ હસ્યો. રેશમી કોરના બે નવા ધોતીજોટા ઉમેશ ઉપર ફેંકી કમલા બોલીઃ—"લે આ પહેરજે અને ઓઢજે."

કીંમતી ધોતીજોટા જોઈ ઉમેશનું મન ખુશી થયું. ને કમલાને પગે પડયો. અને હસવું રોકવાની વૃથા મહેનત કરવાથી બેડોળ બનેલું પોતાનું મોઢું લઇ ચાલ્યો ગયો. કમલા મૌન ધારી બારીમાંથી તેના ભણી જોતી જોતી ઉભીજ રહી. તેની આંખોમાંથી આંસુનાં કેટલાંક બિંદુ ભોંયે પડયાં.

શૈલજા ઘરમાં આવી બોલીઃ–"બેન, તારા કાગળમાં શું લખ્યું છે ? દેખાડ તો ખરી ?"

કમલાઃ–"આ રહ્યો, જોને." એમ કહી પેલો ફગાવી દીધેલો પત્ર બતાવ્યો. શૈલજા આશ્ચર્યચકિત થઇ વિચારવા લાગીઃ– "વાહરે, હજુ કોપ ઉતર્યો નથી ?" ભોંયે પડેલો પત્ર ઉપાડી લઇ શૈલજાએ વાંચ્યો. પત્રમાં પ્રેમની વાત પરિપૂર્ણ હતી, પરન્તુ તેમાં કાંઇ વિચિત્રતા લાગી. પુરુષ પોતાની સ્ત્રીને શું આવો પત્ર લખે ? આ તો કોઇ વિચિત્ર જાતનો પત્ર છે. એમ લાગવાથી તે બોલીઃ— "બેન, તારા વરે શું આ નવલકથા લખી છે ?"

વર શબ્દ સાંભળી કમલાના મોં અને મનમાં જાણે એક પ્રકારનો સંકોચ આવ્યો. તે બોલીઃ—" હું જાણતી નથી. "

શૈલજા.—" તો આજે તું તારે નવે ઘેર જવાની ના ?"

કમલાએ માથું હલાવી કહ્યું કેઃ—" હા જઇશ. "

શૈલઃ—" હું આજ સંધ્યાલગી રહી શકત, પણ આજે નરસિંહ બાબુની વહુ આવવાની છે. એટલે મ્હારી બાને તારી સાથે મોકલીશ. કમલા ગભરાઇને બોલીઃ—" ના, ના, બાને તસ્દી શું કરવા આપવી ? ત્યાં નોકરો છે. "

શૈલ હસીને બોલીઃ—" અને ત્હારો દીકરો ઉમેશ પણ છે. એટલે તને બીક શી ? એટલામા ઉમા કયાંઇથી એક પેન્સીલ લઇ આવી. અને જ્યાં ત્યાં લીસોટા ખેંચતી ખેંચતી અને ખૂબ જોરે બૂમ પાડતી પાડતી નિરર્થક શબ્દોનો ઉચ્ચાર કરવા લાગી. તે મનમાં એમ સમજતી હતી કે હું ભણું છું.

શૈલજાએ એની સાહિત્ય-રચનાનું સાધન પેન્સીલ જોરથી લઈ લેવાથી તે ખૂબ રોવા અને ધાંધલ કરવા લાગી. કમલા બોલીઃ- " ચાલ, તને એક મજાનું રમકડું આપું. " આટલું કહી તે તેને ઘરમાં લઇ ગઇ. ત્યાં તેને હેતેથી પલંગ ઉપર બેસાડી અને ટ્રંકમાંથી પોતાના હાથમાં પહેરવાની સોનાની બ્રેસ્લેટ ( પહોંચીઓ ) કાઢી ઉમીને હાથે પહેરાવી. માથીએ પોતાને હાથે આ ઉમદા ઝગઝગતાં ઘરેણાં પહેરાવ્યાં, એ જોઇ રાજી થતી થતી ઉમી પોતાના બન્ને હાથ ગર્વથી માને દેખાડવા લાગી ! શૈલજા ઉમલીના હાથમાં ઘરેણાં જોઇ ચકિત થઇ. અને ઝટ ઘરેણાં કાઢી લઇ કમલા પાસે આવીને કહેવા લાગીઃ—" તું તે કાંઇ સમજે છે કે નહિ ? આવી કિંમતી વસ્તુ એના હાથમાં પહેરાવાય ? "

ઉમી પોતાની માનો જુલમ જોઇ મોટે ધાટે ઓરડો ગજવવા લાગી. કમલા પાસે આવી બોલી: "બેન એ બ્રેસલેટની જોડી મેં ઉમીને આપી દીધી છે."

શૈલ આશ્ચર્ય પામી બોલી:–"તું તો ગાંડી છે!"

કમલા:–"જો ના પાડે તો તું મને મૂઇ ભાળ. એ જોડી હવે મને પાછી આપીશ નહિ. એને ભાંગી ઉમીને માટે કંઇ ઘડાવજે."

શૈલ:––"હું સાચું કહું છું કે તારા જેવી કોઇ બાઇડી મેં જોઇ નથી."

એટલું કહી તે કમલાને ગળે વળગી પડી.

કમલા:–"બેન, ત્હારે ત્યાંથી હું આજે ચાલી જાઉં છું. હું અહીં બહુ જ સુખી હતી. એવું સુખ મેં મારા જીવતરમાં ક્યાંઇ દીઠું નથી." બોલતાં બોલતાં તેના નેત્રોમાંથી અખંડ આંસુની ધારાઓ પડવા લાગી.

શૈલ પણ પોતાને આવેલાં આંસું લુછી લુછી બોલી:—"તું ક્યાં બહાર પરદેશમાં જાય છે? તું અહીં આં જે સુખમાં હતી તે શું કહેવા જેવું છે? હું બધું જાણું છું. હવે ત્હારે બધાં વિઘ્નો ટળી ગયાં છે. ત્હારે ઘેર જઇને હવે તું સ્વતંત્ર રાજ્ય કરજે. મ્હને લાગે છે કે કોઇવાર હું ત્યાં ભોગજોગે આવી ચડીશ ત્યારે ત્હને એવું લાગશે કે આ બલા હવે જાય તો સારૂં!"

જતી વેળાએ કમલાએ શૈલજાને પ્રણામ કર્યાં. શૈલજા બોલી:–"કાલે બપોરે હું ત્હારે ઘેર આવીશ."

કમલાએ હા કે ના નો કશો ઉત્તર આપ્યો નહિ. ત્યાંથી તે ઉદાસ મ્હોંએ ચાલી ગઇ.

નવા ઘરમાં આવીને કમલાએ જોયું તો ઉમેશને ત્યાં ઉભેલો

જોયો. તે બોલીઃ " કાં, તું નાટક જોવા જવાનો નથી ? "

ઉમેશઃ–" આજે ત્હમે અહીં રહેવાનાં છો તો હું........."

કમલાઃ–" એ વિષે તું કાંઇ ચિંતા કર માં. તું નાટક જોવા જા. અહીંઆ વિષ્ણુ છે માટે તું નકામી વાર ન કર."

ઉમેશઃ–" હજુ તો નાટકને ઘણી વાર છે."

કમલાઃ–" ભલે ને વાર હોય ? ત્યાં લગ્ન છે તો ત્હને કાંઇ બીજું જોવાનું મળશે."

આ બાબતમાં ઉમેશને વધારે ઉત્સાહિત કરવાની જરૂર નહોતી. જ્યારે તે જવા લાગ્યો ત્યારે કમલાએ તેને પાછો બોલાવીને કહ્યું:– " જો ચક્રવર્તી કાકા આવે તો તું..." તે આગળ કહેતાં અટકી ગઇ. ઉમેશ 'હાં' કહીને સામો ઉભો રહ્યો. કમલા થોડી વાર વિચાર કરીને બોલી:–"સમજજે કે ચક્રવર્તી કાકા ત્હને બહુ ચાહે છે. ત્હારે જ્યારે જ્યારે કાંઇ ચીજ વગેરેની જરૂર પડે ત્યારે ત્યારે તું તેમની પાસે જજે. ને મ્હારા પ્રણામ જણાવી માગજે. તેઓ તને આપશે, એમને મ્હારા પ્રણામ કહેવાનું ભૂલીશ માં હો."

ઉમેશ આ આજ્ઞાનો કાંઇ અર્થ ન સમજતાં બોલ્યો:–" જેવી આજ્ઞા." એમ કહી તે ત્યાંથી ચાલ્યો ગયો.

સાંજે વિષ્ણુએ કમલાને પૂછ્યું:–" મા, ત્હમે કયાં જાઓ છો ?"

કમલાઃ–" હું ગંગામાં સ્નાન કરવા જાઉં છું."

વિષ્ણુઃ–" હું સાથે આવું ?"

કમલાઃ–" ના, તું ઘર સાચવજે." આટલું બોલી તેના હાથમાં વગર કારણે એક રૂપિયો ઇનામનો આપી કમલા ગંગા તરફ ચાલી ગઇ.



## પરિચ્છેદ આડત્રીશમો.

### "અક્ષય, અત્યારે તો પરણવાનો દિવસ નક્કી કરો."

એક દહાડો સાંજ સમયે હેમનલિનીની સાથે એકાંતે ને નિરાંતે વાતો કરવાની તથા ચા પીવાની આશાએ અન્નદાબાબુ તેની મેડી ઉપર તપાસ કરવા ગયા. પણ ત્યાં હેમનલિની હતી નહિ. ચાકરને પૂછતાં જણાયું કે તે બહાર ગયેલી છે જ નહિ. ત્યારે તો! તેઓ અત્યંત ઉત્કંઠિત થઇ ગયા અને અગાશીમાં જઇ જોવા લાગ્યા. તો તે એક ખૂણામાં–અગાશીની ભીંતની છાયામાં–મૌન ધારણ કરી બેઠી હતી. આ વખતે કલકત્તા નગરીનાં મકાનોની જૂદા જૂદા આકારની અને જૂદી જૂદી ઉંચાઇઓ વાળી અગાશીઓ ઉપર હેમન્ત ઋતુનો તડકો આછો આછો પથરાયો જોવાતો હતો.

અન્નદાબાબુ પોતાની પાછળ ક્યારના આવીને ઉભા છે ? એ વાતની હેમનલિનીને ખબર પડી નહિ. છેવટે અન્નદાબાબુએ જ્યારે ધીરેધીરે જઇ તેની કાંધ ઉપર હાથ મૂકયો ત્યારે તે ચમકી ઉઠી; ને શરમિંદી બની ગઇ. એકદમ તે ઉભી થવા જતી હતી ત્યાં તો અન્નદાબાબુ તેની પાસે બેસી ગયા. અને એક લાંબો નિઃશ્વાસ નાંખી બોલ્યાઃ–"હેમ ! આ સમયે જો ત્હારી મા જીવતી હોય તો કેવું સારૂં ! મ્હારાથી ત્હારું કાંઇ બની શકતુ નથી."

પિતાના મ્હોંમાંથી આ કરૂણાભર્યાં વચનો સાંભળી હેમનલિની જાણે મૂર્છિત અવસ્થામાંથી જાગ્રત થઇ. તે પિતાના મુખ સામે એકીટસે જોઇ રહી. એ મુખ ઉપર સ્નેહ, કરૂણા ને લાગણી સ્પષ્ટ જણાતાં હતાં.

આટલા દિવસોમાં એ વદનમાં ઘણો ફેરફાર થઇ ગયો હતો. સંસારમાં હેમનલિની વાસ્તે જે ભાંજગડ ઉભી થઈ હતી, તેના વિરૂદ્ધ એ વૃદ્ધ અકલાજ ટકી રહેલા હતા. બીજું કોઇ તેમનું મદદ કરનારૂં નહોતું. પુત્રીના નિરાશ બનેલા હૃદય ઉપર વારંવાર આઘાતો કરવામાં આવના હતા. પણ તેને સાન્ત્વન કરવાની કશી યુક્તિ તેમને સૂઝતી નહોતી. હેમનલિનીને સાન્ત્વન આપવામાં પોતાને જ્યારે તદ્દન અસમર્થ ના જણાઇ ત્યારે તેમણે અત્યારે પોતાની સ્વર્ગસ્થ પત્નીનું સ્મરણ કર્યું.

હેમનલિની થોડીવાર સુધી પોતાનું માથું નીચે નમાવી બેસી રહી. પછી મનની ચિંતા અળગી કરી તેણે પિતાને પૂછયુંઃ-" પિતાજી ! આપની તબિયત કેવી છે ?" "આપને શરીરે હવે કેમ રહે છે ?"

"મ્હારૂં શરીર !" શરીર એ તો સંભાળ રાખવાનો વિષય છે એ વાત અન્નદાબાબુ કેટલાયે દિવસથી ભૂલી ગયા હતા. આજે હેમનલિનીએ એ વાતનું સ્મરણ કરાવતાં તે બોલ્યાઃ-" મ્હારૂં શરીર ! એ તો હવે ઠીક છે બેટા, પણ ત્હારો હમણાં જે ફીકો ચહેરો થઇ ગયો છે તેને માટે મ્હને ચિંતા થયા કરે છે. મ્હારૂં શરીર આટલા દહાડા લગી ટકી રહ્યું છે; ને એ પ્રમાણેજ ઘડપણમાં ચાલ્યું જવાનું. પણ ત્હારી શરીર-સ્થિતિ જોઇ મ્હને બીક લાગે છે કે રખેને તું માંદી પડી જાય ના ?" એમ કહીને તે ધીરધીરે હેમનલિનીના શરીર ઉપર હાથ ફેરવવા લાગ્યા.

હેમનલિનીએ પૂછયુંઃ—" બાપા, જ્યારે મ્હારી મા મરી ગઇ, ત્યારે હું કેવડી હતી ?"

અન્નદાઃ—" તે વખતે તું ત્રણ વર્ષની હતી; ને ત્હને બોલતાં

આવડતું હતું. મ્હને યાદ છે કે ત્હેં મ્હને પૂછ્યું કેઃ "બાપા, મ્હારી મા ક્યાં ગઈ?" મ્હેં કહ્યું:--"ત્હારી મા એના બાપની પાસે ગઇ." તું જન્મી તે પહેલાં તારી માનો બાપ મરણ પામેલા હતા. તેં એને જોયેલા નહિ. મ્હારી વાત સાંભળી તું કાંઇ સમજી શકી નહિ. તેથી મ્હારા મ્હોં સામે તું તાકી રહી. થોડીવાર પછી તું મ્હારો હાથ ઝાલી મ્હને ત્હારી માવાળા ઓરડામાં લઇ ગઇ. ત્હને ખાત્રી હતી કે હું ત્હને એ નિર્જન ઓરડામાંથી ત્હારી માતાનો પત્તો આણી આપી શકીશ. પણ પાછળથી તને જણાયું કે મ્હારો પિતા સાચી વાત કહેવામાં પણ બાળકના જેવો અજ્ઞાન અને અશક્ત છે. આજ પણ એટલું તો તું સમજીજ હશે કે હું કેટલો અશક્ત છું? ઇશ્વરે ત્હારા પિતાના મનમાં સ્નેહ તો ભરેલો છે તોપણ તેનામાં કેટલી અશક્તિ મૂકેલી છે?"

આટલું કહી તે હેમનલિનીના માથા ઉપર પોતાનો ડાબો હાથ ફેરવવા લાગ્યા.

હેમનલિની પિતાનો એ કલ્યાણપ્રદ કંપિત-કર પોતાના ડાબા હાથમાં પકડી લઇ બીજે હાથે તેને દાબતી દાબતી બોલી:–"મ્હને મ્હારી માની યાદી બહુ જ થોડી થોડી આવે છે. બપોરે તે ખાટલામાં સુતી સુતી ચોપડી વાંચતી. મ્હને એ ગમતું નહોતું. તેથી હું એ ચોપડી તાણી લઇ રમવાની મહેનત કરતી."

એ પ્રમાણે વાતો કરતાં કરતાં તે સમયની વાત નીકળી: "મા કેવી હતી? શું કરતી? તે જમાનો કેવો સ્નેહવાળો હતો!" એ વિષે ચર્ચા કરતાં કરતાં સૂર્ય અસ્ત પામ્યો. આકાશ મલિન રક્તવર્ણું થયું. કલકત્તા નગરનાં કર્મો અને કોલાહલોની વચ્ચે આ પિતા અને પુત્રી એક ગલીના મકાનની અગાશીના એક ખૂણામાં બેસી જૂનાં

સ્નિગ્ધસંબંધની વાતો કરતાં હતાં. ને એ વાતો જાણે સંધ્યાકાલની લુપ્ત થતી પ્રભામાં મળી જતી હતી.

આ સમયે એકાએક સીડી ઉપર યોગેન્દ્રનાં પગલાંનો અવાજ સાંભળીને બંનેનો વાર્તાલાપ બંધ થયો. બન્ને જણાં ચકિત થઈ ઉભાં થયાં. યોગેન્દ્રે ત્યાં આવી બંને તરફ તીવ્ર દૃષ્ટિ નાખી કહ્યું:—"હેમનલિનીની સભા હવે આ અગાશી ઉપર થવાની એમ લાગે છે."

યોગેન્દ્ર હેમનલિનીના સ્વતંત્ર વર્તનથી તદ્દન અધીરો થઈ ગયો હતો. ઘરમાં રાત્રિ દિવસ જે એક પ્રકારની શોકની કાળાશ પથરાઈ ગઈ હતી તેથી તે ઘરમાં ઘણો વખત રહેતો જ નહિ. તેમ છતાં બહાર જતાં તેને સગાંવહાલાં મળતાં હતાં. ત્યાં જતાં તેને મુસ્કેલી એ આવતી કે તેઓ હેમનલિનીના વિવાહ સંબંધી વાત પૂછતાં. એટલે તેનો જવાબ આપવો યોગેન્દ્રને કઠણ થઈ પડતો. તે કેવળ એટલું જ કહેતો કે 'હેમનલિની કેવળ સ્વતંત્ર બની ગઈ છે. કન્યાઓને અંગ્રેજી નવલકથાનાં પુસ્તકો વાંચવા આપવાથી એવાં નઠારાં ફળ થાય છે. હેમ એમ માની બેઠી છે કે રમેશે જ્યારે મ્હારો પરિત્યાગ કર્યો ત્યારે મ્હારે હૃદયને ચૂર્ણ કરી નાંખવું એ જ યોગ્ય છે. નવલકથાઓનું વાંચન કન્યાઓના હાથમાં આપતાં કેટલી બાલિકાઓના હૃદયમાં પ્રેમની નિરાશા થશે એ કહેવું કઠણ છે."

યોગેન્દ્રના કઠણ વચનપ્રહારથી પુત્રીને બચાવવા અન્નદાબાબુ એકદમ બોલ્યાઃ—"હું તો નલિની સાથે કેટલીક જૂની વાતો કરૂં છું." જાણે કે તેઓ પોતે જ વાતો કરવા હેમનલિનીને અગાશીમાં તેડી લાવ્યા હોય ની! એવા ભાવથી તેમણે જવાબ આપ્યો.

યોગેન્દ્રઃ—"કાં, ચાના ટેબલ પાસે બેસીને શું વાતો કરાતી નથી? બાપા, ત્હમે જ હેમનલિનીને મ્હોંએ ચડાવી કામ બગાડો છો."

હેમનલિની ચકિત થઇ બોલી:—"શું પિતાજીએ આજે ચા પીધી નથી?"

યોગેન્દ્ર:—"ચા કાંઇ કલ્પનાથી ઉત્પન્ન થતી નથી કે સૂર્યાસ્ત સમયે રંગબેરંગી આકાશપટમાંથી આવી ઉભી રહે! એને માટે તો હાથપગ હલાવવાની જરૂર પડે છે."

અન્નદાબાબુ હેમનલિનીને દુઃખ ન લાગે માટે ઝટ બોલી ઉઠયા: "આજે ચા પીવાની મ્હારી મરજી નહોતી, એટલેજ હું નીચે બેઠો નથી."

યોગેન્દ્ર:—"કાં, તમે બધાં તપસ્વી થઇ ગયાં છો કે શું? તો પછી મ્હારી શી દશા થવાની? હું તો વાયુનું ભક્ષણ કરી રહી નહિ શકું."

અન્નદા:—"ના ના, તપસ્વી થવાની ક્યાં વાત છે? કાલે રાત્રે મ્હને બરાબર ઉંઘ આવી નહોતી, એટલે મ્હેં ધાર્યું કે આજે ચા ન પીઉં તો કેમ રહે છે?"

પણ ખરી વાત તો એ હતી કે હેમનલિની સાથે વાતોમાં વળગ્યા પહેલાંજ ચાના પ્યાલાની મૂર્તિ અનેકવાર અન્નદાબાબુના ધ્યાનમાં આવી ગઇ હતી. પણ નલિની સાથે વાતમાં વળગવાથી તેઓ નીચે ચા પીવા જવા ઉઠી શકયા નહિ ઘણે દિવસે આજે હેમનલિની તેમની સાથે પ્રફુલ્લચિત્તે વાતે વળગી હતી. વળી એ જગ્યા પણ એકાંતની હતી. એટલે ત્યાં બહુ ખુલ્લા દિલે વાર્તાલાપ જામ્યો હતો. આવો મજાનો વાર્તાલાપ કદિ થયો નહોતો. આથી તેમાં ભંગ કરી નીચે જવું અન્નદાબાબુને સારૂં લાગ્યું નહિ. જો નીચે જવાનું કહીશ તો આ સુંદર વાતો બ્હીકણ મૃગોની પેઠે પલાયન કરી જશે એ બીકે વારંવાર ચાના પ્યાલાનું મનમાં સ્મરણ થયા છતાં અન્નદાબાબુએ તેની ઉપેક્ષા કરી.

નિદ્રા ન આવવાને કારણે આજે પિતાજીએ ચા પીધી નથી એ વાત ઉપર હેમનલિનીને વિશ્વાસ બેઠો નહિ. તે બોલીઃ–"ચાલો પિતાજી, દિવાનખાનામાં જઇ ચા પીએ." હવે અન્નદાબાબુ નિદ્રા ન આવવાની વાત ભૂલી તરત ચાના ટેબલ તરફ ઉતાવળે પગલે ચાલ્યા.

ચા પીવાના ઓરડામાં આવતાંજ તેમણે જોયું કે ત્યાં અક્ષય આવી બેઠેલો છે. એમના મનમાં આથી બહુ દુઃખ થયું. તેમને વિચાર આવ્યો કે નલિનીની તબિયત આજે કાંઇક સારી છે. એમાં જો એ અક્ષયને જોશે તો જરૂર તેની તબિયતમાં બગાડો થશે. પણ હવે બીજો કશો ઉપાય નહોતો. થોડીજવારમાં નલિની ત્યાં આવી પહોંચી. તેને જોતાંજ અક્ષય ઉભો થઇ ગયો. ને બોલ્યોઃ-"યોગેન્દ્ર! હું હવે જાઉં છું."

હેમનલિનીઃ—"કાં અક્ષયબાબુ, કેમ ઘેર કાંઇ કામ છે કે શું? એક પ્યાલો ચાનો પીતા જાઓ."

હેમનલિનીની આવી માગણીથી સૌને નવાઇ લાગી. અક્ષય ફરી ખુરસી ઉપર બેસતાં બોલ્યોઃ–"તમારી ગેરહાજરીમાંજ હું બે પ્યાલા ચા પી ગયો છું. છતાં આગ્રહ કરશો તો બીજા બે–એક પીવા વિના ચાલશે નહિ."

હેમનલિની હસીને બોલીઃ–"ચ્હા પીવા માટે તો તમને કોઇ દહાડો તાણ કરવી પડી નથી."

અક્ષયઃ—"સારી વસ્તુ મળતી હોય તો "ના, ના, મારે જરૂર નથી" એવું બોલી પાછી આપી દેવી, એવી જાતની બુદ્ધિ વિધાતાએ મને આપી નથી."

યોગેન્દ્રઃ—"સારી વસ્તુ પણ "તમારી જરૂર નથી." એવું કહી તમોને છોડે નહિ એવો હું તમને આશીર્વાદ આપું છું."

આજે ઘણે દિવસે અનદાબાબુના ચાના ટેબલ પાસે ફરી વાર્ત્તાલાપ જામ્યો. આજે હેમનલિની વાત વાતમાં ખડખડ હસી પડતી હતી. તે મશ્કરી કરી બોલી:—" બાબુજી, અક્ષયબાબુનો અન્યાય જુઓ. ઘણા દિવસથી તમારી પિલ્સો ( ગોળીઓ ) ન ખાવાથી એમનું માથું દુખતું હતું ! જો તેમનામાં જરા પણ કૃતજ્ઞતા હોત તો જરૂર તેઓ માથું દુખવાનું કહેત."

યોગેન્દ્ર:—' તો એને આપણે પિલહરામી કહેવા. "

અન્નદાબાબુ ખૂબ ખુશી થઇ હસવા લાગ્યા. બહુ દિવસે આજે એમની ગોળીઓ ઉપર આત્મીય જનોનું વિવેચન શરૂ થયું ! તેને તેઓ પરિવારમાં પ્રસરેલી આરોગ્યના સમજ્યા, અને તેમના મનનો દુ:ખનો ભાર ઓછો થઇ ગયો. તેઓ બોલ્યા:—" જણાય છે કે મારી ગોળીઓ ઉપરથી સૌનો ભરોંસો ઉડી ગયો છે. મારા પિલાહારી દળમાં મારો મદદગાર એકલો અક્ષય હતો, તેને પણ તમે ભગાડવાની મહેનત કરો છો ? "

અક્ષય:—" અન્નદાબાબુ, આપ બ્હીશોમાં. અક્ષયને ભગાડવો મુશ્કેલ છે. "

યોગેન્દ્ર:—" બરાબર. પૈસા આપી ભગાડવાથી પોલીસ–કેસ થવાનો સંભવ છે. "

આ પ્રમાણે હાસ્ય–વિનોદની વાતો ચાલતાં અનદાબાબુના ચાના ટેબલ ઉપરનું ગમગીનીરૂપી ભૂત આજે જાણે નાશી ગયું.

આજની આ ચાની સભા જલ્દી બરખાસ્ત થાત નહિ, પરન્તુ આજે હેમનલિએ રોજની વેળાએ ચોટલો ગુંથ્યો નહોતો, એટલે તેને ઉઠવું પડયું. આથી એક જરૂરી કામનું બહાનું કાઢી અક્ષય પણ જતો રહ્યો.

યોગેન્દ્રઃ—"બાપા, હવે વિલંબ ન કરો. હવે વેળાસર હેમ-નલિનીનાં લગ્ન કરી નાંખો."

અન્નદાબાબુ અવાક્ થઇ જોઇ રહ્યા.

યોગેન્દ્રઃ—"રમેશની સાથે વિવાહ અટકી જવાથી લોકોમાં આપણી કાંઇ કાંઇ અફવાઓ ચાલે છે. સૌની સાથે હું એકલો ક્યાં વઢતો ફરૂં ? જો બધી વાતોનો ખુલાસો કરવામાં હરકત ન હોત તો હું સૌ સાથે લડત. પણ હેમનલિનીના સ્વતંત્ર વિચારોની વાતને લીધે મારાથી કશું બોલાતું નથી. તે દિવસે મ્હારે અખિલચંદ્રની ખૂબ ઝાટકણી કાઢવી પડી. એ માણસ ગમેતેમ લવ્યા કરે છે. એવું મ્હેં સાંભળ્યું છે. જો જલ્દીથી હેમના વિવાહ થઇ જાય તો બધું ધાંધલ શમી જાય, તો હવે વિલંબ કરવામાં સાર નથી.

અન્નદાબાબુઃ—"વિવાહ કોની સાથે કરીશું યોગેન્દ્ર ?"

યોગેન્દ્રઃ—"અત્યારલગી જેટલી ગડબડ થઇ ગઈ છે તે ઉપ-રથી તો વર મળવો અશક્ય છે. તોપણ એક માણસ છે અને તે અક્ષય છે. એ બિચારો એવો ભલો છે કે કશી આનાકાની કરશે નહિ. ગોળી ખાવાનું કહેશો તો તે પણ ખાશે, અને લગ્ન કરવાનું કહેશો તો તે પણ કરશે."

અન્નદાબાબુઃ—"ગાંડો થયો યોગેન્દ્ર ! શું હેમનલિની અક્ષય સાથે પરણશે ખરી ?"

યોગેન્દ્રઃ—"જો તમે વચ્ચે માથું ન મારો; તો હું હેમને રાજી કરી શકીશ ?"

બાબુ ગભરાઇને બોલ્યાઃ—"ના, યોગેન્દ્ર ! ના, તું હેમને બરાબર ઓળખતો નથી. તું હેમને બ્હીક દેખાડીને કે દુઃખ

આપીને વ્યગ્ર કરીશ નહિ. એ બાપડીએ ઘણાં દુઃખો જોયાં છે. વળી વિવાહને તો ઘણી વાર છે."

યોગેન્દ્ર:—"હું એને જરા પણ દુઃખી કરીશ નહિ. બનશે ત્યાંલગી સાવધાનીથી અને કોમળતાથી તેની સાથે કામ લઇશ. તમે શું એમ ધારો છો કે ઝગડો કર્યા વિના હું કાંઈ વાત કરી શકીશ નહિ ?"

યોગેન્દ્ર બહુ અધીરા સ્વભાવનો માણસ હતો. તે જ દહાડે સંધ્યાકાળે ચોટલો ગુંથી હેમનલિની બહાર જવા તૈયાર થઇ. ત્યારે યોગેન્દ્રે તેને બોલાવી કહ્યું:—"હેમ, એક વાત કહેવાની છે."

આ વાત સાંભળી હેમની છાતી ધડકવા લાગી. તે ધીમે ધીમે યોગેન્દ્રની પાછળ પાછળ જઇ બેઠી. યોગેન્દ્ર બોલ્યો:—"હેમ, તેં જોયું કે બાપાનું શરીર કેટલું ખરાબ થઇ ગયું છે?"

હેમનલિનીના મ્હોં ઉપર કાંઇક ઉદ્વેગનાં ચિન્હો દેખાયાં. તે કાંઈ બોલી નહિ. યોગેન્દ્રે આગળ ચલાવ્યું: "જો તે માટે કાંઇ વિશેષ મહેનત લેવાશે નહિ, તો આપણે પસ્તાવું પડશે."

હેમનલિની સમજી કે પિતાની તબિયતનો દોષ મારે માથે મૂકવામાં આવે છે. તે માથું નીચું કરી ઉભી રહી.

યોગેન્દ્ર:—"જે થયું તે થયું. એ આપણને શરમાવા જેવું થયું છે. હવે જો બાપાના શરીરને તું સંપૂર્ણ આરોગ્યતામાં રાખવાનું ધારતી હો તો તમામ અપ્રિય રીતભાત મૂકી દઇ સમજુ થા."

આટલું બોલી ઉત્તરની આશા રાખી યોગેન્દ્ર હેમનલિનીના મ્હોં સામું તાકી રહ્યો.

હેમનલિની લજ્જિત મુખે બોલી:–"હું મારી બાબતમાં પિતાજીને કદિ નારાજ કરૂં એવો સંભવ નથી."

યોગેન્દ્ર:–"તું જાણી જોઇને ન કરે, પરન્તુ એથી લોકોનાં મ્હોં બંધ થાય નહિ."

હેમનલિની:—"તો હું શું કરી શકું તે બોલ."

યોગેન્દ્રે મનમાં જે ઉપાય નક્કી કર્યો હતો, તે સમજી જઇ જલ્દી હેમનલિની બોલી:–"પિતાજી સાથે કેટલાક દહાડા પશ્ચિમ પ્રદેશમાં ફરવા જઇએ તો શું ફાયદો થશે નહિ? બે ચાર માસમાં તો બધી વાતો લોકો ભુલી જશે."

યોગેન્દ્ર:–"એથી પણ જોઇએ તેવો ફાયદો થશે નહિ. ત્હારા મનમાં કશું દુ:ખ નથી, એવું જ્યાંલગી પિતાજીને નક્કી થશે નહિ, ત્યાં લગી તેમના મનમાંથી કાંટો નીકળશે નહિ."

હેમનલિનીની આંખો આંસુથી ભરાઈ ગઇ. એ આંસુ ઝટ લૂછી નાંખી તે બોલી:–"તો મ્હને શું કરવાનું કહેવા ધારે છે?"

યોગેન્દ્ર:–"ત્હને કશું કઠોર વચન સંભળાવવા હું ઇચ્છતો નથી. પણ જો તું બધાંનું મંગળ કરવા ધારતી હો તો વિલંબ ન કરતાં જલ્દી વિવાહ કર."

હેમનલિની કાંઈ જવાબ ન આપતાં સ્તબ્ધજ રહી. યોગેન્દ્ર પોતાનું ધૈર્ય સાચવી ન શકતાં બોલ્યો:–"હેમનલિની, તું ન્હાની વાતોને કલ્પનાદ્વારા મ્હોટી માની લે છે. ત્હારા વિવાહ સંબંધે જેવી ગડબડ થઇ છે તેવી ગડબડ ઘણી કન્યાઓના વિવાહ પ્રસંગે થાય છે. પરંતુ તેનો તરત નિકાલ થઇ જાય છે, પણ જો એ વાતનું લાંબું પિંજણ થાય તો નવલકથાની પેઠે એ વાત ઘેરઘેર વંચાવા ને ચર્ચાવા માંડે છે, અને ત્યારપછી તે-

માંથી છૂટવાનો કશો માર્ગ રહેતો નથી. "હું જીવનપર્યંત સંન્યાસિની બની, અગાશી ઉપર બેઠી બેઠી ગગનમંડલના તારકો ગણીશ અને એ તુચ્છ મિથ્યાચરણીની સ્મૃતિને હૃદયમંદિરમાં સ્થાપન કરી પૂજીશ." એવી હકીકત જગત્ પાસે મૂકતાં ત્હને ભલે લજ્જા ન આવે, પણ અમ્હે તો લજવાઇ મરી જઇએ છીએ. જો તું મ્હને પૂછે તો કહું છું કે તું કોઇ સારા વર સાથે લગન કરી આ દુર્ભાગી–કાવ્યનો અંત લાવ."

લોકની દૃષ્ટિમાં કાવ્યનો વિષય થવામાં કેટલી શરમની વાત છે? એ વાત હેમનલિની સારી રીતે જાણતી હતી. આથી યોગેન્દ્રનાં આ વચનો તેના હૃદયમાં બાણ જેવાં ભોંકાયાં. તે બોલીઃ—"ભાઇ, હું એવું ક્યાં કહું છું કે હું સંન્યાસિની થઇશ અને વિવાહ નહિ કરૂં?"

યોગેન્દ્રઃ—"જો તું એમ કહેતી ન હો તો વિવાહ કર. જો તું એમ ધારતી હો કે સ્વર્ગનો અધિપતિ ઈંદ્ર ન મળે તો હું કોઇને પસંદ કરવાની નથી. તો ત્હારે કૌમારવ્રત જ ધારણ કરવું પડશે. પૃથ્વીમાં મનગમતા પદાર્થો કોને મળે છે? કોઇને નહિ. જે મળે છે તેમાં જ મનને સંતોષ વાળવાનો છે. ને તેમાં જ માણસનું મનુષ્યત્વ છે."

નલિની મર્માહત બનીને બોલીઃ—"ભાઇ, મ્હેં તને એવું ક્યારે કહ્યું છે? મ્હેં તમને પસંદગી નાપસંદગીની વાત જ ક્યારે કરી છે?"

યોગેન્દ્રઃ-"ત્હેં કહી નથી; પણ લક્ષણો ઉપરથી મ્હેં જાણ્યું છે. હું કોઇ કોઈ વાર જોઉં છું કે તું વિના કારણે ઉશ્કેરાઇ જઇ ત્હારા હિતૈષી બન્ધુઓ સાથે વઢી પડે છે. ને તેના પર અરૂચિ દેખાડવામાં તું જરા પણ પાછી હઠતી નથી. પણ ત્હારે આટલું તો

કબુલ કરવું જ પડશે કે આજપગી ત્હને જેટલાં માણસોનો પરિચય થયો છે તેમાં એવો એક જ ગૃહસ્થ છે કે જે ત્હારાં સુખદુખમાં અને માન અપમાનમાં અવિકારી રહી સમાનભાવ ધારણ કરી રહેલ છે. આ કારણથી હું ત્હેના ઉપર મનમાં મનમાં ઘણો ભાવ રાખું છું. તે માણસ ત્હને સુખી કરવા પ્રાણ પણ આપે એવો છે. જો તું એવો પતિ ઇચ્છતી હો તો તેને શોધવા દૂર જવું પડે તેમ નથી. પણ જો ત્હારા નિમિત્તનું કાવ્ય રચાવવાને ચહાતી હો તો..."

હેમનલિની ઉઠી ઉભી થઇ બોલી:-"તું એવું બોલ માં. બાપા મ્હને જેવી રીતે આજ્ઞા આપશે તે પ્રમાણે હું કરીશ. ને તેમનું કહ્યું હું જો ન કરૂં તો કાવ્યની વાત કહેજે."

યોગેન્દ્ર તરત નરમ થઇ બોલ્યો:-"બેન, ક્રોધ ન કર. તું જાણે છે કે જ્યારે મ્હારો મિજાજ જાય છે; ત્યારે મ્હને બોલવાનું ભાન રહેતું નથી. ને મ્હારૂં મગજ ખસી જાય છે. શું હું નથી જાણતો કે ત્હારામાં લજ્જાનો અંશ કેટલો બચો છે? વળી પિતાજી ઉપર ત્હારી કેટલી શ્રદ્ધા ને ભક્તિ છે તે પણ હું કયાં જાણતો નથી?"

આટલું બોલી યોગેન્દ્ર અન્નદાબાબુવાળા ઓરડામાં ચાલ્યો ગયો. અન્નદાબાબુ જાણતા હતા કે યોગેન્દ્ર પોતાની બ્હેન સાથે કોણ જાણે કેવીએ માથાફોડ કરતો હશે? ને તેઓ એ વિચારથી ઉદ્વિગ્ન બની યોગેન્દ્રવાળા ઓરડામાં જવા ધારતા હતા, ત્યાં તો યોગેન્દ્ર પોતે જ પાસે આવ્યો, એટલે અન્નદાબાબુ તેના તરફ જોઇ રહ્યા.

યોગેન્દ્ર:-"બાપા, હેમ વિવાહ કરવા સંમત છે. તમે એમ ધારતા હશો કે મ્હેં બહુ ઝક કરીને એને કહ્યું હશે, પણ એમ

નથી; હમણાંજ ત્હમે એને કહેશો તો તે અક્ષય સાથે લગ્ન કરવામાં આનાકાની નહિ કરે."

અનન્દાબાબુ:-"શું એને મ્હારે કહેવું પડશે ?"

યોગેન્દ્ર:—"ત્હમે ન કહો તો શું એ પોતે આવીને કહે કે હું અક્ષય સાથે પરણીશ ? ઠીક, જો તમને એને કહેવામાં સંકોચ થતો હોય તો મ્હને રજા આપો. ત્હમારી આજ્ઞા હું એને સંભળાવીશ."

અન્નદાબાબુ વ્યગ્ર થઇ બોલ્યા:-"ના ના, મ્હારે જે કહેવાનું છે તે હું જ કહીશ. એટલી બધી ઉતાવળ કરવાનું શું પ્રયોજન છે ? મ્હારો અભિપ્રાય તો એ છે કે હજુ કેટલાક દિવસ જવા દેવા ઉચિત છે."

યોગેન્દ્ર:-"ના બાપા, વિલંબમાં અનેક વિઘ્નો આવી પડશે. એટલે હવે ઝાઝા દિવસ કાઢવા વાજબી નથી."

યોગેન્દ્રની હઠ પાસે ઘરનાં કોઇનું ચાલતું નહિ. તે જે હઠ કરતો તે કર્યે છોડતો. આથી અન્નદાબાબુ મનમાં મનમાં તેનાથી બ્હીતા. સહેલાઈથી એ વાતને ઉડાવી દેવા વાસ્તે તે બોલ્યા:-"ઠીક, હું કહીશ."

યોગેન્દ્ર:-"પણ આજેજ કહેવાનો સારો વખત છે. તે તમારી આજ્ઞાની જ વાટ જોઇને બેઠી છે. તો આજેજ એ કામ પૂરૂં કરી નાંખો."

અન્નદાબાબુ બેસી વિચાર કરવા લાગ્યા.

યોગેન્દ્ર:—"બાપા, એમ વિચાર કરે પાલવશે નહિ. હમણાંજ નલિની પાસે ચાલો."

અન્નદા:-"યોગેન્દ્ર, તું અહીં રહે, હું એકલો એની પાસે જઇશ."

યોગેન્દ્રઃ—“ સારૂં, હું અહીંઆં જ બેઠો છું. ”

અન્નદાબાબુ હેમનલિનીની બેઠકમાં ગયા. ત્યાં જોયું તો તદ્દન અંધકાર. પિતાનો પગરવ સાંભળી નલિની ત્વરાથી ઉભી થઇ ને અશ્રુભરેલાં લોચનો લૂછી મંદગતિ સ્વરે બોલીઃ “ બાપા દીવો હોલવાઇ ગયો છે, નોકરને કહું કે સળગાવી લાવે ? ”

દીવો હોલવાઇ જવાનું કારણ અન્નદાબાબુ બરાબર સમજી ગયા. તે બોલ્યાઃ—“ રહેવા દે, કાંઇ જરૂર નથી. ” આટલું કહીને હેમનલિનીની પાસે બેઠા.

હેમનલિનીઃ—“ પિતાજી, ત્હમારા શરીરની ત્હમે બરાબર કાળજી રાખતા નથી. ”

અન્નદાઃ—“ તેનું વિશેષ કારણ એ છે કે મ્હારા શરીરની હાલત કાંઇક ઠીક છે, ને તેથી હું દવા કરતો નથી. પણ તું ત્હારા શરીર તરફ કેમ જોતી નથી ? ”

હેમનલિની ગુસ્સે થઇને બોલીઃ—“ ત્હમે સૌ એ એકની એક વાત કરો છો, એ ભારે ખોટું છે. પિતાજી, હું તો બહુ આરોગ્યતામાં છું. મ્હને મ્હારા શરીરની સંભાળમાં ત્હમે ક્યારે બેદરકાર જોઇ છે ? તે કહો. તેમ છતાં તમારા મનમાં મ્હારી તબિયતને માટે કરવા જેવું જરૂરનું લાગતું હોય તો મ્હને કેમ કહેતા નથી ? ત્હમારી જે આજ્ઞા હશે તે પ્રમાણે હું કરીશ જ. શું મ્હેં કદિ તમારી આજ્ઞા વિરુદ્ધ આચરણ કર્યું છે ? ”

અન્નદાબાબુઃ—“ ના ના, કદિ નહિ. ત્હને મ્હારા ઉપર પૂર્ણ શ્રદ્ધા છે. ને તેથી જ મ્હારી પણ ત્હારા ઉપર એટલી પ્રીતિ છે. તું મ્હારી વ્હાલી પુત્રી છે. ને મ્હારા અંતરની વાત જાણનારી છે.

તું મ્હારી મરજી સમજીને કામ કરે છે. ને મ્હારા આશીર્વાદ જો વ્યર્થ ન જાય તો હું કહું છું કે ઇશ્વર ત્હને ચિરકાલ સુખી રાખે."

હેમઃ–" બાપા, ત્હમે શું મ્હને તમારી પાસે રાખવાના નથી શું ? "

અનન્દદાઃ—" શામાટે ન રાખું ? "

હેમઃ—"જ્યાંલગી ભાભી નહિ આવે, ત્યાંલગી તો હું તમને છોડી જનાર નથી. હું ન હોઉં તો ત્હમારી સંભાળ કોણ રાખે ? "

અનન્દદાઃ—" અહો બેટા, મ્હારૂં એવું સદ્‌ભાગ્ય ક્યાંથી કે તું મ્હારી પાસે જ રહે ? "

હેમઃ—" બાપા, ઘરમાં ઘણું અંધારૂં છે. દીવો લાવું ?"

આટલું કહી તે પાસેના ઓરડામાં ગઇ, અને હાથે ફાનસ લઇ આવી. પછી બોલીઃ—" કેટલાક દિવસથી ઉપાધિમાં પડવાથી તમને હું વર્ત્તમાનપત્ર વાંચી સંભળાવી શકી નથી; તો આજે સંભળાવું?"

અનન્દદાબાબુ ઉભા થતા થતા બોલ્યાઃ—" સારૂં, જરા બેસ, હું હમણાંજ આવી વર્ત્તમાનપત્ર સાંભળું છું. "

તે યોગેન્દ્ર પાસે ગયા. તેમણે એવું કહેવાને ધારેલું કે " આજે બરાબર વાત થઇ નથી, માટે કાલે વાત કરીશ. " પણ જેવા તે યોગેન્દ્રવાળા ઓરડામાં ગયા કે યોગેન્દ્રે પૂછ્યું:–" કાં શું થયું ? લગ્નની વાત કરી ના ? "

અનન્દદાબાબુઃ–" હા, કરી. " તેમને આવો ઉત્તર દેવાનું કારણ એવો ભય હતો કે જો હું ના પાડીશ તો યોગેન્દ્ર વળી હેમનલિની પાસે જઇ તેને સતાવશે. "

યોગેન્દ્રઃ–" એ તમારી વાત સાંભળીને જરૂર રાજી થઇ હશે."

અનન્દદાઃ—" હા, એક રીતે જોતાં તો રાજીજ છે. "

યોગેન્દ્ર:—" તો હું અક્ષયને કહેવાને જાઉં છું."

અન્નદાબાબુ ગભરાઇને બોલ્યા:—" ના ના, હમણાં અક્ષયને કાંઇ કહેતો નહિ. એટલી બધી ઉતાવળ કરવાથી બધું કામ બગડી જશે. તું હમણાં કોઇને કાંઇ કહીશ માં. એકવાર આપણે બધાં પશ્ચિમ-ભણી જઇ આવીએ. એ પછી બધું ઠીકઠાક થઇ રહેશે."

યોગેન્દ્ર આ વાતનો ઉત્તર ન આપતાંજ ચાલ્યો ગયો. ખભે પિછોડી નાંખી એકદમ તે અક્ષયને મકાને ગયો. આ વખતે અક્ષય એક અંગ્રેજી હિસાબની ચોપડી લઇ "બુકકીપિંગ" ( નામું ) શીખતો હતો. યોગેન્દ્રે તે ચોપડી તાણી લઇ કહ્યું: "એ બધું તો પછી થશે, પણ અક્ષય! અત્યારે તો પરણવાનો દિવસ નક્કી કરો."

અક્ષય:—" શું કહ્યું? એ શું ખરેખરી વાત છે?"

## પરિચ્છેદ ઓગણચાલીસમો.

### " નલિનાક્ષ ડૉક્ટર "

બીજે દહાડે સવારમાં ઉઠીને હેમનલિનીએ પોતાના ઓરડાની બહાર આવીને જોયું તો અન્નદાબાબુ પોતાના સૂવાના ઓરડાની બારી પાસે એક આરામ-ખુરશી ઉપર છાનામાના બેઠા હતા. એ ઓરડામાં બહુ ફરનીચર નહોતું. એક પલંગ, ખૂણામાં એક કબાટ અને ભીંતે હેમનલિનીની સ્વર્ગવાસી થએલી માતાની છબી. એટલોજ સરસામાન હતો. અન્નદાબાબુની ધર્મપત્નીએ પોતાની હયાતીમાં કબાટમાં વિલાસની જે કાંઇ સામગ્રી મૂકેલી હતી; તેજ આજે પડેલી હતી.

પિતાની પાછળ ઉભી રહી તેમના શ્વેત થએલા વાળ ચૂંટી લેવા માટે માથા ઉપર હાથ ફેરવતી ફેરવતી હેમનલિની બોલી:– "ચાલો, આજે વહેલી ચા પીએ અને ત્યારપછી આ ઓરડામાં બેસી કાલની પેઠે વાતો કરીએ. તમારી પાસેથી જુની વાતો સાંભળવી મને બહુ ગમે છે."

હેમનલિનીની માતાના સંબંધમાં અન્નદાબાબુની યાદશક્તિ આજકાલ એટલી બધી તાજી થઇ હતી કે નલિની ચા પીવા સારૂ જલ્દી જલ્દી જવાનું શામાટે કહે છે, તે તેઓ સમજ્યા નહિ, છતાં પણ તેનો અમલ કરવામાં તેમણે વિલંબ કર્યો નહિ. હવે થોડીવારમાં અક્ષય ચાના ટેબલ પાસે આવીને હાજર થશે. એ બીકે હેમનલિની ઝટ ઝટ ચા પીને ત્યાંથી જતી રહેવા ધારતી હતી. એ વાત થોડીવારે અન્નદાબાબુને સમજાણી. પોતાની પુત્રી વાઘથી જેમ હરિણી બીએ તેમ બ્હીતી રહે છે; એ વિચારે અન્નદાબાબુના મનમાં કાંઇક ઓછું લાગ્યું.

તેમણે નીચે જઇ જોયું તો હજુ નોકરોએ ચાહ કરી નહોતી. તેઓ તેના ઉપર બહુજ ગુસ્સે થયા અને આજે મને વહેલી વહેલી ચા પીવાની મરજી થઇ છે, એવું ખોટું બહાનું બતાવી નોકરોને ખીજાતા ખીજાતા કહેવા લાગ્યા: " અમારા નોકરો તો બધા બાબુ બની ગયા છે ? એમને વહેલા જગાડવા માટે પણ હવે એક નોકર રાખવો પડશે ! એમ લાગે છે." આવી આવી ઘણી વાતો તેઓ બકી ગયા.

નોકરે જલ્દી જલ્દી ચા કરી આપી. અન્નદાબાબુ હમેશાં તો વાતો કરતાં કરતાં ધીરે ધીરે ચા પીતા, પણ આજતો ઘણીજ ત્વરાથી પ્યાલો ખલાસ કરવા ઉત્સુકતા બતાવવા લાગ્યા. હેમનલિની

કોઈક આશ્ચર્ય પામી બોલી: "પિતાજી ! શું આજે તમારે ક્યાંઈ બહાર જવું છે ?"

અન્નદાબાબુ:–" ના, ના, થંડીને દિવસે ચા જો એકદમ પિવાયતો પરસેવો વળે, અને શરીર હલકું થાય."

પરન્તુ અન્નદાબાબુને શરીરે પરસેવો વળે તે પહેલાં તો યોગેન્દ્ર અક્ષયને તેડી ત્યાં આવ્યો. આજે અક્ષયનો પહેરવેશ ભભકાદાર હતો. તેના હાથમાં રૂપેરી મૂઠવાળી સુંદર લાકડી હતી. છાતી ઉપર ઘડીઆળનો સોનેરી છેડો લટકતો હતો. તેના ડાબા હાથમાં બ્રાઉન પેપર વીંટેલી એક ચોપડી હતી. રોજ અક્ષય ટેબલના જે ભાગમાં બેસતો, ત્યાં ન બેસતાં આજ તે એક ખુરશી તાણી લઇ હેમનલિનીની પાસે બેઠો. અને મ્હોં મલકાવી બોલ્યો:–" આજે તમારી ઘડીઆળ બહુ ઉતાવળી ચાલે છે ?"

હેમનલિનીએ અક્ષયના મ્હોં તરફ જોયું નહિ. તેમજ તેની વાતનો કશો ઉત્તર પણ આપ્યો નહિ. અન્નદાબાબુ બોલ્યા:–" હેમનલિની, બેટા, મેડી ઉપર ચાલ. મ્હારાં ગરમ કપડાં તડકે નાંખવાની જરૂર છે."

યોગેન્દ્ર બોલ્યો:––" બાપા, તડકો કંઇ ભાગી નહિ જાય. આટલી બધી ઉતાવળ, કાં ? હેમ, તું અક્ષયને એક પ્યાલો ચાહનો આપ, મ્હારે પણ એક પ્યાલો જોઇએ છીએ. તોપણ અતિથિનો સત્કાર પહેલો થવો જોઇએ.'

અક્ષયે હસીને હેમનલિનીને કહ્યું:–" કર્તવ્ય માટે આટલો બધો આત્મત્યાગ મ્હેં કયાંઇ જોયો નથી. જાણે બીજો સર ફિલિપ-સીડની..........."

હેમનલિનીએ અક્ષયના બોલવા ઉપર કશું ધ્યાન આપ્યું નહિ. પણ પ્યાલામાં ચાહ રેડી એક યોગેન્દ્રને અને બીજો અક્ષયને આપ્યો. પછી તે અન્નદાબાબુ સ્હામે તાકી રહી. અન્નદાબાબુ બોલ્યાઃ—" જો તડકો જતો રહેશે તો હરકત આવશે, માટે જલ્દી ચાલ."

યોગેન્દ્રઃ—" આજે લુગડાં તડકે નાંખવા નથી. અક્ષય બાબુ ઘણે દિવસે આવેલા છે."

અન્નદાબાબુ એકદમ ઉશ્કેરાઇ જઇ બોલવા લાગ્યાઃ—" ત્હારો બધામાં દુરાગ્રહ છે. તું તારી જીદ કરી બીજાને મર્માન્તિક પીડા આપ્યા કરે છે. અને પોતાનું ધાર્યું કરે છે એ હું ઘણા દહાડાથી છાનોમાનો સહન કરતો આવ્યો છું. પણ હવે એવું ચાલશે નહિ. બેટા હેમ, આપણે કાલથી ઉપરજ ચા પીશું."

આટલું બોલી હેમને લઇ અન્નદાબાબુ ઉપરની મેડીમાં જવા ઉઠયા. એટલામાં હેમનલિની શાંત સ્વરે બોલીઃ—" બાપા, થોડીવાર બેસો. આજે તમે બરાબર ચાહ પીધી નથી. અક્ષયબાબુ, પેલા કાગળમાં લપેટીને ત્હમે શું છૂપું છૂપું રહસ્ય લાવ્યા છો ? એ હું પૂછી શકું નો ?"

અક્ષયઃ—" પૂછી શકો, એટલુંજ નહિ પણ તમે તે રહસ્ય ખોલી પણ શકો." એટલું કહી તે બંડલ તેણે હેમનલિની તરફ ધકેલ્યું.

હેમનલિનીએ તે બંડલ ખોલી જોયું તો તેમાં ટેનિસનનાં કાવ્યોની એક સુંદર બુક હતી. એ જોઇને હેમનલિની ચમકી ઉઠી. તેનું મ્હો ફીકકું પડી ગયું. આવીજ રીતે બાંધેલી આજ ચોપડીની એક નકલ હેમનલિનીને પહેલાં ભેટ મળી હતી. અને તે ચોપડી

હજુ લગી હેમનલિનીએ પોતાના શયનખંડમાં એક કબાટમાં સાચવી રાખી હતી.

યોગેન્દ્ર જરા હસીને બોલ્યોઃ—" હજુ રહસ્ય બરાબર ખુલ્યું નહિ. આટલું બોલી પુસ્તકનું આગળનું પહેલું પાનું ઉઘાડી નલિનીના હાથમાં આપ્યું. એ પાનામાં લખ્યું હતું કે......"

" શ્રીમતી હેમનલિનીને અક્ષયબાબુ તરફથી શ્રદ્ધાપૂર્વક ભેટ."

તરતજ એ પુસ્તક હેમના હાથમાંથી ભોંયે પડી ગયું અને તે તરફ જરા પણ લક્ષ ન આપતાં હેમનલિની બોલીઃ—"બાપા, ચાલો."

પિતાપુત્રી બન્ને એ ઓરડો છોડી ચાલ્યાં ગયાં. યોગેન્દ્રની આંખો ક્રોધે લાલચોળ થઇ. તે બોલ્યોઃ—" બસ, હવે મારે અહીં રહેવું પાલવશે નહિ. સ્કૂલમાસ્તરની નોકરી લઇ હું અહીંથી ગમે ત્યાં ચાલ્યો જઇશ ?"

અક્ષયઃ—" ભાઇ, તમે નકામો ક્રોધ કરો છો. મ્હેં તો તે વખતે જ સંદેહ લાવી કહ્યું હતું કે ત્હમે ભૂલો છો. તમે મને વારંવાર આગ્રહ કર્યો ત્યારેજ હું મ્હારા સિદ્ધાંતથી ચલિત થયો. પરંતુ હું નિશ્ચયથી કહું છું કે હેમનલિનીનું મન મારા તરફ કદિ પણ અનુકૂળ થવાનું નથી. માટે એ આશા છોડી દો પરન્તુ સત્ય વાત એ છે કે તે રમેશને જેથી ભૂલી જાય તે ઉપાય કરો."

યોગેન્દ્રઃ—" પણ એ ઉપાય તો બતાવો ?"

અક્ષયઃ—" આ સંસારમાં શું મ્હારા વિના વર થવા લાયક બીજો કોઇ પુરૂષ નહિ હોય ? કોઇ સારો વર શોધી લઇ આવો. એટલે તેને જોતાંજ જલદી કપડાં તડકે નાખવાની ઇચ્છા મટી જશે."

યોગેન્દ્રઃ—" વર કાંઇ એવી વસ્તુ નથી કે ઇચ્છા કરતાં જ આવી હાજર થાય !"

અક્ષય:—" તમે થોડીજ વારમાં હારી કેમ જાઓ છો ! પત્તો હું તમને આપું, પણ ઉતાવળ કરો તો બધું કામ બગડી જાય. પહેલાં વિવાહની વાત કરી બન્નેને ભડકાવવાં નહિ. ધીરે ધીરે બન્નેનો પરિચય વધવા દેવો અને ત્યારપછી લગ્નનો દહાડો નક્કી કરવો."

યોગેન્દ્ર:—" ઉપાય તો અત્યુત્તમ છે. પણ એ વરનું નામ શું ?"

અક્ષય:—" તમે તેને સારી રીતે ઓળખો એવું નથી, પણ વખતે જોયો હશે. એનું નામ " ડૅાક્ટર નલિનાક્ષ છે "

યોગેન્દ્ર:—" નલિનાક્ષ ! "

અક્ષય:—' ચમકો છો શામાટે ? બ્રહ્મસમાજમાં એને વાસ્તે ભારે ગરબડ ચાલે છે, પણ ચાલવા દો. શું એથી એવા લાયક વરને આપણે હાથમાંથી જવા દેવો ? "

યોગેન્દ્ર:—" મ્હારૂં ચાલે તો હું તો લાયક માણસને હાથમાંથી જવાજ ન દઉં; પરંતુ નલિનાક્ષ શું વિવાહ કરવા રાજી હશે ?"

અક્ષય:—" આજેજ રાજી હશે કે કેમ ? તે હું કહી શકતો નથી. પરંતુ વખત આવે તે પણ થઇ રહેશે. યોગેન્દ્ર, મ્હારી વાત સાંભળો. કાલે નલિનાક્ષના ભાષણનો દિવસ છે. એ ભાષણ સાંભળવા હેમનલિનીને તેડી જાઓ. લોકોનાં મન આકર્ષવાની એનામાં શક્તિ છે, ને સ્ત્રીજાતિનાં મન તો સહજમાં આકર્ષાય એ સ્વાભાવિક છે. હાય ! સ્ત્રીઓ એટલું પણ જાણતી નથી કે વક્તાપતિ કરતાં શ્રોતાપતિ વધારે સારો હોય છે. "

યોગેન્દ્ર:—" પરંતુ નલિનાક્ષનો ઇતિહાસ શો છે ? તે સારી રીતે કહો જોઇએ. એ સાંભળ્યો હોય તો ઠીક પડે."

અક્ષય:—" સાંભળો યોગેન્દ્ર ! ઇતિહાસમાં કાંઇક કલંક જેવું

હોય તો તે વાસ્તે ગભરાવું નહિ. જો જરા નુકસાન હોય તો દુર્લભ વસ્તુ પણ સુલભ થઇ જાય છે, હું તો એમાં આપણુને જ લાભ માનું છું."

આટલું કહી અક્ષયે નલિનાક્ષનો ઇતિહાસ કહ્યો. તેની ટૂંકી મતલબ આ હતીઃ 'નલિનાક્ષનો બાપ રાજવલ્લભ ફરિદપુર જીલ્લામાં કોઇ જગ્યાનો જમીનદાર હતો. ત્રીશ વર્ષે તેણે બ્રાહ્મધર્મની દીક્ષા લીધી. પરંતુ તેની સ્ત્રીએ કોઇ રીતે એ ધર્મની દીક્ષા લીધી નહિ. ઘણી સાવચેતીથી પોતાના આચાર વિચારો સાચવી તે પતિની સાથે રહેવા લાગી. એ રાજવલ્લભને ગમતી વાત નહોતી. ત્હેનો પુત્ર નલિનાક્ષ, ધર્મપ્રચારના ઉત્સાહથી તથા પોતાની વકતૃત્વશક્તિથી ન્હાનપણથીજ બ્રહ્મસમાજમાં પ્રતિષ્ઠા પામ્યો. વળી બંગાળાના જૂદા જૂદા ભાગમાં સરકારી ડાકતરની નોકરી કરી તેણે પોતાના ચરિત્રની નિર્મળતાથી, ધંધાની નિપુણતાથી ને સત્કર્મોના ઉદ્યોગથી સારી નામના મેળવી.

એટલામાં ન ધારવાજેવો બનાવ બન્યો. ઘડપણમાં રાજવલ્લભ એક વિધવા સાથે વિવાહ કરવા ઉત્સુક થયો. કોઇ તેને અટકાવી શક્યું નહિ. રાજવલ્લભ કહેવા લાગ્યો કે: "મ્હારી હાલની સ્ત્રી યથાર્થ સહધર્મિણી નથી. જેની સાથે ધર્મમાં, વિચારોમાં ને વ્યવહારમાં હૃદય મળ્યું હોય તેને જ સ્ત્રીરૂપે ગ્રહણ ન કરવી એ અઘટિત છે." આમ કહી રાજવલ્લભ સૌ મનુષ્યોના ધિક્કારની અંદર એ વિધવા સાથે વિધવાવિવાહ કરી જોડાયો.

ત્યારપછી નલિનાક્ષની માતા ઘર છોડી કાશી જવા તૈયાર થઇ આથી રંગપુરથી ડૉકટરની નોકરી છોડી નલિનાક્ષ તેની પાસે ગયો ને બોલ્યોઃ-"માજી, હું પણ તમારી સાથે કાશી આવીશ."

મા રોતી રોતી બોલીઃ—"બેટા, મ્હારી સાથે કોઇ રીતે

ત્હારો મેળ મળે એવું નથી. તો નકામું દુઃખ શામાટે ભોગવવું ?"

નલિનાક્ષ બોલ્યોઃ—"મા, તમારી સાથે મ્હારો કશો મતભેદ થશે નહિ."

સ્વામીથી ત્યજાએલી પોતાની જનેતાને સુખી કરવામાટે નલિનાક્ષને દૃઢ સંકલ્પ થયો. ને તેની સાથે તે કાશી ગયો. મા બોલીઃ–"બેટા, આપણા ઘરમાં શું વહુ આવશે નહિ ?"

નલિનાક્ષ મુંઝવણમાં પડીને બોલ્યો–"ના, વહુનું શું કામ છે ? જેમ ચાલે છે તેમજ ઠીક છે."

માતા સમજી કે નલિનાક્ષે ઘરનો ત્યાગ મ્હારે વાસ્તે કર્યો છે; પરંતુ બ્રાહ્મપરિવારની બહાર વિવાહ કરવા તે રાજી નથી. તે બોલીઃ–"બેટા, મ્હારે માટે તું ચિરકાલ સંન્યાસી રહે એવું બનવાનું નથી. ત્હારી જે સ્થળે રુચિ હોય તે સ્થળે તું વિવાહ કર. હું એમાં કંઇ વાંધો લેવાની નથી."

એક બે દહાડા વિચાર કરી નલિનાક્ષ બોલ્યો–"ત્હમારી એવીજ મરજી છે તો હું એક વહુ લાવી તમારી દાસી કરી રાખીશ. ત્હમારી સાથે કોઇ બાબતમાં મતભેદ કરે, અથવા ત્હમને દુઃખ દે એવી કોઇ કન્યાને હું વહુ કરીને ઘરમાં લાવીશ નહિ."

આટલું કહી કન્યાની શોધમાં તે બંગાળામાં ચાલ્યો ગયો. ત્યારપછીના તેના ઇતિહાસનું અનુસંધાન મળતું નથી. કોઇ એમ કહે છે કે એક ગામમાં જઈ છાનામાના તેણે એક અનાથ બાલિકાની સાથે લગ્ન કર્યા છે. ને ત્યારપછી તેનો કોઇ કારણે સ્ત્રીવિયોગ થયો છે, ને કોઇ એ વાતમાં પણ શક લાવે છે.

એ વાતનું ગમે તેમ હો, પણ અક્ષયનું માનવું એવું હતું કે હવે નિશ્ચય નલિનાક્ષ પસંદ કરી જેની સાથે લગ્ન કરશે તેમાં તેની

જનેતા વાંધો લેશે નહિ. વળી હેમનલિની જેવી યોગ્ય કન્યા નલિનાક્ષને ક્યાં જડવાની હતી? હેમનલિનીનો એવો મધુર સ્વભાવ છે કે તેથી તેની સાસુને સુખજ થાય, એમાં કશો સંદેહ નથી. નલિનાક્ષ હેમનલિનીનો સ્વભાવ થોડાજ દહાડામાં સારી રીતે જાણી જશે ને વિવાહનું નિશ્ચિત થશે. માટે બંનેનો પરિચય કરાવવામાં કશી હરકત નથી એવો અક્ષયનો મત હતો.

---

## પરિચ્છેદ ચાલીસમો.

### "નલિનાક્ષ"

અક્ષય ગયા પછી યોગેન્દ્ર બીજે માળે ગયો. તેણે જોયું તો ઉપરની બેઠકમાં હેમનલિનીને પાસે બેસાડી અન્નદાબાબુ વાતો કરે છે. યોગેન્દ્રને જોતાં અન્નદાબાબુ કાંઇક સંકુચિત થયા. આજે ચાના ટેબલ પાસે તેમનો સ્વાભાવિક શાંત સ્વભાવ નષ્ટ થયો હતો; અને એકદમ ક્રોધ પ્રકટ થયો હતો. આથી આના મનમાં અત્યારે ખેદ ઉપજ્યો. તેઓ વિશેષ આદરભાવવાળે અવાજે બોલ્યા:—"આવ યોગેન્દ્ર બેસ."

યોગેન્દ્ર:—"બાપુજી, તમે કયાંય બહાર નીકળતા નથી. તમે બંને જણાં રાતદહાડો ઘરના ખૂણામાંજ ભરાઇ રહ્યા છો; તે શું યોગ્ય છે?"

અન્નદાબાબુ:—"સાંભળ યોગેન્દ્ર! મ્હેં તો આખું જીવન આવી રીતેજ ખૂણામાં ભરાઇ રહી ગાળ્યું છે. પણ હેમનલિનીને ક્યાંય બહાર લઇ જવાનું કામ ઘણું મુશ્કેલ થઇ પડયું છે."

હેમનલિની:—" બાપુજી, તમે મારે માથે દોષ કાં મૂકો ? તમે ક્યારે મ્હને બહાર જવાનું પૂછ્યું, ને મ્હેં ક્યારે ના પાડી ?"

હેમનલિની પોતાના સ્વભાવની વિરુદ્ધ વર્તીને પણ એવું સિદ્ધ કરવા ઇચ્છવા લાગી કે: " હું કાંઇ કોઈ પ્રકારના શોકને લીધે ઘરના ખૂણામાં સંતાઇ રહેવા ચહાતી નથી. હું તો આજ લગી જેવી હતી તેવી ને તેવીજ છું. અને જ્ઞાન મેળવવાની મ્હારી ઉત્સુકતા તો પહેલાંના જેવીજ છે."

યોગેન્દ્ર:—" બાપુજી, કાલે એક મિટિંગ છે; તેમાં હેમનલિનીને સાથે લ્યો તો ?"

અન્નદાબાબુ જાણતા હતા કે મિટિંગની ભીડમાં ભાગ લેવાની હેમનલિનીને અત્યન્ત અનિચ્છા છે. સમાજની અંદર જતાં તેને અત્યન્ત સંકોચ થાય છે. આથી તેઓ કાંઇ પણ બોલ્યા વિના હેમનલિનીના મ્હોં તરફ જોઇ રહ્યા.

હેમનલિની એકદમ અસ્વાભાવિક ઉત્સાહ પ્રકટ કરી બોલી:—" મિટિંગ ? ઠીક, એમાં કોણ વ્યાખ્યાન કરનાર છે ?"

યોગેન્દ્ર:—" નલિનાક્ષ દાક્તર."

અન્નદા:—"નલિનાક્ષ ?"

યોગેન્દ્ર:—" હા, એ એક અસાધારણ માણસ છે. વળી એના જીવનનો ઇતિહાસ સાંભળતાં તો આપણે આશ્ચર્ય પામીએ તેવુ છે. અહા, શો એમનો સ્વાર્થત્યાગ ? શી એમની દૃઢતા ? એમના જેવા મનુષ્યો મળવા આ વિશ્વમાં દુર્લભ છે!"

યોગેન્દ્ર બે કલાક પહેલાં નલિનાક્ષ દાક્તર સંબંધે સારીખોટી લોકવાયકા વિના બીજું કાંઇજ જાણતો નહોતો.

હેમનલિની અત્યંત આગ્રહ દર્શાવી બોલી " સારૂં બાપા, તો ચાલોને આપણે એમનું વ્યાખ્યાન સાંભળવા જઇએ."

હેમનલિનીનાં આવાં ઉત્સાહવાળાં વાક્યો ઉપર અન્નદાબાબુનો સંપૂર્ણ ભરોંસો નહોતો; પરંતુ તેઓ મનમાં ખુશી થયા ને મનમાં મનમાં વિચારવા લાગ્યા કે હેમનલિની અનિચ્છાથી પણ જો સમાજમાં જા-આવ કરશે, તો તેના મનમાં તરત સ્વસ્થતા આવશે. મનુષ્યોના મનમાં રહેલી માનસિક વિકળતાનો મોટો ઇલાજ મનુષ્યોનો સહવાસજ છે. આથી તેઓ બોલ્યા:—"સારૂં યોગેન્દ્ર, કાલે આપણે બરાબર ટાઇમે મિટિંગમાં જઇશું. પરંતુ તું નલિનાક્ષ વિષે જે જાણે છે તે તો કહે. એને માટે ઘણાં મનુષ્યો જૂદી જૂદી વાતો કરે છે."

જે મનુષ્યો નલિનાક્ષ વિષે જૂદી જૂદી વાતો કરી નિંદા કરતા હતા, તેમને પહેલેથીજ બે ચાર ગાળો ચોપડતો ચોપડતો યોગેન્દ્ર બોલ્યો: "જે માણસો અધર્મી છે. તેઓ એમજ સમજે છે કે પ્રભુએ અમને બીજા ઉપર અત્યાચાર કરવાને તથા બીજાની નિંદા કરવા માટેજ સરજેલ છે! એવા પાખંડી માણસો કરતાં નીચ મનુષ્યો જગત્માં બીજા કોઇકજ હશે!" બોલતાં બોલતાં યોગેન્દ્ર અત્યન્ત ઉશ્કેરાઇ ગયો હતો.

અન્નદાબાબુ યોગેન્દ્રને ઠંડો પાડવા માટે વારંવાર કહેવા લાગ્યા: "તારૂં કહેવું બરાબર છે. બીજાના દોષોનો વિચાર કરવાથી મન સંકુચિત થઈ જાય છે; સ્વભાવ વહેમી બને છે અને હૃદયના સદ્ભાવયોગ નષ્ટ થાય છે"

યોગેન્દ્ર:—"પિતાજી, શું તમે મ્હને ઉદ્દેશીને તો આ વાત કહેતા નથી ના? પણ જુઓ મ્હારો સ્વભાવ દાંભિકોના જેવો નથી. હું તો સારૂં પણ બોલી જાણું છું અને નઠારૂં પણ બોલી જાણું છું જેવી હોય તેવી વાત માણસને મોઢે ઝાડવામાં મને હરકત નથી. તેથી સામેનો માણસ રાજી થાય કે નારાજ થાય એની મને લેશ પણ દરકાર નથી."

અન્નદાબાબુ વ્યગ્ર થઈ બોલ્યાઃ—"યોગેન્દ્ર, તું શું ગાંડો થયો છે? ત્હને ઉદ્દેશીને હું શામાટે બોલું? હું શું ત્હને ઓળખતો નથી?"

ત્યારપછી યોગેન્દ્રે પુષ્કળ પ્રશંસા કરી નલિનાક્ષના જીવનવૃતાન્તને સ્પષ્ટ કરવા માંડયું. અને કહ્યું;—"પોતાની માતાને સુખી કરવાને માટે નલિનાક્ષ આચારમાં નિયમબદ્ધ થઇ કાશીમાં નિવાસ કરી રહ્યા છે. ને તે કારણથી તમે જે માણસોને ઠીક ગણો છો તેઓ નલિનાક્ષની નિંદા કરે છે. પણ હું તો એ વાસ્તે નલિનાક્ષની પ્રશંસાજ કરૂં છું. કેમ હેમ? એ વિષે તું શું કહે છે?"

હેમનલિનીઃ—"હું પણ એમજ કહું છું."

યોગેન્દ્રઃ—"હેમનલિની એમજ કહેશે. એ હું પહેલેથીજ જાણતો હતો. તમને સુખી કરવા માટે હેમનલિની પોતાનો બધો સ્વાર્થ પડયો મૂકશે. ને એમ કહીને તે તમને પ્રસન્ન કરશે એ હું સારી રીતે જાણું છું."

અન્નદાબાબુ સ્નેહભરી નજરે હેમનલિની સામે જોઇ રહ્યા અને હેમનલિનીએ પોતાનું શરમથી લાલ થયેલું વદન નીચું નમાવ્યું.

---

## પરિચ્છેદ એકતાલીશમો.

### "વ્યાખ્યાન અને વ્યાખ્યાનકાર વિષે વિચારો."

---

નલિનાક્ષ દાક્તરનું વ્યાખ્યાન સમાપ્ત થયા પછી સભા વિસર્જન થઇ. એટલે અન્નદાબાબુ હેમનલિની સાથે પોતાને મકાને પાછા ફર્યા. એ વખતે સંધ્યાકાળ થયો

નહોતો. ચા પીવાની કામગિરી ઉપર બેસતાં બેસતાં અનદાબાબુ બોલ્યા:–" આજે ઘણો આનંદ થયો." વધારે તેઓ કાંઇ બોલી શકયા નહિ. કેમકે એમના મનમાં એક નૂતનભાવનો પ્રવાહ વહી રહ્યો હતો.

આજે ચા પીધા પછી હેમનલિની ધીરે ધીરે ઉપર ચાલી ગઇ. પણ તે તરફ પોતાનું લક્ષ ન હોવાથી અનદાબાબુએ તે જાણ્યું નહિ.

આજે સભામાં જે ડાકટરે વ્યાખ્યાન આપ્યું હતું, તે ડાકટર નલિનાક્ષ એક સુંદર તરુણ પુરુષ હતો. તેની કાંતિ અસાધારણ તેજસ્વી હતી. યુવાવસ્થા હોવા છતાં શૈશવનું અમ્લાન લાવણ્ય એના વદન ઉપર વિરાજી રહેલું હતું. એના અંતરાત્મામાંથીજ જાણે પવિત્રતાના ફૂવારા ચારે બાજુએ ફેલાતા હતા! ને તે વાણીરૂપે ભાષણમાં બહાર નીકળી શ્રોતાજનોનાં હૃદયને સીંચતા હતા.

એના વ્યાખ્યાનનો વિષય "ત્યાગ" હતો. વ્યાખ્યાનમાં એણે કહ્યું હતું કે: " સંસારમાં જે લોકો કાંઇ આપતા નથી, તેઓ કાંઇ મેળવી પણ શકતા નથી. આથી સહેજે જે આપણા હાથમાં આવે છે, તેને આપણે સંપૂર્ણ મેળવી શકતા નથી. જ્યારે એ વસ્તુ ત્યાગદ્વારા આપણે યથાર્થ મેળવી શકીએ ત્યારેજ તે આપણું અંતરનું યથાર્થ ધન થઇ શકે છે. જે કાંઇ આપણે આપણા હાથમાંથી ત્યાગીએ તેજ આપણી ખરી સમ્પત્તિ છે. એને પકડી રાખવાને મહેનત કરવી એજ દુર્ભાગ્ય છે. જે માણસ જેટલે અંશે સ્વાર્થત્યાગ કરી શકે છે તેટલે અંશે તે પ્રાપ્ત કરવાને શકિતમાન બને છે. જે આપણે મૂકીએ તે વિષે હાથ જોડીને કહીએ કે " એ મ્હારાથી અપાયું છે. એ મ્હારું ત્યાગનું દાન છે. એ મ્હારું અશ્રુનું દાન છે." ત્યારે ત્યાગના પ્રભાવથી ન્હાનામાં

ન્હાની વસ્તુ પણ મ્હોટામાં મ્હોટી બની જાય છે, અને અનિત્ય નિત્ય બને છે. જે આપણા વ્યવહારનાં સાધનમાત્ર હોય છે તે જ્યારે અંતકરણના દેવમંદિરનાં પૂજાનાં સાધનો થાય છે ત્યારે તે દૈવી વસ્તુ બની રત્નભંડારમાં ચિરસંચિત વસ્તુઓ બને છે."

આ વાતો આજે હેમનલિનીના સમસ્ત હૃદયમાં છવાઇ ગઇ. અગાશીમાં એકલી બેઠી બેઠી એ મૌન ધારણ કરી સાંભળેલા વ્યાખ્યાનનો વિચાર કરવા લાગી. આજે એના હૃદયમાં અન્ય કશી વાતને પેસવાનો માર્ગ નહોતો. આજે એનું સમસ્ત મન છલોછલ ભરાઇ ગયું હતું. સમસ્ત આકાશ અને સમસ્ત જગત્ સંસાર આજે એની પાસે પરિપૂર્ણ જણાવા લાગ્યાં.

ભાષણમાંથી પાછાં ફરતાં યોગેન્દ્ર બોલ્યો:—"અક્ષય, તેં વર તો લાયક શોધી આપ્યો છે હો! આતો સંન્યાસી છે!! એના ભાષણની અર્ધી વાતો પણ હું તો સમજી શકયો નથી."

અક્ષય:–"રોગીની હાલત જોઇનેજ ઓસડનાં તજવીજ થાય છે. હેમનલિની રમેશના ધ્યાનમાં મગ્ન છે. એનું ધ્યાન સંન્યાસી વિના આપણા જેવા સાધારણ લોકોથી છોડાવા શકાય તેમ નથી. જ્યારે ભાષણ ચાલતું હતું ત્યારે તમે હેમનલિનીના મ્હોં સામું જોયું હતું? અહો! એ વખતે હેમનલિનીનું હૃદય કેટલું ઔત્સુકયપૂર્ણ જણાતું હતું?"

યોગેન્દ્ર:–"હા, મેં જોયું હતું; ને તે વખતે બહુ આનંદમાં હતું. પરંતુ વ્યાખ્યાન સારૂં લાગવાથી શું કોઇ વક્તાના ગળામાં વરમાળા તરત પહેરાવી દે કે? મ્હને એ વિષયમાં તો કાંઇ હેતુ જણાતો નથી."

અક્ષય:–"યોગેન્દ્ર! સાંભળો. એજ વ્યાખ્યાન આપણા જેવા

કોઇના મ્હોંએથી નીકળ્યું હોય તો સારૂં લાગે કે ? તમે જાણો છો કે તપસ્વીઓના ઉપર કન્યાઓનાં મન વધારે તણાય છે. તપસ્વી મહાદેવ માટે ઉમાએ તપસ્યા કરી હતી. એ કથા કાલિદાસે 'કુમારસંભવ' નામના કાવ્યમાં વર્ણવી છે. હું તમને સાચેસાચું કહું છું કે તમે ગમે તેવો ઉત્તમ વર લઇ આવશો; તોપણ હેમનલિની તેની તુલના રમેશ સાથે કરવાની, અને રમેશની તુલનામા બીજું કોઇ ગમશે નહિ. પણ રમેશની સાથે નલિનાક્ષની તુલના થાય તેમ નથી. કેમકે નલિનાક્ષ સાધારણ માણસ નથી. આથી રમેશની સાથે તુલના કરવાનો હેમનલિનીને વિચાર પણ આવશે નહિ. બીજા કોઇ યુવકને વર તરિકે પસંદ કરી તમે હેમનલિની પાસે લઇ જશો તો તે તમારો ઉદ્દેશ તરત સમજી જશે અને એનું આખું હૃદય નવા વર પ્રતિ વિદ્રોહી થઇ જશે. પરંતુ કોઇ યુક્તિથી જો તમે નલિનાક્ષને તમારે ઘેર લાવશો તો હેમનલિનીના મનમાં કશો સંદેહ ઉદય થશે નહિ. અને ક્રમે ક્રમે શ્રદ્ધા ઉપજતાં વરમાળા આરોપવા સુધીનો પ્રસંગ પણ પ્રાપ્ત થશે."

યોગેન્દ્ર:—" યુક્તિપ્રયુક્તિનું કામ મને સારી રીતે આવડશે નહિ. બોલી નાંખવું હોય તો એ મારૂં કામ. પરંતુ હું તો સ્પષ્ટ કહું છું કે આવો વર તો મને બિલકુલ પસંદ નથી."

અક્ષય:—" જુઓ યોગેન્દ્ર ! તમારા દુરાગ્રહથી તમે બધી વાત ધૂળધાણી કરશો, બધા ગુણો એક ઠેકાણે મળી શકે જ નહિ. ગમે તેમ કરીને હેમનલિનીના મનમાંથી રમેશના વિચારો દૂર કરવાના છે. બળાત્કારથી તમે એ કાર્ય સિદ્ધ કરી શકશો, એમ હું માનતો નથી. પરંતુ જો મારી સલાહ પ્રમાણે ચાલશો તો જ તમે આ કાર્યમાં ફતેહ મેળવી શકશો !"

યોગેન્દ્ર:—"તમે જે કહો તે ખરૂં. પણ મારા વિચારે નલિનાક્ષ તો મહા અગમ્ય માણસ છે. એવી જાતના માણસ સાથે કામ પાડતાં મ્હને ભય લાગે છે, એ તો 'ઉલમાંથી ચૂલ'માં પડવા જેવો વ્યાપાર જણાય છે."

અક્ષય:—ભાઇ, તમારા પોતાના દોષથી ત્હમે નાહક દુઃખિત બનો છો. સિંદૂરવર્ણાં વાદળાં જોઇને તમને કંપારી છૂટે છે! રમેશ સંબંધે પહેલાં તમારા મનમાં કેટલી અંધશ્રદ્ધા હતી? ત્હમે કહેતા હતા કે એવો માણસ જગત્માં બીજો મળે તેમ નથી! દગો કોને કહેવાય એતો રમેશ જાણતો પણ નથી! તત્વજ્ઞાનમાં તો રમેશ બીજો શંકરાચાર્યજ કહી શકાય! અને સાહિત્યના વિષયમાં તો સરસ્વતીએ પોતેજ જાણે આ વીસમી સદીમાં પુરૂષરૂપ ધારણ કર્યું હોય એમ રમેશ માટે કહી શકાય! પરંતુ મ્હેં તો એને પહેલેથીજ પારખી લીધો હતો. મ્હારી જીંદગીમાં મેં તો એવા અનેક મહાપુરૂષો—આદર્શ પુરૂષો જોયા છે! પરંતુ મ્હને એ વિષે કહેવાની તકજ ક્યાં અપાઈ હતી? તમે તો એમજ જાણતા હતા કે મ્હારા જેવો અયોગ્ય માણુસ કેવળ મહાત્મા લોકોની ઇર્ષાજ કરી જાણે છે! મ્હારામાં બીજી કશી યોગ્યતાજ નથી! ગમે તેમ હો, પરંતુ આટલે દહાડે તમે સમજ્યા છો કે મહાપુરૂષોની તો દૂરથી ભક્તિ કરવી ઠીક છે. એની સાથે પોતાની બ્હેનના વિવાહ કરવા એ સલામતીવાળું નથી. પરંતુ આતો "**कण्टकेनैव कण्टकम्**" (કાંટો ખોસી કાંટો કાઢવા) જેવો વ્યાપાર છે. જ્યારે એ એકજ માત્ર ઉપાય છે ત્યારે હવે એ વિષે ક્યાં લગી ખુસ ખુસ કર્યાં કરશો!"

યોગેન્દ્ર:—"જો અક્ષય, અમારા પહેલાંજ તું રમેશને પારખી શક્યો હતો એ વાત તું હજારવાર કરીશ, તોપણ હું માનીશ નહિ.

તું તો સ્વાભાવિક રીતે રમેશનું અહિત થયેલું જોવાને ચહાતો હતો એ તો ત્હારી અસાધારણ બુદ્ધિથીજ હું જાણી શકયો હતો. ગમે તેમ હો. યુક્તિપ્રયુક્તિનું કામ હોય તો તે તું જાણ, એવું કામ મારાથી થઇ શકવાનું નથી. સામટી રીતે જોતાં મ્હને તો નલિનાક્ષ ઠીક લાગતો નથી."

આ પ્રમાણે વાતો કરતા કરતા યોગેન્દ્ર અને અક્ષય જ્યારે અન્નદાબાબુના ચાના ટેબલ પાસે પહોંચ્યા ત્યારે તેમણે જોયું કે હેમનલિની તેની પોતાની બેઠકના ઓરડાભણી જાય છે. અક્ષય સમજી ગયો કે હેમનલિનીએ બારીમાંથી ડોકીઉં કરી મને આવતો જોયો હશે ને તેથીજ તે ઉઠી ચાલી જાય છે! તે જરાક સ્મિત કરી અન્નદાબાબુ પાસે બેઠો. ને ચાનો પ્યાલો હાથમાં લેતો લેતો બોલ્યો:–"નલિનાક્ષ જે બોલે છે તે ખરા હૃદયથી બોલે છે ને તેથીજ તેના શબ્દો આપણા હૃદયમાં અસરકારક રીતે પ્રવેશ કરે છે."

અન્નદાબાબુ:—"ખરેખાત એ એક મહાશક્તિમાન પુરૂષ છે."

અક્ષય:—"એકલો શક્તિમાન છે એટલુંજ નથી. એના જેવો સદાચરણી માણસ ક્યાંઇ જોવામાં આવ્યો નથી."

યોગેન્દ્ર જો કે અક્ષયની ખટપટમાં સામેલ હતો; તોપણ તે બોલ્યા વિના રહી શકયો નહિ. તે બોલ્યો:–"અહોહો! શી સદાચરણની વાત કરવી? ભગવાન એવા મહાપુરૂષોથી તો સદા બચાવે!"

ગઇ કાલે યોગેન્દ્રે નલિનાક્ષના સદાચરણની પુષ્કળ પ્રશંસા કરી હતી અને જેઓ નલિનાક્ષની વિરૂદ્ધ વાતો કરે, તેને નિંદાખોર કહી ઘણી ગાળો પણ દીધી હતી.

અન્નદાબાબુ:—"હાં હાં યોગેન્દ્ર! એવી વાત બોલ નહિ.

જેઓ બહારથી દેખાવના સારા હોય છે તેઓ અંદરથી પણ સારા હોય છે; એવી વાતો ઉપર વિશ્વાસ રાખી હું ઠગાઉં એવો માણસ નથી. તોપણ મારી ક્ષુદ્ર બુદ્ધિમત્તાનું ગૌરવ સાચવવા માટે સત્પુરૂષ ઉપર સંદેહ લાવવાને હું તત્પર નથી. નલિનાક્ષબાબુ જે જે વાતો કહે છે તે કાંઇ બીજાના બોલેલા શબ્દો બોલતા નથી. એમણે તો પોતાના આધ્યાત્મિક અભ્યાસથી જે જણાયું છે તેજ જણાવ્યું છે. ને તેથીજ આજે આપણને નૂતન લાભ થયો છે. જે કપટી માણસ છે તે સત્ય વસ્તુ મેળવે ક્યાંથી? સોનું જેમ બનાવટી નીપજાવાતું નથી, તેમ આવી સત્ય વાતો પણ નીપજાવી શકાતી નથી. મને ઇચ્છા થાય છે કે હું જાતે જઇને નલિનાક્ષબાબુને અભિનંદન આપી આવું."

અક્ષય:–" મ્હને એ બીક લાગે છે કે એનું શરીર ટકશે કે કેમ?"

અન્નદાબાબુ વ્યગ્ર થઇ બોલ્યા:–" હેં હેં, એનું શરીર શું સારૂં નથી?"

અક્ષય:–" ના, એમ નથી. રાતદહાડો તે પોતાની સાધનામાં ને શાસ્ત્રાભ્યાસમાં લાગી રહેલ છે; એટલે શરીર તરફ તો એની જરાએ કાળજી નથી."

અન્નદાબાબુ:–" એ બહુ ખરાબ. શરીર હોય તોજ બધું થઇ શકે છે. શરીર નષ્ટ કરવાનો આપણને હક નથી. કેમકે આપણે શરીરને નીપજાવી શકતા નથી. હું જો એની પાસે હોઉં તો નક્કી થોડા દહાડામાંજ એના સ્વાસ્થ્યની વ્યવસ્થા કરી દઉં. સ્વાસ્થ્ય સાચવવાના કેટલાક નિયમો છે. તેમાં પહેલો નિયમ–"

યોગેન્દ્ર અધીરો થઇ વચ્ચેજ બોલી ઉઠયો; " બાપા, તમે વૃથા શામાટે એની ચિંતામાં પડયા છો? એનું શરીર તો ખૂબ

હૃષ્ટપુષ્ટ છે. એનું દિવ્ય શરીર જોઇને મ્હને સમજાયું છે કે સાધુતા એ શરીર સ્વસ્થ રાખવામાં બહુ લાભકારક છે. ને એથી મેં પણ નિશ્ચય કર્યો છે કે સાધુતા માટે થોડાક દહાડા મહેનત કરૂં; એટલે મ્હારૂં શરીર સારૂં થાય."

અન્નદાબાબુ:–" સાંભળ યોગેન્દ્ર, અક્ષયનું કહેવું પણ અસંગત નથી. તેણે જે કહ્યું છે તેમાં કાંઇ અસંભવિત નથી. આપણા દેશમાં મોટા મોટા માણસો ન્હાની ઉમરમાં મરી જતા જોવાય છે. તેઓ પોતાના શરીર ઉપર બેકાળજી રાખી દેશને નુકસાન કરે છે. એ કોઇ રીતે વાજબી નથી. યોગેન્દ્ર! તું નલિનાક્ષને જેવો સમજે છે તેવો તે નથી. તે સાધુપુરૂષ છે. એનામાં આધ્યાત્મિક બળ છે. તેને અત્યારથીજ સાવધાન કરી દેવો જોઇએ કે તે પોતાના શરીરની બેકાળજી ન રાખે."

અક્ષય:–" હું તેને તમારી પાસે બોલાવી લાવીશ. જો તેને તમે સારી રીતે સમજાવશો તો તે કદાપિ સમજી જશે. મને એમ લાગે છે કે આપે પરીક્ષા વખતે મ્હને જે દ્રાક્ષારસ આપ્યો હતો તે આશ્ચર્ય ઉપજાવે તેવો બલકારક છે. જે લોકો મનની મહેનત કરનારા છે, તેને વાસ્તે એના જેવું રામબાણ ઔષધ બીજું કશુંજ નથી. આપ જો એકવાર નલિનાક્ષબાબુને એ ઔષધ–"

યોગેન્દ્ર એકદમ ખુરશી છોડી ઉભો થઇ ગયો ને બોલ્યો:–" આહ અક્ષય! ત્હમે મ્હને આવી વાતો કરી કરીને અહીં બેસવા નહિ દો એમ લાગે છે. ઠીક, વિચાર કરો. હું તો હવે જાઉં છું."

આટલું બોલી તે ત્યાંથી ચાલતો થયો.



# પરિચ્છેદ બેતાલીશમો.

## નલિનાક્ષનો વિશેષ પરિચય.

પોતાનું શરીર જ્યારે સારૂં હતું ત્યારે અન્નદાબાબુ અંગ્રેજી અને દેશી દવાઓનું સેવન આખો દહાડો કરતા. પણ હવે તેઓ કોઈ પ્રકારનું ઔષધ ખાતા નહોતા. શરીરની નાદુરસ્ત સ્થિતિને લીધે તેમને ઔષધ ખાવાનો હવે ઉત્સાહ રહ્યો નહોતો. હવે તેઓ નથી પોતાના શરીરની અસ્વસ્થતા વિષે ફરિયાદ કરતા, કે નથી તેઓ શરીરની અસ્વસ્થતા છૂપાવવા પ્રયત્ન કરતા.

આજે તેઓ જ્યારે આરામ ખુરશીમાં બેસી ઉંઘતા હતા ત્યારે દાદરા ઉપર કોઇનાં પગલાંનો અવાજ સંભળાયો. પોતાના ખોળામાં રહેલી શીવણની સામગ્રી નીચે મૂકી હેમનલિની પોતાના ભાઇને કહેવા માટે દ્વાર પાસે ગઇ. તો નલિનાક્ષ દાક્તરની સાથે પોતાના બંધુ યોગેન્દ્રને આવતો જોયો. આ જોતાં જ હેમનલિની એકદમ પાસેના ઘરમાં જવા વ્યગ્ર થઇ. ત્યાં તો યોગેન્દ્ર બોલ્યોઃ—"હેમ, નલિનાક્ષબાબુ આવ્યા છે; એની સાથે તારૂં ઓળખાણ કરાવું, આવ."

હેમનલિની સ્થિર ઉભી રહી અને નલિનાક્ષ સમીપમાં આવતાં તેના મુખતરફ જોયા વિના તેણે નીચે વદને તેને નમસ્કાર કર્યો. અન્નદાબાબુ જાગી ઉઠ્યા; ને બૂમ મારી બોલ્યાઃ—"હેમ! ઓ હેમ!"

હેમનલિની તેમની પાસે જઇ મૃદુસ્વરે બોલીઃ—"નલિનાક્ષબાબુ આવ્યા છે."

યોગેન્દ્રની સાથે નલિનાક્ષબાબુને આવેલા જોઇને અન્નદાબાબુ

એકદમ ઉભા થઇ સામા લેવાને ગયા. અને આદરથી તેમનો હાથ ગ્રહણ કરીને બોલ્યા:—" આજે અમારૂં મહાભાગ્ય કે આપ અમારે ઘેર પધાર્યા. હેમ, ક્યાં ગઇ બેટા ! અહીં આવ. નલિનાક્ષબાબુ ! આ મ્હારી પુત્રી હેમનલિની છે. અમે બંને જણાં તે દહાડે આપનું વ્યાખ્યાન સાંભળવા આવ્યાં હતાં. અને આપનું વ્યાખ્યાન સાંભળી ઘણો આનંદ પામ્યાં હતાં. આપે જે એક વાત કરી હતી કે "આપણે કોઇ વસ્તુ ત્યાગદ્વારા યથાર્થ પ્રાપ્ત કરી શકીએ છીએ; જે વસ્તુ આપણે યથાર્થ પ્રાપ્ત કરી ન શકીએ તેજ ગુમાવીએ છીએ." એ વાત મને બહુ ગમી છે. એ વાતનો અર્થ ભારે ગંભીર છે. કેમ બેટા હેમ, તું એ વિષે શું કહે છે ? આપણે કોઇ વસ્તુને સ્વાભાવિક રીતે આપણી કરી શકયા છીએ કે નહિ ? તે કયારે જણાય છે ? જ્યારે તે આપણા હાથમાંથી ચાલી જાય છે ત્યારે. નલિનાક્ષબાબુ, આપની પાસે મ્હારી એક વિનતિ છે, ને તે એ કે કોઇ કોઇવાર આપ અહીં પધારી અમારી સાથે વાર્ત્તાલાપ કરશો તો અમારા ઉપર આપનો મોટો ઉપકાર થશે. ઘણેભાગે અમે કયાંઇ બહાર જતાં જ નથી, જ્યારે જ્યારે આપ પધારશો, ત્યારે ત્યારે મ્હને અને મ્હારી પુત્રીને આપ અહીંઆંજ જોઈ શકશો."

લજ્જાથી નીચું નમાવેલા વદનવાળી હેમનલિની ભણી એકવાર જોઇને નલિનાક્ષ બોલ્યો:—" હું સભામાં મ્હોટી મ્હોટી વાતો કરી આવ્યો છું તે ઉપરથી આપ એમ ન માની લેશો કે હું કોઇ ત્યાગી કે મહાત્મા છું. તે દહાડે વિદ્યાર્થીઓએ માન્યું નહિ, અને આગ્રહ કરી મ્હને ભાષણ આપવા ખેંચી ગયા. એને લીધે મ્હારે સભામાં કાંઇક બોલવું પડયું હતું. કોઇનો આગ્રહ ન સ્વીકારવાની મ્હારામાં શક્તિ નથી. પરંતુ સભામાં હું એવું બોલી આવેલો છું કે ફરીવાર

તેઓ મ્હને ભાષણ કરવાનો આગ્રહ કરવા આવશે નહિ. વિદ્યાર્થી ઓએ મ્હને સ્પષ્ટ કહી દીધું છે કે તેઓ મ્હારા ભાષણનો પોણો ભાગ સમજ્યા નથી! યોગેન્દ્રબાબુ, આપ તો તે દિવસે હાજર હતા. આપનાં આતુર લોચનો ઘડીઆળભણી વારંવાર વળતાં હતાં, હું આપનો મનોભાવ સમજ્યો હતો; છતાં મ્હારું ભાષણ હું જલદી ખલ્લાસ ન કરી શક્યો તે માટે મનમાં લાવશો નહિ."

યોગેન્દ્ર:—"ભાષણનો જે કાંઇ અંશ હું સમજી ન શક્યો તે તો મ્હારી પોતાની બુદ્ધિનો દોષ છે. તે માટે આપ લેશ માત્ર દોષિત નથી."

અનદાબાબુ:—"યોગેન્દ્ર, બધી વાતો સમજવાલાયક હજુ ત્હારી ઉંમર પણ થઇ નથી."

નલિનાક્ષ:—"બધી વાતો સમજવાની આવશ્યકતા પણ બધી ઉંમરમાં હોતી નથી."

અન્નદાબાબુ:—"પરંતુ નલિનબાબુ, મ્હારે આપને એક વાત કહેવાની છે. અનેક પ્રકારનાં કામ કરાવવામાટે ઇશ્વરે આપણને પૃથ્વીમાં મોકલેલા છે. તેમ છતાં આપ પોતાના શરીરની આરોગ્યતા તરફ બેદરકાર રહો, એ ઠીક ન કહેવાય. જે દાતાર છે તેણે આટલી વાતનું હમેશાં સ્મરણ રાખવું કે મૂળધન કદિ પણ નષ્ટ ન થાય. જો એમ થાય તો દાન કરવાની શક્તિજ ચાલી જાય."

નલિનાક્ષ:—"જો કદિ આપને એવો અવસર મળે કે આપ મ્હને સારી રીતે પારખો તો જોઇ શકશો, કે હું કદિ કોઇ વસ્તુની આ સંસારમાં બેદરકારી બતાવતો નથી. આ સંસારમાં હું ભિક્ષુકની પેઠે કાંઇપણ લીધા વિના આવેલો છું. અને અનેક કષ્ટો ઉઠાવીને કેટલાક લોકોનો કૃપાપાત્ર બન્યો છું. તેમજ થોડે થોડે મ્હેં મ્હારા

શરીરને તથા મનને કેળવી તૈયાર કરેલ છે. જો આમ છે તો બેદરકારી બતાવી નત્રાળી દર્શાવવી એ શોભારૂપ નથી ને એમ હોવાથી જ હું કોઇ વસ્તુનો તિરસ્કાર કરતો નથી; કે કોઈ પ્રતિ બેદરકારી બતાવતો નથી. જે માણસ બનાવી શકતો નથી; તે માણસ ભાગવાનો પણ અધિકારી નથી."

અન્નદાબાબુ:—"ત્હમે બહુ સારી વાત કરી. આપે તે દહાડે પણ કેટલીક આવીજ વાતો ભાષણમાં કરી હતી."

યોગેન્દ્ર:—"આપ બેસો; હું જાઉં છું. મ્હારે જરા કામ છે."

નલિનાક્ષ:—"યોગેન્દ્રબાબુ, મ્હને ક્ષમા કરશો; આપ નક્કી માનજો કે કોઇનું માનભંગ કરવાનો મ્હારો સ્વભાવ નથી. હવે હું ઉઠીશ. ચાલો, રસ્તામાં થોડેલગી આપણે સાથે સાથે ચાલીશું."

યોગેન્દ્ર:—"ના, ના, આપ બેસો. આપ મ્હારી રીતભાત વિષે કાંઇપણ લક્ષ આપશો નહિ. હું ત્રણીવાર મૌન ધારણ કરી એક સ્થળે બેસી શકતો નથી. મ્હારો સ્વભાવજ એવો છે."

અન્નદા:—"એનું કહેવું ખરૂં છે. નલિનાક્ષબાબુ, આપ યોગેન્દ્ર માટે કાંઇ શંકા લાવશોમાં એની પ્રકૃતિ ઘણી વિચિત્ર છે. એને એક સ્થળે બેસાડી રાખવો મુશ્કેલ છે."

યોગેન્દ્ર ચાલ્યા ગયા પછી અન્નદાબાબુ પૂછવા લાગ્યા:—"નલિનાક્ષબાબુ! આપ હમણાં ક્યાં રહો છો?"

નલિનાક્ષે હસીને ઉત્તર આપ્યો:—"હું ક્યાંનું નામ આપું? હું ક્યાંઇ પણ સ્થિર રહી શકતો હોઉં તો ઠેકાણાનું નામ આપી શકું ની? મ્હારા ઓળખીતા અનેક માણસો છે. તેઓ જ્યાં ધારે ત્યાં મને તાણી જાય છે. ને મને પણ એ ખોટું લાગતું નથી. પરંતુ માણસને શાંતપણે એક સ્થળે રહેવાની ઘણી આવશ્યકતા છે. આમ

હોવાથી યોગેન્દ્રબાબુએ મ્હારે વાસ્તે અહીં પાડોશમાં જે એક ઘરની ગોઠવણ કરી છે તે સ્થાન એકાંત વાસમાટે મ્હને ગમેલું છે."

આ વાતથી અન્નદાબાબુ ઘણા રાજી થયા. પરંતુ તેમણે જો હેમનલિનીભણી ધ્યાનપૂર્વક જોયું હોત તો જાણત કે આ વાત સાંભળતાં જ એનું વદન વેદનાને લીધે થોડીવાર ફીકું પડી ગયું હતું! કેમકે એ પાસેના મકાનમાંજ રમેશ રહેતો હતો એ વાતનું એને સ્મરણ થઇ આવ્યું હતું.

એટલામાં ચા તૈયાર થયાના સમાચાર આવવાથી સઘળાં ઉઠી ચા પીવાના ઓરડામાં ગયાં. અન્નદાબાબુ બોલ્યાઃ—"બેટા હેમનલિની! એક પ્યાલો ચા નલિનાક્ષ બાબુને આપ તો."

નલિનાક્ષઃ—"ના ના અન્નદાબાબુ, હું ચા પીતો નથી."

અન્નદાબાબુઃ—"એક પ્યાલો ચા પીવામાં શી હરકત છે? ભલે, આપને ચા પીવાની ટેવ ન હોય તો થોડો મેવો મીઠાઇ ખાઇ જળપાન કરો."

નલિનાક્ષઃ—"મ્હને ક્ષમા કરો."

અન્નદાબાબુઃ—"આપ તો દાક્તર છો. આપને હું વિશેષ શું કહું? મધ્યાન્હકાળના ભોજન પછી ત્રણ ચાર કલાકે ચાને નિમિત્તે જો થોડુંક ગરમ પાણી પીવાય, તો પાચનશક્તિ સતેજ થાય છે. આપને જો ચાનો મ્હાવરો ન હોય તો એક પ્યાલો કૉફીનો તૈયાર કરાવું."

નલિનાક્ષબાબુએ હેમનલિની સામું જોયા પછી સહજ અનુમાન કર્યું કે આમને ત્યાં હું ચા લેતો નથી; તે માટે એમને બીજો જ કાંઇક તર્ક બંધાયો છે! આથી તેણે કહેવા માંડયુંઃ—"હું આપને ત્યાં ચા ન પીવાની ધૃષ્ટતા કરૂં છું; તે ઉપરથી આપ બીજું કાંઇ અનુમાન

કરશો માં. આપની ચા પીવાની પદ્ધતિને હું ધિક્કારૂં છું; એમ પણ માનશો માં. પહેલાં હું બહુ જ ચા પીતો. ને હજુપણ ચાની સુગંધી આવતાં મ્હને તે પીવાનું ઘણુંજ મન થાય છે. આપને ચા પીતાં જોઇ મને ઘણો આનંદ થાય છે. પરંતુ આપ જાણો છો કે મ્હારાં માતુશ્રી આચાર માટે અત્યન્ત પ્રીતિ ધરાવનારાં છે. મ્હારા સિવાય એમનું આ વિશ્વમાં બીજું કોઇ જ નથી. એમને ગમતું ન હોય એવું આચારથી વિરુદ્ધ વર્તન કરી હું એમની પાસે શી રીતે રહી શકું ? એ કારણથી મ્હેં ચા પીવી મૂકી દીધી છે. પરંતુ આપ ચા પીને સુખ મેળવી રહ્યા છો એ જોઇને હું ઘણો પ્રસન્ન થાઉં છું. આપના આતિથ્યથી હું ઘણો આભારી થયો છું."

અત્યાર પહેલાંની વાતચીતથી હેમનલિની મનમાં મનમાં એમ માનતી હતી કે નલિનાક્ષ પોતાનો ખરો પરિચય બધાંની સન્મુખ પ્રકટ કરતો નથી. એ માત્ર બનાવટી વાતો કરી પોતાને છૂપાવવાનો પ્રયત્ન કરી રહ્યો છે. પરંતુ નલિનાક્ષે જ્યારે પોતાની માતાની વાત કરી ત્યારે હેમનલિનીએ શ્રદ્ધાપૂર્વક તેના વદન તરફ જોયું. માતાનું નામ લેતાં જ નલિનાક્ષના મુખારવિંદ ઉપર નિશ્ચલ શ્રદ્ધાભક્તિનો જે ભાવ ચળકવા લાગ્યો તે પણ હેમનલિનીએ પ્રત્યક્ષ જોયું. એ જોતાં એનું હૃદય દ્રવીભૂત થયું. એને ઇચ્છા થઇ કે નલિનાક્ષને એમની માતા વિષે કાંઇક વધારે પૂછવું. પરંતુ સંકોચને લીધે તે વિશેષ પૂછી શકી નહિ.

અન્નદાબાબુ ઝટ બોલી ઉઠયા:—" અહો, એ વાત જો પહેલેથી જાણતો હોત તો આપને ચા લેવાનો હું આટલો બધો આગ્રહ ન કરત. મ્હારા અવિવેક માટે મ્હને ક્ષમા કરશો."

નલિનાક્ષે જરા હસીને કહ્યું:—"મારાથી ચા ન પી શકાયો, તેથી આપના સ્નેહમાં કાંઇ ઘટાડો તો ઓછો જ થવાનો છે?"

નલિનાક્ષ ઉઠીને ગયા પછી અન્નદાબાબુ અને હેમનલિની દિવાનખાનામાં ગયાં. નલિની બંગાળી માસિક "પ્રવાસી"માંથી સારા સારા લેખો કાઢી પિતાને વાંચી સંભળાવવા લાગી. સાંભળતાં સાંભળતાં અન્નદાબાબુ થોડી જ વારમાં ઉંઘી ગયા. કેટલાક દિવસથી અન્નદાબાબુના શરીરમાં સુસ્તીનું આવું ચિન્હ નિયમિત રીતે જોવામાં આવતું હતું.

---

## પરિચ્છેદ તેતાલીશમો.

### પૂજ્યભાવ.

---

કેટલાક દિવસની અંદર નલિનાક્ષનો સંબંધ અન્નદાબાબુની સાથે ગાઢો થયો. પહેલાં હેમનલિનીએ ધાર્યું હતું કે નલિનાક્ષ જેવા તત્વવેત્તાઓ પાસેથી તો માત્ર મ્હોટી મ્હોટી આધ્યાત્મિક વિષયની વાતોજ જાણી શકાય છે. એવા મનુષ્યો પાસેથી સાધારણ વિષયો સંબંધી કાંઈ નવું જાણી શકાતું નથી, તેમજ એમની સાથે સાધારણ વાર્તાલાપ પણ થઇ શકતો નથી. છતાં થોડાજ દહાડામાં હેમનલિનીને લાગ્યું કે મ્હારૂં માનવું બરાબર નથી. હાસ્યવિનોદના વિષયની વાતચિતમાં નલિનાક્ષ મૌનભાવનું અવલંબન કરી પોતાની તટસ્થતા સાચવતો જણાયો.

એક દહાડો અન્નદાબાબુ અને હેમનલિનીની સાથે નલિના-

ક્ષની વાતચિત ચાલતી હતી ત્યાં યોગેન્દ્ર કાંઈક ઉત્તેજીત થઇ આ-વ્યો ને કહેવા લાગ્યો:–"પિતાજી! શું તમે આ વાત જાણતા નથી કે આજકાલ આપણા સમાજના ઘણા માણસો નલિનાક્ષ બાબુના શિષ્યો કહેવરાવવા પ્રયત્ન કરે છે, એટલા વાસ્તે મારે પરેશની સાથે ખૂબ તકરાર થઇ."

અન્નદાબાબુ જરા હસીને બોલ્યા:–"એમાં શરમાવાની વાત હોય એવું મને જણાતું નથી. જ્યાં બધાજ ગુરૂ અને શિષ્ય કોઇજ નહિ, એવા સમૂહમાં મળતાંજ મને શરમાવા જેવું લાગે છે. એવાં સ્થળોમાં ઉપદેશ આપવા સિવાય કશુંજ મેળવવાની આશા દેખાતી નથી."

નલિનાક્ષ:–"અન્નદાબાબુ! હું પણ આપનાજ સમૂહમાં છું. હું પણ આપનોજ ચેલો છું. જ્યાં મને કાંઇ પણ જ્ઞાન મળવાનો સંભવ છે ત્યાં જવાને હું તલપી રહું છું."

યોગેન્દ્ર અધીર થઇ બોલ્યો:–"ના, ના એ વાત સારી નથી. નલિનબાબુ! મને લાગે છે કે આપનો બંધુ અથવા આત્મીય તો કોઇજ થઇ શકશે નહિ. જે આપની પાસે આવશે તે આપનો ચેલો જ બની પ્રખ્યાત થવા ઇચ્છશે! આવું બદનામ હસી કાઢવા જેવું નથી શું? આપે આ બધો શો ઢોંગ મચાવ્યો છે? અરે, એ બધું છોડી દો."

નલિનાક્ષ:–"મેં શો ઢોંગ માંડયો છે!"

યોગેન્દ્ર:–"મેં એવું સાંભળ્યું છે કે આપ પ્રાણુયામ કરો છો. સવારમાં સૂર્ય તરફ તાકી રહો છો. ખાવા પીવામાં પણ અનેક જાતના આચાર વિચાર દર્શાવો છો. આ કારણોથીજ માણસોમાં આપનો માર્ગ થતો નથી."

યોગેન્દ્રનાં આવાં કટુ વચનોથી હેમનલિની દુખિત થઇ, અને તેણે પોતાનું માથું નીચું નમાવ્યું.

નલિનાક્ષ હસીને બોલ્યો: "યોગેન્દ્રબાબુ! દશ માણસોમાં માર્ગ ન કરવો, એ ખરેખાત એક દોષ હશે. અને હું ઇચ્છું છું કે એ દોષ મારામાં ન રહે. પરંતુ મને આશ્ચર્ય લાગે છે કે હું સૌથી અદશ્ય રહી ઘરમાં બેસી જે જે અનુષ્ઠાન કરૂં છું તે લોકોની નજરે શી રીતે પડે છે? અને તેને માટે તેઓ ચર્ચા શામાટે કરે છે?"

યોગેન્દ્ર બોલ્યો:—"આપ જાણતા નથી કે જેઓ જગતની ઉન્નતિનો ભાર પોતાના સ્કંધ ઉપર લઇ ફરે છે તેઓ ક્યાં રહી શું કરે છે, તેની તપાસ સૌ કરે છે. વળી પાંચ માણસો જે કામ નથી કરતાં તે છૂપાવીને કરવાથી પણ પ્રસિદ્ધ થઈ જાય છે. સૌ જે કરતું હોય તે કરવાથી મનુષ્યો તે તરફ દૃષ્ટિપાત કરતાં નથી. આપ જોતા નથી કે અગાશીમાં બેસી તમે જે જે ક્રિયાઓ કરો છો તે અમારી હેમનલિનીની નજરે પડે છે! હેમનલિનીએ તે તમામ વાત પિતાજીને કહેલી છે. તેણે તો આપને સુધારવાનો ભાર પણ પોતાના ઉપર લીધો છે."

હેમનલિનીનું મુખ લાલ થઈ ગયું. ને દુખિત બની કાંઇક બોલવા ચાહતી હતી.

તે જોઇ નલિનાક્ષ બોલ્યો:—"એથી આપ જરા પણ શરમાશો નહિ. અગાશી ઉપર ફરવા આવતાં તમે સાંજ સવાર મારાં નિત્યકૃત્યો જુઓ છો, તેને માટે શું તમને કોઇ દોષિત કહી શકશે કે? નહિજ. જોવું એ આંખોનો ધર્મ છે. જોવાથીજ જો તમે દોષભાગી ઠરતાં હો તો અમે બધા પણ એ દોષમાંથી મુક્ત થઈ શકીએ તેમ નથી."

અન્નદાબાબુ:–" વળી હેમનલિની આપનાં નિત્યકર્મો વિષે અમારી પાસે કશો વાધો જાહેર કરતી નથી. તે તો શ્રદ્ધાપૂર્વક આપનાં આન્હિક–કૃત્યો માટે મ્હને પૂછતી હતી."

યોગેન્દ્ર:—" હું એ વિષે વિશેષ કાંઇ જાણતો નથી. આપણે સાધારણ રીતે સંસારમાં એવી રીતનું વર્તન રાખવું જોઇએ કે કોઈને તેમાં કશું નવાઇ જેવું કે અયોગ્ય ન જણાય. ગુપ્તરીતે અદ્ભુત ઢોંગ કરવાથી આપણે કાંઇ વિશેષ લાભ મેળવી શકતા નથી; એમ હું માનું છું. એમ કરવાથી તો ઐક્ય અને સમાનતા નષ્ટ થાય છે. પણ આપ મ્હારી વાતથી ગુસ્સે ન થશો. હું એક સાધારણ માણસ છું ને સૌ કરતાં હું નીચેને પગથીએ બેઠેલો છું. પરંતુ જેઓ કોઇ પ્રકારે ઉંચે આસને ચઢીને બેઠેલા છે, તેમને ઢખાળા કે ઢેફાં મારવાં, એજ અમારે ઉંચે આસને પહોંચવાનો છેલ્લામાં છેલ્લો એક માર્ગ છે. મ્હારા જેવા આ જગત્માં અસંખ્ય લોકો છે, આથી આપ જો અમને સૌને પાછળ પડતા મૂકી ઉંચા આસને ચઢી જશો તો આપને અસંખ્ય ઢેફાંનો માર ખાવોજ પડશે."

નલિનાક્ષ:–" ઢેફાંના પણ અનેક પ્રકારો છે. કોઇ ઢેફાં લક્ષને સ્પર્શ કરી શકે છે તો કોઇ ઢેફાં માત્ર ચિન્હિતજ કરી શકે છે. જો કોઇ કહે કે આ માણસ ગાંડો છે, એ માણસ બાળચેષ્ટા કરે છે, તો તેમાં મ્હને કશી હાનિ નથી. પણ જો કોઇ માણસ એમ કહે કે તે સાધુગિરિ કરે છે, ગુરૂ થઇને ચેલાઓનો સંગ્રહ કરવાનો યત્ન કરે છે. તો મ્હને અપાર હસવું આવે છે."

યોગેન્દ્ર:–" હું આપને ફરીથી વિનતિ કરૂં છું કે મ્હારા કહેવાથી આપ ગુસ્સે થશોમાં. આપ અગાશીમાં બેસી ગમે તે આન્હિક ક્રિયા કરો, તેમાં હરકત કરનાર હું કોણ? મ્હારી કહેવાનો મતલબ

તો. એટલીજ છે કે સૌ કરતાં હોય તેજ પ્રમાણે આપણે કરીએ તો કોઈને કાંઇ કહેવાનું રહે નહિ. લોકો ચાલે છે તેના કરતાં વિચિત્ર રીતે ચાલવાથી નૂતન દૃશ્ય જોવા માટે લોકોની ભીડ જામી જાય છે. તમાં કોઇ ગાળો દે છે તો કોઈ ભકિત બતાવે છે. જો કે તેમાં લોકોને આપવાનું કે લેવાનું ઓછુંજ છે. પરંતુ આપને લોકોના ટીકાપાત્ર બની જીવન ગાળવામાં શો સ્વાદ છે?"

નલિનાક્ષ:–"યોગેન્દ્રબાબુ, આપ ક્યાં જાઓ છો? મ્હને મ્હારા ઘરની અગાશી ઉપરથી નીચે ઉતારીને તથા જનસમાજની સામે ઉભો રાખીને હવે તમારે નાશી જવું શું યોગ્ય છે!"

યોગેન્દ્ર:–"આજે આપની સાથે ઘણો વાર્તાલાપ થયો છે. હવે હું જરા બહાર ફરી આવું."

યોગેન્દ્ર ગયા પછી હેમનલિની પોતાનું માથું નીચે રાખીને ટેબલ ઉપર બિછાવેલી ચાદર અકારણે ઉંચીનીચી કરવા લાગી. તે સમયે કોઇ જો તેનાં લોચનો ભણી ધ્યાન આપે તો એના પ્રાન્તભાગમાં અશ્રુઓ જોઇ શકાતાં હતાં.

હેમનલિની રોજ નલિનાક્ષ સાથે વાર્તાલાપ કરતી હતી. એ વાર્તાલાપથી એને પોતાના હૃદયમાં કેટલી દુર્બળતા અને મલિનતા ભરાએલી છે; તે બરાબર સમજાયું હતું. વળી એ નલિનાક્ષના ધર્મમાર્ગનું અનુકરણ કરવામાટે ઉત્સુક થઇ રહી હતી. જ્યારે એ બિચારી દુઃખની મારી બહાર અને અંદરનું કાંઇ અવલંબન ન મળવાથી મુંઝાતી હતી, ત્યારે નલિનાક્ષે તેની નજરે નવુંજ વિશ્વ ખડું કરી દીધું. નિયમપાલન કરી બ્રહ્મચારિણીની પેઠે રહેવાનું તેને ઘણુંજ ઔત્સુકય પ્રકટયું હતું. કેમકે નિયમ એ મનને એક દૃઢ આધાર રૂપ થઇ પડે છે, એટલું જ નહિ પણ એથી શોક મનના

ભાવોનું પરિવર્ત્તન થવાથી ટકી શકતો નથી. આજલગી હેમનલિની એવું કાંઇજ કરી શકી નહોતી. લોકો આ જોઇને શું કહેશે ? એવી લજ્જાથી પોતાના મનમાં ઉપજેલા ઉદ્વેગને તે અંદર ને અંદર છુપાવી રહી હતી. પણ આજે તેણે નલિનાક્ષની સાધુ-પ્રણાલિનું અનુકરણ કરી નિયમપૂર્વક પવિત્ર, સાત્ત્વિક ભોજન લીધું અને તેથી તેના મનમાં બહુજ તૃપ્તિનો અનુભવ થયો. આજે એણે પોતાના શયનગૃહના ટેબલ ઉપરથી વિલાયતી શેત્રંજી કાઢી નંખાવી તથા બારીઓમાં લટકતી મોતીની શેરોથી બનાવેલા પડદા કાઢી નંખાવ્યા અને માત્ર એક દર્ભાસનજ રહેવા દીધું. પહેલાં હેમનલિની પોતાના ટેબલને સ્વહસ્તે ધોઈ સ્વચ્છ કરતી, તેના ઉપર પુષ્પોના ગુચ્છાવાળાં પાત્રો મૂકતી અને સ્નાન કરી સુંદર વસ્ત્રો પહેર્યાપછી હેમનલિની તે ટેબલના ઉપર આવી બેસતી એ સ્થળેથી આજે વિલાસનાં સાધનો દૂર કરી હવે માત્ર પવિત્ર વસ્તુઓ ગોઠવવામા આવી અને પોતે તે ઓરડામાં ધ્યાનનિમગ્ન થઇ બેઠી. અન્નદાબાબુ સંપૂર્ણ રીતે હેમનલિનીની સાથે યોગસાધના કરી શકતા નહિ. પરંતુ નિયમપાલનદ્વારા હેમનલિનીના મુખારવિંદ ઉપર તૃપ્તિનો જે આનંદ પ્રકાશવા લાગ્યો, તે જોઇ એ વૃદ્ધના મનમાં ઘણોજ અલ્હાદ થયો. હવે પ્રતિદિન ત્યાં નલિનાક્ષ આવતો, અને હેમનલિનીના એ ઓરડામાં વિશ્રાન્તિ લેતો. આ વખતે અન્નદાબાબુ પણ આવતા, અને ત્રણે જણાં વચ્ચે ધર્મ-વિચારોની ચર્ચા ચાલતી.

આથી યોગેન્દ્ર તદ્દન વિરોધી બની ગયો. તે કહેવા લાગ્યો કે; " આ બધું શું થાય છે ? તમે બધાંએ મળીને આ મકાનને ભયંકર પવિત્ર બનાવી દીધું છે. મારા જેવા માણસને તો અહીં પગ મૂકવાની પણ જગ્યા રહી નથી. "

યોગેન્દ્રની આવી વાતોથી પહેલાં તો હેમનલિનીનું અંતઃકરણુ અત્યંત કુંઠિત થઇ જતું. અન્નદાબાબુ પણુ યોગેન્દ્રની વાતોથી કોઇ કોઇ વાર ક્રોધી બની જતા, પરંતુ નલિનાક્ષની સંગતિ થયા પછી હેમનલિની કેવળ શાંત સ્નિગ્ધભાવ ધારણુ કરી મંદ હાસ્ય કરતી. અત્યારે એણે દ્વિધારહિત નિશ્ચિત અવલંબન ધારણુ કરેલું છે. આ વિષે શરમ રાખવી એને પણુ તે પોતાના મનની દુર્બળતા સમજતી. લોકો તેના આ નવિન આચરણુથી આશ્ચર્યચકિત થઇ મશ્કરી કરતા, તે હેમનલિની જાણુતી; પરંતુ નલિનાક્ષ ઉપર તેની ભક્તિ અને વિશ્વાસ જામેલાં હોવાથી તે તમામ ભૂલી જતી. આથી લોકોની સન્મુખ ઉભા રહેવામાં તે જરાપણુ સંકુચિત થતી નહિ.

એક દહાડો હેમનલિની પ્રાતઃસ્નાન પછી ઉપાસના સમાપ્ત કરી પોતાના એકાંતગૃહમાં બારી સન્મુખ સ્થિર થઇ બેઠેલી છે, એવામાં એકદમ નલિનાક્ષને લઇ અન્નદાબાબુ ત્યાં આવી પહોંચ્યા. હેમનલિ-નીનું હૃદય તે સમયે પરિપૂર્ણ થયું હતું. તરત તે ઉભી થઇ ગઇ. પહેલાં તેણે નલિનાક્ષને અને પછી પોતાના પિતાને પ્રણામ કર્યાં. અને તેમની ચરણુરજ મસ્તકે ચડાવી. નલિનાક્ષ સંકુચિત થઇ ગયો. અન્નદાબાબુ બોલ્યાઃ “ નલિનબાબુ, ગભરાઓ છો શામાટે ? હેમ-નલિનીએ પોતાનું કર્તવ્ય જ કર્યું છે.”

હમેશાં નલિનાક્ષ આટલો બધો વહેલો આવતો નહોતો, આથી હેમનલિની વિશેષ આશ્ચર્યથી તેના મુખભણી નિહાળી રહી. નલિ-નાક્ષે કહ્યુંઃ “ કાશીથી મારાં માતુશ્રીનો પત્ર આવ્યો છે, ત્યાં તેમનું શરીર બિમાર છે. એટલે આજે સાંજની ટ્રેનમાં મેં કાશીએ જવાનો નિશ્ચય કર્યો છે. આજે આખા દિવસમાં હું મારાં અહીંનાં બધાં કામ

પતવી દઇશ. આવો વિચાર કરીને અત્યારમાં હું અહીંઆં તમારી પાસે વિદાયગિરી લેવા આવ્યો છું."

અન્નદાબાબુઃ—"આપનાં માતુશ્રી માંદાં છે એટલે હું વધારે શું કહું ? પ્રભુ એમને સત્વર આરામ કરે. આપના આટલા દહાડાના સમાગમથી અમોને ઘણો લાભ મળ્યો છે. આપના એ ઉપકારનું ઋણ હું કોઇ કાળે વાળી શકીશ નહિ."

નલિનાક્ષઃ—"નક્કી સમજજો કે આપની પાસેથી મેં ઘણો લાભ મેળવ્યો છે. પાડોશીએ સ્નેહભાવે જે સહાય કરવી જોઇએ તે આપે કરેલી છે. એ શિવાય જે ગંભીર વિષયો આટલા દહાડા હું મનમાં ને મનમાં વિચાર્યા કરતો હતો; તેને તમે સર્વેએ શ્રદ્ધાદ્વારા વિશેષ ઉત્તેજન આપ્યું છે. મારી ભાવના અને સાધના ત્યારેજ સફળ થશે કે જ્યારે તે દ્વારા આપનો કાંઇ વિશેષ ઉપકાર થઈ શકશે."

અન્નદાબાબુઃ—"અમે જે વખતે મહાન ચિંતામાં નિમગ્ન હતાં, તે વખતે આપનું થયેલું આગમન અમને બહુ લાભદાયક નીવડયું છે. જો આપનો મારી સાથે મેળાપ થયો નહોત તો કોણ જાણે અમારી શી દશા થાત, તે કહી શકાતું નથી. અમે એવાં મનુષ્યો છીએ કે કયાંઇ બહાર વિશેષ આવજા કરતાં નથી, કોઇ સભામાં જઇને ભાષણો સાંભળવાનો પણ અમારો રિવાજ નથી. વળી હું કદાચ જાઉં પણ હેમનલિનીને તો કયાંઇ પણ જવું આવવું ગમતું નથી. એ તો આશ્ચર્યની વાત છે કે તે દિવસે યોગેન્દ્રની પાસેથી તેણે સાંભળ્યું કે આપ વ્યાખ્યાન કરવાના છો; એટલે એણે ત્યાં આવવાની હા પાડી. એવો બનાવ બીજી કોઇ વાર બન્યો નથી. આપ એ વાત ધ્યાનમાં રાખજો કે આપનો અને અમારો યોગ સદા એવો ને એવો જ ટકી રહે."

નલિનાક્ષઃ—" આપ પણ એ વાત યાદ રાખજો કે મારા જીવનની ગુપ્ત વાત આપના શિવાય મેં કોઇને કદિ કહી નથી. આપનો શુદ્ધ સાત્વિક ભાવ જોઇને જ મેં મારૂં હૃદય આપની પાસે ખોલ્યું છે. સત્યને પ્રકટ કરવું એજ સત્ય પ્રાપ્ત કરવાનું છેલ્લું શિક્ષણ છે."

હેમનલિની આ વાર્તાલાપની અંદર કાંઇજ બોલી નહિ. બારી પાસે જઇ તે ઉભી રહી અને બારીમાંથી જે તડકો આવી ટેબલ ઉપર પડતો હતો તે તરફ તાકી રહી અને મૌન જ ગૃહણ કરી રહી. જ્યારે નલિનાક્ષને જવાનો સમય થયો ત્યારે તે બોલીઃ " આપનાં માતુશ્રીની આરોગ્યતાની ખબર અમે જાણી શકીએ તેમ કરજો."

નલિનાક્ષ ઉઠી ઉભો થતાંજ હેમનલિનીએ ફરીવાર તેને ભોંયે નમી પ્રણામ કર્યા.

## પરિચ્છેદ ચુમાળીસમો.

### ગુરૂ-પાછળ પ્રયાણ.

કેટલાક દિવસથી અક્ષય જણાતો નહોતો, પરંતુ નલિનાક્ષ કાશીએ ગયા પછી તે આજે યોગેન્દ્રની સાથે અન્નદાબાબુના ચાના ટેબલ પાસે જણાયો. અક્ષય સમજી ગયો હતો કે હેમનલિનીનો રમેશના ઉપર કેટલો સ્નેહ છે તે માપવાનો સહેલો ઉપાય એ છે કે હેમનલિની મારા ઉપર જેટલો અભાવ દેખાડે તેટલો રમેશના ઉપર તેનો સદ્ભાવ સમજવો. આજે અક્ષયે હેમનલિનીનું મુખ શાંત જોયું. અક્ષયને જોતાં તેના મોંનો ભાવ

જરાપણ બદલાયો નહિ. તે જ્યાંને ત્યાંજ ઉભી રહી અને સહજ પ્રસન્નતાની સાથે બોલી: " આપને આટલા દહાડાલગી કેમ મેં જોયા નહિ ? આપ ક્યાં ગયા હતા ? "

અક્ષય:—" હું શું રોજ અહીં આવવા યોગ્ય છું ? "

હેમનલિની હસીને બોલી: " એવી યોગ્યતા ન હોવાથી જો સૌ તમારી પેઠે ક્યાંઇ આવવા જવાનું બંધ કરે તો આપણામાંથી ઘણાને એકાંતવાસમાંજ ભરાઇ રહેવું પડે. "

યોગેન્દ્ર:—" અક્ષયે એમ ધાર્યું હતું કે પોતે એકલાએ વિનય દર્શાવી સંપૂર્ણ યશ લેવો; પરંતુ હેમનલિનીએ તો તેનાથી આગળ વધી આખી મનુષ્યજાતિ પ્રતિ વિનય દર્શાવ્યો છે. પરંતુ આ સંબંધમાં મારે કાંઇ કહેવાનું છે. અમારા જેવા સાધારણ પુરૂષોજ રોજ આમ તેમ જોવામાં આવે છે, પરંતુ જેઓ અસાધારણ પુરૂષો છે તેમનાં તો દર્શન પણ ક્યાંઇ પ્રસંગવશાત્ જ થાય છે. તેઓ કોઇની સાથે વધારે પરિચય રાખતા નથી. તેઓતો જંગલોમાં પર્વતોમાં અને ગુફાઓમાં ભરાઇ રહે છે. જનસમૂહમાં સ્થિરભાવે રહેવું એતો અક્ષય અને યોગેન્દ્ર જેવા સામાન્ય મનુષ્યનુ જ કામ છે. "

યોગેન્દ્રની આ માર્મિક વાણીએ હેમનલિનીના હૃદયમાં આઘાત કર્યો. તેણે તેનો જવાબ ન આપતાં ત્રણ પ્યાલા ચાહ તૈયાર કરી અન્નદાબાબુ, અક્ષય અને યોગેન્દ્રની સન્મુખ મૂકયા."

યોગેન્દ્ર:—" લાગે છે કે બે ચા પીવાની નથી. "

હેમનલિની સમજતી હતી કે હવે યોગેન્દ્રની પાસેથી કાંઇક કઠણ વચનો સાંભળવાં પડશે, તોપણ તે ઘણા જ શાંત ભાવથી બોલી: " ના મેં ચા પીવી મૂકી દીધી છે. "

યોગેન્દ્ર:—" ત્યારે હવે વિધિપૂર્વક તપશ્ચર્યા કરવાનો પ્રારંભ થયો જણાય છે. ચાનાં પાંદડાંમાં આધ્યાત્મિક બળ નહિ હોય એમ લાગે છે. અહો! શો આડંબર? હેમનલિની! એવા બધા ઢોંગ મૂકી દે. એક પ્યાલો ચા પીતાં જો તારૂં તપ નષ્ટ થઇ જતું હોય, જો તારો યોગ ભંગ થઇ જતો હોય તો કોઇ પહાડની ગુફામાં જઇ યોગસાધના કર કે તરત જ સિદ્ધિ પ્રાપ્ત થાય! આવું કડણુ વ્રત ગ્રહણ કરીને તું સમાજમાં શી રીતે રહી શકશે?"

આટલું બોલી યોગેન્દ્રે ઉભા થઇ સ્વહસ્તે બીજો એક પ્યાલો ભરી હેમનલિનીની આગળ મૂક્યો. તેણે ચાના પ્યાલાને હાથ ન અડકાડતાં અન્નદાબાબુને કહ્યું: " પિતાજી! આજે તમે એકલો ચાજ પીધો છે. બીજું કાંઇજ ખાધું નથી."

અન્નદાબાબુનો કંઠસ્વર કંપવા લાગ્યો. તે બોલ્યા: " બેટા, હું સાચેસાચું કહું છું કે આ ટેબલ પાસે બેસી કાંઇ પણ ખાવું પીવું મને ગમતું નથી. યોગેન્દ્રનું તીવ્ર ભાષણ હું ઘણા દહાડાથી છાનોમાનો સાંભળ્યા કરૂં છું. હું જાણું છું કે મારા જેવા શરીર અને મન જર્જરિત થયેલા મનુષ્યે બહુ વિચારીને બોલવું જોઇએ. નહિતો કાંઇ બોલવા જતાં કાંઇ બોલી જવાય અને વૃધ્ધાવસ્થામાં સંતાપ સહન કરવો પડે."

હેમનલિની પોતાના પિતાની ખુરશી પાસે આવી યોગેન્દ્રે આપેલા પ્યાલામાંથી ચા પીવા તત્પર થઇ. અક્ષય એકદમ ઉભો થઇ બોલ્યો: " માફ કરો, એ પ્યાલો મને આપો. મારો, પ્યાલો ગયો છે. યોગેન્દ્રે ઉઠી હેમનલિનીના હાથમાંથી ચાનો પ્યાલો તાણી લીધો અને અન્નદાબાબુને કહ્યું: " મારો અન્યાય થયો છે; મને માફ કરો."

અન્નદાબાબુ કશો ઉત્તર આપી શક્યા નહિ. તેમનાં નેત્રોમાં અશ્રુ ભરાઇ આવ્યાં અને જોત જોતાંમાં એ અશ્રુ જમીન ઉપર પડવા લાગ્યાં.

યોગેન્દ્ર અક્ષય સાથે ધીરેધીરે તે ઓરડામાંથી બહાર નીકળ્યો. અન્નદાબાબુ આહાર કરી ઉભા થયા અને હેમનલિનીનો હાથ ઝાલી કંપતે ચરણે ઉપરના બેઠકના ઓરડામાં ગયા. તે રાત્રે અન્નદાબાબુના પડખામાં શૂળની વેદના ઉપડી. ડાક્ટરે આવી પરીક્ષા કરી કહ્યું કે: "એમને લિવરનો વિકાર થયો છે. જો કે હજુ રોગ પ્રબળ થયો નથી. એટલે હમણાં જ પશ્ચિમ દેશમાં હવાફેર કરવા જાય અને ત્યાં વરસ છમાસ રહે તો શરીર તંદુરસ્ત થઇ જાય."

વેદના બંધ થતાં અને ડાક્ટર સાહેબ જતાં અન્નદાબાબુ બોલ્યા: "બેટા હેમનલિની ! ચાલ; આપણે કેટલાક દિવસ કાશીમાં જઇને રહીયે."

હેમનલિનીના મનમાં પણ ક્યારની એ વાતજ ઉગી હતી. નલિનાક્ષ ચાલ્યા ગયા પછી નલિની પોતાની યોગસાધનાના વિષયમાં દુર્બળતા અનુભવવા લાગી હતી. નલિનાક્ષની હાજરીથી જ તેની આન્હિકક્રિયામાં ઘણું ઉત્તેજન મળતું હતું. નલિનાક્ષના મુખારવિંદમાં જ એક પ્રકારની સ્થિરનિષ્ઠા અને શાંત પ્રસન્નતા ચળકતાં હતાં. તેથી હેમનલિનીની શ્રદ્ધાને અપૂર્વ પોષણ મળતું હતું. પરંતુ નલિનાક્ષની ગેરહાજરીથી તેની શ્રદ્ધામાં અને ઉત્સાહમાં જાણે એક શ્યામ છાયા આવી પડી. આજે આખો દહાડો હેમનલિએ નલિનાક્ષે શિખવાડેલાં બધાં અનુષ્ઠાનો પુષ્કળ શ્રદ્ધા ભક્તિમાં કર્યાં હતાં; પરંતુ તેથી શ્રમ લાગ્યો હતો, અને નિરાશા ઉપજવાથી તે બિચારી પોતાનાં અશ્રુ અટકાવી શકતી નહોતી. ઘણી દઢતા ધારણ કરી તે ચાના ટેબલ પાસે આતિથ્ય કરવા પ્રવૃત્ત થઈ હતી; પરંતુ તેનું

મન જાણે, એક પ્રકારના ભારથી દબાઇ ગયું હતું. વળી તેના મનમાં પૂર્વ સ્મૃતિની વેદનાએ બમણેવેગે આક્રમણ કર્યું. ફરીવાર તેનું પોતાનું મન ગૃહહીન અને આશ્રયહીન માનવની પેઠે દીન બની રૂદન કરવા લાગ્યું. આવાં કારણોથી જ્યારે પિતાજીએ કાશી જવાની વાત કરી; ત્યારે તે અત્યંત રાજી થઇ અને બોલી: "હા, હા, પિતાજી, ચાલો ત્યાંજ જઇએ."

બીજે દહાડે તેઓ કાશીએ જવાની તૈયારી કરવા લાગ્યાં. તે જોઇને યોગેન્દ્રે પૂછયું: "કાં, આ શું કરો છો?"

અન્નદાબાબુ:—"અમારે પશ્ચિમ તરફ જવું છે."

યોગેન્દ્ર:—"પશ્ચિમમાં ક્યાં?"

અન્નદાબાબુ:—"ફરતાં ફરતાં જે સ્થળ પસંદ આવશે ત્યાં રહીશું."

પોતાને કાશીએ જવું છે એ વાત તેઓ યોગેન્દ્રની પાસે એકદમ કહી શકયા નહિ.

યોગેન્દ્ર:—"પરંતુ હું હવે તમારી સાથે આવી શકીશ નહિ. મેં હેડમાસ્તરની જગ્યા મેળવવા માટે એક સ્થળે અરજ કરી છે, હું તેનો જવાબ મળવાની જ રાહ જોઉં છું."



# પરિચ્છેદ પીસતાલીશમો.

## " કમળાની શોધ. "

જે દહાડે કમળાએ ઘરનો ત્યાગ કર્યો, તેને બીજે દહાડે પ્રાતઃકાલમાંજ રમેશ અલ્લાહબાદથી પાછો ગાઝીપુરમાં આવ્યો. એ વખતે રસ્તામાં ઝાઝાં માણસો હતાં નહિ. ટાઢથી બચવામાટે રસ્તાની ધારનાં ઝાડવાં જાણે પાંદડાંનું આવરણ કરી તેમાં સંતાઇ પેઠાં હતાં. એ નિર્જન માર્ગમાં ગાડીમાં બેઠેલા રમેશનું ઓવરકોટ નીચે ઢંકાએલું વક્ષઃસ્થળ ચંચળ બની ધડકતું હતું.

પોતાના મકાનની પાસે ગાડી આવતાં રમેશ તેમાંથી નીચે ઉતર્યો. તે ધારતો હતો કે ગાડીનો અવાજ સાંભળી જરૂર કમલા બહાર આવી રાહ જોઇ ઉભી રહેશે. રમેશે સ્વહસ્તે કમળાના ગળામાં પહેરાવવા માટે એક કીંમતી નેકલેસ (હાર) આણેલો હતો. એ હારને પોતાના ઓવરકોટના ખીસ્સામાંથી કાઢી હમણાં તેણે હાથમાં લીધો, કે કમલાને જોતાં જ પહેરાવી શકાય.

બારણા પાસે આવીને જોયું તો તેનો નોકર બિશન કંપાઉંડમાં સુતો હતો. ને ઘરનાં બારણાં બંધ હતાં. આ જોતાં રમેશનું મુખ ખિન્ન થયું. ને તે ચમકી થોડીવાર ઉભો રહ્યો. કેટલીકવારે તેણે ઉચ્ચસ્વરે બૂમ મારીઃ " વિષ્ણુ ! ઓ વિષ્ણુ ! "

એ બૂમ મારતાં રમેશને વિચાર થયો કે આવી બૂમો મારવાથી ઘરનાં માણસોની નિદ્રા ઉડી જશે. પણ એમ કરીને જો ઘરનાં માણસોની નિદ્રા ઉડાડવાની જરૂર છે, તો તેમ કરવામાં હરકત શી છે ? જો કે રમેશ પોતે તો આજે મધ્યરાત્રિથી ઉંઘ્યો નહોતો જ.

બે ત્રણ બૂમો માર્યાં છતાં બિશન ઉઠ્યો નહિ. એટલે તેને ઢોળીને ઉઠાડ્યો. બિશન ઉઠીને બેઠો થયો તોપણ થોડીવારતો ને ાંડાની પેઠે રમેશની ભણી તાકી જ રહ્યો. રમેશે પૂછ્યું:—"વહુજી ઘરમાં છે કે?"

બિશન પહેલાં તો રમેશે શું કહ્યું તેજ તે સમજ્યો નહિ. ણ થોડીવારમાં ચમકીઉઠીને બોલ્યો:—"હા, હા, તે ઘરમાં છે." ાટલું કહી તે ફરીવાર સુઇ જઇ ઉંઘવાની તૈયારી કરવા લાગ્યો.

રમેશે મકાનનુ બારણું હડસેલ્યું; તો તરત ઉઘડી ગયું. ઘરની મંદર જઇ એણે જોયું તો તેમાં કોઈ હતું નહિ. તોપણ તેણે એક-ાર ઉંચે સ્વરે બૂમ મારી: "કમલા! ઓ કમલા!" પણ સામો ાઇએ કશો જવાબ આપ્યો નહિ. બહાર ફળિયામાં લીમડાના ઝાડ-ગી તે ફરી આવ્યો. રસોડામાં, ચાકરની ઓરડોમાં, બેઠકમાં ને ે કોઠારમાં તે તપાસ કરી આવ્યો. પણ તે કયાંઇ કમલાને જોઈ ાક્યો નહિ. આ વખતે ઘરમાં તડકો આવવા માંડ્યો હતો. કાગ-ાઓ 'કા' 'કા' કરવા લાગ્યા હતા, અને એ મકાનની સમીપ રહેનારી ામણીઓ માથે ચકચકિત જળપાત્રો લઇ જળ ભરવા જતી હતી. ે મકાનની એક બાજુમાં કોઈ સ્ત્રી વિચિત્ર સુરે ગાતી ગાતી જોરથી ંટી ફેરવતી હતી.

રમેશે મકાનમાં ફરી આવીને જોયું તો હજુ બિશન ગાઢ ંદ્રામાં આંગણે પડ્યો હતો. હવે રમેશે નીચાં વળી તેને ખૂબ ઢંઢો-ળ્યો. જોયું તો એના નિઃશ્વાસમાં તાડીની દુર્ગંધ આવતી હતી.

ખૂબ જોરે ઢંઢોળવાથી બિશન જાગી ગયો. એટલે તેને ફરી-ાર પૂછ્યું:—"વહુજી ક્યાં છે?"

બિશન:—"એ તો ઘરમાં છે!"

રમેશઃ—“ ઘરમાં ક્યાં છે ? ઘરમાં તો કોઇ નથી.”

બિશનઃ—“ કાલ તો તેઓ અહીંઆં જ હતાં ! ”

રમેશઃ—“ ત્યારપછી ક્યાં ગયાં ? ”

બિશન આશ્ચર્યચકિત થઇ “ હેં ” ઉચ્ચાર કરી રમેશના સામું તાકી જ રહ્યો. એટલામાં મ્હોટું ધોતીઉં પહેરીને તથા ડીલે ચાદર ઓઢીને ઉમેશ આવ્યો. એ વખતે તેનાં લોચનો લાલચોળ થયેલાં હતાં. રમેશે તેને પૂછયુંઃ—“ ઉમેશ ! ત્હારી બા ક્યાં છે ? ”

ઉમેશઃ—“ મ્હારાં બા તો કાલનાં અહીંઆં જ છે.”

રમેશઃ—“ તું ક્યાં ગયો હતો ? ”

ઉમેશઃ—“ મ્હને તો મ્હારાં બાએ કાલે સિંધુબાબુને ત્યાં જે રામલીલા થવાની હતી તે જોવા માટે મોકલ્યો હતો.”

એટલામાં ગાડીવાને આવીને કહ્યુંઃ—“ બાબુજી, મ્હારૂં ભાડું આપોને ? ”

રમેશ એકદમ એજ ગાડીમાં બેસીને ચક્રવર્તી કાકાને મકાને ગયો. ત્યાં જઇને જોયું તો મકાનમાં તમામ માણસો વ્યગ્ર બનેલાં છે. રમેશે ધાર્યું કે રખેને કમલાને કાંઇ અસુખ થયું હોય ને તેને માટે આ માણસો વ્યગ્ર હોય ! પણ ખરી વાત એમ નહોતી. કાલે સંધ્યાકાળપછી એકદમ ઉમીએ ચીસોચીસ પાડી રડવા માંડયું હતું, એના હાથપગ ઠંડા પડી ગયા હતા, ને મ્હોં કાળું પડી ગયું હતું. આથી સૌ અત્યંત વ્યગ્ર બની ગયાં હતાં. આખી રાત્રિ એની દવા-દારૂ કરવામાં કોઇએ નિદ્રાપણ લીધી નહોતી.

રમેશે ધાર્યું કે “ ઉમા ” માંદી થવાથી જરૂર કાલે રાત્રે કમલા અહીં આવી હશે. આથી તેણે વિપિનને કહ્યુંઃ—“ ઉમી માંદી છે, એટલે કમલા બહુ જ ઉદ્વિગ્ન બની હશે.”

કમલા કાલે રાત્રે અહીં આવી હતી કે નહિ ? એ વાત વિપિન જાણતો નહોતો. આથી રમેશની વાતમાં ટાપસી પૂરતો તે બોલ્યોઃ– " હા, એનો ઉમલી ઉપર ઘણોજ પ્રેમ છે, પરંતુ ડાકતર કહી ગયા છે કે કાંઇ ચિંતા કરવા જેવું નથી."

એનું ગમે તેમ હો. તોપણ અત્યંત ઉલ્લાસને ઠેકાણે અત્યારે તો નિરાશાએ રમેશના મનને વિકલ કરી દીધું. તે મનમાં મનમાં વિચારવા લાગ્યો કે મ્હારા અને કમલાના મેળાપમાં જરૂર કાંઇક દૈવનોજ વિરોધ જણાય છે.

એટલામાં રમેશને નવે મકાનેથી ઉમેશ આવીને હાજર થયો. ચક્રવર્તીના મકાનમાં જવાની પણ એને છૂટ હતી. ઉમેશના ઉપર શૈલજા પણ ઘણો માયાભાવ રાખતી. મકાનની અંદર ઉમેશને આવેલો જોઇને તથા ઉમીની ઉંઘ ઉડી જશે એવી શંકા થવાથી શૈલજા એકદમ બહાર આવી ઉભી રહી.

ઉમેશઃ—" બા, કમલાબા ક્યાં છે ? "

શૈલજા વિસ્મય પામી બોલીઃ—" કાં ? તું પોતેજ કાલે ત્હારી સાથે એને નવે મકાને લઇ ગયો હતોને ? "

ઉમેશ પોતાનું મુખ મ્લાન કરી બોલ્યોઃ—" એ મકાનમાં તો તે દેખાતાં નથી. "

શૈલજા વ્યગ્ર થઇ બોલીઃ—" એ શી વાત કરે છે ? કાલે રાત્રે તું ક્યાં હતો ? "

ઉમેશઃ—" માજીએ મ્હને કાલે રાત્રે એ મકાને રહેવા દીધો નહોતો. અમે એ મકાનમાં જતાંજ તેમણે મ્હને કીધું કે આજે સિંધુબાબુને ત્યાં રામલીલા છે માટે તું જોવા જા. આથી હું ત્યાં જોવા ગયો હતો.''

શૈલજા:—" ત્હારી અક્કલ પણ હવે જણાઇ ગઇ. ઠીક, બિશન ક્યાં હતો ?"

ઉમેશ:—" બિશન તો કાંઇ પણ કહી શકતો નથી. એણે તો કાલે રાત્રે ખૂબ તાડી પીધી હતી."

શૈલજા:—" જા, જા, જલ્દી બાબુને બોલાવી લાવ."

ઉમેશ ગયો ને વિપિનબાબુને તેડી લાગ્યો. વિપિન આવતાં શૈલજા બોલી: " અરેરે, જુઓ તો ખરા, સર્વસ્વ નષ્ટ થઇ ગયું."

આ વચનોએ વિપિનનું વદન ફીકું પડી ગયું. તે વ્યગ્ર થઇને બોલ્યોઃ " કાં, શું થયું છે ?"

શૈલજા:—" કાલે રાત્રે કમલા પોતાને નવે ઘેર ગઇ હતી, પણ તપાસ કરતાં અત્યારે તે ત્યાં જોવામાં આવતી નથી."

વિપિન:—" તે કાલે રાત્રે અહીં આવી નહોતી ?"

શૈલજા:—" ના રે ના, કાલે ઉમીને ઠીક નહોતું તેથી તેને તેડાવવાનું ધાર્યું હતું, પણ તેડવા જનારૂં માણસજ ક્યાં હતું ? શું રમેશબાબુ આવ્યા છે ?"

વિપિન:—" મકાનમાં ન જોવાથી તેમણે ધાર્યું હશે કે કમલા આપણે ત્યાંજ હશે. ને તેથી તેઓ અહીં આવ્યા છે."

શૈલજા:—" જાઓ, જાઓ, રમેશબાબુને સાથે લઇ જઇ જલ્દી કમલાની તપાસ કરો. ઉમી હવે ઉંઘી ગઇ છે ને હવે તેની તબિયત પણ સારી છે."

વિપિન અને રમેશ ફરીથી એ ગાડીમાં બેસીને પાછા નવે ઘેર આવ્યા. કમલાના સંબંધમાં તેઓને પત્તો મળ્યો તે આટલોજ હતો. " કાલે સાંજ વખતે કમળા એકલી ગંગા તરફ ગઇ હતી. બિશને તેની સાથે જવાની વાત પણ કરી હતી, પરંતુ કમલાએ

તેને ઇનામનો એક રૂપિયો આપી ઘર તરફ પાછો વાળ્યો હતો. તે મકાનનો પહેરો ભરવા માટે આંગણામાં આવીને બેઠો હતો. તેજ વખતે તાજી ઉતારેલી તાડીનો ઘડો ભરીને એક માણસ તેની પાસેથી જતો હતો. તે પછી એ તાડી શી રીતે બિશનના મ્હોમાં પેઠી! એટલી વાત બિશનને મોએથી સ્પષ્ટ નીકળી નહોતી—આ વિશ્વમાં એમજ બને છે! જે માર્ગે કમલા ગંગાભણી ગઇ તે માર્ગ પણ બિશને લાંબો હાથ કરી રમેશને બતાવ્યો."

ઝાકળથી ભીનાં થયેલાં છોડવાવાળાં ખેતરોમાં ચાલી, બિશને બતાવેલે માર્ગે રમેશ, વિપિન અને ઉમેશ, કમલાને શોધવા ચાલ્યા. શિકારીએ હણેલી હરિણીના નમાયા બનેલા બચ્ચાની પેઠે ઉમેશ ચારે બાજુએ તીક્ષ્ણ દૃષ્ટિએ જોતો હતો. ગંગાતટે આવી ત્રણે જણા ઉભા રહ્યા. ભીંની થયેલી રેતી, પ્રભાતને તડકે ચકચકતી હતી. કયાંઇ કોઇ માણસ દેખાતું નહોતું. ઉમેશ ઉચ્ચ સ્વરે ચીસ પાડી બોલવા લાગ્યો:—"એ બા, કયાં છો? એ બા કયાં છો?" સામેના ઉંચા કાંઠાએ અથડાઇ એનો પ્રતિધ્વનિ પાછો આવ્યો, પણ કોઇએ ઉમેશના પ્રશ્નનો કશો ઉત્તર આપ્યો નહિ.

શોધતાં શોધતાં ઉમેશે એકદમ થોડે છેટે કાંઇક ધોળું ચકચકતું જોયું. એકદમ તેણે પાસે જઇને જોયું તો જળની થોડેક છેટે રૂમાલે બાંધેલો કુંચીઓનો એક લૂંમખો તેના જોવામાં આવ્યો. "એ શું છે?" એમ બોલતો બોલતો રમેશ પણ ત્યાં આવી પહોંચ્યો. જોયું તો એ કમલાનોજ કુંચીઓનો ઝુડો હતો.

જ્યાં આ કુંચીઓનો લુમખો પડયો હતો, ત્યાંજ રેતીમાં નાનાં બે પગલાં પડેલાં હતાં. ને ત્યાંથી તે પગલાંની હાર ગંગાના પાણીમાં જતી હતી. વળી થોડેક છેટે પાણીમાં કાંઇક ચળકતું હતું. ઉમેશની

નજરથી તે અદૃશ્ય રહી શક્યું નહિ. ઉમેશે ત્વરાથી જઈને તે ઉંચકી લીધું ને જોયું તો તે સોનાની સાંકળીમાં ગુંથેલી એક ઘડિયાળ હતી. રમેશે એ ભેટ કમલાને પહેલાં આપેલી હતી.

આ પ્રમાણે બધાં ચિન્હો જ્યારે કમલા ગંગાજળમાં પડયાનું સૂચન કરવા લાગ્યાં; ત્યારે હવે ઉમેશે રહી શકાયું નહિ. "એ મા ! એ મા !" કરી ચીસો પાડી તે રડવા લાગ્યો; ને ગંગામાં કૂદી પડયો. એ સ્થળે વધારે ઉંડું પાણી તો હતું નહિ. ઉમેશ ગાંડા માણસની પેઠે વારંવાર ડૂબકી મારવા ને ઘૂમવા લાગ્યો ને થોડી વારમાં તો તેણે તમામ જળ ડોળી નાંખ્યું.

રમેશ હતબુદ્ધિની પેઠે ઉભોજ રહ્યો.

વિપિન;—"ઉમેશ, તું શું કરે છે? બહાર નીકળ."

ઉમેશ મોઢામાંથી પાણીના કોગળા કરતો કરતો બોલ્યોઃ "ના, ના, હું બહાર નીકળીશ નહિ. હવે તમે મને પાછો ઘેર લઇ જઇ શકશો નહિ. અરે મા તમે મને અહીં પડયો મૂકી કયાં ચાલ્યાં ગયાં?"

વિપિન બી ગયો, પરંતુ ઉમેશ પાણીમાં માછલાના જેવું તરી શકતો હતો. પાણીમાં ડૂબી આત્મહત્યા કરવી એ વાત ઉમેશને માટે તો અત્યંત કઠણ હતી. જ્યારે તે ડૂબકીઓ મારી મારી થાકી ગયો ત્યારે પાણીમાંથી બહાર નીકળી કિનારાની રેતીમાં આળોટતો આળોટતો રોવા લાગ્યો.

મૂર્તિની પેઠે સ્તબ્ધ ઉભેલા રમેશને અડીને વિપિને કહ્યું:—"રમેશબાબુ, ચાલો અહીં ઉભા રહેવાથી શું વળશે? એકવાર પોલીસને આ બનાવના ખબર આપીએ તેઓ તપાસ કરી પત્તો મેળવશે."

શૈલજાના ઘરમાં તે દહાડે કોઇએ ખાધું પીધું નહિ, તેમ કોઇ ઉંઘ્યું પણ નહિ. કમળાના વિયોગથી દુઃખી થઈ સૌ શોકસાગરમાં નિમગ્ન થઇ ગયાં. નાવિકોએ નાવ લઇ ગંગાપ્રવાહમાં ઘણે દૂર લગી જાળ નાંખી જોઇ. પોલિસના માણસો ચારે તરફ કમળાની તપાસ કરવા લાગ્યાં, સ્ટેશને જઇને પણ ખાસ તપાસ કરવામાં આવી કે કમળાના જેવા રંગ, રૂપ, અવયવો, અને ઉંમરવાળી કોઇ બંગાળી સ્ત્રી રાત્રિની ગાડીમાં ટીકીટ લઇ ક્યાંઈ ગઇ છે કે નહિ?"

તે દિવસે બપોરે ચક્રવર્તી કાકા પણ આવી પહોંચ્યા. કમળાનો કેટલાક દિવસનો વ્યવહાર અને આદિથી અંતલગીનો બધો વૃત્તાંત સાંભળી તેમને સંદેહ રહ્યો નહિ કે કમળા ગંગાના પ્રવાહમાં ડૂબી આત્મહત્યા કરી મૂઇ છે કે નહિ!

દાસી લછમા—"તેથીજ ઉમા કાલે રાત્રે બહુજ રોતી હતી. એને સારી કરવા માટે ઝાડુ નંખાવવું જોઇએ."

રમેશ બિચારો દુઃખનો માર્યો મરણતોલ થઇ ગયો. તેનું હૃદય અંદરથી બળી જઇ ખાખ થઇ ગયું. એ હૃદયમાં અશ્રુનું એક ટીપું પણ રહ્યું નહિ. તે મનમાં ને મનમાં વિચારવા લાગ્યો:—"એક દહાડો એજ કમળા નદીના એક પ્રવાહમાંથી નીકળી મારી પાસે આવી હતી, અને ફરી એજ કમળા પૂજાના પવિત્ર પુષ્પની પેઠે ગંગાપ્રવાહમાં અંતરધ્યાન થઇ ગઇ!"

જ્યારે સૂર્યનો અસ્ત થયો ત્યારે ફરીને રમેશ ગંગાના તેજ સ્થળમાં ગયો. જ્યાં કુંચીઓનો લુમખો પડયો હતો ત્યાં ઉભા રહી તેણે પેલાં પગલાંનાં ચિન્હો એક નજરે જોયાં. પછી કાંઠે જોડા કાઢી ધોતીયું ઘુંટણથી ઉંચું ચઢાવી તે થોડાક જળમાં ગયો અને કાળ-

શીમાંથી પેલો નવો નેકલેસ બહાર કાઢી ગંગાના પ્રવાહમાં દૂર ફેંકી દીધો.

હવે રમેશ ગાઝીપુરથી ક્યાં ચાલ્યો ગયો, તેના કશા સમાચાર ચક્રવર્તીના ઘરમાં કોઇ માણસને મળ્યા નહિ.

## પરિચ્છેદ છેંતાળીસમો.

### જૂના મિત્રોનો મેળાપ.

હવે રમેશના મુખ આગળ કશું કામ રહ્યું નહિ. તેણે ધાર્યું કે આ જીવનમાં હવે કાંઇજ કામ કરવું નહિ, અને ક્યાંઇ સ્થાયી થઇ રહેવું નહિ. હેમનલિનીની વાત તેણે મનમાંથી તદ્દન ભૂલાઇ ગઇ હતી એવું નહોતું. પરંતુ એ પણ ભૂલી જવા યોગ્ય છે એવું તેણે મનમાં ને મનમાં નક્કી કર્યું. તે વિચારતો કે મારા જીવનમાં જેણે દારૂણ આઘાત કર્યો છે અને જેણે મને સંસારથી ચિરકાળ માટે જુદો કર્યો છે તેનો વિચાર શો કરવો? પ્રફુલ્લ ઉપવનમાં વજ્રથી ભેદાયેલાં વૃક્ષો સ્થાન મેળવવાની આશા શી રીતે રાખી શકે?

હવે રમેશ દેશાટન કરવા બહાર નીકળ્યો. કોઇ એક સ્થળમાં તે ઘણા દિવસ રહેતો નહિ. નૌકામાં બેસી તેણે કાશીના ઘાટોની શોભા જોઇ, દિલ્હી જઇ તે કુતુબમિનાર ઉપર ચડયો, ચાંદની રાતે તેણે આગ્રાનો તાજ મહેલ જોયો, અમૃતસરમાં જઇ તેણે ગુરૂસાહેબ સુવર્ણમંદિર જોયું, અને રજપુતાનામાં જઇ આબુપર્વતના શિખરો

ઉપર શોભતાં દેવમંદિરો નિહાળ્યાં. આ રીતે રમેશે પોતાના શરીર તથા મનને વિશ્રામ આપવા ધાર્યું. પણ તેથી જોઇતો લાભ થયો નહિ. છેલ્લે એ દેશાટનથી થાકી તેનું અંતઃકરણ કંટાળી ગયું. આથી એક દીર્ઘનિઃશ્વાસ નાખી કલકત્તાની ટીકીટ ખરીદીને આગગાડીમાં બેઠો.

કલકત્તે આવ્યો, છતાં રમેશ કાલુટોલાની પેલી ગલીના અંદર એકદમ પ્રવેશ કરી શકયો નહિ. ત્યાં જવાથી તે પોતે શું દેખશે? અથવા શું સાંભળશે? એનો તેને કશો નિશ્ચય ન હતો. તેના મનમાં એક શંકા એ હતી કે ત્યાં કાંઇ મોટું પરિવર્તન થઇ ગયું હશે. એક દહાડો તો તે ગલીના નાકાસુધી જઇ પાછો ફર્યો. બીજે દહાડે સંધ્યા વખતે તે પરાણે પોતાના શરીરને એ મકાન પાસે લઇ ગયો. જોયું તો અન્નદાબાબુના મકાનનાં બધાં બારીબારણાં બંધ હતાં, ને અંદર કોઇ પણ માણસ ન હતું. મકાનની સંભાળ રાખવા માટે કોઇ નોકર ચાકર તો હશેજ, એમ વિચારી રમેશે દરવાજાનાં બારણાં ઠોક્યાં અને બૂમો મારી; પણ કોઇએ કશો ઉત્તર આપ્યો નહિ. પાડોશી ચંદ્રમોહન પોતાના ઘરના ઓટલા ઉપર બેસી તમાકુ પીતો હતો. તે બોલ્યોઃ—"કોણ રમેશ બાબુ કે? છો તો મઝામાં? આ મકાનમાં હમણાં અન્નદાબાબુ તો છે નહિ."

રમેશઃ—"તેઓ કયાં ગયા છે તે જાણો છો?"

ચંદ્રમોહનઃ—"કયાં ગયા છે, તે તો હું જાણતો નથી, પરંતુ પશ્ચિમમાં ગયા છે, એટલું હું જાણું છુ."

રમેશઃ—"મહાશય! એમની સાથે કોણ કોણ ગયેલાં છે?"

ચંદ્રમોહનઃ—"અન્નદાબાબુ અને તેમની પુત્રી હેમનલિની."

રમેશઃ—"આપ બરાબર જાણો છો? એમની સાથે બીજું કોઇ તો ગયું નથી ના?"

ચંદ્રમોહનઃ—"હા બરાબર જાણું છું; જતી વખતે પણ તેઓ મને મળીને ગયા છે."

હવે રમેશ ધૈર્ય સાચવવા અશક્ત થઇ ગયો; અને બોલ્યોઃ "મેં એકજણ પાસેથી સાંભળ્યું છે કે નલિનબાબુ નામે એક બાબુ તેમની સાથે ગયા છે?"

ચંદ્રમોહનઃ—"તમે ખોટી વાત સાંભળી છે. તમે રહેતા હતા તે મકાનમાં જ નલિનબાબુ કેટલાક દિવસ રહ્યા હતા; પણ તેઓ ગયા પછી ચારપાંચ દિવસે અન્નદાબાબુ ગયા છે."

રમેશે ચંદ્રમોહનને બીજા કેટલાક પ્રશ્નો પૂછવાથી નલિનાક્ષબાબુ વિષે ફક્ત એટલીજ વાત જણાઇ કે એમનું આખું નામ નલિનાક્ષ ચટ્ટોપાધ્યાય છે. પ'લાં તેઓ રંગપુરમાં ડાકટર હતા, પણ હવે પોતાનાં માતુશ્રી સાથે કાશીમાં જ રહે છે. રમેશ કેટલીકવાર સ્તબ્ધ થઇ ઉભો રહ્યો, અને પછી બોલ્યોઃ—"અત્યારે યોગેન્દ્ર ક્યાં છે તે કહી શકશો?"

ચંદ્રમોહને ખબર આપ્યા કે મૈમનસિંગના એક જમીનદારે સ્થાપેલી હાઇસ્કૂલમાં હેડમાસ્તર તરીકે યોગેન્દ્ર ગોઠવાયો છે અને એ હાઇસ્કૂલ બિશાઇપુરમાં છે."

ચંદ્રમોહનઃ—"રમેશબાબુ, આપને ઘણા દિવસથી જોયા નહોતા, આટલા દિવસલગી આપ ક્યાં હતા?"

રમેશને હવે પોતાની વાત છુપાવવાનું કશું કારણ નહોતું. તે બોલ્યોઃ "વકિલાતની પ્રેકટીસ કરવા હું ગાઝીપુરમાં ગયો હતો."

ચંદ્રમોહનઃ—"હવે તો તમે ત્યાં જ રહેવાના કે?"

રમેશઃ—"ના, ત્યાં મારે રહેવું નથી; અને હવે ક્યાં જઇશ તે પણ નક્કી કર્યું નથી."

રમેશ ગયા પછી થોડીવારેજ ત્યાં અક્ષય આવ્યો. યોગેન્દ્ર જતી વખતે પોતાના મકાનની સંભાળ રાખવાનો ભાર અક્ષય ઉપર મૂકી ગયો હતો. અક્ષય જે ભાર ગ્રહણ કરે; તે બરાબર ઉપાડવામાં શિથિલતા બતાવે એવો ન હતો. આમ હોવાથી તે કદી કદી અચાનક મકાને આવી જોઇ જતો કે અન્નદાબાબુના બે નોકરમાંનો એક નોકર વારાફરતી હાજર રહી મકાન સાચવે છે કે નહિ ?

અક્ષયને જોઇ ચંદ્રમોહન બોલ્યોઃ "થોડીવાર પહેલાં જ રમેશબાબુ અહીં આવી ચાલ્યા ગયા."

અક્ષયઃ—"સાચું કહો છો ? શું કરવા આવ્યા હતા ?"

ચંદ્રમોહનઃ—"તે તો હું જાણુતો નથી; મારી પાસેથી તેમણે અન્નદાબાબુના તમામ સમાચાર પૂછી લીધા. તેઓ એવાતો દૂબળા થઇ ગયા છે કે એકદમ ઓળખવા પણ કઠણ થઇ પડે. જો તેમણે નોકરને બૂમ મારી ન હોત તો હું તેમને ઓળખી પણ શકત નહિ."

અક્ષયઃ—"હવે તે ક્યાં રહેશે એ તેમણે કહ્યું ?"

ચંદ્રમોહનઃ—"આટલા દિવસ લગી ગાઝીપુરમાં હતા, હવે તેઓ એ સ્થાન છોડી આવ્યા છે, ને હવે ક્યાં રહેશે તે નક્કી કરી શકયા નથી."

અક્ષયઃ—"હા, ઠીક." આટલું બોલી અક્ષયે પોતાના કામમાં મન લગાડયું.

રમેશ પોતાને મકાને પાછો આવી વિચારવા લાગ્યોઃ—"અહા, અદૃષ્ટ કેવું વિષમ છે ! એ કેવાં કૌતુક ઉપજાવે છે ? એક તરફ મારી સાથે કમળાનું મિલન થયું અને બીજી તરફ નલિનાક્ષની સાથે હેમનલિનીનું મિલન થયું ! આતો જાણે અદ્ભુત નવલકથા જેવું ! આવો ઉલટપાલટ મેળાપ કરવો એતો ઉન્મત્ત લેખક જેવા અદૃષ્ટને પલ્લેજ

સંભવે છે. સંસારમાં આવા આવા જે અદ્દભુત બનાવો બને છે તે બીકણુ લેખકો પોતાની કાલ્પનિક નવલકથાઓમાં લખવાની પણ હિંમત કરી શકતા નથી." પરંતુ રમેશે ધાર્યું કે: "હવે જ્યારે હું એના જીવનના સમસ્યા—જાળમાંથી મુક્ત થયો છું; ત્યારે અત્યંત સંભવિત છે કે અદૃષ્ટ આ વિચિત્ર નવલકથાના છેલ્લા પ્રકરણમાં મારે માટે દારૂણુ ઉપસંહાર તો લખશે નહિ."

યોગેન્દ્ર બિશાપપુરમાં જમીનદારના મકાનની પાસેના મકાનમાં રહેતો હતો. ત્યાં રવિવારે સવારમાં બેઠો બેઠો તે વર્તમાનપત્ર વાંચતો હતો. એટલામાં રસ્તે ચાલ્યા જતા એક માણસે તેના હાથમાં એક પત્ર આપ્યો. કવર ઉપરના અક્ષર જોતાંજ યોગેન્દ્ર આશ્ચર્યચકિત થઇ ગયો. કવર ખોલી જોયું તો બિશાપપુરની એક દુકાનમાં બેસી તમારી રાહ જોઉં છું. તમને કેટલીક હકીકત કહેવાની છે."

એકદમ યોગેન્દ્ર ખુરશી છોડી ઉભો થયો. જો કે તેણે એક દિવસ રમેશનું અપમાન કરતાં પાછું વાળી જોયું નહોતું, તોપણ તે પોતાના બાળમિત્રને આટલે દહાડે દૂર દેશમાં પોતાને મળવા આવેલો જોઇ ઉત્સાહ રોકી શકયો નહિ; એટલુંજ નહિ પણ તેના મનમાં એક પ્રકારનો આનંદ ઉપજ્યો. વળી વિશેષનો એ વાત હતી કે અત્યારે તેની પાસે હેમનલિની નહોતી, તેથી રમેશદ્વારા કાંઇ અનિષ્ટ થવાની શંકા નહોતી.

પત્ર લાવનારને સાથે લઇ યોગેન્દ્ર પોતેજ રમેશને મળવા ચાલ્યો. જોયું તો તે એક મોદીની દુકાને કેરોસીનના ડબાની પેટીનું બોખું ઉંધું પાડી તેના ઉપર મૌન ધારી બેઠેલો હતો. એ બ્રાહ્મણુ મોદી હોકામાં તમાકુ ભરી તેને આપવા તૈયારી કરતો હતો. પરંતુ ચશ્માં-વાળા બાબુઓ તમાકુ પીતા નથી એવું સાંભળવાથી મોદી તેને શહે-

રના સભ્ય મનુષ્યમાંનો એક માની ચૂપજ રહ્યો, અને તેથી તે બંનેની વચ્ચે કોઇ જાતનો વાર્તાલાપ થયો નહિ.

એકદમ રમેશ પાસે જઇ યોગેન્દ્રે તેનો હાથ ઝાલી શેકહેન્ડ કરીને કહ્યું:–" અહો રમેશચંદ્ર! તમે આટલા દહાડાલગી ક્યાં હતા? મળ્યા વિના એકદમ ગૂમ થઇ ગયા હતા કે શું? તમે આટલા દહાડાલગી ક્યાં રહેતા હતા તેનો પણ અમને તો પત્તો મળ્યો નહિ? અમને આમ ચિંતામાં મૂકી આવી રીતે ચાલ્યા જવું એ યોગ્ય કહેવાય કે? હશે, ચાલો. આજ તમે પોતે જાતે આવીને દર્શન આપ્યાં એ પણ ઘણું સારૂં કર્યું. અહીંઆં આવી દુકાનમાં શામાટે બેઠા છો? ચાલો, મ્હારે ઘેર પધારો."

રમેશ કાંઇ પણ ઉત્તર આપી શક્યો નહિ. તે યોગેન્દ્રની પાછળ પાછળ ચાલ્યો. રસ્તામાં ચાલતાં ચાલતાં યોગેન્દ્ર કાંઇ કાંઇ વાતો કરવા લાગ્યો: " સાંભળો રમેશબાબુ, આપણે ગમે તે કરીએ પણ જે થવાનું હોય તે થાય છે. આપણે વિધાતાની ઇચ્છા સમજી શકતા નથી. એની ગતિ વિચિત્ર છે. તે ક્યારે શું કરનાર છે તે કોઇ પણ જાણી શકતું નથી. તેણે મ્હને શહેરમાં જન્મ આપી નાગરિક બનાવ્યો તે શું એટલા માટે કે આ ક્ષુદ્ર ગામડામાં વસી દુ:ખી થવા માટે?"

રમેશે ચારે બાજુ જોઇ ધીરેથી કહ્યું:–" કેમ, આ જગ્યા તો કાંઇ ખોટી નથી."

યોગેન્દ્ર:—" ખોટી તો નથી, પરંતુ......"

રમેશ:—" પરંતુનો અર્થ એજ કે અહીંઆં લોકોની ગરદી નથી એમ ના?"

યોગેન્દ્ર:—" હા, એમજ; પણ હું આવા નિર્જન પ્રદેશને પસંદ

કરતો નથી. એક પણ માણસ મ્હને અહીં એવો નથી મળતો કે જેની સાથે વાર્તાલાપ કરી હું મ્હારો દિવસ વ્યતીત કરી શકું."

રમેશ:--"વાર્તાલાપની વાત તો જાણે ઠીક, પરંતુ મનની શાંતિને માટે તો......"

યોગેન્દ્ર:—"તે વાત તમે મને કહેશોમાં. કેટલાક દહાડાથી એવી નિરંતર શાંતિ લઇને મારો પ્રાણ કંઠે આવી ગયો છે. મને પસંદ છે એટલી શાંતિ મેળવવા માટે હું ખામી રાખતો નથી. સેક્રેટરી સાથે હમણાંજ હાથોહાથ આવી જવા જેવો પ્રસંગ ઉપજ્યો હતો જમીનદારબાબુને પણ મ્હારા સ્વભાવનો પરિચય કરાવી દીધો છે, અને તેથી હવે તે મારા કામમાં હસ્તક્ષેપ કરવા આવતા નથી. પહેલાં તો તેઓ મારી પાસે અંગ્રેજી વર્તમાનપત્રો વંચાવી નોકરી લેવા ઇચ્છતા હતા, પરંતુ હું સ્વતંત્ર માણસ છું એવું મેં એને પ્રબળપણે સમજાવી દીધું છે. તોપણ હવે હું જે અહીં ટકી રહ્યો છું, તે મ્હારી પોતાની ઇચ્છાથી નહિ. અહીંના જ્યાયન્ટ સાહેબ મ્હને અત્યંત ચાહે છે ને એની બીકે જમીનદાર મ્હને કાંઇ કહી શકતો નથી. તેમ રજા આપી શકતો નથી. હું ગેઝેટમાં જે દહાડે જ્યાયન્ટ સાહેબની બદલી થયેલી જોઇશ; તેજ દહાડે સમજીશ કે મ્હારી હેડમાસ્તરના હોદ્દાની હવે સમાપ્તિ થઇ છે. ખરૂં પૂછો તો અહીં મારો હિતેચ્છુ કોઇકજ હશે, પરંતુ એવા માણસોની સંખ્યા વધારે હશે કે જેઓ મને શત્રુભાવે જોતા હોય."

યોગેન્દ્રના મકાનમાં આવી રમેશ એક ખુરશી ઉપર બેઠો. યોગેન્દ્રે કહ્યું:—"હમણાં બેસોમાં હું જાણું છું કે પ્રાતઃસ્નાન કરવાના તમને ઘોરતર કુસંસ્કારો છે. માટે પહેલાં નાહી લ્યો, હું ગરમ પાણી કરવાનું વાસણ પ્રાઇમસ ઉપર મૂકી દઉં છું. આજે તો અતિથિની

કૃપાથી બીજીવાર આ પીવાનું સદ્‌ભાગ્ય પણ પ્રાપ્ત થશે. આવી રીતે આહારમાં વાર્તાલાપમાં અને વિશ્રામમાં આખો દહાડો ચાલ્યો ગયો. રમેશ જે ખાસ વાત કહેવા માટે આવ્યો હતો, તે વાત કહેવાનો યોગેન્દ્રે તેને અવકાશ આપ્યો નહિ. સંધ્યાકાળ પછી ભોજન લઇ ટેબલ-લેમ્પને પ્રકાશે બંને જણા આરામ-ખુરશીપર પડ્યા. થોડેક દૂરથી શિયાળવાના અવાજ સંભળાવા લાગ્યા અને બહાર અંધકારમાં કંસારી તથા તમરાંઓના અવાજ રાત્રિની ભયંકરતામાં વધારો કરવા લાગ્યા.

રમેશઃ—" યોગેન્દ્ર ! તમને કાંઇક વાત કહેવા હું અહીં આવ્યો છું. એક દહાડો તમે મને જે સવાલ પૂછયો હતો, ને જેનો ઉત્તર તે સમયે અપાય તેમ ન હતો, એનોજ ઉતર આજે આપવામાં કશી હરકત નથી. "

આટલું બોલી રમેશ કેટલીકવાર સ્તબ્ધ બેસી રહ્યો. પછી ધીરે ધીરે તેણે આગળ બનેલી બધી હકીકત કહી. વાત કરતાં વચમાં તેનો કંઠ ધ્રૂજતો હતો. એક બે જગ્યાએ તો બોલતાં બોલતાં બે ત્રણ મિનીટ તે મૌન પણ ધારી રહ્યો હતો. યોગેન્દ્ર કાંઇજ ન બોલતાં બધી વાત સ્થિરભાવે સાંભળી રહ્યો. જ્યારે બધી વાત પૂરી થઇ, ત્યારે યોગેન્દ્રે એક લાંબો નિશ્વાસ મૂકયો, અને કહ્યું:—" જો તમે આ બધી વાત તે દહાડે કહી હોત, તો હું સાચી માની શકત નહિ. "

રમેશઃ—" તેથીજ મેં આ વાત તે દહાડે કહી નહોતી. પરંતુ હજુ પણ મારી એ પ્રાર્થના છે કે મેં જે ગામ વિવાહ કર્યો હતો, ત્યાં એકવાર જઇ તમે તપાસ કરો, અને ત્યારપછી હું તમને કમળાના મામાને ઘેર પણ લઈ જઇશ. "

યોગેન્દ્રઃ—"હું ક્યાંઇ પણ પગલું ભરવાનો નથી. પરંતુ આ આરામ-ખુરસી ઉપર નિશ્ચલપણે બેસી તમારી વાતનો અક્ષરેઅક્ષર સાચો માનું છું. મેં કદી પણ તમારા બોલવા ઉપર અવિશ્વાસ બતાવ્યો નથી. માત્ર એકવાર કમનસીબે તમારા પ્રત્યે અવિશ્વાસ ઉપજ્યો હતો, અને તે વાસ્તે હું તમારી પાસે ક્ષમા માગું છું."

આટલું કહી યોગેન્દ્ર આરામ-ખુરશી છોડી ઉભો થયો. રમેશની સન્મુખ આવ્યો. રમેશ પણ ઉઠી ઉભો થયો. અને બંને બાળમિત્રો ઘણા સ્નેહે પરસ્પર ભેટયા. રમેશ પોતાનો ગળગળતો અવાજ સ્વચ્છ કરી બોલ્યોઃ—"કોણ જાણે હું ક્યાંઇથી ભોગજોગે એવા દૈવી દુચ્છેદ્ય જાળમાં ફસાયો કે તેમાંથી બહાર નીકળવાનો કોઇ પણ રસ્તો મને જડયો નહિ. હવે હું તેમાંથી મુક્ત થયો છું, એટલે મારે કોઇની પાસે કાંઇ પણ હવે ગુપ્ત રાખવાનું પ્રયોજન નથી. હવે મારા શરીરમાં જીવ આવ્યો છે. કમળાએ શા વિચારે આત્મહત્યા કરી છે? તે હજુ સુધી સમજી શકયો નથી, અને હવે સમજી શકું એવો સંભવ પણ નથી. ખરી વાત તો એ છે કે જો આવી રીતે મૃત્યુએ આવીને અમારા બંનેની જીવનની કઠીન-ગ્રંથિ કાપી નાખી ન હોત તો છેલ્લે અમારી કેવી દુર્ગતિ થાત? તે વિચારતાં પણ અત્યારે મારૂં હૃદય કંપે છે. એક દહાડો મૃત્યુના મુખમાંથી જે સમસ્યા અકસ્માત્ બહાર પડી હતી, તેજ સમસ્યા અકસ્માત્ મૃત્યુના મુખમાં હવે લય પામી ગઇ છે."

યોગેન્દ્રઃ—"કમળાએ નિશ્ચય આત્મહત્યા કરી, એ વાત તમે નક્કી કરી બેસોમાં. તેનું ગમે તેમ હો, તોપણ હવે તમારી એક તરફની જંજાળતો દૂર થઇ ગઇ છે. હવે તો નલિનાક્ષની વાતનોજ હું વિચાર કરૂં છું."

ત્યારપછી યોગેન્દ્ર નલિનાક્ષની વાતપર ઉતરી પડ્યો. તે બોલ્યો: "જુઓ રમેશ, હું એવા માણસોને સારા માનતો નથી. અને જેને હું સારા માનતો નથી, તેને હું પસંદ પણ કરતો નથી. તોપણ ઘણા લોકોની માન્યતા હું મારી માન્યતાથી ઉલટી જોઉં છું. ઘણાક લોકો તો સમજ્યા વિનાજ કોઇનાં વખાણ કરવા મંડી જાય છે. જે વાત તેમના સમજવામાં આવતી ન હોય તેનેજ તેઓ પસંદ કરે છે. જે લોક વેદાંતનું ધતીંગ જમાડી પોતાને બ્રહ્મજ્ઞાની કહેવરાવે છે, તેના શિષ્યો બનવામાં આવા લોકો પોતાનું મહત્ત્વ માને છે. આથીજ મને હેમનલિનીની વધારે બીક લાગે છે. મેં જોયું કે તેણે ચા પીવી મૂકી દીધી છે! રાજસી અને તામસી પદાર્થો પણ તે ખાતી નથી! અને સાત્વિક આહાર લે છે! મશ્કરી કર્યાં છતાં પણ હવે તે પહેલાંની પેઠે નયનોમા આંસુ લાવતી નથી, પરંતુ ઉલટું મંદ હાસ્ય કરી તે મૌન ધારણ કરે છે. ત્યારે સમજાય છે કે આ ચિન્હો સારાં નથી!! હશે, તમારી મદદથી તેનો ઉદ્ધાર કરવામાં હવે કાંઇ વાર લાગશે નહિ. ચાલો, તૈયાર થાઓ. આપણે બંને મિત્રો મળી એ સંન્યાસીની વિરૂદ્ધ યુદ્ધમાં પ્રવૃત્ત થઇએ."

રમેશ હસીને બોલ્યો:—"જો કે હું વીરપુરૂષને નામે પ્રસિદ્ધ નથી. તોપણ તમારા પ્રયત્નમાં સહાય કરવા તત્પર છું."

યોગેન્દ્ર:—"બસ, મારે થોડા દહાડામાં નાતાલની રજા પડવાની છે."

રમેશ:—"એને તો હજુ વાર છે. ત્યાંલગી હું એકલોજ કામમાં જોડાઊં શું?"

યોગેન્દ્ર:—"ના, ના, એવું કદી પણ બનશે નહિ. તમારો વિવાહ મેંજ ભાંગી નાખ્યો છે, માટે મારે હાથેજ હું તેનો પ્રતિકાર

કરીશ. તમે મારી આગળ જઇ એ શુભ કાર્ય સાધી યશભાગી થાઓ, તે મને ગમશે નહિ. છુટીને હવે માત્ર દસ દહાડા બાકી છે. "

રમેશઃ—" તો એટલા દહાડામાં હું એકવાર.............."

યોગેન્દ્રઃ—" ના, ના, તમારી કાંઇ વાત હું સાંભળીશ નહિ. એ દસ દહાડા તમે મારી પાસેજ રહો. અહીં મારી સાથે ઝગડા કરનાર જેટલા માણસો હતા, તે તમામને મેં એકે એકે દૂર કર્યા છે. હવે તો મનને આનંદિત કરવા માટે મારે એક મિત્રની આવશ્યકતા છે. એ વખતે આવી ચડેલા તમને છોડવાની મારામાં શક્તિ નથી. આટલા દહાડાલગી હું એકલો સંધ્યાકાળે શિયાળવાનોજ અવાજ સાંભળતો આવ્યો છું. આથી હવે તમારો કંઠસ્વર મને વીણાથી પણ વધારે પ્રિય લાગશે. અહો મારી અવસ્થા કેટલી શોચનીય થઇ ગઇ છે ? "

## પરિચ્છેદ સુડતાળીસમો.

### ખટપટી અક્ષય ફરી ખટપટમાં.

ચંદ્રમોહનની પાસેથી રમેશના સમાચાર મેળવી અક્ષયના મનમાં અનેક વિચારો ઉપજ્યા. તે વિચારવા લાગ્યો કેઃ " આ શો મામલો છે ? રમેશ ગાઝીપુરમાં વકીલાત કરતો હતો, આજલગી તે પોતે છાનોમાનો બરાઇ રહ્યો હતો. હવે એવું શું બન્યું કે તે અત્યારે પ્રેકટીસ પડી મૂકી ફરી

હિંમત કરી કાલુટોલા મહોલ્લામાં આવી પ્રગટ થયો ? અનદાબાબુ કાશીમાં છે એ ખબર નક્કી રમેશને મળ્યા હોવા જોઇએ. અને ચોક્કસ તે ત્યાં જઈ હાજર થશે." અક્ષયે નક્કી કર્યું કે: "ગાઝીપુર જઈ બધા સમાચાર મેળવવા, અને ત્યારપછી એકવાર કાશીમાં અન્નદાબાબુને મળી તે હકીકત જણાવવી." એક દહાડો પાછલે પહોરે અક્ષય પોતાની બેગ હાથમાં લઇ ગાઝીપુરમાં આવી પહોંચ્યો. પહેલાં તે બજારમાં પૂછવા લાગ્યો કે રમેશબાબુ નામના એક બંગાળીનું ઘર ક્યાં છે ? ઘણી પૂછપાછ કરી, પણ બજારમાં રમેશબાબુ નામના કોઇ વકીલને ઓળખતું નહોતું. ત્યારે તે કોર્ટમાં ગયો. બારીસ્ટરની પાઘડી પહેરી એક બંગાળી વકીલ કોર્ટમાં પ્રવેશ કરતો હતો. અક્ષયે તેને પૂછ્યું: "મહાશય ! રમેશચન્દ્ર ચૌધરી નામે એક નવા બંગાળી વકીલ ગાઝીપુરમાં આવ્યા છે, તેમનું મકાન ક્યાં છે તે આપ જાણો છો?"

અક્ષયને તેની પાસેથી પત્તો મળ્યો કે આટલા દહાડાલગી રમેશ ચક્રવર્તી કાકાને મકાનેજ હતો, પણ અત્યારે તે ત્યાં છે કે કેમ, તે માલુમ નથી. તેની સ્ત્રી ખોવાઇ ગઇ છે અને સંભવે છે કે તે પાણીમાં ડૂબી મુઇ છે. હવે અક્ષય ચક્રવર્તીને ઘેર ગયો. રસ્તામાં ચાલતાં ચાલતાં તે વિચારવા લાગ્યો કે હવે રમેશની ચાલચલગત જણાશે. સ્ત્રી મરી ગઇ છે, એટલે હવે તે વગરસંકોચે હેમનલિની પાસે શુદ્ધ હોવાનો દાવો કરશે અને કહેશે કે કોઇ વખત મારે સ્ત્રી હતીજ નહિ. હેમનલિનીની હાલત એવી છે કે તે રમેશની વાત ઉપર અવિશ્વાસ બતાવશેજ નહિ. જેઓ ધર્મ અને નીતિનો ઝુંડા હાથમાં લઇ ઘેર ઘેર ઘૂમે છે, તેઓ ગુપ્ત આચરણમાં કેવાં ભયાનક મનુષ્યો હોય છે એ બાબતની મનમાં મનમાં આલોચના કરતો કરતો તે પોતાના અનુભવ ઉપર વિશેષ શ્રદ્ધા કરવા લાગ્યો.

ચક્રવર્તી પાસે જઈ અક્ષયે રમેશ અને કમળાના સમાચાર પૂછતાંજ તેઓ પોતાનો શોક દબાવી શક્યા નહિ. ચક્રવર્તીની આંખોમાં જળ ભરાઈ આવ્યું. તેઓ બોલ્યા: " જ્યારે આપ રમેશબાબુના ખાસ સ્નેહી છો, ત્યારે તો મારી પુત્રી કમળાને આપ નક્કી પોતાની બેન જેવીજ માનતા હશો; પરંતુ મારે દિલગીરી સાથે આ વાત કહેવી પડે છે. મેં કેટલાક દિવસથી કમળાનો સહવાસ કરેલો હતો, અને હું તેને મારી પુત્રી જેવીજ માનતો હતો. થોડા દિવસની માયા ચડાવી મારી એ પુત્રી મારા હૃદયપર વજ્રાઘાત કરી ચાલી જશે, એવું હું જાણતો ન હતો."

અક્ષય પોતાનું મુખ મ્લાન કરી બોલ્યો:—" આવો બનાવ શા સારૂ બન્યો ? તે વિષે હું કશુંય જાણી શક્યો નથી, પરંતુ રમેશ કમળાની સાથે સારો વ્યવહાર રાખતો નહિ હોય એમ તો સમજાય છે."

ચક્રવર્તી:—" આપ ગુસ્સો કરશોમાં. તમારા રમેશને હું આજ લગી ઓળખી શક્યો ન હતો. બહારથી તો એ દેવ જેવો જણાય છે; પણ એના મનમાં શું છે, એ જાણી શકાય એવું નથી. નહિ તો કમળા જેવી પવિત્ર સ્ત્રીનો તે અનાદર કરે ? કમળા સતી લક્ષ્મી જેવી હતી. મારી પુત્રીની સાથે તેને સગી બેન જેવો સ્નેહ હતો. તોપણ કદી એકવાર પણ તેણે પોતાના સ્વામી વિરૂદ્ધ એક શબ્દ પણ કહ્યો નથી. મારી પુત્રી સમજી શકી હતી કે કમળા મનથી અત્યંત કષ્ટ ભોગવે છે, પરંતુ છેલ્લી ઘડી લગી તેણે પોતાના દુઃખની કાંઇ પણ વાત કરી નથી. એવી સ્ત્રી અસહ્ય દુઃખ ભોગવી આત્મહત્યા સિવાય બીજું શું કરી શકે ? તે તમે સમજી શકશો. આ વાત યાદ કરતાં પણ મારૂં હૃદય ફાટી જાય છે. હું કેવો અભાગી

કે તેજ દહાડે હું અલ્હાબાદ ગયો હતો. નહિતો મને છોડીને કમળા આત્મઘાત કરી શકે ખરી ?"

બીજે દહાડે સવારે ચક્રવર્તીને સાથે લઇ અક્ષય રમેશનું ઘર અને કમળાની ડુબવાની જગ્યા જોઇ આવ્યો. ઘેર આવી તે બોલ્યો: "જુઓ, કાકા મહાશય ! કમળાએ ગંગામાં ડુબી આત્મહત્યા કરી છે, એ વાત આપ નિઃસંશયપણે માનો છો, પરંતુ હું એટલી બધી ખાત્રીથી માની શકતો નથી."

ચક્રવર્તી:—"ત્યારે આપ શું માનો છો ?"

અક્ષય:—"મને લાગે છે કે તે ગૃહત્યાગ કરી ચાલી ગઇ છે. માટે તેની સારી રીતે ક્યાંઇક તપાસ કરવી જરૂરની છે."

ચક્રવર્તી એકદમ ઉત્તેજીત થઇ બોલ્યો:—"આપનું કહેવું પણ ઠીક છે. એ વાત પણ અસંભવિત નથી !"

અક્ષય:—"જુઓ, અહીંથી કાશીતીર્થ નજીક છે. ત્યાં અમારા એક પરમ મિત્ર છે. કમળાએ ત્યાં જઇને તેમનો આશ્રય લીધો હોય, એ પણ બનવા જોગ છે."

ચક્રવર્તી કાકો આશ્ચર્યો થઇ બોલ્યો:—"એમકે ? એ વાત તો રમેશબાબુએ કદી મારી પાસે કરી નથી. જો હું એ જાણતો હોત તો શું તપાસ કરવી બાકી રાખત કે ?"

અક્ષય:—"તો એક વાર ચાલો, આપણે બંને જણ કાશી જઇએ. પશ્ચિમનો દેશ બધો આપનો તો જાણીતો છે. એટલે આપ સારી રીતે તપાસ કરી શકશો."

ચક્રવર્તી કાકો આ વાતથી ઉત્સાહિત થયો અને તેમાં સંમત થયો. અક્ષય મનમાં જાણતો હતો કે મારી વાત ઉપર હેમનલિની તરત વિશ્વાસ લાવશે નહિ. આથી સાક્ષીરૂપે ચક્રવર્તી કાકાને સાથે લઇ તે કાશીએ ગયો.

---

# પરિચ્છેદ અડતાળીશમો.

## ક્ષેમંકરીનો સ્વભાવ.

કાશીપુરીની બહાર કેન્ટોન્મેન્ટની હદમાં સુંદર જગ્યામાં અન્નદાબાબુએ એક બંગલો ભાડે લઇ તેમાં નિવાસ કર્યો હતો.

અન્નદાબાબુ કાશીએ ગયા કે તરત તેમને ખબર મળ્યા કે નલિનાક્ષની માતા ક્ષેમંકરીને પહેલાં સાધારણ તાવ—ઉધરસનો વ્યાધિ થયેલો હતો, પણ ક્રમે ક્રમે તેણે ન્યુમોનિયાનું રૂપ ધારણ કર્યું હતું. તાવ આવતો હતો છતાં પણ ક્ષેમંકરીએ પોતાના નિત્ય નિયમ પ્રમાણે પ્રાતઃકાલે ગંગાએ જઇ ઠંડે જળે ન્હાવાનું બંધ રાખ્યું નહોતું. ને તેથીજ એની માંદગીમાં વધારો થયો હતો.

હેમનલિની રાતદહાડો અપાર શ્રમ લઇ ક્ષેમંકરીની સેવા કરવા લાગી. આથી ક્ષેમંકરીની અવસ્થા કાંઇક ઠીક થઇ. પરંતુ એના શરીરમાં ઘણીજ અશક્તિ આવી ગઇ હતી. ક્ષેમંકરી આચારની બાબતમાં બહુજ ચૂસ્ત હતી. આથી પથ્ય આહાર નીપજાવવામાં તથા પાણી આપવા લેવામાં હેમનલિનીની કશી મદદ લેવામાં આવતી નહોતી. આજલગી ક્ષેમંકરી કોઇના હાથનું અડકેલું ભોજન જમતી નહિ. તે સ્વહસ્તેજ રાંધતી. પણ મંદવાડના સમયમાં નલિનાક્ષ વેન રાંધી આપવા તથા જલપાન કરાવવા લાગ્યો. આથી ખેદ પામી ક્ષેમંકરી કહેતી કેઃ “અરેરે! હું અભાગિણી શા સારૂ જીવી? લાગે છે કે કાશીવિશ્વનાથે તમને સૌને દુઃખી કરવા માટેજ મ્હને બચાવી છે.”

જો કે ક્ષેમંકરીએ પોતે આચારવિચારનું સખ્ત ધોરણ રાખેલું હતું, તોપણ તેને પોતાની ચારે બાજુએ વ્યવસ્થા ને સુંદરતા રહે એ બહુ ગમતું. આ વાત હેમનલિનીએ નલિનાક્ષ પાસેથી જાણી લીધી હતી. આથી તે ઘણો યત્ન લઇ ચારે બાજુ વ્યવસ્થા ને સુંદરતા રાખતી, ને ઘરને શોભાવતી. વળી પોતાને અંગે પણ તે સ્વચ્છ ને સુંદર વસ્ત્રાલંકારો સજીનેજ આવતી. અન્નદાબાબુએ કેન્ટોન્મેન્ટમાં જે બંગલો ભાડે રાખેલો હતો, ત્યાંથી હેમનલિની રોજ સુંદર પુષ્પો તોડી લાવતી, અને ક્ષેમંકરીની પથારી પાસે તેના વિવિધ જાતના આકારો ગોઠવીને મૂકતી.

નલિનાક્ષે પોતાની માતાની સેવા કરવા માટે દાસી રાખવાને ઘણી વાર આગ્રહ કર્યો હતો. પરંતુ કોઇના હાથથી પોતાની સેવા કરાવવા ક્ષેમંકરી પ્રસન્ન નહોતી. જો કે નલિનાક્ષને મકાને કેટલાક નોકરચાકર હતાં. પોતાના અન્ન-પાણીને નોકરો અડે એ વાત ક્ષેમંકરીને ગમતી નહિ. હરિ નામના ચાકરની જે માતાને હાથે ક્ષેમંકરી ઉછરી મોટી થઇ હતી તે મરી ગયા પછી બીજી કોઇ દાસીને પોતાને શરીરે તે હાથ પણ અડકાડવા દેતી નહિ.

ક્ષેમંકરીને ન્હાનાં સુંદર બાળકો બહુ ગમતા. દશાશ્વમેધઘાટે ન્હાઇ, શિવલિંગોપર જળપુષ્પ ચડાવી ક્ષેમંકરી સવારમાં જ્યારે પોતાના ઘરભણી પાછી ફરતી, ત્યારે તેને રસ્તામાં જે ન્હાનાં ન્હાનાં બાળકો મળતાં, તેને તે રમકડાં, મીઠાઇ કે પાઇ પૈસા આપતી. આથી પાડોશીનાં ન્હાનાં ન્હાનાં બાળકો ક્ષેમંકરીને પુષ્કળ હળી ગયાં હતાં. તેઓ આવી ક્ષેમંકરીના આંગણા પાસે રમતાં. આ જોઇ તે ઘણી પ્રસન્ન થતી. જ્યારે ક્ષેમંકરી બજારમાં કોઇ સસ્તી વસ્તુ વેચાતી ત્યારે તે ખરીદ કરતી. જો કે એ વસ્તુઓ પોતાને તો કશા કામમાં

ન આવતી, તોપણ કઇ વસ્તુથી કોણ બહુ પ્રસન્ન થશે, એનો વિચાર કરી તે ચીજો તેમને ભેટ આપતી. ને એમ કરવામાં તેને ઘણો આનંદ થતો. કોઇ વખતે તેનાં દૂરનાં સગાં પણ આ રીતની ભેટ પોતાને ટપાલ મારફતે મળેલી જોતાં ઘણાં પ્રસન્ન થતાં. ક્ષેમંકરીની પાસે એક અબનુસની પેટી હતી. ને તેમાંજ તે સર્વે પસંદગીની વસ્તુઓ રાખતી. તેણે પોતાના મનમાં નિશ્ચય કરી રાખ્યો હતો કે જ્યારે નવી વહુ ઘરમાં આવશે, ત્યારે આ બધી વસ્તુઓ હું તેને આપીશ. તેણે પોતાની પુત્રવધૂના સુંદર સ્વરૂપની મનમાં ને મનમાં કલ્પના કરી રાખી હતી. જ્યારે તે આંખો મીંચતી હતી ત્યારે તેને માલમ પડતું હતું કે જાણે પોતાની પરમ રૂપવતી નવી પુત્રવધૂ ઘરમાં આવેલી છે. પોતાના રૂપરાશિથી તે મંદિરને ઝળાંઝળાં કરી રહી છે! તે જાણે ક્ષેમંકરી પોતે સ્વહસ્તે તેને વસ્ત્રઆભૂષણો પહેરાવી શણગારે છે! આવી આવી કલ્પનાઓમાં તેનું પોતાનું શરીર પુલકિત બની જતું!

તે પોતે તો તપસ્વિનીની પેઠે રહી સમય ગાળતી. તેનો દિવસનો ઘણો ભાગ ન્હાવા ધોવામાં ને પૂજાપાઠમાં જતો. એક વખત તે માત્ર થોડુંક દૂધ ફળાહાર લેતી. પરંતુ આચારવિચાર વિષે નલિનાક્ષની આટલી બધી નિષ્ઠા તેને ગમતી નહિ. તે કહેતી કે: "પુરુષોને આટલા બધા આચારો પાળવાની શી જરૂર છે? આટલો બધો આચાર પુરુષોથી શી રીતે પળી શકે? જો કે ધર્મનું પાલન કરવું તો સર્વેને માટે ઉપયોગી છે, તોપણ ત્રિકાલ સ્નાન સંધ્યા ને હવિષ્યાન્ન ભોજનનો નિયમ પુરુષોથી પાળી શકાય નહિ. જો નલિનાક્ષ બીજા સાધારણ પુરુષોની પેઠે આચાર વિચારમાં કાંઇક શિથિલ હોત તોપણ ચાલત. ને જો તે ઘરમાં થતી દેવપૂજાથી ને માતાના પવિ-

આચરણથી પોતાને ધન્યભાગ્ય માનતો હોત તો હું ઘણી પ્રસન્ન થાત."

ક્ષેમંકરી જ્યારે રોગ–મુક્ત થઇ ત્યારે તેણે જોયું કે હેમનલિની નલિનાક્ષના ઉપદેશ પ્રમાણે અનેક પ્રકારના નિયમોનું પાલન કરે છે. એટલુંજ નહિ, પણ વૃદ્ધ અનદાબાબુ પણ નલિનાક્ષની બધી વાતો ગુરૂવાક્ય પ્રમાણે પરમ શ્રદ્ધા ને ભક્તિસાથે સાંભળી સ્વીકારે છે, ત્યારે તો તેના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. એક દહાડો તેણે હેમનલિનીને બોલાવી હસીને કહ્યું:—"બેટા, હું ધારૂં છું કે ત્હમે સૌ મ્હારા નલિનાક્ષને બહેકાવી દેશો. એની બધી ગાંડી ગાંડી વાતો તમે શું સાંભળો છો ! તમારે અત્યારે હસવા રમવાનો ને સંસારસુખ લેવાનો વખત છે. અત્યારે શું તમારી સાધના કરવાની ઉંમર છે ! જો તમે મને સામે પૂછશો કે "ત્યારે તમે પોતે શામાટે આ બધું કરી રહ્યાં છો ?" તો તેનું એક કારણ છે. ને તે એ કે મ્હારાં માતાપિતા ઘણાં નૈષ્ઠિક હતાં. નાનપણથી અમે ભાઇ બેન સર્વે નિયમનિષ્ઠામાંજ ઉછરેલાં હતાં, એટલે મારો તો એવો સ્વભાવ થઇ ગયો છે. હજુ મ્હને બાલ્યાવસ્થાના સંસ્કાર ભૂંસાયા નથી. પરંતુ તમારે તો કાંઇ એવું નથી. તમારાં શિક્ષાદાતા જૂદા પ્રકારનાં છે, તે હું જાણું છું. તમે જે કાંઇ કરો છો તે તો કેવળ જોર કે બળાત્કારથી કરો છો. તેથી લાભ શો ! જેને જે મળ્યું છે, તેની તેણે સારી રીતે રક્ષા કરવી જોઇએ. હું તો એટલું જાણું છું. ના, ના, એ બધું મૂકી દો. તમારે વળી યોગાભ્યાસ શો ? અને સાત્વિક આહાર શો ! મારો નલિનાક્ષ આજકાલનું બાળક છે. એ વળી મોટો ગુરૂ ક્યાંથી થઇ ગયો ! મને રાજી કરવાને માટેજ એણે આ બધો આરંભ કર્યો છે. મને લાગે છે કે એથી કોઇ દહાડો એ ખરેખરો સંન્યાસી થઇ જશે. હું એને વારં-

વાર કહું છું કે નાનપણમાં તને જે ઉપર વિશ્વાસ હતો, તેજ તું ફરી ગ્રહણ કર. એમાં કાંઈ ખોટું નથી. હું તેથી સંતુષ્ટ કે અસંતુષ્ટ થઈશ નહિ. આ સાંભળી નલિનાક્ષ હસે છે. એનો એક સ્વભાવ એ છે કે બધી વાત તે છાનોમાનો સાંભળ્યાજ કરે છે, ભલે કોઈ તેને ગાળો દે, તોપણ તે કશો ઉત્તર આપતો નથી ને મંદમંદ હસે છે."

એક દહાડો સાંજે પાંચ વાગ્યા પછી હેમનલિનીનો અંબોડો બાંધતાં બાંધતાં આ પ્રમાણે ચર્ચા ચાલી. વાળ ઓળવામાં અને અંબોડો ગુંથવામાં ક્ષેમંકરી ઘણી પ્રવીણ હતી. હેમનો ગુંપેલો અંબોડો તેને પસંદ પડયો નહિ. તેથી તે બોલી:—"પુત્રી, તું એમ જાણે છે કે હું માત્ર જૂના વિચારની સ્ત્રી છું? એમ નથી. તેમજ આજકાલની કશી ફેશનો હું જાણતી નથી? એમ પણ નથી. હું ઘણી જાતની વેણીઓ બાંધી જાણું છું. ને એટલી જાતની તો તું પણ જાણતી નહિ હો. નસીબજોગે મને એક મેમસાહેબનો પરિચય થયો હતો. તે મને શીવણકામ શીખવવા આવતી, તે સાથે તેણે મને કેટલાક પ્રકારના વાળ ઓળતાં પણ શીખવાડયા હતા. એ મડમ શીખવીને ચાલી જતી ત્યારે હું લુગડાં બોળી નાહી સ્નાન કરતી. 'શામાટે હું એમ કરતી?' એમ જો તું પુછે તો તેનો ઉત્તર એકે મને એવા સંસ્કારો પડી ગયા હતા. એ સંસ્કારો સારા છે કે નહિ? તે હું જાણતી નથી. પરંતુ તેમ કર્યાં વિના હું રહી શકતી નહિ. હુ તમને બધાને મારી ખાવાપીવાની વસ્તુઓને અડકવા દેતી નથી, અને અહીંથ આભડછેટ કરૂં છું, પણ એ વિષે તમારે કશું મનમાં લાવવું નહિ. તમારા પ્રતિ હું તિરસ્કાર બતાવું છું એવું માનશો નહિ. એતો મારો લાંબા કાળનો માત્ર અભ્યાસજ છે. નલિનાક્ષના મનમાં પહેલાં જ્યારે આર્યસમાજી મત પેસ્યો હતો, ત્યારે મેં પણ સહન કર્યું છે.

તે વખતે હું નલિનાક્ષને કાંઇજ કહેતી નહિ; માત્ર હું એને એટલુંજ કહેતી કે તને જે ગમે તે કર. હું મૂર્ખ સ્ત્રીજાતિ શું સમજું? તો-પણ આજલગી હું જેમ કરતી આવી છું, તેમ કર્યા કરીશ, મારી રીત હું છોડી શકીશ નહિ." બોલતાં બોલતાં ક્ષેમંકરીનાં લોચનોમાં બેચાર ટીપાં જળનાં ભરાયાં.

હેમનલિનીનો દીર્ઘ કેશગુચ્છ રોજ ક્ષેમંકરી નવી નવી રીતે ઓળતી અને ગુંથતી. અને તેમ કરવામાં તેને ઘણો આનંદ આવતો. પોતાની અબનુસની પેટીમાંથી રંગીન સાડી કાઢી તે હેમનલિનીને પહેરાવતી. હેમને સ્વહસ્તે શણગારવામાં ક્ષેમંકરીને બહુ આનંદ આવતો. રોજ હેમનલિની પોતાનું શીવણકામ લાવી ક્ષેમંકરીને દેખાડતી અને ક્ષેમંકરી તેને નૂતન નૂતન શીવણકામ વિષે સૂચનાઓ આપતી. આ બધાં તેનાં સાંઝ સમયનાં કામો હતાં. બંગાળી માસિક-પત્રો અને વાર્તાનાં પુસ્તકો વાંચવાનો ક્ષેમંકરીને ઓછો ઉત્સાહ નહોતો. હેમનલિનીની પાસે જે જે માસિકો અને પુસ્તકો હતાં, તે બધાં તેણે ક્ષેમંકરી પાસે આણી મૂક્યાં. આમાંથી ક્ષેમંકરી કોઇ કોઇ નિબંધો અને કાવ્યો વાંચતી, અને તેપર પોતાના વિચારો બતા-વતી. એ વિચારો સાંભળી હેમનલિની આશ્ચર્યચકિત બની જતી. અંગ્રેજી શીખ્યા વિના પણ આવી તીક્ષ્ણ બુદ્ધિ બને છે, એવી હેમ-નલિનીની ધારણા નહોતી. નલિનાક્ષની જનેતાની વાતોથી, પવિત્રા-ચરણથી અને ઉત્તમ સંસ્કારોથી હેમનલિની તેને એક અદ્દભુત સ્ત્રી માનવા લાગી. તે જે ધારણા બાંધીને આવી હતી તે ફળીભૂત થઇ નહિ.

---

# પરિચ્છેદ ઓગણપચાસમો.

## લગ્નનો પુનઃ પ્રસ્તાવ.

ક્ષેમંકરી ફરી તાવમાં પડી. આ વખતનો તાવ બહુ દહાડા રહ્યો નહિ. એક દહાડો સવારમાં નલિનાક્ષ પોતાની જનેતાને પ્રણામ કરી તેની ચરણધૂલી માથે ચડાવી બોલ્યોઃ "માજી ! હવે તમારે કેટલાક દહાડા રોગીના નિયમો પાળી રહેવું પડશે ! તમારૂં દુર્બળ શરીર હવે કઠોર આચાર સહન કરી શકશે નહિ."

ક્ષેમંકરીઃ—"હું શું રોગીને નિયમે રહીશ ? અને તું શું યોગીને નિયમે રહેશે ? ના, ના, નલિન, તારી એ બધી વાતો હવે ઝાઝા દહાડા ચાલશે નહિ. હું આજ્ઞા કરૂં છું કે હવે તારે વિવાહ કરવો પડશે."

નલિનાક્ષ મૌન ગ્રહી બેસી રહ્યો. ક્ષેમંકરી બોલીઃ—"જો બેટા, મારૂં આ શરીર હવે વધારે દહાડા ટકશે નહિ. હવે તને સંસારી જોવાથી હું સુખે મરી શકીશ. હું ધારતી હતી કે એક નાનકડી લાવણ્યવતી પુત્રવધૂ મારે ઘેર આવશે, હું તેને મારે હાથે શીખવી કેળવી માણસ કરીશ. અને તેને વસ્ત્રાભૂષણે શણગારી મારી આંખો ઠારીશ. પરંતુ તેમ બન્યું નથી. ભગવાને મને આ વખતની માંદગીમાંથી બચાવી છે. પોતાના આયુષ્ય ઉપર બહુ ભરોંસો રાખવો ઠીક નથી. આપણે ક્યારે હોઇશું અને ક્યારે નહિ હોઇએ તેનું કાંઈ ઠેકાણું છે ? નાનકડી બાળકીને તારે ગળે વળગાડી જવી એ વિચાર હવે મને ગમતો નથી. માટે હું ચાહું છું કે તું કોઈ મોટી કન્યા સાથે તારાં લગ્ન કર. તાવ વખતે આવી વાતો વિચારતાં વિચારતાં

અને રાત્રે ઉંઘ પણ આવતી નહિ. હું સારી પેઠે સમજું છું કે હવે એજ કામ મારે છેલ્લું બાકી છે. એ કરવાને માટેજ પ્રભુએ મને બચાવી છે. એ સંપૂર્ણ નહિ થાય ત્યાંલગી મારા જીવને નિરાંત થશે નહિ."

નલિનાક્ષઃ—"મારી સાથે મેળ મળે એવી કન્યા ક્યાંથી મળશે ?"

ક્ષેમંકરીઃ—"એ ઠીક છે. હું એ બધો વિચાર કરી તને કહીશ. તે માટે તારે ફિકર કરવી નહિ."

આજ લગી ક્ષેમંકરીએ અન્નદાબાબુને કદી પોતાનું મોં દેખાડયું નહોતું. પણ આજે સાયંકાળ પૂર્વે રોજના નિયમ પ્રમાણે ફરતાં ફરતાં અન્નદાબાબુ જ્યારે નલિનાક્ષને મકાને આવ્યા, ત્યારે ક્ષેમંકરીએ તેમને પોતાની પાસે તેડાવ્યા. અને તેમને કહ્યું: "આપની પુત્રી લક્ષ્મીજેવી છે, તેના ઉપર મારો ઘણો સ્નેહ છે. મારા નલિનાક્ષને તો તમે ઓળખો છો. તેનામાં કોઇ પ્રકારનો દોષ નથી. ડાક્ટરનું કામ પણ તે સારૂં જાણે છે. અને તેમાં તેણે સારૂં નામ કાઢ્યું છે. શું આપને આપની પુત્રી માટે શોધવા જતાં આવો ઉત્તમ વર એકદમ મળી શકશે !"

અન્નદાબાબુ બહુજ આનંદિત થઇ બોલ્યા: "અહો, શી આનંદની વાત ? આ વાતની આશા રાખવાની પણ મારા મનને હિંમત થતી નહોતી. નલિનાક્ષની સાથે જો મારી પુત્રીનાં લગ્ન થાય તો એથી મારૂં મહદ્‌ભાગ્ય બીજું શું હોઇ શકે ! પરંતુ શું તેઓ–"

ક્ષેમંકરીઃ—"તે કાંઇ વાંધો ઉઠાવશે નહિ. આજકાલના છોકરાઓના જેવો મારો નલિનાક્ષ ઉદ્ધત નથી. તે મારી વાત માને છે. વળી એવો તે કોણ હશે કે આપની પુત્રીને પસંદ ન કરે ! પરંતુ

હું આ કામ તરતમાં જ સંપૂર્ણ કરવા ઇચ્છું છું. કેમકે મારા શરીરની હાલત સારી નથી. તેથી ઇચ્છું છું કે મારી આંખ મીંચાયા પહેલાં આ કામ થઇ જાય."

અન્નદાબાબુ તે રાત્રે ઘણાજ પ્રસન્ન થતા થતા પોતાને મકાને ગયા. તેમણે હેમનલિનીને બોલાવી કહ્યું:–"બેટા, હું હવે ઘરડો થયો છું, મારૂં શરીર પણ હવે બરાબર ચાલતું નથી. તારાં લગ્ન કર્યાં વિના મરવાથી મારા આત્માને શાંતિ નહિ મળે. બેટા હેમનલિની! મારી પાસે લજ્જા રાખવાથી ચાલશે નહિ. તારી માતા મરી ગઇ છે, એટલે માતા તથા પિતા બંનેનો ભાર મારા ઉપર છે."

હેમનલિની ઉત્કંઠાભરી નજરે પિતાના મુખ સામું તાકી રહી. અન્નદાબાબુ બોલ્યા: "બેટા, તારે માટે એક એવા વરનું માગું આવ્યું છે કે જે સાંભળી મારા મનનો આનંદ મનમાં સમાતો નથી. મને બીક લાગે છે કે રખેને એમાં કાંઇ અચાનક વિઘ્ન આવી પડે. આજે નલિનાક્ષની માએ પોતેજ મને બોલાવીને પોતાના પુત્રની સાથે તારાં લગ્નની માગણી કરી છે."

હેમનલિનીનું વદન લજ્જાની લાલીથી અત્યંત સંકુચિત થઇ ગયું. તે બોલી: "બાપુજી, આ તમે શું બોલો છો? ના, ના, એમ કદિ પણ બની શકે નહિ."

નલિનાક્ષ કદી પણ વિવાહ કરશે એવો સંભવ હેમનલિનીને જણાતો નહોતો. આથી પિતાના મુખથી એકાએક આ વાત સાંભળી લજ્જાની મારી તે અસ્થિર બની ગઇ.

અન્નદાબાબુ:—"શા માટે ન થઇ શકે!"

હેમનલિની:—"નલિનાક્ષ બાબુ સાથે વિવાહ? કદી નહિ." આવો ઉત્તર આપી તે ત્યાંથી ઉઠી બહાર ચાલી ગઇ.

અનદાબાબુ અત્યંત વિચારમાં પડી ગયા. આ રીતની હરકત આવવાની તેમના મનમાં કલ્પના પણ નહોતી. ઉલટું તેઓ ધારતા હતા કે નલિનાક્ષની સાથે વિવાહની વાત સાંભળી હેમનલિની મનમાં મનમાં ઘણી પ્રસન્ન થશે. તેઓ ઉદાસ થઇ વિષણ્ણ વદને ટેબલ-લેમ્પ તરફ તાકી રહ્યા અને સ્ત્રીજાતિના અચિંત્ય સ્વભાવનો અને હેમનલિનીની જનેતાના અભાવનો વિચાર કરવા લાગ્યા.

હેમનલિની ઘણી વારલગી બહાર કંપાઉન્ડમાં-અંધકારમાંજ બેસી રહી. ત્યારપછી તેણે એકવાર ઘરની અંદર નજર ફેરવી જોયું તો પોતાના પિતાને અત્યંત ઉદાસ-મુખે ચિંતામાં પડેલા જોઇ તે ઘણી દુઃખી થઇ. ઝટ તેણે પિતાની પાસે જઇ ખુરસી પાછળ ઉભાં રહી તેમના માથા ઉપર હાથ ફેરવતાં ફેરવતાં કહ્યું:-"પિતાજી! ચાલો, ક્યારનું ભોજન તૈયાર થઇ ગયું છે, અને રસોઇ ઠંડી થઇ જાય છે."

અનદાબાબુ યંત્રે ચાલતી મૂર્તિની પેઠે રસોડામાં ગયા, પરંતુ સારી રીતે ભોજન લઇ શક્યા નહિ. હેમનલિનીના લગ્નની આવી સુંદર ગોઠવણ બનેલી જોઇ તેઓ ઘણા આશાવંત થયા હતા, પરંતુ હેમનલિની તરફથી વ્યાઘાત થયાની વાત જાણતાં તેઓ અત્યંત હતાશ બની ગયા. દીર્ઘ નિઃશ્વાસ નાંખી વ્યાકુળમને તેઓ વિચારવા લાગ્યા કેઃ "શું હજી લગી હેમનલિની રમેશને ભૂલી શકી નથી?"

હમેશાં જમ્યા પછી તરતજ અનદાબાબુ સુવા જતા, પરંતુ આજે તેઓ છજામાંજ આરામ-ખુરસી ઉપર બેસી બાગ સામેના કેન્ટોન્મેન્ટના નિર્જન રસ્તા તરફ તાકી રહી મનમાં કાંઇક વિચારવા લાગ્યા. તેમને વિચારમગ્ન જોઇ પાસે આવી હેમનલિની હસતી હસતી સ્નેહભરેલે સ્વરે બોલીઃ "પિતાજી, અહીં ઘણી ઠંડી લાગે છે તો ઘરમાં ચાલો."

અન્નદાબાબુ ખુરશી છોડી ઉઠી ઉભા થયા, પરંતુ કાંઇ જ ન બોલતાં સુવાના ઓરડામાં ગયા.

પોતાનું જે કર્ત્તવ્ય છે તેમાં કશીએ હાનિ થાય નહિ, એટલા માટે હેમનલિની રમેશની વાત મનમાંની મનમાંજ રાખીને પોતાને દુઃખી જણાવા દેતી નહિ. આજલગી એણે પોતાના મન સાથે ઘણી લડાઇઓ કરી હતી, પરંતુ બહારથી જ્યારે તેના પર કોઇ પ્રકારનું દબાણ થતું ત્યારે ક્ષતસ્થાનની સમસ્ત વેદના જાગૃત્ થઇ જતી. પોતાનું ભવિષ્યનું જીવન કેવી રીતે વ્યતિત કરવું એનો કશો ઉપાય તેને હજી લગી જડયો નહોતો. અને તેથીજ તેણે નલિનાક્ષને ગુરૂ માની તેના ઉપદેશ પ્રમાણે ચાલવા માંડયું હતું. હવે જ્યારે બીજાની સાથે વિવાહનો પ્રસ્તાવ નીકળતાં તેના હૃદયના ગંભીરતમ પ્રદેશનું આશ્રયસુત્ર તણાવા લાગ્યું, ત્યારે તે સમજી શકીકે પ્રથમનું બંધન કેવું કઠીન છે ! તેને કોઇ છેદવા આવતું તો હેમનલિનીનું સમગ્ર મન વ્યાકુળ બની જતું, અને મૂળ પ્રેમ–બંધનને દ્વિગુણ બળે વળગી જતું.

## પરિચ્છેદ પચાસમો.

### ગુપ્તભેદ પ્રકટ કર્યો.

આ તરફ ક્ષેમંકરીએ નલિનાક્ષને બોલાવીને કહ્યું કેઃ—"નલિન ! મ્હેં ત્હારે માટે કન્યા નક્કી કરી છે."

નલિનાક્ષે મંદ હાસ્ય કરી કહ્યુંઃ—"એકદમ નક્કી પણ કરી દીધી?"

ક્ષેમંકરીઃ—" એમાં શી વાર ? હું શું બધા દિવસ જીવવાની છું ? સાંભળ, મ્હેં હેમનલિનીને પસંદ કરી છે. એવી કન્યા બીજે ક્યાં મળશે ? જો કે એ વાને તો બહુ ગોરી નથી તોપણ..."

નલિનાક્ષઃ—" પ્રભુ પ્રભુ, હું વાતનો વિચાર કરતોજ નથી. પણ હેમનલિનીની સાથે વિવાહ શી રીતે થઈ શકે ! એવું તે કદિ બને ? "

ક્ષેમંકરીઃ—" એ તુ શું બોલે છે ? ન થવાનું કાંઇ કારણ ?"

નલિનાક્ષને એનો ઉત્તર આપવાનું કામ કઠણ થઇ પડ્યું. પણ "શું હેમનલિની !" એટલુંજ બોલી તે ચૂપ થઇ ગયો. આટલા દિવસલગી પાસે બેસાડી જેને ગુરુની પેઠે વગર સંકોચે ઉપદેશ આપ્યો છે, તેની સાથે એકદમ વિવાહ કરવાની વાત સાંભળતાં નલિનાક્ષના હૃદય ઉપર લજ્જાએ જાણે આઘાત કર્યો.

નલિનાક્ષને ચૂપ થઇ બેઠેલો જોઇ ક્ષેમંકરી બોલીઃ—" આ વખતે હું ત્હારી કશી હરકતનો કે વાંધાનો વિચાર કરીશ નહિ. મ્હારે માટે તું આટલી ન્હાની ઉંમરમાં બધું છોડી દઇ કાશીવાસી થઇ તપશ્ચર્યા કરે. તે હું કોઇ રીતે સહન કરી શકતી નથી. આમ હોવાથી જે આ શુભ ઘડી પ્રાપ્ત થઇ છે, તેને હું એળે જવા દઇશ નહિ. મ્હેં આ વાત સામા પક્ષવાળાને કહેલ પણ છે. "

નલિનાક્ષ કેટલીકવાર સ્તબ્ધજ રહ્યો. ને પછી બોલ્યોઃ—"માજી, તોપણ હું તમને એક વાત કહું છું. મ્હેં આ વાત તમને પહેલાં કહી નથી. કેમકે તમે તે સાંભળી હોત તો દુઃખમાં અધીરાં થઇ પડત. હું અત્યારે જે વાત કરૂં છું તે આજથી નવદશ માસ પહેલાંની વાત છે. એટલે હવે અત્યારે તમારે એટલાં દુઃખી થવાનું કશું પ્રયોજન પણ નથી, પરંતુ માજી, તમારો એવો સ્વભાવ છે કે કોઇ

અમંગળ થઇ ગયા પછી પણ તેની ચિંતા તમે મનમાંથી કાઢી શકતાં નથી, ને એથીજ મ્હેં તમને આજ લગી એ વાત કરી નથી. ઘણી-વાર એ વાત તમને કહું કહું એમ મનમાં થતું હતું, પરંતુ કહી શકયો નથી. મ્હારા નઠારા ગ્રહોની શાંતિને માટે તમે ગમે તેટલાં સ્વસ્તિ વાચનો કરાવવાં હોય તે કરાવજો, પણ ગઇ વાતનું અના-વશ્યક સ્મરણ કરી મનને દુઃખિત કરશો માં."

ક્ષેમંકરી ઉદ્વિગ્ન થઇ બોલીઃ—"બેટા, કોણ જાણે તું શું કહીશ ? પરંતુ ત્હારી આ ભૂમિકા સાંભળીનેજ મ્હારું મન અત્યંત અસ્થિર થઈ જાય છે. જ્યાં લગી હું આ પૃથ્વીમાં છું, ત્યાં લગી હું મ્હારા મનને દુઃખથી બચાવી શકવાની નથી. હું તો દુઃખથી દૂર રહેવાને ચાહું છું, પરંતુ એ દુઃખ શું ક્યાંઇથી શોધી લાવવું પડે છે ? એ તો વગર માગ્યું આપણને શોધતું શોધતું આવે છે. ઠીક છે. તું વાત કહેવા ચાહે છે તે સારી હોય કે નઠારી હોય તોપણ બોલ, હું સાંભળું છું."

નલિનાક્ષઃ—"ગયા મહિનામાં હું રંગપુરથી મ્હારો તમામ સામાન વેચી નાખીને તથા આપણું બગીચાવાળું મકાન ભાડે આ-પીને નીકળ્યો. ત્યાં મને એવો તરંગ આવ્યો કે રેલવેરસ્તે કલકત્તે ન જતાં હોડીમાં બેસી કલકતે જવું. આથી એક મ્હોટું દેશી વહાણ ભાડે કરી મ્હેં કલકતે જવા મુસાફરી કરવા માંડી. બે દહાડા મુસા-ફરી કર્યા પછી એક બેટડા ( ખડક ) પાસે હોડીને લાંગરી, હું હોડીથી નીચે ઉતરી સ્નાન કરવા લાગ્યો. એટલામાં ત્યાં મ્હારો બાલ્યમિત્ર ભૂપેન્દ્ર હાથમાં બંદૂક લઇ શિકાર કરવા આવી ચડેલો મ્હેં જોયો. ને મ્હને જોઇને તે એકદમ વળગી પડયો ને બોલ્યોઃ "અહો, શિકાર શોધવા આવતાં મ્હેં એક મ્હોટો શિકાર મેળવ્યો

છે. ત્હમે અહીં ક્યાંથી ?" વાતચિતથી મ્હને જણાયું કે તે એ ભાગમાં ડેપ્યુટી માજીસ્ટ્રેટનું કામ કરતો હતો. ને એટલામાં નજીકમાં ક્યાંઇ પોતાની ઓફીસના તંબુઓ નંખાવી અત્યારે ફરવા નીકળ્યો હતો. ઘણે દહાડે મ્હને જોયેલો હોવાથી તે મ્હને છોડી શકે તેમ નહોતું. પછી હું અને એ બંને જણા સાથે સાથે ફરવા લાગ્યા. "રજતપુષ્કર" નામના એક ગામડામાં તેમના એક દહાડો તંબુ પડયા. દિવસના પાછલા ભાગમાં અમે બંને જણા ફરવા માટે તંબુની બહાર નીકળ્યા. ત્યાંની વસ્તી ઘણી જંગલી હતી, ને ગામડીઆ લોકોનોજ ત્યાં નિવાસ હતો. ફરતા ફરતા અમે એક મ્હોટા ખેતરની અંદર આવેલા વાંસના ઝુંપડામાં પ્રવેશ કર્યો. ઘરના માલિકે ઉઠી અમને બંનેને બેસવા માટે બે માંચીઓ આણી મૂકી. એ ઝુંપડાના એક ભાગમાં છોકરાઓની નિશાળ ચાલતી હતી, અને હાથમાં પાટી-પેન લઇ છોકરાઓ પુષ્કળ ઘોંઘાટ કરતા હતા. એ ગામઠી નિશાળનો મહેતો લાકડાના ટેબલ ઉપર બેસી વારંવાર લાલચોળ આંખોએ નિશાળીઆઓ ભણી તાકતો હતો. એ ઘરના માલિકનું નામ 'તારિણીચરણ' હતું. ભૂપેન્દ્રના કાનમાં કાંઇક ધીરે ધીરે વાત કરી તે મ્હારૂં ઓળખાણ પૂછતો હતો. ત્યાંથી ઉઠી તંબુમાં આવતાં ભૂપેન્દ્રે મ્હને કહ્યું:—"તમારૂં નશીબ ચઢીયાતું છે; તમારા વિવાહનું માગું આવ્યું છે." મ્હેં પૂછ્યું:—"એ શી રીતે ? માગું કોના તરફથી આવ્યું છે ?" ભૂપેન્દ્રે કહ્યું:—"આ તારિણીચરણ વ્યાજવટાવનો ધંધો કરે છે, તેના જેવો કંજુસ આ જગતમાં બીજો ભાગ્યે જ મળી આવશે. તેણે આ ગામઠી નિશાળ ચલાવવાને જગ્યા આપી છે. તેટલા કાર્ય માટે તો જે કોઇ નવો માજીસ્ટ્રેટ અહીં આવે છે તેની પાસે તે પોતાની લોકકલ્યાણની શુભેચ્છાની બડાઇઓ હાંકી

પોતાની પ્રશંસા કરે છે. ગામઠી નિશાળના મહેતાને તે માત્ર બે ટાંણા રોટલા ખાવા આપે છે, એ માત્ર પગાર સમજવો. પણ તે માટે રાતના દસ વાગ્યા સુધી તેની પાસે પોતાના ખાતાદારોના વ્યાજના હિસાબો ગણાવે છે. દર આંકે તે વિદ્યાર્થીઓ પાસેથી આઠ આના લે છે. સરકાર પાસેથી દર વર્ષે ગ્રાંટ મેળવે છે તે જુદી. આ પૈસા તે પોતેજ રાખે છે. પોતાના પતિએ તજી દીધેલી એક બેન કોઈ ઠેકાણે આશ્રય ન મળવાથી તેને ત્યાં આવી રહી હતી, તે ગર્ભવંતી હતી. એને ત્યાં આવ્યા પછી તેને પુત્રી અવતરી, પરંતુ સુવાવડ પ્રસંગે કશો ઔષધોપચાર ન થવાથી તે બિચારી મરી ગઇ. તેને બીજી એક વિધવા બેન હતી. ઘરકામ માટે ચાકરડી રાખવાથી ખર્ચ થાય એ ગણત્રીએ તેણે એ બીજી વિધવા બેનને પોતાની ભેગી રાખી હતી અને તેની પાસે ઘરનું સઘળું કામકાજ તે કરાવતો. એ બેને પેલી માતૃહીન થયેલી પુત્રીને પેટની છોકરીની માફક ઉછેરી છે. એ છોકરી થોડી મોટી થતાં પેલી માસી પણ મરી ગઇ છે, અને ત્યારથી એ છોકરી મામા મામીની સેવા કરીને તથા રાતદહાડો તિરસ્કાર સહીને અહીં રહે છે. એની ઉંમર વિવાહ લાયક થઇ છે. પરંતુ એવી અનાથ બાલિકાને કોણ પરણે ? વિશેષ વાત એ છે કે અહીં એના માબાપને કોઇ જાણતું નથી. પિતૃહીન અવસ્થામાં તે છોડીનો જન્મ થયો છે. આથી અનેક માણસો તેના ઉપર સંદેહની નજરથી જુએ છે. તારિણીચરણ પાસે પુષ્કળ પૈસા છે. એ વાત સૌ જાણે છે. આથી આ છોકરીનાં લગ્નમાં તારિણીના પુષ્કળ પૈસા ખરચાય તો સારૂં, એવું આસપાસના લોકો ઇચ્છે છે. અને તેથી કન્યાના સંબંધમાં દૂષણ દઇ સૌ લોકો તારિણીચરણને ખંખેરવા ઇચ્છે છે. આ કારણથી અત્યાર લગી તે છોકરીનાં લગ્નની વાત

ક્યાંઈ પણ નક્કી થઇ નથી. ચાર વર્ષથી તારિણી આ છોકરીની ઉંમર દસ વર્ષની કહ્યા કરે છે. પરંતુ ગણત્રી કરીએ તો અત્યારે એ કન્યાની ઉંમર ચૌદ વર્ષથી ઓછી નથી. એનું નામ કમળા છે અને રૂપને ગુણમાં પણ તે સાક્ષાત્ લક્ષ્મીની મૂર્ત્તિ છે. આવી સુંદર કન્યા મેં તો ક્યાંઇ જોઇ નથી. આ ગામમાં કોઇ પરદેશી યુવક બ્રાહ્મણને આવેલો જોઇ તારિણીચરણ તે કન્યા સાથે તેનાં લગ્ન કરવા તત્પર થઇ જાય છે, પરંતુ કોઇ જરા હા પાડે કે ગામનાં લોકો સારું ભાગી નાખે છે, અને છોકરી સંબંધી કાંઇ કાંઈ અફવાઓ કહી વશ થનારાને નસાડી મૂકે છે. એ પ્રમાણે આ વખતે તમારો વારો છે. માજી! તમે મારો મનોભાવ તો જાણે છો. મેં બીજો કશો વિચાર ન કરતાં કહ્યું કે 'હું જરૂર એ છોકરીની સાથે લગ્ન કરીશ. મેં ઘણા દિવસથી નક્કી કર્યું હતું કે હું કોઇ પણ હિંદુની કન્યા સાથે વિવાહ કરી, તેને ઘરમાં તેડી આણી, તમને આશ્ચર્ય ચકિત કરીશ! હું જાણતો હતો કે મોટી ઉંમરની અને બ્રહ્મસમાજી માતાપિતાની કન્યાને ઘરમાં લાવતાં તમે સૌ અસંતુષ્ટ થશો. તેથી મેં લગ્ન કરવાની હા પાડી." મારો ઉત્તર સાંભળી ભૂપેન્દ્ર તો આશ્ચર્ય પામી ગયો. તે બોલ્યોઃ—"આ તમે શું કહો છો? સાચું કહો છો કે જૂઠું?" મેં કહ્યુંઃ "હું સાચેસાચું જ કહું છું. મેં મારા સિદ્ધાંતને પહેલેથીજ સ્થિર કરી લીધેલો છે." ભૂપેન્દ્ર બોલ્યોઃ—"નક્કે નક્કી?" મેં કહ્યું:—"હા નક્કે નક્કી." તે દિવસે સાંજે તારિણીચરણ અમારે ઉતારે આવ્યો. તેણે મને હાથ જોડી કહ્યું:—"આપને મારો ઉદ્ધાર કરવો પડશે, તમે એ કન્યાને પંડે જુઓ, અને જો પસંદ ન આવે તો ના કહેજો, પરંતુ આ ગામના મારા દુશ્મનોની વાત સાંભળશો માં." મેં કહ્યું:—"મારે જોવાની કાંઈ જરૂર નથી. તમે

મુહૂર્ત્ત નક્કી કરો." તારિણી બોલ્યો:–" પરમદહાડાનું મુહૂર્ત્ત બહુ સારૂં છે. ઉતાવળ કરી લગ્નમાં થતુ ખર્ચ બચાવવાની તેની ઇચ્છા હતી. એટલે તર્તજ લગ્ન થઇ ગયાં."

ક્ષેમંકરી ચમકી ઉઠી બોલીઃ–" હેં, શું લગ્ન થઇ ગયાં ? તુ શું કહે છે ?"

નલિનાક્ષ:—" હા, થઇ ગયાં. વહુને લઇને તમારી પાસે આવવા હું હોડીમાં બેઠો. જે દિવસે પાછલે પહોરે હું હોડીમાં બેઠો, તે દહાડે સૂર્યાસ્ત થતાં જ એકદમ ક્યાંઇથી પ્રબળ વાવાઝોડું થયું. અને એક ક્ષણમાંજ હોડી ઉંધી વળી ગઇ. ફાગણ મહિનામાં આવી જાતનું તોફાન મેં કદી પણ જોયું નહોતું."

ક્ષેમંકરી:—" રાધાકૃષ્ણ, રાધાકૃષ્ણ." બોલતાં બોલતાં ક્ષેમંકરીનું આખું શરીર કંપતું હતું.

નલિનાક્ષ:—" થોડીવાર પછી જ્યારે મને ભાન આવ્યું, ત્યારે મેં જોયું કે હું નદીમાં તરૂં છું, પણ હું બેઠો હતો તે નાવડું, ને ખારવાઓમાંનું કશું જણાતું નથી. હું તરીને માંડ માંડ એક કિનારે પહોંચ્યો. અને ત્યાં પોલીસનાં માણસોને ખબર આપી. ઘણી તપાસ કરાવી પરંતુ કશું ફળ થયું નહિ."

ક્ષેમંકરી ફીકું વદન કરી બોલીઃ—" હશે, જે થયું તે થયું. હવે એ વાત મારી પાસે કદી કરીશ નહિ. એ સંભારતાં પણ મારૂં હૃદય કંપે છે."

નલિનાક્ષ:—" એ વાત હું કદી પણ તમારી પાસે કહેત નહિ. પરંતુ વિવાહ માટે તમે વારંવાર હઠ કરો છો, માટે જ કહ્યું છે."

ક્ષેમંકરી:—" એકવાર એવો માઠો પ્રસંગ બન્યો, તેથી શું તું આ જીવનમાં કદી વિવાહ કરીશ નહિ ?"

નલિનાક્ષઃ—" એમ નથી; જો તે બચી ગઇ હોય તો ! "

ક્ષેમંકરીઃ—" ગાંડો જણાય છે. બચી હોય તો ખબર ન મળે ? "

નલિનાક્ષઃ—" એ મને શી રીતે ખબર જણાવી શકે ! મને એ ઓળખે છે જ ક્યાં ! ધારૂં છું કે એણે તો મારૂં મોં પણ જોયું નહિ હોય. કાશીમાં આવી મેં તારિણીચરણને મારૂં ઠેકાણું જણાવ્યું હતું. પરંતુ તેને પણ કમળાનો કશો પત્તો મળ્યો નથી. એવું ઉત્તરમાં લખ્યું છે. "

ક્ષેમંકરીઃ—" તો હવે તું શું કરીશ ! "

નલિનાક્ષઃ—" મેં મનમાં નિશ્ચય કર્યો છે કે આખું એક વર્ષ એની રાહ જોવી, અને ત્યારપછી તેનું મૃત્યુ થયું છે એમ માનવું."

ક્ષેમંકરીઃ—" તારી બધી વાતો વિચિત્ર છે. વળી એક વર્ષ વાટ જોવાની શી જરૂર ! "

નલિનાક્ષઃ—" માજી, એક વર્ષને હવે ક્યાં વાર છે ! આ કાર્તિક મહિનો ચાલે છે, માગશર પોષમાં લગ્ન છે નહિ. પછી મહા ઉતરતાં ફાગણ આવશે, ત્યારે જોઇ લેવાશે. "

ક્ષેમકંરીઃ—" ઘણું સારૂં, પરંતુ કન્યાતો આજ સારી છે. મેં હેમનલિનીના બાપને પણ વાત કહી મુકી છે, અને વચન પણ આપેલું છે. "

નલિનાક્ષઃ—" માજી, માણસ તો ફક્ત વાત કહી શકે, કે વચન આપી શકે, પરંતુ તે સફળ કરવાનું કામતો જેના હાથમાં છે તેનાજ ઉપર આધાર રાખવાનો છે."

ક્ષેમંકરીઃ—" બેટા, તું કહે છે તે સત્ય છે. પણ તારી આ વાત સાંભળી મારૂં શરીર ધ્રુજે છે. "

નલિનાક્ષઃ—" એ હું જાણું છું. તમારૂં મન સ્થિર થવાને અનેક દિવસ લાગશે. તમારૂં મન એકવાર અસ્થિર થયું કે કોઇ રીતે સ્થિર થતું નથી. તેટલાજ માટે મેં એ વાત આજ લગી કહી નહોતી."

ક્ષેમંકરીઃ—" એ ઠીક કર્યું. આજકાલ મને શું થયું છે કે કોઇ અનિષ્ટ સમાચાર સાંભળતાં મારૂં મન ભયભીત થઇ જાય છે, અને ધીરજ રાખી શકતી નથી. ટપાલમાં કોઇનો કાગળ આવે કે મારૂં મન બીએ છે. અને રખેને કાંઇ એમાં ખરાબ ખબર હશે, એવો સંદેહ ઉપજે છે. માટે જ મેં તને કહ્યું છે કે મને સારી કે માઠી કાંઇ ખબર આપવાની જરૂર નથી. હું સંસારમાંથી મરી ગઇ છું. તોપછી મારે સંસારના આઘાત શામાટે હૃદય ઉપર લેવા ? "

---

## પરિચ્છેદ એકાવનમો.

### કમળા વડલા નીચે.

---

કમળા જ્યારે ગંગાકાંઠે પહોંચી; ત્યારે શીતકાળનો સૂર્ય તેજહીન બની પશ્ચિમાકાશભણી નમી ગયો હતો. અંધકારની સન્મુખ આવેલા એ અસ્તગામી સૂર્યને કમલાએ પ્રણામ કર્યા. અને પોતાના કરસંપુટમાં ગંગાજળની અંજલિ લઇ સૂર્યનારાયણને અર્ધ્યપ્રદાન કર્યું. ત્યારપછી સમસ્ત ગુરુજનોનું સ્મરણ કરી તેમને પણ પ્રણામ કર્યા. છેલ્લે માથું નીચું નમાવી એક પ્રણામ

વ્યક્તિનું તેણે ધ્યાન કરવા માંડયું. એ વ્યક્તિભણી તો તેણે કદિ પોતાનું મુખ ઉંચું કરીને જોયું પણ નહોતું. પોતાનો વિવાહ થયો તે રાત્રિએ કમલા એ વ્યક્તિની પાસે બેઠેલી હતી; પરંતુ તે સમયે તો તેણે એ વ્યક્તિના ચરણો ભણી પણ હિંમત રાખીને જોવાયું નહોતું. બે ચાર સખીઓની સાથે [1]વાસરઘરમાં કમલાનો એ વ્યક્તિ સાથે મેળાપ થયો હતો, અને ત્યાં બે ચાર વાતો પણ થઇ હતી, તોપણ કમળાનું મુખ ઘુમટાએ આવૃત્ત હોવાથી તથા તેનું મન લજ્જાથી પરવશ બનેલું હોવાથી એ વ્યક્તિનાં વચનો તેણે સ્પષ્ટ રીતે સાંભળ્યાં પણ નહોતાં. એ વ્યક્તિનો કંઠસ્વર સ્મરણ કરવા આજે એણે જળપ્રવાહમાં ઉભાં ઉભાં એક ચિત્તે ઘણો શ્રમ કર્યો; પરંતુ કોઇ રીતે એ કંઠસ્વરનું તેને સ્મરણ થયું નહિ.

કમલાનાં લગ્ન મોડી રાત્રિએ થયાં હતાં. લગ્નવિધિમાં મોડી રાત લગી જાગવાના શ્રમને લીધે તે પોતે ક્યાં અને ક્યારે સુઇ ગઇ હતી, તેનું તેને ભાન રહ્યું નહોતું. ને બીજે દહાડે સવારે મોડી મોડી તે જાગી અને જોયું તો પાડોશના ઘરની એક વધૂ તેને ઢંઢોળીને જગાડતી હતી; અને ખડખડાટ હસતી હતી! તે સમયે કમલાના બિછાનામાં બીજું કોઇ જ ન હતું. આમ હોવાથી જીવનની આ છેલ્લી ઘડીએ તેને પોતાના પ્રાણેશ્વરનું સ્મરણ થાય એવું કશું જ અવલંબન નહોતું. એ દિશાભણી તો એને કેવળ અંધકારજ હતો. એને નહોતું કોઇ મૂર્તિનું અવલંબન; કે નહોતું કોઇ વાણીનું અવલંબન. એના હૃદયને કશોજ આધાર નહોતો. પોતાના જે પાનેતરની સાથે પ્રાણેશ્વરના ઉપરણીનું ગ્રંથિબંધન થયું હતું, અને જે પાનેતર તેને તારિણીચરણ મામાએ ખરીદી આપેલું હતું, એ અલ્પ મૂલ્યના

[1] ચવનચૂહ.

પાનેતરની શી કિંમત છે ? એ વાત પણ બિચારી કમલા જાણતી નહોતી, તેમજ એ પાનેતરને સાચવી રાખવાનો યત્ન પણ બિચારી કમલાએ કર્યો નહોતો.

રમેશે હેમનલિની ઉપર જે પત્ર લખ્યો હતો. તે પત્ર કમલાએ પોતાના છાયલને છેડે બાંધેલો હતો. રેતીના તટમાં બેસી કમલાએ એ પત્ર છોડયો ને ખોલ્યો. ને સાયંકાલિન સૂર્યને તેજે તે વાંચવા માંડયો. એ પત્રમાં પોતાના સ્વામીનાથનો કાંઇક પરિચય હતો. જો કે એમાં વિશેષ વર્ણન કર્યું નહોતું; પણ એમનું નામ નલિનાક્ષચટ્ટોપાધ્યાય છે, અને તે રંગપુરમાં દાક્તરનું કામ કરે છે; એટલી હકીકત હતી. વળી ત્યા તપાસ કરતાં રમેશને તે મળી શકેલ નથી; એ વાત પણ જણાવેલી હતી. "નલિનાક્ષ" એ નામક્ષરોજ કમલાના હૃદયમાં અમૃત વર્ષાવવા લાગ્યા. એ નામની મૂર્ત્તિએ જ જાણે પ્રત્યક્ષ બની કમલાના હૃદયને આશ્વાસન આપ્યું. ને તેના હૃદયને સ્નેહરસ સીંચ્યું. એના મનમાં લાગ્યું કે જાણે મ્હારો અસહ્ય દુઃખદાહ શમ્યો છે. કમલાનું અંતઃકરણ જાણે તેને કહેવા લાગ્યું કે "હવે એ શૂન્યતા નથી, તેમ હવે એ અંધકાર પણ નથી. હું જે ઇચ્છું છું તે મ્હારૂં પોતાનું જ છે." ત્યારે કમલા પોતાના સંપૂર્ણ પ્રાણબળ સાથે બોલી ઉઠી કે "જો હું સતી હોઇશ તો આ જીવનમાં જ તેમના ચરણારવિંદની રજ મ્હારે મસ્તકે લઇશ ને એ વિષયમાં વિધાતા મ્હને પ્રતિકૂળ બની હરકત કરશે નહિ. જો હું જીવતી રહી છું; તો જરૂર એ મ્હને મળશે જ. એમની સેવા કરવા માટે જ ભગવાને મ્હને બચાવેલી છે."

આટલું બોલી રૂમાલને છેડે બાંધેલો કુંચીઓનો ઝુડો તેણે ત્યાંજ ફેંકી દીધો. એને એકદમ સાંભર્યું કે રમેશે આપેલો સોનાનો

કાર પોતાના ગળામાં છે, એટલે તેને એકદમ કાઢી જળમાં નાંખી દીધો. અને ત્યારપછી પોતે સીધી પશ્ચિમ દિશાભણી ચાલી. તેના મનમાં કશો નિશ્ચય નહોતો કે હવે મ્હારે ક્યાં જવું? અને શું કરવું? તેને મનમાં એટલી જ ખાત્રી હતી કે હવે મ્હારે ગમે ત્યાં પણ જવું જ પડશે; કેમકે અહીંઆં તો મ્હારે એક ક્ષણ પણ રહેવું ઉચિત નથી.

શીત સમયના સાયંકાલના પ્રકાશને અદશ્ય થતાં વાર ન થઇ. આસપાસ ચારે તરફ અંધારૂં છવાવા લાગ્યું. એ સમયે વેળુની ધવલતાવિના બીજું કાંઇ જ જણાતું નહોતું. ક્રમે તે એક માર્ગ પકડી કમલા એક સરખેવેગે ચાલવાલાગી. આ વખતે કૃષ્ણપક્ષના અંધકારવાળી રાત્રિ પોતાની નિમેષ રહિત લોચનોવાળી તારિકા સખીઓની સાથે નિર્જન નદી તટ ઉપર અતિ ધીરે ધીરે નિઃશ્વાસ નાંખતી હતી.

કમલા પોતાની સામે ગૃહહીન અનંત અંધકાર સિવાય બીજું કશું જ જોઇ શકી નહિ. તોપણ તે બરાબર નદીને કાંઠે કાંઠે ચાલી. કોઇને તેણે કશો માર્ગ પૂછ્યો નહિ. તેને ખાત્રી હતી કે જો કોઇ વિપત્તિ આવી મારી ઉપર હુમલો કરશે, તો એક ક્ષણમાં જ મૈયા ગંગા મ્હને આશ્રય આપશે.

આકાશમાં લેશમાત્ર પ્રકાશ નહોતો. સૂચિભેદ્ય ગાઢા અંધકારે કમલાને વીંટી તો લીધી, તોપણ તેની દૃષ્ટિનો તે અટકાવ કરી શક્યો નહિ.

રાત્રિ વધવા લાગી. પાસેનાં જવનાં ખેતરોના ખૂણામાં ભરાએલાં શિયાળવાં બોલવા લાગ્યાં. ઘણું અંતર કાપ્યા પછી કમલા માટીની બાંધેલી સડક ઉપર ચડી પાસેની નદીના કાંઠા ઉપર એક

ગામડું દેખાયું. ધ્રૂજતે હૃદયે કમળાએ એ ગામડાની નજીકમાં આવીને જોયું તો તેમાંનાં સૌ માણસો સૂઇ ગએલાં હતાં. ભયની મારી હળવી હળવી ચાલતી કમલા તે ગામડાની બહાર નીકળી. થોડે દૂર જતાં તેને ફરીને નદીનો કાંઠો જણાયો, પરંતુ તે એવી જગ્યાએ પહોંચી કે આગળ ચાલવાનો કશો રસ્તો સૂઝયો નહિ. આથી અશક્ત બની તે એક વડલાના ઝાડ નીચે થાકીને બેસી ગઇ. અને બીજું કશું ન સૂઝવાથી આડે પડખે થઈ. સૂતાં વેંતજ તે ઉંઘી ગઇ. પોતાને કયારે ઉંઘ આવી ? એ વાત પણ તેના જાણવામાં આવી નહિ.

મોટે પરોઢીએ એની આંખ ઉઘડી. ને જોયું તો કૃષ્ણપક્ષના ચંદ્રમાના પ્રકાશથી અંધકાર ક્ષીણ થયેલો હતો. અને એક પ્રૌઢ ઉમરની સ્ત્રી "અરે, તું કોણ છે ?" એમ પૂછતી પૂછતી એની પાસે ઉભેલી હતી.

કમલા ચકિત થઇ એકદમ ઉભી થઇ. ને જોયું તો તેની પાસેના ઘાટમાંજ બે હોડીઓ લાંગરેલી હતી. આ સ્ત્રી બીજાં માણસો જાગ્યા પહેલાં જ નદીએ સ્નાન કરવાને આવેલી હતી.

પ્રૌઢા સ્ત્રી બોલી:—"અરે, તું તો કોઇ બંગાલી જણાય છે !"

કમલા:—"હા, હું બંગાલી છું."

પ્રૌઢા:—"તું અહીંઆં શા સારૂ પડી છે ?"

કમલા:—"હું કાશીએ જવા સારૂ નીકળી છું. પણ રાત પડી ગઇ; એટલે અહીંઆં ઉંઘી ગઇ છું."

પ્રૌઢા:—"અરે મા, શો ગજબ ! શું તું પગે ચાલીને કાશીએ જશે ! ઠીક, ઠીક, મ્હારી સાથે હોડીમાં ચાલ. હું પણ સ્નાન કરવા સારૂજ આવેલી છું."

સ્નાન કર્યાં પછી તે સ્ત્રીની સાથે કમલાને વધારે પરિચય થયો. ગાઝીપુરમાં જે સિધ્ધેશ્વરબાબુને ત્યાં ઘણી ધામધૂમે લગ્ન થયાં હતાં, તે બાબુની આ સ્ત્રી કાંઇક સગી થતી હતી. એ સ્ત્રીનું નામ નવીનકાલી હતું. એના વરનું નામ મુકુન્દદત્ત હતું. એ થોડા દહાડાથી કાશીમાં આવીને રહેલાં હતાં.

નવીનકાલી પૂછવા લાગી:–"ત્હારૂં નામ શું ?"

કમલા:—"મ્હારૂં નામ કમલા."

નવીનકાલી:—"ત્હારા હાથમાં ચૂડીઓ છે, એટલે સમજાય છે કે ત્હારે વર પણ છે."

કમલા:—"હા, પણ લગનને બીજે જ દહાડે તે ગૂમ થઇ થઈ ગયા છે, એટલે અત્યારે તે ક્યાં હશે, તે હું જાણતી નથી."

નવીનકાલી:—"વોય મા, એ તો મહા દુઃખ; ત્હારી ઉંમર તો કાંઇ ઝાઝી જણાતી નથી."

આટલું બોલી તે કમલાને પગથી માથા લગી જોવા લાગી; ને બોલી:—"ત્હારી ઉંમર પંદરથી વધારે વર્ષની જણાતી નથી"

કમલા:—"મ્હારી ઉંમર કેટલી હશે, તે તો હું પણ બરાબર જાણતી નથી; તોપણ ધારૂં છું કે લગભગ એટલી ઉંમર હશે."

નવીનકાલી:—"તું જાતે બ્રાહ્મણ છે ?"

કમલા:—"હા."

નવીનકાલી:—"ત્હારું ઘર ક્યાં છે ?"

કમલા:—"હું કદિ મ્હારે સાસરે ગઇ નથી; પણ મ્હારા પિતાનું ઘર વિષ્ણુપુરમાં છે."

નવીનકાલી:—"ત્હારાં મા–બાપ ક્યાં છે ?"

કમલા:—"મ્હારે માબાપ કોઇ જ નથી."

નવીનકાલીઃ—" અરે રામ રામ, ત્યારે હવે ત્હારૂં શું થશે ?"

કમલાઃ— "કાશીમાં કોઇ ભલો સદ્‌ગૃહસ્થ મ્હને પોતાને ઘેર કામ કરવા રાખી અન્ન વસ્ત્ર આપે; તો હું ત્યાં રહીશ. મ્હને રસોઇ કરતાં આવડે છે."

વગર પગારે રહેવા ઇચ્છનારી આવી બ્રાહ્મણી રસોઇયણ મળી આવવાથી નવીનકાલી મનમાં બહુ જ પ્રસન્ન થઇ. તે બોલીઃ— "મ્હારે રસોઇયણની તો કશી જરૂર નથી. કેમકે મ્હારે ત્યાં નોકર, ચાકર, રસોઇઓ તમામ છે. પણ હાલમાં જે રસોઇઓ મ્હારે ત્યાં છે; તે મ્હને પસંદ નથી. મ્હારા સ્વામીનાથને પસંદ પડે તેવી રસોઇ જ્યારે વખતસર તૈયાર ન થાય; ત્યારે રસોઇઓ રાખવાનું કારણ શું ? એ રસોઇઆને દરમહિને ચૌદ રૂપિયા પગારના આપવા પડે છે વળી લુગડાંલત્તાં આપવાં પડે છે તે તો જૂદાં! પણ હશે, તું બ્રાહ્મણની પુત્રી છે. ને દુર્દૈવે મહાદુઃખમાં સપડાઇ છે; તો હવે મ્હારે ઘેર ચાલ. તું બીજે કયાં જઇશ ? મ્હારે ત્યાં ઘણાં માણસો ખાય છે; ને ખોદાળે છે. તેમ ઘણોએ વગરજોતો ખર્ચ પણ થાય છે. તો ત્હારા જેવી એક બ્રાહ્મણપુત્રીના રહેવાથી ખર્ચમાં શો વધારો થવાનો છે ! મ્હારા ઘરનું કામ પણ નહિ જેવું છે. મ્હારી પુત્રીઓનાં લગ્ન પણ થઇ ગયાં છે. એ બધી પોતાને સાસરે છે. એ બધાં સાસરીઆં ઘણાં શ્રીમંત છે. મ્હારે માત્ર એક જ પુત્ર છે. એ પણ મ્હોટા હાકેમ જેવો છે. એ અત્યારે શીરાજગંજમાં છે. એના ઉપર મ્હોટા મ્હોટા લાટ સાહેબના મહિને મહિને કાગળો આવે છે. હું મ્હારા ધણીને વારંવાર કહું છું કે આપણે શી ખોટ છે તે, મ્હારો દીકરો પારકી ચાકરી કરે ! હું સારી રીતે જાણું છું કે મ્હારા દીકરાને મળ્યો છે એવો મ્હોટો હોદ્દો કાંઇ બધાને મળતો

નથી; તોપણ તેને અમારાથી જૂદાં રહી પરદેશ વેઠવો પડે તે દુઃખ ભોગવવું પડે એમ કરવાનું પ્રયોજન શું ?" મ્હારા સ્વામીનાથ ઉત્તરમાં જણાવે છે કે "તમે બીઓ શું સમજો ? શું આપણે નાણાંને લોભે નોકરી કરાવીએ છીએ ? ના ના, પૈસાની મ્હને ખોટ નથી. પરમેશ્વરે મ્હને પુષ્કળ આપેલું છે; પણ વાત એવી છે કે સોએ કાંઇક કામ તો કરવું જ જોઇએ. એની ઉંમર ન્હાની છે, એટલે મન નવરૂં રહે એ સારૂં નહિ."

આ પ્રમાણે વાર્તાલાપ કરતાં કરતાં કમલા અને નવીનકાલી હોડીરસ્તે ચાલ્યાં. વાયુ અનુકૂળ હતો, એટલે કાશીએ પહોંચતાં ઝાઝો સમય લાગ્યો નહિ. શહેરની બહાર ન્હાનકડા બગીચાવાળું બે માળનું એક મકાન હતું. તે મકાનની અંદર બંને જણાં પહોંચ્યાં.

ત્યાં જોયું તો ચૌદ રૂપિયા માસિક પગાર મેળવનારો કોઇ રસોઇઓ જોવામાં આવ્યો નહિ. એક ગરીબડો બ્રાહ્મણ થોડા દહાડાથી તેમને ત્યાં રહેલો હતો. જતાં વેંતજ નવીનકાલીએ તેનાપર ક્રોધનો અગ્નિ વરસાવવા માંડયો. ને કાંઇ પણ પગાર આપ્યા વિનાજ તેને ભગાડી મૂકયો. આથી ચૌદ રૂપિયા પગાર લેનારો બીજો દુર્લભ પાકશાસ્ત્રી પ્રાપ્ત ન થાય ત્યાં લગી રસોઇ કરવાનો તમામ ભાર કમલાએ ન છૂટકે પોતાને માથે લીધો.

નવીનકાલીએ વારંવાર સૂચના કરી કમલાને કહ્યું:—"જો બેટા, કાશી શહેર નામામાં નાગું છે. વળી ત્હારી ઉંમર કાચી છે. માટે ઘરબહાર કદિ જઇશ માં. હું જ્યારે ગંગાસ્નાન કરવા તથા કાશીવિશ્વનાથનાં દર્શન કરવા જઇશ ત્યારે ત્હને સાથે લેતી જઇશ."

કમલા પાછળથી પોતાના સકંજામાથી છટકી ન જાય, માટેજ

નવીનકાલીએ તેને ઉપરની સૂચના આપેલી હતી. નવીનકાલી કમલાને જરા પણ ઘરબ્હાર જવા દેતી નહોતી. બંગાલી સ્ત્રીઓની સાથે વાર્તાચિત કરવાનો પણ તેને તે વખત આપતી નહોતી. આખો દહાડો તેની પાસે ઘરનું વૈતરૂં કરાવ્યાજ કરતી. કામ કરતાં કરતાં કમલાને શ્વાસ લેવાનો પણ સમય મળતો નહોતો, આમ આખો દહાડો ઘરના વૈતરામાં ચાલ્યો જતો. પણ જ્યારે સાંજ પડતી ને કમલા નવરી પડતી ત્યારે નવીનકાલી પોતાની અપાર દોલતની વાતો તેને ગાઇ બતાવતી. "મ્હારે ત્યાં ઝવેરાતના પુષ્કળ દાગીના છે." "મ્હારે ત્યાં સોના રૂપાનાં વાસણો છે" ને "મ્હારે ત્યાં કિનખાબનાં બનાવેલાં ગાદલાં તથા ઓશીકાં છે. પણ એ બધી વસ્તુઓ ચોરોની બીકથી હું અહીંઆં લાવેલી નથી." એવું નવીનકાલી જણાવતી. "આવી પિત્તળની થાળીમાં જમવાનો મ્હારા સ્વામીનાથને બીલકુલ મહાવરો નથી. આ કારણથી પહેલાં તો એ બહુજ ગુસ્સે થતા ન કહેતા કે "એ ચાર સોનારૂપાનાં વાસણો ચોરાઇ જાય તો ભલે ચોરાઇ જાય, પણ તે વાસ્તે આપણે આટલી બધી હેરાનગત શામાટે ભોગવવી? ખોવાએલી વસ્તુઓ ફરી મેળવતાં વાર શી લાગવાની હતી!" પણ રૂપિયા વધારે હોય માટે શું ઉડાડી દેવાના છે કે? એ વાત મ્હને ગમતી નથી. જે વસ્તુ આપણી પાસે હોય તે વાસ્તે ફરીવાર પૈસા શામાટે ખરચવા! અમારા દેશમાં અમારૂં મ્હોટું મકાન છે. ત્યાં કેટલાએ નોકરચાકરો કામ કરે છે, ને કેટલાયે અભ્યાગતો ત્યાં પોષાય છે. પણ હવે અહીંઆં પણ ઝાડીયા બાલ જેવા સાતઆઠ નોકર રાખવા શા સારૂ? મારા સ્વામીનાથતો કહે છે કે 'આ મકાનમાં સમાવેશ ન થતો હોય તો પાસેનો મોટો બંગલો ભાડે લઇએ.' પણ હું કહું છું કે ના. આટલા

મકાનથીજ આપણે ચલાવી લેવાશે. અમે સ્ત્રી વર્ગનાં માણસો ઉપ-રના માળમાં રહીશું ને તમે પુરુષવર્ગનાં માણસો નીચેના ભાગમાં રહેજો. વળી હવે વધારે નોકરો રાખવાની પણ શી જરૂર છે ? આટલાં માણસોથીજ આપણું કામ સારી રીતે ચાલે છે તો નાહક વધારે ખર્ચ શા માટે કરવો ?" આવી આવી પ્રશંસાની અનેકવાતો નવીનકાલી કમલાને સંભળાવતી.

---

# પરિચ્છેદ બાવનમો.

## " મ્હને ઓળખી પણ શકયા નહિ ?"

નવીનકાલીને આધારે રહેતાં કમલાનું મન થોડા પાણીવાળા તળાવડામાં જઇ પડેલી માછલીની પેઠે મુંઝાવા માંડયું. જો એ ઠેકાણેથી તે બહાર નીકળે તો તેને શાંતિ થાય. પરંતુ બહાર પણ કયાં અને કોની પાસે જવું ? તે દહાડે રાત્રિના અંધકારમાં પેલા વડલાની નીચે તે જઇ પડેલી હતી, પણ હવે ત્યાં જવાની તેની છાતી ચાલતી નહોતી.

નવીનકાલી કમળાને ચાહતી નહોતી એવું નહોતું, પણ એની ચાહનામાં કશો રસ નહોતો. એની ચાહનામાં તો માત્ર સ્વાર્થનીજ દુર્ગંધી આવતી હતી. એક બે વાર કમળાના શરીરને અસુખ થયું હતું તે વખતે નવીનકાલીએ ઓસડવેસડ કરવાને મહેનત લીધી હતી, પરંતુ એ લીધેલી મહેનત માટે કૃતજ્ઞતા બતાવતી, એ ન બનવા જેવું હતું. આખો દહાડો પોતે કામકાજમાં મંડયાં રહેવું એ વાત

કમળા પસંદ કરતી, પરંતુ જે નવરાશનો વખત નવીનકાલીના સખીપણામાં વીતતો, તે સમય કમલાને અત્યંત અસહ્ય લાગતો.

એક દહાડો સવારમાં નવીનકાલીએ કમળાને કહ્યું:—"જો આજે એમની તબીઅત સારી નથી; માટે દાળભાત કરીશ માં. એકલી રોટલીથી ચાલશે. ત્હારે ઘી બહુજ સંભાળીને વાપરવું. તું તેલ અને ઘી બહુ વાપરે છે. ત્હારા રાંધવાના ઢંગ હું જાણું છું, આટલું બધું ઘી અને તેલ ક્યાં ઉડી જાય છે? તે મ્હને સમજાતું નથી. ત્હારા કરતાં પેલો બ્રાહ્મણ રસોઇઓ ઠીક હતો. તે થોડાં ઘી–તેલમાં કામ ચલાવતો, ને તેમ છતાં તેની રસોઇ સ્વાદિષ્ટ થાતી. ને તું તો તેલ–ઘી પુષ્કળ વાપરે છે, છતાં રસોઇ માલ વિનાની થાય છે. પણ એમાં ત્હારો વાંક શો? તું રાંક માબાપની છોડી, તેને શ્રીમંતના ઘરમાં કેમ રસોઇ થાય તે કયાંથી આવડે?"

રોજ આવી આવી અનેક વાતો નવીનકાલી સંભળાવતી, તોપણ કમલા તેનો કશો જવાબ આપતી નહિ, જાણે કે પોતે બહેરીજ હોય તેમ સાંભળ્યું ન સાંભળ્યું કરી છાનીમાની ઘરનું કામકાજ કર્યાં કરતી.

પરંતુ આજે કમલાને ઘણું ઓછું લાગ્યું. પોતાના અપમાનની વાતોનો મનમાં ને મનમાં બળાપો કરતી કરતી તે શાક સુધારવા લાગી. તેના મનને બધો સંસાર નિરસ અને જીવન ભારરૂપ લાગવા માંડયાં. એટલામાં નવીનકાલીના ઘરની એક વાતે કમલાને ચોંકાવી દીધી. કમલાએ સાંભળ્યું કે નવીનકાલી પોતાના ચાકરને આ પ્રમાણે કહે છે:—"અલ્યા તુળસી, તું જા, અને શહેરમાંથી નલિનાક્ષ ડાક્તરને તેડી લાવ. તેમને કહેજે કે આજે શેઠજીની તબિઅત બગડી છે."

"નલિનાક્ષ ડાક્તર!" એ નામ કર્ણ ઉપર પડતાં કમલાની

હૃદયવીણાના તમામ તારો એકદમ ઝણઝણાટ કરી ઉઠયા. એનાં લોચનો ઉપર જાણે એકદમ સમસ્ત આકાશી પદાર્થોનો પ્રકાશ પડયો. શાક સુધારવુ પડયું મૂકી એકદમ તે તુલસીની પાસે જઇ પૂછવા લાગી.

કમલા:—" એ ડાક્તર કોણ છે ? "

તુલસી:—" એ અહીંના એક ઘણા પ્રસિદ્ધ ને હોંશિયાર ડાક્તર છે. "

કમલા:—" તે કયાં રહે છે ? "

તુલસી:—" શહેરમાં રહે છે. અહીંથી અર્ધા ગાઉ ઉપર એમનું મકાન છે. "

કમલા ઉપર ઘરના નોકર ચાકરો ઘણો ભક્તિભાવ રાખતાં. કેમકે ભોજનની જે કાંઇ થોડીઘણી ચીજો વધતી તે કમલા નોકર ચાકરોને આપતી. એટલા માટે કમલાને ઘણીવાર શેઠાણી તરફનો ઠપકો પણ સાંભળવો પડતો; પરંતુ પોતાની પડેલી ટેવ કમલા છોડી શકી નહોતી. વળી શેઠાણીના સખ્ત કાયદા પ્રમાણે ચાલવાથી નોકર ચાકરોને ખાવાનું પણ મહાકષ્ટ હતું. વળી બીજી મુશ્કેલી તો એ હતી કે શેઠશેઠાણી જમતાં ઘણું મોડું થતું. અને નોકરચાકરો તે પછી જમી શકતાં. આથી કામ કરી કરી ભૂખ્યાં થયેલાં નોકરો ઘણીવાર કમલા પાસે આવતાં. ને કહેતાં કે " બેન, અમને બહુ ભૂખ લાગી છે. " ત્યારે કોઇને કાંઇ ખાવાનું આપ્યા વિના કમલા રહી શકતી નહિ. આવાં આવાં કારણોથી ઘરના નોકરચાકરો કમલાને વશ થએલાં હતાં.

એટલામાંથી ઉપરથી અવાજ આવ્યો:—" અલ્યા તુળશીઆ, રસોડાના બારણામાં ઉભો ઉભો એની સાથે શી પંચાત કરે છે ? એમ ન જાણજે કે હું જોતી નથી. શહેરમાં જવાનું કહ્યું છે, તો

પણ રસોડાની ગંધ લીધા વિના ત્હારો પગ ચાલવાનો નહિ કે ! હું બધું જાણું છું. આ રીતેજ મ્હારા ઘરની ઘણી ચીજો ખોવાય છે; ને બજારમાં વેચાય છે. એ છોકરી તો ભારે ખરાબ નીકળી. રસ્તામાં નિરાધાર પડેલી દીઠી, એટલે દયા આવવાથી મ્હેં એને ઘરમાં આશરો આપ્યો. એનો એ કેવો બદલો આપવા માંડી છે ! અરે રામ, આ કળિયુગમાં કોઇના ઉપર ભલાઇ કરવીજ વાજબી નથી."

મ્હારાં બધાં નોકર ચાકરો મ્હારા ઘરની વસ્તુઓ ચોરી જાય છે; એવો સંદેહ નવીનકાલીના મનમાં સદા રહ્યાજ કરતો. ને જ્યારે કશો પ્રત્યક્ષ પુરાવો ન મળતો ત્યારે પણ શંકા લાવીને બે ત્રણ કડવાં વચનો નોકર ચાકરને કહ્યાવિના તેના જીવને સંતોષ ન વળતો. તેણે નિશ્ચય કર્યો હતો કે અંધકારમાં તીર મારવા છતાં પણ નિશાન બરાબર પડે છે. ને હું ગાફલ નથી એમ નોકરો સમજી શકે છે.

આજે નવીનકાલીનાં કઠોર વચનોએ કમલાના મનને કશી અસર કરી નહિ. આજે તો કમલાનું શરીર એક સંચાની માફકજ કામ કરતું હતું. એનું મન આજે બીજા વિચારોમાં ચડેલું હતું.

નીચેના રસોડાના દરવાજા પાસે ઉભી ઉભી કમલા કોઇના આવવાની વાટ જોઇ રહી હતી. એવામાં તુળશી ફરીને પાછો આવ્યો. પરંતુ તે એકલોજ હતો.

કમળા બોલી:—" તુળશી, ડાક્તર સાહેબ આવ્યા કે ?"

તુલસી:—" ના ના, ન આવ્યા."

કમલા:—" કાં ?"

તુલસી:—" તેમની મા માંદાં છે."

કમલા:—" શું તેમની મા માંદાં છે ? અને તેમને ઘેર બીજું કોઇ નથી ?"

તુલસી:—" ના, તેમણે વિવાહ કરેલો નથી."

કમલા:—" વિવાહ કર્યો નથી એ વાત ત્હેં શી રીતે જાણી?"

તુલસી:—" એમના નોકરો કહેતા કે એમને સ્ત્રી નથી."

કમલા:—" હશે ને મરી ગઇ હશે તો?"

તુલસી:—" એમ પણ હોઇ શકે. પરંતુ એમનાં માણસો કહે છે કે જ્યારે તેઓ રંગપુરમાં ડાક્તર હતા, ત્યારે પણ તેમને સ્ત્રી નહોતી."

એટલામાં ઉપરથી બૂમ પડી: "અલ્યા તુળશીઆ, વળી નીચે વાતો કરવા ઉભો કે?" આ અવાજ સાંભળતાં કમલા એકદમ રસોડામાં ચાલી ગઇ. અને તુળશી ઉપર ગયો.

નલિનાક્ષ રંગપુરમાં ડાક્તરનું કામ કરતા હતા એ વચન સાંભળતાં, એજ મારા પતિ હોવા જોઇએ એ બાબતમાં કમલાને શંકા રહી નહિ. તુળશી જ્યારે પાછો નીચે આવ્યો ત્યારે કમલા તેને પૂછવા લાગી. ડાક્તર સાહેબના નામના મ્હારા એક સગા આ શહેરમાં રહે છે. તો તુલશી, તું કહે જોઇએ કે એ નાતે તો બ્રાહ્મણ છે ના?

તુલસી:—" હા, તેઓ બ્રાહ્મણ છે, ને અટકે ચેટરજી છે."

શેઠાણીની બીકે તુળશીઓ કમળા સાથે ઝાઝીવાર વાર્તાચિત કરી શકયો નહિ, અને ચાલ્યો ગયો.

કમલા નવીનકાલીની પાસે જઇ બોલી:—" ઘરનુ કામ પૂરૂં કર્યાં પછી આજે હું દશાશ્વમેધઘાટે સ્નાન કરવા જવાની છું."

નવીનકાલી:—" તું તે વેળાકવેળા સમજે છે કે ના? આજે કોઇને શરીરે ઠીક નથી. તેથી આજે ક્યારે કોનું શું કામ પડશે? તે કહેવાય નહિ, એટલે તુ આજે બહાર જાય તે કેમ પાલવે?"

કમલાઃ—" મ્હારા જાણવામાં આવ્યું છે કે મ્હારા એક સગા આ શહેરમાં છે. તેમને મળવા સારૂ મ્હારે એકવાર જવાની જરૂર છે."

નવીનકાલીઃ—" એ કાંઇ સારી વાત ન કહેવાય. મ્હને ત્હારા કરતાં કાંઈક વધારે વર્ષો થયાં છે, એટલે ત્હારી બધી વાતો હું સમજું છું. આ શહેરમાં ત્હારા સગા છે, એ વાત ત્હને કોણે કહી? તુળશીએ કહી છે ના? ઠીક છે. એ હરામખોરને હવે મ્હારે નોકરજ રાખવો નથી. સાંભળ છોકરી! જ્યાં લગી તું મ્હારે ત્યાં રહે છે; ત્યાં લગી ત્હારે એકલા નદીતટે સ્નાન કરવા જવાનું કે સગાને શોધવા શહેરમાં ભટકવા જવાનું બનશે નહિ. એ વાત હું ત્હને અત્યારથીજ કહી દઉં છું."

એકદમ મ્હોટી ગર્જના કરી નવીનકાલીએ દરવાનને ફરમાવ્યું કે "તું હમણાં ને હમણાં જ તુળસીઆને બંગલા બહાર કાઢી મૂક, અને કહી દેજે કે ફરી કદિ તે એનું કાળું મ્હોં મ્હને બતાવે નહિ."

શેઠાણીનો બાકને લીધે બીજાં માણસોએ કમલા સાથે વાતચિત કરવાનું પણ બને તેટલે અંશે ઓછું કરી નાંખ્યું.

જ્યાં લગી નલિનાક્ષ સંબંધી કમલા કશું જાણતી નહોતી ત્યાં લગી તો તે નિશ્ચિન્ત હતી. પણ નલિનાક્ષ આ શહેરમાં જ છે. એવું જ્યારે કમલાએ જાણ્યું ત્યારે તે ધૈર્ય રાખી શકી નહિ. આજ શહેરમાં પોતાના સ્વામીનાથ વસે છે એમ જણાયું ત્યારે તો બીજાના આશ્રયમાં એક ક્ષણ પણ રહેવું તેને અસહ્ય થઈ પડ્યું. હવે તો એના કામકાજમાં પગલે પગલે ભૂલો થવા લાગી.

નવીનકાલીઃ—" અલિ છોકરી, ત્હારી રીત તો કાંઇ સારી જણાતી નથી. ત્હારા મનમાં શું ભૂત ભરાયું છે? ત્હેં પોતે ખાવાપીવાનું બંધ કર્યું છે એટલે શું તું અમને પણ ભૂખ્યાં મારવા ધારે

છે ? હવે તો ત્હારા હાથની રસોઇ પણ મ્હોંમાં જાય એવી રહી નથી."

કમલા:—" હવે મ્હારાથી આ ઘરમાં રહીને કામ નહિ થાય, મ્હારો જીવ અહીંઆંથી ઉઠી ગયો છે, માટે મ્હને હવે કૃપા કરી રજા આપો."

આ સાંભળી નવીનકાલી તડૂકી ઉઠી; અને બોલી:—" ઠીક છે. ઠીક છે. આ કલિકાલમાં કોઇના ઉપર ઉપકાર કરવો જ યોગ્ય નથી. ત્હને નિરાધાર જાણી મ્હેં મ્હારા ઘરમા આશરો આપ્યો, ને મ્હારા રસોઇઆને રજા આપી ત્યારે તું અત્યારે સામી થાય છે ના ! તું જો ખરેખરી બ્રાહ્મણની છોડી હોત તો આવું કહેત કે 'મ્હને રજા આપો ?' પણ યાદ રાખજે કે તું જો નાશી જવા ધારીશ તો હું પોલીસને ખબર આપ્યા વિના રહેનાર નથી. મ્હારો મ્હોટો દીકરો મ્હોટો હાકેમ છે, એને હુકમે કેટલાએ માણસો ફાંસીને લાકડે લટકેલાં છે. એટલે મ્હારી પાસે ત્હારી ચાલાકી નભવાની નથી. ત્હેં જાણ્યું હશે કે પેલો ગદાઓ શેઠની સામે બોલ્યો હતો પણ એ બેટમજીએ એનો સ્વાદ કેવો ચાખ્યો ! હજુ એ પુતજી કેદમાં સડે છે. તું શું અમને સાધારણ માણસ જાણે છે ?"

નવીનકાલીની આ વાતો ખોટી નહોતી. નવીનકાલીને ત્યાં પહેલાં ગદાધર નામનો એક નોકર હતો. ને તે નોકરી છોડી જવા લાગ્યો, ત્યારે તેને માથે ઘડીયાળ ચોરવાનું તહોમત મુકી કેદમાં મોકલવામાં આવ્યો હતો.

કમલા કાંઇપણ બોલી નહિ. એને અહીંથી નીકળવાનો કશો રસ્તો સુઝ્યો નહિ. માત્ર હાથ લાંબો કરવાથીજ જ્યારે તેને પોતાના ચિરજીવનની સાર્થકતા થાય તેમ હતું. ત્યારે હાથ બાંધી રાખવો એ કેટલી નિષ્ઠુરતાનું કામ કહેવાય ? આખો દહાડો તો તેને ઘરના

કામમાંથી ફૂરસદ મળતી નહોતી. પણ રાત વખતે જ્યારે બધું કામ પૂરૂં થઇ જતું ત્યારે તે એકાદ ગરમ કપડું ઓઢી બગીચાની અંદર ચાલી જતી. અને કંપાઉન્ડની ભીંત પાસે ઉભી રહી શહેરમાં જતા રસ્તાભણી તાકી રહેતી. એનું તરુણ હૃદય સેવા માટે ઉત્સુક થઇ રહ્યું હતું. એનું મન ભક્તિભાવ દર્શાવવા ઉત્કંઠિત થયેલું હતું. કમલા પોતાના હૃદયને એ ગાઢ રાત્રિના અંધકારમાં સૂના માર્ગમાં કોઇએક અપરિચિત ઘરનો પતો મેળવવાને મોકલતી. ને પોતે તો પાષાણની પ્રતિમાની પેઠે ભીંત પાસે સ્તબ્ધ બની ઉભી જ રહેતી. કેટલીકવાર આવી દશા ભોગવ્યા પછી તે ખોળે માથું મૂકી પ્રણામ કરતી; અને ત્યારબાદ તે પોતાના સૂવાના ઓરડામાં આવી સૂઇ જતી.

તોપણ આટલુંયે સુખ અને આટલીયે સ્વાધીનતા કમલાના ભાગ્યમાં ઝાઝા દહાડા રહ્યાં નહિ. સાંજનું તમામ કામ પૂરૂં થઇ ગયા પછી એકવાર નવીનકાલીએ કાંઇક કારણથી કમલાને બોલાવવા માણસ મોકલ્યું. એ માણસે જઇને કહ્યું કેઃ—" એ બ્રાહ્મણી તો ઘરમાં નથી. કોણ જાણે તે ક્યાંઇ ચાલી ગઇ જણાય છે."

નવીનકાલી ગભરાઇને બોલીઃ—" હેં, શું કહે છે? એ ક્યાંઇ નાશી તો નથી ગઇ ના?"

એ વખતે નવીનકાલીએ પંડે હાથમાં દીવો લઇ ઓરડે ઓરડે તપાસ કરી, પણ ક્યાંઇ કમલા જોવામાં આવી નહિ. મુકુન્દબાબુ અર્ધી મીંચી આંખોએ પડયા પડયા હૉકો ગગડાવતા હતા. નવીન-કાલીએ તેમની પાસે જઇને કહ્યું " સાંભળ્યું કે? જણાય છે કે પેલી રાંધનારી છોકરી તો નાશી ગઇ."

પણ આ વચનોથી મુકુન્દબાબુની શાંતિનો ભંગ થયો નહિ. તે કેવળ આલસ્યભરિત કંઠે બોલ્યાઃ—" મ્હેં તો તમને પહેલેથી જ

કહ્યું હતું કે અજાણ્યા માણસને ઘરમાં ઘાલવું નહિ. પણ ત્હમે ઘરમાં ઘાલ્યું ! ઠીક હવે તપાસ કરો કે તે કાંઇ હાથ મારી તો નથી ગઇ ના ?"

નવીનકાલીઃ—"તે દહાડે મ્હેં એને એક ગરમ કપડાનો કટકો ઓઢવા આપેલો હતો, તપાસ કરતાં તે આપણા ઘરમાં દેખાતો નથી. આ સિવાય બીજું શું શું ગયું છે તે તો હું શી રીતે જણાવી શકું?"

મુકુન્દબાબુ ગંભીરનાદે કહેવા લાગ્યા—" તો જલદી પોલીસને સમાચાર આપી દો."

આ સાંભળી હાથમાં દીવાબત્તી લઇ એક નોકર મકાનની બહાર નીકળવા લાગ્યો, એટલામાં તેણે કમલાને મકાનમાં આવતી જોઇ. નવીનકાલી પોતાના ઘરની તમામ વસ્તુઓ ગણાવી રહી હતી, ને કોઇ વસ્તુ એમાંથી ચોરાઇ છે કે નહિ ? તેની તપાસ કરતી હતી, એવા સમયમાં કમલાને બહારથી આવતી જોઇને નવીનકાલી ગર્જના કરી બોલી ઉઠીઃ—" અરે, તું તે માણસ છે કે કેમ ? આટલી મોડી રાતે તું ક્યાં ગઇ હતી ?"

કમલાઃ—" ઘરનું તમામ કામ પૂરૂં થયું એટલે હું જરા બગીચામાં ફરતી હતી."

હવે તો નવીનકાલીના મનમાં જે જે આવ્યું તે તે લવવા માંડી. ઘરનાં તમામ નોકરચાકરો દરવાજા પાસે આવી સ્તબ્ધ બની ઉભા ઉભા સાંભળી રહ્યા.

કમલા નવીનકાલીનો કઠોરમાં કઠોર તિરસ્કાર સાંભળવા છતાં કોઇ દહાડો તેની સન્મુખ રોતી નહોતી, અને આજે પણ કાષ્ટની પ્રતિમા પેઠે સ્તબ્ધ બની ઉભી ઉભી તમામ વચનો તે સાંભળીજ રહી.

નવીનકાલી વચનબાણો વરસાવી વરસાવી જ્યારે થાકી ગઇ ત્યારે કમલાએ કહ્યું:-" તમે મ્હારાથી નારાજ છો, તો હવે મ્હારે અહીં રહેવું યોગ્ય નથી. મ્હને રજા આપો એટલે પત્યું. '

નવીનકાલીઃ-" રજા તો આપવાની જ. ત્હારા જેવી નિમકહરામ ચાકરડીને ખોરાકી પોશાકી સદાકાળ હું આપ્યા કરીશ, એવું તું સમજીશ માં. પરંતુ તું કેવાં માણસના હાથમાં પડી છે તે ત્હને એકવાર હું સારી રીતે બતાવી આપીશ. "

આ વચનો સાંભળ્યા પછી કમલા બહાર જવાની હિંમત કરી શકી નહિ. જ્યારે તે બહુ ગભરાતી, ત્યારે પોતાના સૂવાના ઓરડાનાં બારણાં બંધ કરી મનમાં મનમાં વિચારતી કે " જે માણસ આવાં આવાં અસહ્ય દુઃખો સહન કરે છે તેને ભગવાન અવશ્ય મદદ કરે છે. એક દહાડો પ્રભુ જરૂર મ્હારો આ દુઃખમાંથી ઉદ્ધાર કરશે. એમાં શક નથી. "

એક દહાડો મુકુન્દબાબુ પોતાના બે નોકરો સાથે ગાડીમાં બેસી બહાર ફરવાને ગયા હતા. મકાનનો આગળનો દરવાજો અંદરથી બંધ હતો, ને સાંજ પડવાને વાર નહોતી, એટલામાં બહારથી દરવાજા પાસે આવી કોઇએ બૂમ મારી:-" મુકુન્દબાબુ ઘરમાં છે કે ?"

નવીનકાલી ચકિત થઇ બોલીઃ—" જો જો નલિનાક્ષ ડાકતર આવ્યા છે. બુધિયા ! એ બુધિયા ! દરવાજો ઉઘાડ. ''

'બુધિયા' નામવાળી કોઇ ચાકરડીએ એ સાદ સાંભળ્યો નહિ. એટલે નવીનકાલી બોલી:-" કમલા, દરવાજો ઉઘાડ ને કહેજે કે જરા બેસો, હમણાં શેઠ બહારથી પાછા આવશે "

કમલા પોતાના હાથમાં ફાનસ લઇ નીચે ગઇ. તેના પગ થરથર કંપતા હતા, તથા તેની છાતી ધડક ધડક થતી હતી. વળી

તેના હાથ ઠંડાગાર થઇ ગયા હતા. તેને મનમાં બીક લાગતી હતી કે રખેને કાંઇક વિષમ વ્યાકુળતામાં પડવાથી તે ડાક્તર સાહેબનું મુખારવિંદ સારી રીતે જોઇ નહિ શકે તો ?

કમળાએ દરવાજાની અંદરની સાંકળ ઉઘાડી; અને મુખ ઉપર ઘુંઘટા તાણી બારણાની પછવાડે ઉભી રહી.

નલિનાક્ષે પૂછ્યું:-" શેઠજી ઘરમાં છે કે ?"

કમલાએ માંડમાંડ ઉચ્ચાર કર્યો: " નાજી, આપ થોડીવાર બેસો."

નલિનાક્ષ બેઠકમાં જઇને બેઠો. એટલામાં બુઢ્ઢિયાએ આવીને કહ્યું:-" શેઠજી બહાર ફરવા ગયા છે, તે હમણાંજ આવશે. આપ થોડીવાર બેસો."

કમલા પોતાના પ્રબલ થયેલા શ્વાસોચ્છ્વાસને હૃદયમાં અટકાવવા અસમર્થ થઇ. ને એથી એના હૃદયમાં કષ્ટ થવા લાગ્યું. જ્યાંથી નલિનાક્ષને સ્પષ્ટ રીતે જોઇ શકાય ત્યાં જઇ ઉભાં રહેવાનો તેણે સંકલ્પ કર્યો. અને ધીમે ધીમે ચાલી અંધકારવાળી એક જગ્યામાં ભીંતની ઓથે તે જઇને ઉભી રહી. પરંતુ ત્યાં તે વધારે વખત ઉભી રહી શકી નહિ. પોતાના ધડકતા હૃદયને શાંત કરવા સારૂ તે ત્યાંજ બેસી ગઇ. એના હૃદયના કંપ સાથે ઠંડીનો યોગ થવાથી આખું શરીર થરથર કંપવા લાગ્યું હતું.

નલિનાક્ષ ટેબલ પાસે, દીવા સામું મુખ રાખી, બેઠો બેઠો કાંઇક વિચાર કરતો હતો. અને તેની સામેના અંધકારવાળા ભાગમાં ધ્રુજતી ધ્રુજતી કમલા એનું મુખારવિંદ ટગર ટગર જોઇ રહી હતી. જોતાં જોતાં એનાં બંને લોચનોમાં જળ ભરાઇ આવ્યું. એ જળને તેણે ઝટ વસ્ત્રના છેડાવડે લૂછી નાખ્યું અને ફરી એકાગ્ર દૃષ્ટિએ તે નલિનાક્ષના મુખારવિંદ ભણી જોઈ રહી. જાણે એકાગ્ર દૃષ્ટિદ્વારા

નલિનાક્ષને એણે પોતાના અંતઃકરણના ગંભીરતમ અંતઃપ્રદેશમાં તાણી લીધો. જાણે એના ઉન્નત લલાટની ગંભીરવદનની છબી દીવાના પ્રકાશે પોતાના હૃદયમાં પાડી લીધી. એ છબી એવી તો સ્પષ્ટ પડી કે જે બાજુ કમલા જુએ છે તે બાજુ એજ મનહર છબી તેને દેખાવા લાગી. આથી કમલાનું આખું અંગ ક્રમેક્રમે અવશ બની ગયું. એને સમસ્ત વિશ્વ નલિનાક્ષમય ભાસવા લાગ્યું. જાણે એજ વદન, એજ સુંદર નાસિકા, એજ મનોહર લોચનો અને એજ ભવ્ય ઉન્નત લલાટ આકાશમાં સર્વત્ર વિલસી રહ્યાં.

આ પ્રમાણે કેટલીકવાર કમલા ભાનમાં કે બેભાનમાં રહી તે કહી શકાતું નહોતું. કેટલીકવાર પછી તેણે એકાએક ચકિત થઇને જોયું તો નલિનાક્ષ ખુરશી છોડી ઉભો થયેલ છે ને મુકુન્દબાબુ સાથે વાતો કરી રહેલો છે. એવું તેણે જોયું.

એ બંને જણા વાતો કરતા કરતા રખેને હું બેઠી છું ત્યાં આવે, અને મ્હને જોઇ જશે તો ? એવી બીકે કમલા ત્યાંથી નીચે ઉતરી ગઇ. અને પોતાના રસોડાના બારણા પાસે જઇ બેઠી, કેમકે મકાનમાંથી બહાર જવાનો ત્યાંજ રસ્તો હતો.

કમલા સર્વાંગે પુલકિત બની બેઠી બેઠી વિચાર કરવા લાગી: " અહો, મ્હારા જેવી હતભાગિનીને આવા સ્વામીનાથ ? અહો કેવી એમની સૌમ્ય—નિર્મલ પ્રસન્ન સુંદર મૂર્ત્તિ છે ? પ્રભો ! મ્હેં ભોગવેલાં અનેક દુઃખોની આજે સાર્થકતા થઇ ! " આટલું બોલી તે વારંવાર પ્રભુને પ્રણામો કરવા લાગી.

સીડી ઉપરથી કોઇનો નીચે ઉતરવાનો અવાજ સંભળાયો. કમલા એકદમ કમાડ પાછળના અંધકારમાં ઉભી રહી.

બુખિયા દાસી ફાનસ ઝાલી આગળ આગળ ચાલતી હતી, અને તેની પાછળ પાછળ નલિનાક્ષ ચાલતો હતો. જ્યારે તે પોતાની દૃષ્ટિમાર્ગની બહાર ગયો, ત્યારે કમલા મનમાં મનમાં બોલવા લાગીઃ—" સ્વામીનાથ ! આપનાં શ્રીચરણોની સેવિકા થવા છતાં હું અત્યારે બીજાને બારણે દાસી બની સમય ગાળું છું. અને આપ પાસે થઇ ચાલ્યા ગયા છતાં મ્હને ઓળખી પણ શક્યા નહિ ? "

મુકુન્દબાબુ જ્યારે અંતઃપુરમાં જમવા ગયા, ત્યારે કમલા ધીમે ધીમે દિવાનખાનામાં ગઇ. જે ખુરશી ઉપર નલિનાક્ષ બેઠેલ હતો. તેની સામેની જમીને લલાટ મૂકી કમલાએ પ્રણામ કર્યો, ને ત્યાંની ધૂળ પોતાને મસ્તકે ચડાવી. પોતાના સ્વામીનાથની સેવા કરવાનો કશો અવકાશ ન મળવાથી અવરોધ પામેલી ભકિતએ કમલાનું હૃદય કાયરતાનો અનુભવ કરવા લાગ્યું.

બીજે દહાડે કમલાએ સમાચાર સાંભળ્યા કે ડાકતર સાહેબે શેઠને હવાફેર કરવા સારૂ કાશી કરતાં વિશેષ આરોગ્યકારક સ્થાન કે જે ત્યાંથી ઘણું આઘે છે ત્યાં જવાની સલાહ આપેલી છે, અને તેથી શેઠજી અત્યારથી જ ત્યાં જવાની તૈયારી કરવા લાગ્યા છે.

કમલાએ નવીનકાલી પાસે જઇને કહ્યું:—" હું કાશી છોડીને ક્યાંઇ પણ આવી શકીશ નહિ. "

નવીનકાલી:—" અમે બધાં કાશી છોડીને જઇ શકીશું ને તું જઇ શકશે નહિ ? કાશી ઉપર ત્હારી ભકિત બહુ છે એમ કે ? "

કમલાઃ—" આપ ગમે તેમ કહો, પણ હું તો અહીંઆં જ રહીશ. "

નવીનકાલી:—" ઠીક છે, હું જોઉં છું કે તું અહીંઆં કેવીક રહી શકે છે ! "

કમલા હાથ જોડી બોલીઃ—" માતાજી, મ્હારાપર દયા કરો અને મ્હને અહીંથી બહાર ન લઇ જાઓ."

નવીનકાલીઃ—" તું મ્હા ખરાબ માણસ જણાય છે, અહીંથી નીકળતી વખતેજ બહાનાં બતાવી વિઘ્ન નાંખવા લાગી. હવે આટલી ઉતાવળમાં અમને બીજો રસોઇઓ પણ ક્યાંથી મળી શકે ? હવે અમારે કામ શી રીતે ચલાવવું ! "

કમલાની પ્રાર્થનાઓ તથા વિનતી તમામ વ્યર્થ ગયાં. આથી કમલા પોતાના ઓરડાનાં બારણાં બંધ કરી ભગવાનને સંભારી રોવા લાગી.

---

## પરિચ્છેદ ત્રેપનમો.

---

### અન્નદાબાબુ અને ચક્રવર્તી.

જે દહાડે સંધ્યાકાળે અન્નદાબાબુએ નલિનાક્ષની સાથે વિવાહ કરવાની હેમનલિનીને વાત કરી તેજ રાત્રે અન્નદાબાબુને ફરી પહેલાંની શુળવેદના શરૂ થઇ.

એ આખી રાત્રિ એમણે શુળવેદનામાં મહાકષ્ટે કાઢી. પ્રાતઃકાલ થતાં વેદના ઓછી થઇ. એટલે અન્નદાબાબુ પોતાના ઘર પાસેના બગીચાના રસ્તા ઉપર બાલ સૂર્યના વેરાતા પ્રકાશમાં એક ખુરશી ઉપર બેઠા. તેમની પાસે એક ત્રિપાઈ પણ પડેલી હતી. હેમનલિનીએ તેમને ત્યાંજ ચા પાવાની વ્યવસ્થા કરી. ગઇ રાત્રિને દુઃખે અન્નદાબાબુનું મ્હોં ફીકું અને મ્લાન બની ગયું હતું. એમની આ-

ખોની નીચે શ્યામતા ઢળી ગઇ હતી. અને એમ લાગતું હતું કે જાણે એક રાત્રિમાંજ એમની ઉમરનાં ઘણાં વર્ષો વધી ગયાં હતાં !

જ્યારે અન્નદાબાબુના આ મ્લાન મુખારવિંદ ઉપર હેમનલિનીની નજર પડતી, ત્યારે તેના હૃદયમાં જાણે છરી ભોંકાતી હોય એવી પીડા થતી. નલિનાક્ષ સાથે વિવાહ કરવાની મ્હેં અસંમતિ બતાવી, તેથી મ્હારા વડીલને હૃદયમાં અપાર પીડા થઇ છે, ને એ પીડાજ આ રોગનું કારણ છે એ વાત હેમનલિની સારી રીતે સમજ હતી. ને એ સમજણ હેમનલિનીના મનમાં અત્યંત પરિતાપનો વિષય હતો. હવે મ્હારે શું કરવું ? શું કરવાથી મ્હારા વૃદ્ધ પિતાનું સાન્ત્વન થાય ? એ વિચાર વારંવાર હેમનલિનીને આવતો. પણ કોઇ રસ્તો તે નક્કી કરી શકતી નહોતી.

એ વખતે ચક્રવર્તીને લઇને એકદમ અક્ષય ત્યાં આવી પહોંચ્યો. અક્ષયને જોતાંજ હેમનલિની તરત ત્યાંથી જવાની તૈયારી કરવા લાગી; એટલે અક્ષય બોલ્યોઃ—"તમે જશો માં આ ગાઝીપુરના ચક્રવર્તી મહાશય છે. એમને પશ્ચિમ તરફનાં ઘણાં માણસો જાણે છે. ને તેઓ તમારી સાથે કંઇ વિશેષ વાતચિત કરવાને આવેલા છે."

અન્નદાબાબુ બેઠા હતા તે જગ્યાની સામે પથ્થરનો બાંધેલો એક ઓટલો હતો. તેના ઉપર ચક્રવર્તી તથા અક્ષય બેઠા.

ચક્રવર્તી બોલ્યોઃ—"મ્હેં સાંભળ્યું છે કે રમેશબાબુની સાથે આપનો વિશેષ સ્નેહસંબંધ છે. આથી હું આપને પૂછું છું કે એની સ્ત્રીના કાંઇ સમાચાર આપે સાંભળ્યા ?"

અન્નદાબાબુ તો ક્ષણવાર અવાક થઇ ગયા, ત્યારપછી તે બોલ્યાઃ—"શું રમેશબાબુની સ્ત્રી ?"

હેમનલિની તો પોતાના લોચનો નીચે જ ઢાળી રહી.

ચક્રવર્તી બોલ્યો:-" જણાય છે કે ત્હમે મ્હને એક અસભ્ય માણસ માનો છો. પણ ધીરજ રાખી બધી વાત સાંભળશો, તો સમજી શકશો, કે હું કોઇના કહેવાથી બીજાની વાત લઇ તમારી સાથે ચર્ચા કરવા આવેલો નથી. રમેશબાબુ નવરાત્રિના દિવસોમાં પોતાની સ્ત્રી સાથે જ્યારે સ્ટીમરમાં બેઠા; ત્યારે તેમણે પશ્ચિમમાં ક્યાં જવું છે, તે નક્કી કરેલું નહોતું. એ સ્ટીમરમાં મ્હારો એમની સાથે મેળાપ થયો. આપ તો જાણો છો કે કમલાને જે એકવાર જુએ, તે કદિ પણ તેને ભૂલી શકે તેમ નથી. વૃદ્ધાવસ્થા સુધીમાં અનેક શોક સંતાપો સહી સહીને મ્હારૂં હૃદય કઠોર થઇ ગયું છે, તોપણ હું એ માલક્ષ્મી જેવી કમલાને કોઇ રીતે ભૂલી શક્યો નથી. ક્યાં જવું છે એ વાત રમેશબાબુએ નક્કી કરી નહોતી, તોપણ આ ચક્રવર્તીકાકાનો બે દહાડા સમાગમ થતાં મા કમલાનો આ બાળક ઉપર એવો સ્નેહ થયો કે તેણે રમેશબાબુને ગાઝીપુરમાં મ્હારે ત્યાં ઉતરવાની ફરજ પાડી. ત્યાં કમલા, મ્હારી મ્હોટી પુત્રી શૈલજા સાથે સગી બ્હેનના જેવા સ્નેહથી રહેતી. પણ પછી શું થયું ? તે કાંઇ સમજાણું નહિ. એ માલક્ષ્મી અમને સૌને રોવરાવીને એકદમ કોણ જાણે કયાં ગૂમ થઇ ગઇ, ને તેનો આજલગી કશો પત્તો મળ્યો નથી. એ અદશ થઇ તે દહાડાથી મ્હારી પુત્રી શૈલજાની આંખોમાંથી આંસુ સૂકાયાં નથી."

બોલતાં બોલતાં ચક્રવર્તીની બંને આંખોમાંથી આંસુની ધારાઓ ચાલવા લાગી. અન્નદાબાબુ ગભરાઇ ગયા. ને બોલ્યા:- " તેનું શું થયું ? તે કયાં ગઇ ?"

ચક્રવર્તી:-" અક્ષયબાબુ, ત્હમે તો બધી વાત સાંભળી છે તો ત્હમેજ બધી વાત કહોને ! એ વાત કહેતાં કહેતાં મ્હારૂં તો હૃદય ફાટી જાય છે."

અક્ષયે પહેલેથી આરંભી છેલ્લે લગી બધી વાત વિસ્તારથી કહી. તેમાં પોતે કોઇ પણ જાતની ટીકા કરી નહિ. પરંતુ એના વર્ણનથી રમેશનું ચરિત્ર જાણે રમણીય થઇ ખૂલ્લું થયું.

અન્નદાબાબુ વારંવાર કહેવા લાગ્યા:-“ અહો, અમે તો આમાંનું કાંઇજ સાંભળ્યું નથી. રમેશ જે દહાડેથી કલકત્તા છોડી ગએલ છે, તે દહાડેથી તેનો અહીં એક પણ પત્ર નથી.”

અક્ષય એ વાતમાં સંમતિ દર્શાવતો બોલ્યો:-“ એટલુંજ કાં ? એણે જે કમલાની સાથે વિવાહ કર્યો, એ વાત પણ આપણને કયાં જણાવી છે ? સારૂં ચક્રવર્તી મહાશય ! કમલા રમેશની પત્નીજ હતી કે ? બહેન અથવા બીજી કશી સગી થતી નહોતી ના ? એતો તમો બરાબર જાણો છો ના ? ”

ચક્રવર્તી બોલ્યો:—“ અક્ષયબાબુ ! આપ એ શું બોલો છો ? પત્ની નહોતી તો બીજું શું હતી ? અરે ! એવી સતિ-લક્ષ્મી સ્ત્રી શું સૌના ભાગ્યમાં હોય છે ? ”

અક્ષય:-“ પરન્તુ નવાઇની વાત એ છે કે સ્ત્રી જેટલી સારી હોય તેટલોજ તેનો વધાર અનાદર પતિ તરફથી થાય છે. જણાય છે કે પરમેશ્વર સૌ કરતાં સારાં માણસોને જ કડણ પરીક્ષામાં મૂકે છે.” આટલું બોલી અક્ષયે એક મોટો નીસાસો મુકયો.

અન્નદાબાબુ પોતાના માથા ઉપરના આછા આછા વાળમાં આંગળીઓ ફેરવતા ફેરવતા બોલ્યા:-“ ખરેખાત આ ઘણો દુઃખદાયક વિષય છે, એમાં સંદેહ નથી, પરન્તુ જે થવાનું હતું તે થઈ ગયું છે. તો હવે શોક કરવો નકામો છે. ”

અક્ષય:—“ મારા મનમાં સંદેહ છે કે જો એમ હોય તો કમલા આત્મહત્યા ન કરતાં કદાચ ઘર છોડી ચાલી ગઇ હોય, તેથી

હું ચક્રવર્તી મહાશયને તેડી શોધ કરવા સારૂ અહીં કાશીમાં આવ્યો છું. એતો સ્પષ્ટ જણાયું કે આપને એની કશી ખબર નથી. હશે, બે ચાર દહાડા એની અહિંયાં તપાસ કરી જોઇશું."

અન્નદાબાબુ:–"રમેશ હમણાં ક્યાં છે?"

ચક્રવર્તી:–"એતો અમને કશું ન કહેતાં ચાલી ગએલા છે."

અક્ષય:—"મ્હને તો તેની મુલાકાત થઇ નથી; પરન્તુ મ્હેં લોકોને મ્હોંયેથી સાંભળ્યું છે કે તે કુલકત્તે ગયેલ છે, હવે એ કદાચ અલીપુરમાં પ્રેકટીસ કરશે. પુરુષો કાંઇ શોક કરી સમય ગુજારતા નથી. વળી રમેશની તો ઉમ્મર પણ ન્હાની છે. ચક્રવર્તી મહાશય! ચાલો શહેરમાં એકવાર સારી રીતે તપાસ કરીએ."

અન્નદાબાબુ:—"અક્ષય, તું તો અહિંયાં જ રહીશ ના?"

અક્ષય:—"એ હું નક્કી કહી શકતો નથી. મ્હારૂં મન ચંચળ થયું છે. જ્યાંલગી હું કાશીમાં રહીશ ત્યાં લગી એનીજ તપાસ કરીશ. એ મારાં માબાપની દીકરી છે. મનના દુઃખથી ઘર છોડી જો એ અહિં ચાલી આવી હોય તો આજ તે કેટલી વિપત્તિમાં પડી હશે? રમેશબાબુ ભલે નિશ્ચિંત થઇ રહી શકે; પરન્તુ હું તો નિશ્ચિંતપણે રહી શકતો નથી."

આટલું બોલી ચક્રવર્તીને તેડી અક્ષય ચાલ્યો ગયો.

અન્નદાબાબુએ અત્યંત ઉદ્વિગ્ન થઇ એકવાર હેમનલિનીના મુખ તરફ જોયું. હેમનલિની મહા મહેનતે પોતાનો મનોભાવ દબાવીને બેઠી હતી. તે જાણતી હતી કે મ્હારા પિતાજી મનમાં મનમાં મ્હારા સંબંધી જ વિચારો કરી રહ્યા છે.

હેમનલિની બોલી: "બાબુજી! આજે એકવાર તમે ડૉક્ટર સાહેબને તમારૂં શરીર સારી રીતે દેખાડો; અને પરીક્ષા કરાવો. આથી

તમારા પોતાના મનમાંથી વહેમ નિકળી જશે કે દિવસે દિવસે મ્હારી આરોગ્યતા વધે છે કે ઘટે છે? જો મરજી હોય તો આજેજ એકવાર નલિનાક્ષ ડૉક્ટરને બોલાવીએ."

હેમનલિની નલિનાક્ષ ભણીના વ્યવહારમાં કંઈક સંકોચમાં પડી ગઇ હતી. પિતાની સન્મુખમાં નલિનાક્ષ સાથે પહેલાંની માફક સહજ ભાવે મળવું, એ હેમનલિની માટે અત્યારે ઘણું કઠણ થઇ પડયું હતું. તેથી રાજી થતા અન્નદાબાબુ બોલ્યાઃ—"એતો ઘણું સારૂં, એમને બોલાવવાને હમણાંજ માણસ મોકલીએ."

અન્નદાબાબુ હેમનલિનીનો ચચળ ભાવ જોઇ ધારે ધીરે હિંમતમાં આવતાં બોલ્યાઃ—"હેમનલિની! રમેશનું આ તોફાન......"

હેમનલિની તરતજ એ વાતમાં અટકાવ નાંખતી બોલીઃ—"પિતાજી! અહીં તાપ બહુ સખ્ત લાગવા માંડયો છે. અંદર ઘરમાં ચાલો." આટલું બોલી પિતાને હા ના કરવાનો વખત ન આપતાં તેમનો હાથ ઝાલી હેમનલિની ઘરમાં તેડી ગઇ. ત્યાં લઇ જઇ તેમને એક આરામખુરશીમાં બેસાડયા. એમના શરીર ઉપર એક ગરમ શાલ ઓઢાડી, ને એમના હાથમાં એક ચાલુ વર્તમાનપત્ર મૂકયું. તથા ઘરમાંથી ચસ્માં બહાર કાઢી તેમને નાકે ચડાવ્યાં, અને કહ્યું કે "હમણાં તમે વર્તમાનપત્ર વાંચો, હું આવું છુ."

પરાધીન બાળકની પેઠે અન્નદાબાબુએ હેમનલિનીની આજ્ઞાનું પાલન કરવા યત્ન કરવા માંડયો, પરંતુ કોઇ રીતે તેઓ વાંચવામાં પોતાનું મન લગાડી શકયા નહિ. હેમનલિનીની ઇચ્છા જાણવા તેમનું મન ઉત્કંઠિત થઇ રહ્યું હતું. છેવટે એક બાજુ છાપું મુકી તેઓ હેમનલિની કયાં ગઇ તેની તપાસ કરવા ઉભા થયા. ને જોયું તો હેમનલિનીનો બેઠકનો ઓરડો બંધ હતો.

કાંઇ ન બોલતાં અન્નદાબાબુ કંપાઉન્ડમાં ફરવા લાગ્યા. ઘણી-વાર પછી વળી તેઓ ફરી વાર હેમનલિનીને શોધવા ગયા તોપણ હજુ લગી તેના ઓરડાનો દરવાજો બંધ જ હતો. આથી થાકી ગએલા અન્નદાબાબુ એક ખુરશી ઉપર બેસી ગયા, ને વારંવાર પોતાના માથાના વાળ ઉપર હાથ ફેરવવા લાગ્યા.

થોડીવારે નાલનાક્ષ ડાક્તર આવ્યો. તેણે અન્નદાબાબુનું શરીર તપાસ્યું તથા હવે તેમણે શી રીતે વર્ત્તવું ? એ વિષે સૂચનાઓ કરી. એટલામાં હેમનલિની ત્યાં આવી. તેને પૂછ્યું:—" શું ? અન્ન-દાબાબુના મનમાં કોઇ પ્રકારની વિશેષ ચિંતા રહ્યા કરે છે ! "

હેમનલિની:—" કદાચ હોય પણ ખરી. "

નલિનાક્ષ:—" જો એમ હોય તો એમના મનને સંપૂર્ણ વિશ્રામની જરૂર છે. મ્હારી માતાના સંબંધમાં પણ હું આવીજ મુશ્કેલીમાં પડયો છું. ને એમનું શરીર શી રીતે સારૂં થશે ? એ ચિં-તામાં પડયો છું. એક સાધારણ ચિંતા કરતાં કરતાં તેઓ આખી રાત નિદ્રા લેતાં નથી. હું ઇચ્છું છું કે તેઓ કોઇપણ જાતની ચિંતા ન કરે તો ઘણું સારૂં, પણ સંસારમાં પડેલા માણસો માટે એમ બનવું શું સંભવિત છે ? "

હેમનલિની:—" આપનું શરીર પણ બરાબર સારૂં હોય એમ આજે લાગતું નથી. "

નલિનાક્ષ:—" ના, ના, હું તો મઝામાંજ છું. ઉદાસ રહેવાનો મ્હારો સ્વભાવ નથી તોપણ ગઇ રાત્રે મ્હને ઉજાગરો થયો હતો; એટલે મ્હારૂં શરીર તમને એવું જણાતું હશે. "

હેમનલિની:—" આપનાં માતુશ્રીની સેવા કરવા માટે સદા જો કોઇ ઓમાણસ તેમની પાસે રાખવામાં આવે તો તેમને સારૂં

થઇ જાય એમ લાગે છે. તમે એકાવા માણસ રહ્યા, વળી બીજાં કામો પણ તમારે પુષ્કળ રહ્યાં. એટલે તમે એમની આખો દહાડો સેવા શી રીતે કરી શકો ?"

આ વાત હેમનલિનીએ સહજભાવે કરી હતી; એમાં કશો સંદેહ નહોતો. પરંતુ કહ્યા પછી તરતજ તેને શરમ ઉપજી. ને તેથી તેનું વદન લાલ થયું. એના મનમાં વિચાર આવ્યો કે આનો અર્થ નલિનાક્ષ બીજો જ લેશે તો ? હેમનલિનીના વદન ઉપર શરમનો આવિર્ભાવ આવેલો જોઈ નલિનાક્ષના મનમાં પણ તેની જનેતાએ કહેલી વાતનું સ્મરણ થયા વિના રહ્યું નહિ.

હેમનલિની એકદમ વાત ફેરવી નાંખવા સારૂ બોલી:—"એમની પાસે એક દાસીને રાખો તો ઠીક કે કેમ ?"

નલિનાક્ષ:—"મ્હેં તો એ વિષે અનેકવાર યત્ન કર્યો છે કે તેમની પાસે એક સારી દાસી રાખું; પરંતુ તેઓ એ વાત કબૂલ કરતાં નથી. વળી શહેરની દાસીઓ પણ મોટે ભાગે અનાચારી હોય છે. ને આજ કારણથી મ્હારાં માતુશ્રી કોઇ પણ દાસીને પોતાની સેવામાં રાખવાને ઇચ્છતાં નથી. વળી એમનો એવો દયાળુ સ્વભાવ છે કે કોઇ શ્રમ લઈ એમની સેવા કરે એ વાત પણ તેઓ પસંદ કરતાં નથી."

ત્યારપછી એ સંબંધે બીજી કશી વધારે વાતચિત થઇ નહિ. હેમનલિની થોડીવાર ચૂપ રહી બોલી:—"આપના બોધ પ્રમાણે ચાલવામાં કદિ કદિ ભારે ભારે વિઘ્નો આવે છે, ને તેથી હું મ્હારી સાધનામાં પણી પાછળ પડી જાઉં છું. મને બીક લાગે છે કે શું મ્હારી આશા કદિ સફળ નહિ જ થાય. અને હું શું કોઇ દિવસ મારા મનમાં

શાંતિનો અનુભવ નહિ જ કરી શકું ? હું શું સદાકાળ બહારની ઉપાધિઓથી મનને મોકળું નહિજ રાખી શકું ! "

હેમનલિનીની આવી કાતર વાણીથી નલિનાક્ષ કાંઈક ગંભીર ચિંતામાં પડયો ને બોલ્યો:–" જુઓ, આપણા ઉપર જે જે વિઘ્નો આવે છે; તે આપણા હૃદયની સમસ્ત શક્તિને ઉત્તેજીત કરવાને માટેજ આવે છે. તેથી આપણે નિરાશ ન થવું જોઈએ. "

હેમનલિની:–" કાલે સવારે આપ એકવાર અહીં આવશો ? આપની સહાયતા મળતાં હું ઘણું પ્રાણબળ મેળવી શકીશ. "

નલિનાક્ષના મુખ ઉપર તથા કંઠસ્વરમાં જે એક અવિચલિત શાંતિનો ભાવ હતો, તેથી હેમનલિનીને જાણે એક પ્રકારનું ધાર્મિક પ્રોત્સાહન મળતું. નલિનાક્ષ તો ચાલ્યો ગયો, પણ જાણે તે હેમનલિનીના હૃદયને સાન્ત્વનાનું બળ આપતો ગયો. હવે નલિની પોતાના શયનગૃહની સન્મુખ આવેલી જાળી પાસે ઉભી રહી. ને છાંયડે તથા તડકે પ્રકાશી રહેતી બહારની ભૂમિ જાણી જોઈ રહી. ચારે દિશાએ વિલસી રહેલી વિશ્વપ્રકૃતિની અંદર તેને જાણે નૂતનતા જણાવા લાગી ! રમણીય મધ્યાન્હની અંદર કર્મની સાથે વિલસી રહેલ વૈરાગ્યનો તેને આભાસ થવા લાગ્યો ! એ વ્યાપેલા વિશાળ ભાવમાં તેણે પોતાના વ્યથિત અંતઃકરણનું સમર્પણ કર્યું. અને એ સમર્પણ થએલા અંતઃકરણમાં ઉજ્જવલ સૂર્યપ્રકાશે તથા વિશાળ નીલ અભ્રે જગતમાં સતત ગવાઈ રહેલા ગંભીર આશીર્વચનોની પ્રેરણા કરી.

હેમનલિની નલિનાક્ષની માતાની વાતનો વિચાર કરવા લાગી. શી ચિંતાને લીધે નલિનાક્ષની માતાનું મન વ્યગ્ર થયું હશે અને તેને રાત્રિએ નિદ્રા પણ નહિ આવતી હોય ! એ વાત હેમનલિની સમજી

ગઇ. નલિનાક્ષની સાથે પોતાના વિવાહનો પહેલાં પ્રસ્તાવ થએલો; એ તેની ચિંતાનું કારણ હશે ! એ વાત સમજવી મુશ્કેલ નહોતી. નલિનાક્ષ ઉપરે હેમનલિનીનો ભકિતભાવ ક્રમેક્રમે અત્યંત વૃદ્ધિ પામ્યો હતો; એની ના નહિ. પણ એ ભાવની અંદર પ્રેમની વિદ્યુત્‌ના સંચારનો કે એ સંચારની વેદનાનો અંશ જણાતો નહોતો. વળી આત્મનિષ્ઠ નલિનાક્ષ કોઇપણ સ્રીના પ્રેમની ઇચ્છા રાખે એ પણ અશક્ય હતું. તોપણ સેવાનું પ્રયોજન તો સૌને છે. નલિનાક્ષની માતા રોગિષ્ટ છે, તથા વૃદ્ધ છે, એટલે નલિનાક્ષની સેવા કોણ કરશે? વળી આ સંસારમાં નલિનાક્ષ જેવા પવિત્ર પુરુષનું જીવન કાંઇ અનાદર કરવા જેવી તુચ્છ વસ્તુ નથી. એવા મહાપુરુષો તો સેવા કરવા યોગ્ય તથા ભકિતભાવ દર્શાવવા યોગ્ય છે. આવા આવા વિચારો હેમનલિનીના મનમાં ઉભરાવા લાગ્યા.

આજે સવારે હેમનલિનીએ રમેશના જીવનવૃત્તાન્તનો જે કાંઇ ભાગ સાંભળ્યો, તેથી તેના મર્મસ્થાનમાં એક પ્રચંડ આઘાત લાગ્યો. ને એ પ્રચંડ આઘાતથી પોતાનું રક્ષણ કરવા માટે તે પોતાના મનની તમામ શકિતઓના બળને એકત્ર કરીને ઉભી રહી. આજે એની એવી અવસ્થા થઇ કે રમેશને માટે દુઃખ લગાડવું એ તેને પોતાનેમાટે શરમભરેલું લાગ્યું. રમેશનો ન્યાય કરી તેને અપરાધી ઠરાવવાનું તેણે ઇચ્છયું નહિ. તેને વિચાર આવ્યો કે આ જગતમાં કરોડો માણસો છે; ને તેઓ અનેક સારાં કે માઠાં કર્મો કરે છે. ને એજ રીતે સંસારની ઘટમાળ ચાલે છે. તો તેઓનાં સારાં નઠારાં કર્મોનો ન્યાય કરવાનું કામ મ્હારે શામાટે કરવું? રમેશની વાત પોતાના મનમાં આણવાનું પણ હેમનલિનીએ ચાહ્યું નહિ. વચ્ચે વચ્ચે આત્મઘાતિની કમલાની વાતનું સ્મરણ થતાં તેનું

શરીર કંપી ઉઠયું. વળી એને વિચાર ઉપજ્યો કે એ હતભાગિનીની આત્મહત્યાની સાથે મ્હારે શો સંબંધ છે? આ વિચારે તેનું હૃદય લજ્જાથી, ઘૃણાથી અને કરુણાથી વલોવાઇ ગયું. તે હાથ જોડીને બોલી: "હે ઇશ્વર! મ્હેં તો કશો અપરાધ કર્યો નથી; તોપણ તું મ્હને શામાટે બાંધી રાખે છે? મ્હને આ બંધનમાંથી મુક્ત કર. મ્હારાં તમામ બંધનો એકવાર તોડી નાંખ. હું બીજું કાંઇ જ ચહાતી નથી. મ્હને ત્હારા આ જગતમાં સહજભાવે નિર્લેપપણે રહેવા દે."

રમેશ અને કમલાની વાત સાંભળીને હેમનલિનીના મનમાં શા વિચારો થયા હશે? એ જાણવાને અન્નદાબાબુ ઉત્સુક થયા હતા. છતાં એ વાત સ્પષ્ટપણે પૂછવાની તે હિંમત કરી શક્યા નહિ. હેમનલિની છાનમાં બેઠી બેઠી મૌનપણે શીવણકામ કરતી હતી, ત્યાં જઇ અન્નદાબાબુ તેના ચિંતારત મ્હોં ભણી તાકીને બેઠા, પણ કશી વાત કરી શક્યા નહિ.

સંધ્યાસમયે ડાકતરની સૂચના પ્રમાણે અન્નદાબાબુને દૂધ સાથે પાચન ચૂર્ણ મેળવી હેમનલિનીએ પાયું, ને તે તેની પાસે બેઠી.

અન્નદાબાબુ બોલ્યા: "હેમનલિની, આંખ સામેથી દીવો દૂર કર."

હેમનલિનીએ પિતાની આજ્ઞા પ્રમાણે કર્યું.

ઘરમાં અંધકાર થયા પછી અન્નદાબાબુ બોલ્યા:—"સવારે પેલો ડોસો ચક્રવર્તી આવ્યો હતો, તે માણસ તો જોતાં ભલો લાગતો હતો."

હેમનલિની એ પ્રસંગ નીકળતાં કાંઇ વચન બોલી નહિ; ચુપજ બેઠી રહી. અન્નદાબાબુ હવે વાર્તાની વધારે ભૂમિકા કરી

શકયા નહિ. તે બોલ્યાઃ—" રમેશની રીતભાત જોઇ હું કાંઇક આશ્ચર્ય પામ્યો છું. લોકો એને વિષે કાંઇ કાંઇ બોલે છે, હું આજલગી એવી વાતો માનતો નહોતો પણ હવે તો........."

હેમનલિની કાતર કંઠે બોલીઃ—" બાપુજી, એવી વાતોની ચર્ચા કરવી રહેવા દો."

અન્નદાબાબુઃ—" બેટા, ચર્ચા કરવાની ઇચ્છા થતી નથી; પરંતુ નશીબજોગે જ્યારે કોઇની સાથે આપણા સુખદુઃખનો સંબંધ બંધાય છે, ત્યારે એનાં આચરણોની ઉપેક્ષા કરવાનું આપણામાં બળ રહેતું નથી."

હેમનલિની આવેગપૂર્ણ સ્વરે બોલી ઉઠીઃ—" ના ના, સુખ-દુઃખની ગ્રંથ આપણે એ રીતે ઠેકાણે ઠેકાણે શામાટે બાંધવી? બાપુજી, હું પ્રસન્ન છું. મ્હારે માટે આપ વૃથા ઉદ્વેગ ધારણ કરી મ્હને શરમાવોમાં."

અન્નદાબાબુઃ—" બેટા હેમનલિની, મ્હારી ઉંમર પૂરી થવા આવી છે. જ્યાંલગી ત્હારી એક સ્થળે હું સ્થિતિ કરૂં નહિ, ત્યાં-લગી મ્હારું મન સ્થિર થવાનું નથી. ત્હને આમ તપસ્વિની જેવી રાખીને હું શું સંસાર છોડી શકીશ?"

હેમનલિની ચૂપજ બેઠી હતી. અન્નદાબાબુ બોલ્યાઃ—" જો મા, સંસારમાં એક આશામાં વિફળ થવાથી સર્વ અમૂલ્ય વસ્તુઓથી વિરકત થઇ બેસવું એ યોગ્ય કહેવાય નહિ. ત્હારું જીવન શી રીતે સુખી થશે તથા શી રીતે સાર્થક થશે? તેની ચિંતા મ્હારા મનમાં સતત રહ્યા કરે છે. મ્હારા મનમાં કેટલો ક્ષોભ થયા કરે છે તે તું જાણી શકતી નથી. તોપણ હું હમેશાં ત્હારા મંગળની ચિંતા કર્યા

કરું છું. હું જાણું છું કે ત્હારું શેમાં મંગળ છે ને શેમાં ત્હને સુખ છે ! તો મ્હારી સૂચનાનો તું એકદમ નકાર કરીશમાં. ”

હેમનલિનીનાં બંને લોચનોમાં ઝળઝળીઆં ભરાઇ ગયાં ને તે બોલી:—“ એવી વાત બોલશોમાં. હું તમારી કોઇ વાતનો અનાદર કરીશ નહિ. ત્હમે જે આજ્ઞા કરશો, તેનું હું અવશ્ય પાલન કરીશ. એકવાર મ્હારા અંતઃકરણને સારી રીતે પવિત્ર ને નિષ્કામ કરવા દો. એટલું જ હું આપની પાસે માગું છું. ”

એ અંધકારમાં અન્નદાબાબુએ એકવાર હેમનલિનીના અશ્રુથી ભીંજાએલા મુખ ઉપર પોતાનો હાથ ફેરવ્યો; ને તેના મસ્તકનો સ્પર્શ કર્યો. ત્યારપછી વધારે કશી વાત કરી નહિ.

બીજે દહાડે સવારે જ્યારે અન્નદાબાબુ હેમનલિની સાથે બહારનાં ઝાડવાંની નીચે ચા પીવા બેઠા, ત્યારે અક્ષય આવી હાજર થયો. અન્નદાબાબુએ નીરવ પ્રશ્ન સાથે તેના મ્હોં સામુ જોયું. અક્ષય બોલ્યો:—“ અહીંઆં એનો કશો પત્તો મળ્યો નહિ. ” આટલું બોલી એક પ્યાલો ચા લઇ તે ત્યાંજ પીવા બેસી ગયો.

ધીરેધીરે વાત કાઢતો અક્ષય બોલ્યો:—“ રમેશબાબુ અને કમલાનો કેટલોક સરસામાન ચક્રવર્તી મહાશયને ત્યાં પડ્યો છે. હવે એ સામાન એમણે કયાં કોને ત્યાં મોકલવો ? એ વિષે ચક્રવર્તી મુંઝાય છે. રમેશબાબુ એની શોધ કર્યા પછી જલદી આપને ત્યાં આવશે; તો એ સામાન જો આપને ત્યાં......”

અન્નદાબાબુ એકદમ અત્યંત ગુસ્સે થઇ બોલ્યા:—“ અક્ષય, ત્હને જરા પણ સારાસારનું ભાન નથી. રમેશ અમારે ત્યાં શામાટે આવે ? અને તેનો સરસામાન અમે શામાટે રાખીએ ? ”

અક્ષય:—“ હશે, મ્હેં ભૂલ કરી માનો; તોપણ એ તો ચોક્કસ

છે કે રમેશબાબુ હવે નક્કી સંતાપ કરતા હશે. હવે આવા દુઃખને વખતે તેને સાન્ત્વના કરવી, એ શું તેના જૂના સ્નેહીઓનું કર્તવ્ય નથી કે? એનો એકદમ ત્યાગ કરી દેવો એ શું ઠીક છે કે!"

અન્નદાબાબુઃ—"અક્ષય, તું માત્ર અમને દુઃખી કરવા માટે જ આવી વાતો લાવી વારંવાર અમારી પાસે ચર્ચા કરે છે. હું તને ખાસ કરીને કહું છું કે આવા પ્રસંગો તું અમારી પાસે કદિ પણ કાઢીશ માં."

હેમનલિની સ્નિગ્ધસ્વરે બોલીઃ—"પિતાજી, ત્હમે ગુસ્સે થાઓ માં. એથી ત્હમારી તબીઅત બગડશે. અક્ષયબાબુને જે બોલવું હોય તે ભલેને બોલે એમાં આપણું શું જવાનું છે?"

અક્ષય બોલ્યોઃ—"હું ન્હોતો જાણતો કે આથી આપને માઠું લાગશે. મ્હને માફ કરો."

આટલું બોલી તે ત્યાંથી ચાલ્યો ગયો.

---

## પરિચ્છેદ ચોપનમો.

---

### બે સખીઓનો ફરી મેળાપ.

મુકુન્દબાબુએ પોતાના કુટુંબ સાથે કાશી છોડી મિરત જવાનું નક્કી કર્યું. સરસામાન બાંધવામાં આવ્યો. અને બીજે દિવસે સવારેજ નીકળવાનો બંદોબસ્ત કર્યો. કમલાએ ધાર્યું કે એટલા સમયમાં એવો કોઇ અકસ્માત બને ને તેને લીધે જવાનું બંધ રહે તો કેવું સારૂં! વળી એવો પ્રસંગ આવતા

નલિનાક્ષ દાકતર એક બે વાર જોવા આવે તો કેટલું ઉત્તમ? પરંતુ એની એ બેમાંની એકે ધારણા પાર પડી નહિ.

બહારગામ જવાની ઘણી ઉતાવળ હતી; તેમ છતાં નવીનકાલીની સાવધાનીને લીધે એ ગડબડનો લાભ લઇ કમલાથી નાશી શકાયું નહિ. જો રસોઇ કરનારી નાશી જશે, તો મ્હને મ્હોટી મુંઝવણ આવશે એવી ઇચ્છાથી નવીનકાલીએ તેને પોતાની પાસે જ રાખી. અને બાંધવા છોડવાના કામમાંથી કમલાને નવરી થવા જ દીધી નહિ.

કમલા પોતાના મનમાં વારંવાર સંકલ્પ કરવા લાગી કે આજની રાતમાં મ્હને કોઇ એવું ભયંકર દરદ થાય કે તેથી નવિનકાલી મ્હને લઈ જવા અશક્ત થાય! વળી મ્હારા ભયંકર દરદની સારવાર કરવાનું કામ મ્હારા મનના માન્યા ડાકટરને માથે પડે! અને એ પીડામાં જ છેલ્લે જો મ્હારૂં મરણ થાય તો મરણ વખતે એ ડાક્ટરના ચરણોની રજ માથે ચડાવી હું આનંદે મરીશ.

રાત્રે નવીનકાલીએ કમલાને પોતાના ઓરડામાંજ સુવાડી. અને બીજે દહાડે સ્ટેશને જવા વખતે પણ પોતાની ગાડીમાં જ બેસાડી. મુકુન્દબાબુશેઠ આગગાડીના સેકન્ડ ક્લાસમાં બેઠા. નવીનકાલી કમલાને સાથે લઇ સ્ત્રીઓ માટે નક્કી કરેલા ઇન્ટર ક્લાસમાં બેઠી.

છેલ્લે આગગાડીએ કાશીનું સ્ટેશન છોડયું. મસ્ત હાથી નાનકડી વેલીને લઇ નાઠો જાય તેમ રેલગાડી બૂમો પાડતી પાડતી કમલાને લઇને ચાલી! કમલા પોતાના આતુર લોચનોએ બારીમાંથી કાશી ભણી જોવા લાગી.

નવીનકાલી બોલી:—"કમલા, પાનનો ડબ્બો ક્યાં મૂક્યો છે?"

કમલાએ પાનનો ડબ્બો ટૂંકમાંથી બહાર કાઢી આપ્યો. એ

ડબ્બો ઉઘાડી નવીનકાલી બોલીઃ—" જો, હું કહેતી હતી એવું જ થયું. ચૂનાની ડાબલી ક્યાંઇક ખોઇ આવી. હવે હું શું કરૂં? જે કામ ઉપર મ્હારી શરત ન રહે તેમાં આવી જ ભૂલો થાય છે. પણ હું સમજું છું કે તું મહા લુચ્ચી છે. મ્હને હેરાન કરવાની મતલબે જ તું આમ કરે છે. જાણી જોઇને જ તું મ્હારો જીવ બાળે છે. આજે શાકમાં મીઠું નાખ્યું નહોતું. કાલે દૂધમાં સાકર થોડી હતી. તું એમ ધારે છે કે હું ત્હારી લુચ્ચાઈ સ્હમજતી નથી? પણ ઠીક છે. તું ફિરત ચાલ; ત્યાં ત્હને દેખાડી દઇશ, કે તું કોના હાથમાં આવી છે?"

જ્યારે ગાડી પુલ ઉપર થઇને ચાલવા લાગી ત્યારે કમલા બારીમાંથી મ્હોડું બહાર કાઢી ગંગા-તીરે આવેલાં કાશીપુરીનાં મકાનો જોવા લાગી. એ નગરીના કયા ભાગમાં નલિનાક્ષનું મકાન હતું? એ હકીકત કમલા જાણતી નહોતી. આથી રેલગાડીની ત્વરિત ગતિમાં જે ઘાટ, મંદિર, ઘર અને બગીચા વગેરે તેની નજરે પડયાં, તે સમસ્તમાં જાણે નલિનાક્ષની મૂર્તિ વિરાજી રહેલી હોય, એવું તેના હૃદયને લાગ્યું.

નવીનકાલી બોલીઃ—" અલી એ! ડોકીયાં કરી કરી શુ જુએ છે? તું કંઇ પંખી નથી કે પાંખોથી ઉડી જઇશ."

જોતજોતામાં કાશી નગર અદૃશ્ય થયું. એટલે કમલા મૌન ધારી શાંતપણે બેશી આકાશ ભણી તાકી રહી.

અંતે ગાડી મુંગલસરાઇ સ્ટેશને અટકી. ત્યાં ગાડી બદલવાની હતી; પુષ્કળ લોકોની ભીડ, ગાડીમાં ચડનારાં અને ઉતરનારાંની ધક્કાધક્કી, અને પેસેન્જરોની ભુમાભુમ, એ બધું કમલાને સ્વપ્ન

જેવું લાગ્યું. તે લાકડાની પુતળીની માફક એક ગાડીમાંથી ઉતરી બીજી ગાડીમાં બેઠી.

ગાડીને ઉપડવાનો વખત થયો. એવામાં એક બનાવે કમલા એકદમ ચમકી ઉઠી. કોઇ જાણીતા સ્વરવાળાએ "મા" એવો ઉચ્ચાર કર્યો. કમલાએ પ્લેટફૉર્મ ભણી મોં ફેરવી જોયું; તો "ઉમેશ !"

કમલાનું આખું શરીર આનંદિત થઇ ગયું. તે આનંદમાં બોલી ઉઠી:—"કોણ ઉમેશ ?"

ઉમેશે ડબ્બાનું બારણું ઉઘાડયું, કે તરત કમલા નીચે ઉતરી ગઇ. ઉમેશે દંડવત્ પ્રણામ કરી કમલાના ચરણની ધૂળ માથા પર ચઢાવી. અને તેનું આખું મુખ કાનની ટીશીઓ સુદ્ધાંત હસવા લાગ્યું.

એ જ વખતે ગાર્ડે આવી ડબાને બારણે ચાવી લગાડી. નવીનકાલી બૂમાબૂમ કરી બોલવા લાગી:—"અલિ રસોયણ ! ત્યાં તું શું કરે છે ? ચાલ ચાલ, ગાડી ઉપડી જશે. ઉતાવળ કર.'

પરંતુ કમલાને કાને એ શબ્દો પડયા નહિ. ગાડી પણ 'ભક' 'ભક' કરતી અને વિસલ દેતી ઉપડી. અને સ્ટેશન છોડી ગઇ.

કમલા બોલી:—"ઉમેશ ! તું કયાં જતો હતો ? અને કયાંથી આવે છે ?"

ઉમેશ:—"હું ગાઝીપુરથી આવું છું."

કમલા:—"ત્યાં સૌ મઝામાં છે ના ! ચક્રવર્તી કાકાના શા ખબર છે ?"

ઉમેશ:—"એ મઝામાં છે."

કમલા:—"મ્હારી બ્હેન શું કરે છે ?"

ઉમેશ:—"માજી, ત્હમારે માટે એમણે રડી રડી આંખો સુઝાડી દીધી છે."

તરતજ કમલાની બન્ને આંખોમાં જળ ભરાઇ આવ્યું. તે બોલીઃ "ઉમી શું કરે છે? એ પોતાની માશીને કદી સંભારે છે?"

ઉમેશઃ—"ત્હમે એને પહેરવાને જે ઘરેણું આપેલું હતું તે ઘરેણું ત્હમે ગયા પછી તે પહેરતી નથી. એટલુંજ નહિ, પણ પૂરૂં દૂધ પણ પીતી નથી, ને રોજ કજીઆ કરે છે કે માશી ક્યાં ગઇ!"

આ સાંભળી કમલાની આંખોમાં જળ ઉભરાયાં. તેણે પૂછ્યું:—"તું અહીં કેમ આવ્યો?"

ઉમેશઃ—"તમે ગયાં, એટલે મ્હને ગાઝીપુરમાં રહેવું ગમ્યું નહિ. માટે ચાલ્યો આવ્યો."

કમલાઃ—"હવે ક્યાં જઇશ?"

ઉમેશઃ—માજી, તમારી સાથે જ રહીશ. હવે હું ક્યાંઇ જવાનો નથી."

કમલાઃ—"મ્હારી પાસે તો એક પૈસો પણ નથી."

ઉમેશઃ—"તમે મ્હને પેલા પાંચ રૂપિયા આપ્યા હતા; તે હજુ પણ મ્હારી પાસેજ છે."

ઉમેશે ધોતીઆના છેડામાં બાંધેલા પાંચ રૂપિયા છોડીને કમમલાના હાથમાં મૂક્યા. એટલે કમલા બોલીઃ—"ચાલ, આપણે પાછાં કાશીએ જઇએ, કેમ, તું ટીકીટ તો કઢાવી આવશે ના?"

ઉમેશઃ—"હા, ખુશીથી કઢાવી આવી શકીશ." આટલું કહી તે ટીકીટ કઢાવવા ગયો, ને થોડીવારે બે ટીકીટો લઇ પાછો આવ્યો ને બોલ્યોઃ—"ચાલો, ગાડી તૈયાર છે."

કમલાને ઉમેશે બાઇડીઓના ડબામાં બેસાડી. ને પોતે પાસેના પુરૂષોના ડબામાં બેઠો. થોડીવારે ગાડી ઉપડી. ને જ્યારે કાશીસ્ટેશન આવ્યું ત્યારે ઉમેશ વહેલો વહેલો ઉતરી કમલા પાસે જઇ પહોંચ્યો.

કમલા:—" કહે, હવે આપણે કયાં જઇશું ?"

ઉમેશ:—"તમે એ વાતની કાંઇજ ચિંતા કરશો માં. માજી, હું તમને એક સારે સ્થળે લઈ જઇશ."

કમલા:—"ત્હને અહીંના આડાઅવળા માર્ગોની ખબર છે કે નાહક ગપ્પાં હાંકે છે ?"

ઉમેશ:—"હું બધું જાણું છું. તમે રહ્યાં રહ્યાં જોયા કરોને કે હું તમને સારે સ્થળે લઇ જાઉં છું કે નહિ ?"

આટલું કહી તેણે કમલાને એક ભાડુતી ગાડીમાં બેસાડી. અને પોતે કોચબોક્સ ને ઠેકાણે બેઠો. ગાડી એક મકાન પાસ જઇને ઉભી રહી.

ઉમેશ:—" માજી, હેઠે ઉતરો."

ગાડીમાંથી નીચે ઉતરી કમલાએ ઉમેશની પછવાડે પછવાડે ચાલવા માંડયું. ને એક મકાનમાં પ્રવેશ કર્યો. પછી ઉમેશે બૂમ મારી:—" દાદાજી ઘરમાં છે કે ?"

ઘરમાંથી જવાબ આવ્યો:—"કોણ ઉમેશ ? તું પાછો કેમ આવ્યો ?"

બીજીજ ક્ષણે હાથમાં હોક્કો ઝાલેલા એવા ચક્રવર્તી મહાશય પોતેજ સામા આવ્યા ! ઉમેશ મુખ પહોળું કરી ખડખડ હસવા લાગ્યો. વિસ્મય પામેલી કમળાએ ભોંયે બેસી ચક્રવર્તી કાકાને પ્રણામ કર્યાં. કેટલીકવાર લગી તો ચક્રવર્તી કાકા અવાક્ બની ગયા. "મ્હારે શું બોલવું ? ને હોક્કો કયાં મૂકવો ?" એ વિચારમાં જાણે તેઓ લીન થઇ ગયા હોય એમ લાગ્યું. તે ગદ્‌ગદ્ વાણીએ બોલ્યા: "મ્હારી પુત્રી ! મ્હારાં ધન્યભાગ્ય કે તું પાછી આવી. ચાલ, અંદર આવ." આટલું બોલી તેઓ હર્ષભેર બૂમ મારી બોલ્યા:—

"શૈલ ! ઓ શૈલ ! જો તો ખરી, આ કોણ આવ્યું છે ?"

શૈલજા ઉતાવળી ઉતાવળી અંદરના ઓરડામાંથી બહાર આવી. કમલાએ પ્રણામ કરી શૈલજાના પગની રજ માથે ચડાવી. શૈલજા તેને એકદમ બાઝી પડી ગાલ ઉપર ચુંબન કરવા લગી. આમ કેટલીકવારલગી બંને જણાં પ્રેમથી વિહ્વલ બની ગયાં. બંનેનાં નેત્રોનાં અશ્રુઓએ પરસ્પર ગાલ ભીંજાતા હતા. રડતી રડતી શૈલજા બોલી:—"અમને સૌને રોવરાવીને તું ક્યાં સંતાઇ ગઇ હતી ? આમ ભાગી જવાય કે ?"

ચક્રવર્તી કાકા બોલ્યાઃ—"શૈલ, એવી વાતો હમણાં મૂકી દે. પહેલાં તો એને ન્હવરાવી ધોવરાવી જમાડવાની તજવીજ કર."

એટલામાં તો ઉમી "માશી," "માશી," બોલતી બોલતી પોતાના બંને હાથ પહોળા કરી દોડી આવી. તે માશીને બાઝી પડી. કમલાએ તરત તેને ઉચકીને છાતી ઉપર લીધી, અને તેનું વારંવાર મુખચુંબન કરતાં કરતાં તે અસ્થિર બની ગઇ.

શૈલજા કમલાના માથાના લૂખા વાળ અને મલિન વસ્ત્રો જોઇ બોલી શકી નહિ. ઘરમાં તાણી જઇ મહામહેનતે તેને સ્નાન કરાવ્યું. ને પોતાનાં સારાં સારાં કપડાં કહાડી તેને પહેરાવ્યાં. ને પછી બોલી: "કમલા, મ્હને લાગે છે કે ગઈ કાલ રાતે તને પૂરી ઉંઘ આવેલી નથી, કેમકે તારી બંને આંખો ઘેરાય છે. તો હમણાં અહીં પથારી કરી આપું તેમાં સુઇ જા. રસોઇ તૈયાર થયે તને જમવાને ઉઠાડીશ."

જ્યારે ચક્રવર્તીકાકા અક્ષયની જોડે ગાઝીપુરથી કાશીએ આવવા નીકળ્યા હતા, ત્યારે શૈલજાએ આગ્રહપૂર્વક તેમની સાથે આવવા ઇચ્છા જણાવી હતી. ત્યારે ચક્રવર્તીએ કહ્યું હતું કે "હમણાં વિપિનને રજા નથી; તો કેમ થશે ?"

શૈલજા:--"હું એકલી જ તમારી સાથે આવીશ. મ્હારી બા અહીં છે, પછી શી હરકત છે? તે તેમને રાંધી ખવરાવશે."

પતિથી જૂદાં પડવાનો આવો પ્રસ્તાવ આજસુધીમાં શૈલજાએ કદિ પણ બતાવ્યો નહોતો.

પોતાની પુત્રીના આગ્રહથી ચક્રવર્ત્તીને તેનું કહેવું કબૂલ કરવું પડયું. ને તેને પણ સાથે લીધી. ને ત્રણે જણાં કાશીએ આવ્યાં હતાં. સ્ટેશને ઉતરતાં તેમને જણાયું કે ઉમેશ પણ તેમની સાથે ગાડીમાં ઉતર્યો છે. ત્યારે તેમણે ઉમેશને પૂછયું:--ઉમેશ. તું અહીં કેમ આવ્યો?"

ઉમેશઃ—"તમે સૌ જે કામ સારૂ આવ્યાં છો, તે કામ સારૂ હું પણ આવ્યો છું."

પરંતુ ઉમેશના આવા જવાબથી ચક્રવર્તીને સંતોષ થયો ન હોતો. કેમકે ચક્રવર્તીની ગેરહાજરીમાં તેમને ઘેર ઉમેશે શાકપાંદડું લાવી આપવા રહેવાની જરૂર હતી. કેમકે હમણાં તે તેમના ઘરનો નોકર હતો. અને તે આમ છાનોમાનો નાશી આવે તો ચક્રવર્તીની સ્ત્રી મુંઝાય, એ પણ સંભવિત હતું. આ કારણથી બધાંએ સમજાવી ને ઉમેશને પાછો ગાઝીપુર મોકલ્યો હતો. હવે શૈલજાની માતાએ કાંઇ વસ્તુ લેવા ઉમેશને પાંચ રૂપીઆ આપી બજારમાં મોકલ્યો, ત્યારે તે જ રૂપીઆ લઇ ઉમેશ સીધો કાશી ભાગી નાઠો! શૈલજાની મા સમજી કે એ હરામખોર રૂપિઆ લઇ નાશી ગયો. પણ હશે. નાશી ગયો તો ખાનારૂં એક બારદાન ઓછું થયું! એમ ધારી તેણે પોતાના મનમાં સંતોષ પકડયો હતો.

## પરિચ્છેદ પંચાવનમો.

### " આતો જાણે સાક્ષાત્ લક્ષ્મીનીજ મૂર્ત્તિ."

---

દહાડામાં એકવાર અક્ષય ચક્રવર્ત્તી કાકાને મળવાને આવતો હતો, તોપણ તેને કમલાના પાછા આવવાની વાત ચક્રવર્તીએ કરી નહિ. રમેશની સાથે અક્ષયને અંતઃકરણની ગાઢ મૈત્રી નથી; એ વાત સંસારનો ખાધેલો બુઢ્ઢોકાકો સમજી ગયો હતો.

કમલાને કોઇએ એવો સવાલ ન કર્યો કે તું ક્યાં ચાલી ગઇ હતી ? અથવા શા વાસ્તે ચાલી ગઇ હતી ? જાણે સૌની સાથે તે પણ કાશી જોવાને જ આવી હોય; એવો ડોળ કરવામાં આવ્યો. ઉમીને ધવરાવનારી લછમનીઆએ એકવાર સ્નેહમિશ્રિત ઠપકાથી કમલાને કહેવા માંડેલું; પણ ચક્રવર્ત્તીએ તરત તેને એકાંતમાં બોલાવી એ વાત પૂછવાની મના કરી દીધી હતી

રાત્રે કમલાને પોતાના બિછાનામાં લઇ શૈલજા સૂતી; ને તેને બાઝી તે પોતાનો જમણો હાથ કમલાના વાંસાપર ફેરવી પંપાળવા લાગી. શૈલજાના કોમળ હસ્તનો સ્પર્શ નીરવ પ્રશ્નની પેઠે જાણે કમલાની ગુપ્ત મર્મવેદનાની હકીકત પૂછતો હોયની! એમ લાગ્યું.

કમલા બોલી:—" બ્હેન ! ત્હમે સૌએ મ્હારે માટે શું ધાર્યું હતું ? મ્હારા ઉપર ત્હમે બધાં નારાજ થઇ ગયાં હશો એમ ધારૂં છું. "

શૈલજાઃ —" અમે શું નાદાન છીએ ? અમે શું એટલું પણ

જાણતાં નહિ હોઇએ કે સંસારમાં ત્હારે માટે જો બીજો કશો સારો રસ્તો હોત તો તું આવો રસ્તો પકડત નહિ. અમે તો એજ વાત કરી કરીને રોતાં હતાં કે ભગવાને તનેજ આવા મહાસંકટમાં કયાંથી નાંખી ? જેઓ કશો વાંક કે પાપ કરતાં નથી, તેને ઇશ્વર શામાટે દુઃખી કરી સજા આપે છે ? તે સમજાતું નથી. ”

કમલાઃ—“ બેન, તું મ્હારી બધી વાત સાંભળીશ ? ”

શૈલજાઃ—“ હા, શામાટે નહિ સાંભળું ? ”

કમલાઃ—“ આ વાત હું તમને તે વખતે કેમ કહી શકી નહિ, તે હું જાણતી નથી; તે વખતે મ્હને કશો વિચાર કરવાનો વખત નહોતો, કાંતો મ્હને માથામાં એકદમ વજ્રાઘાત થયો તે કારણથી કે કાં તો લજ્જાના કારણથી હું તને કશું કહી શકી નહિ. આ સંસારમાં મ્હારે નથી જનેતા કે મ્હારે નથી બ્હેન; ત્હમે મારાં જનેતા છો ને બ્હેન છો. આથી આજે હું મ્હારૂં હૃદય ખોલીને તમારી આગળ વાત કરૂં છું; નહિતો મ્હારો ઇતિહાસ કોઇની પાસે કહેવા જેવો જ નથી. ”

હવે કમલા પથારીમાં સુઇ શકી નહિ. તે ઉઠી બેઠી થઈ, ને શૈલજા પણ ઉઠી તેની સામે બેઠી. કમલાએ લગનના આરંભથી માંડી પોતાની અત્યારલગીની તમામ જીવનકથા કહી જ્યારે કમલાએ કહ્યું કે:—“ લગ્ન સમયે કે લગનની રાતે મેં મ્હારા પતિનુ મ્હોં જોયું નહોતું. ” ત્યારે કમલા બોલીઃ—“ અહો ! ત્હારા જેવી ગમાર સ્રી તો મ્હેં કોઇ જોઇ નહિ. મ્હારાં લગ્ન થયાં ત્યારે મ્હારી ઉંમર ત્હારા કરતાં ન્હાની હતી, તોપણ તું શું એમ ધારે છે કે લગ્ન થયાં તે દહાડે મ્હેં મ્હારા વરને જોયા નહોતા ? નહિ નહિ. પરણવા બેઠી તે વખતેજ આછા ઘુમટામાંથી મ્હેં મ્હારા વરનું મ્હોં સાત આઠ વાર જોયું હતું એમાં શરમ શી ? ”

કમલાઃ—" એનું કારણ શરમ નહોતી. મ્હારી લગ્નની ઉંમરતો ક્યારની વટી ગઇ હતી. એટલામાં અચાનક મ્હારાં લગ્નનું નક્કી થયું. ત્યારે મ્હારી બધી બેનપણીઓ મ્હારી જાતજાતની મશ્કરીઓ કરવા માંડી. તેઓ મ્હને કહેવા માંડી કે " મ્હોટી ઉંમરે વર મળવાથી ત્હને જાણે હીરામાણેકનો ખજાનો મળ્યો છે એમ લાગતું હશે ! " આ મશ્કરીથી બચવામાટે મ્હેં મ્હારા પતિભણી દૃષ્ટિપાત કરીને જોયું પણ નહોતું. એટલુંજ નહિ પણ તેના સંબંધી કાંઇ વાત ઉપર ધ્યાન આપવું એ પણ મ્હને અમર્યાદાભરેલું લાગ્યું હતું. અને એ પાપનું ફળજ હું હવે ભોગવું છું. "

આટલું બોલી કમલા કેટલીકવાર ચૂપ રહી. વળી તેણે બોલવા માંડયું:—" લગ્ન થયા પછી હોડી શી રીતે બુડી, ને અમે શી રીતે બચ્યાં ? એ હકીકત તો મેં ત્હને પહેલેથી જ કહેલી છે. એ વખતે મ્હને ખબર નહોતી કે મોતના મુખમાંથી ઉગરીને હું જેના હાથમાં પડી છું તે મ્હારા પતિ નથી. "

શૈલજા ચમકી ઉઠી; ને એકદમ કમલાને ગળે વળગી બોલીઃ—" હેં હેં શું કહે છે ? અરે ભગવાન ! આ શી વિટંબણા ? બસ, બસ. હવે હું બધી વાત સમજી ગઇ. શું આવો મહા ઉત્પાતકારી બનાવ પણ બનતો હશે ? "

કમલાઃ—" કહે બેન, મરણ વિના આ આફત શી રીતે ટળે ? વિધાતાએ મ્હને આવા દુઃખમાં શીદને નાખી ? "

શૈલજાઃ—" શું રમેશબાબુ પણ આ વિષે કાંઇ જાણી શકયા નહિ હોય ? "

કમલાઃ—" વિવાહ થઇ ગયા પછી કેટલેક દહાડે એમણે મ્હને ' સુશીલા ' કહીને બૂમ મારી. મ્હેં તેમને કહ્યું કે " મ્હારું નામ તો

કમલા છે; તો તમે સૌ મને સુશીલા કહી શામાટે બોલાવો છો!" મ્હને લાગે છે કે તે દહાડે તેમની ભૂલ ભાગી હશે, પરંતુ બેન, એ બધા દિવસોની વાતો મનમાં ઉભરાતાં હજુ મ્હારૂં મગજ ફરી જાય છે." આટલું બોલી કમલા ચુપ રહી.

શૈલજાએ વિવિધ પ્રશ્નો પૂછી કમલાનું બધું વૃત્તાન્ત જાણી લીધું. બધી હકીકત જાણ્યા પછી તે બોલી:—"બ્હેન, એ બધો ત્હારા દુર્ભાગ્યનો દોષ છે, પણ મ્હને વિચાર આવે છે કે ત્હારાં મહા સદ્‌ભાગ્ય કે તું રમેશબાબુના હાથમાં પડી હતી. જો તું કોઇ બીજાના હાથમાં પડી હોત તો ત્હારી શી દુર્દશા થાત? એ વિચારતાં પણ મ્હારૂં મન ધ્રૂજે છે. રમેશબાબુની સ્થિતિનો વિચાર કરતાં પણ દુઃખ થાય છે, પણ હવે રાત ઘણી ગઇ છે. તું સૂઇ જા. કેટલાયે દિવસના ઉજાગરાથી ને રોવાથી ત્હારી હાલત બગડી ગઇ છે. હવે જે કાંઇ કરવાનું હશે તેનો વિચાર કાલે કરીશું."

રમેશનો લખેલો પેલો કાગળ કમળાની પાસે હતો. બીજે દિવસે તેણે તે પત્ર શૈલજાને આપ્યો એટલે શૈલજાએ એકાંતમાં બોલાવી તે પત્ર ચક્રવર્ત્તી કાકાના હાથમાં મૂક્યો. આંખો ઉપર ચશ્માં ચડાવી ધીરે ધીરે તે પત્ર બુઢ્ઢાકાકા વાંચવા લાગ્યા. વાંચી રહ્યા પછી કાગળ વાળીને તથા ચશ્માંને ઘરામાં ખોસીને ચક્રવર્ત્તી બોલ્યા:—"હવે શું કરવું યોગ્ય છે?"

શૈલજા:—"ઉમીને કેટલાય દિવસથી શરદીની ઉધરસ થઇ છે. તો એકવાર નલિનાક્ષ ડાક્તરને બોલાવ્યા હોય તો? કાશીમાં એમનું નામ ઘેરઘેર જાણીતું છે. એકવાર એમને બોલાવી ઉમીને દેખાડીએ તો!"

ચક્રવર્તીએ એ વાત માન્ય કરી. રોગીને જોવાને ડાક્તરસાહેહેબ આવ્યા, અને ડાક્તરને જોવાને શૈલજા ઉત્સુક બની રહી. ડાક્તર આગણે આવતાં જ શૈલજા મ્હોટી બૂમ મારી બોલી ઉઠીઃ–"કમલા, આવ આવ, જલ્દી આવ."

જે કમલા ડાકતર નલિનાક્ષને જોવા સારૂ નવીનકાલીને મકાને વ્યગ્ર બની પોતાના શરીરનું ભાન પણ ભૂલી ગઇ હતી, તે જ કમલા આજે લજ્જાની મારી ઉભી પણ થઇ શકી નહિ.

શૈલજા બોલી:—" જો કમલા, હું તને અત્યારથી જ કહી દઉં છું કે સમય બહુ થોડો છે. ઉમાની માંદગીનું તો માત્ર બહાનું છે. ડાકતર અહીં ઝાઝો વખત રોકાશે નહિ. ને તને મનાવવા જતાં મ્હારો વખત ચાલ્યો જશે, તો હું પણ ડાકતરને જોઇ શકીશ નહિ."

આટલું બોલી કમલાને જોરથી તાણી, સાથે લઇ, શૈલજા બારણા પાછળ આવી ઉભી. નલિનાક્ષે ઉમીના પેટની, છાતીની અને પીઠની સારી રીતે તપાસ કરી, ને ત્યારપછી દવાનું પ્રિસ્ક્રીપ્શન લખી દીધું.

શૈલજા:—" કમલા, વિધાતાએ ત્હારે માથે ભલે ગમે તેટલું દુઃખ નાખ્યું હોય; તોપણ મ્હને લાગે છે કે ત્હારૂં નશીબ સારૂં છે. હવે ત્હારે થોડાક દહાડા વાટ ખમવી પડશે. પણ તું ગભરાઇશ માં. હું તારી તમામ વ્યવસ્થા કરી આપીશ. ઉમાને જોવા વારંવાર ડાક્તરને આવવાની જરૂર પડશે. એટલે તું તેનાં દર્શનથી વંચિત પણ રહીશ નહિ."

ચક્રવર્તી એક દહાડો એવે વખતે નલિનાક્ષ ડાક્ટરને બોલાવવા ગયો કે તે વખતે તે ઘેર હોય જ નહિ! નોકરે ઉત્તર આપ્યો:

"ડાક્ટર સાહેબ ઘરમાં નથી." ચક્રવર્તીએ પ્રશ્ન કર્યો: "એ તો ઠીક; પણ માજી તો ઘરમાં છે ના? એમને ખબર આપો કે એક વૃદ્ધ બ્રાહ્મણ તમને મળવાને આવે છે."

ક્ષેમંકરીની આજ્ઞાથી ચક્રવર્તી અંદર ગયો. તે બોલ્યો:—"માજી, આપનું નામ કાશીમાં વિખ્યાત છે. તેથી આપનાં દર્શન કરી પવિત્ર થવા આવ્યો છું. મ્હારે બીજી કશી ઇચ્છા નથી. મ્હારી એક દૌહિત્રી માંદી છે, તેને દવા કરાવવા માટે આપના પુત્રને બોલાવવા આવ્યો છું. પણ આપના પુત્ર તો બહાર ગયા છે. એટલે વિચાર આવ્યો કે અમસ્તો પાછો કાં જાઉં? આપનાં દર્શન તો કરતો જાઉં."

ક્ષેમંકરી:—"નલિન હમણાં જ આવશે; તો આપ બેસો. હવે એના આવવાની વાર નથી. આપને જળપાન કરવું હોય તો મંગાવું."

ચક્રવર્તી:—"હું જાણું છું કે આપ મ્હને જમાડયા વિના જવા દેવાનાં જ નહિ. મ્હને મિષ્ટાન્ન બહુ પ્રિય છે, એ વાત તો લોકો મ્હને જોતાં જ સમજી જાય છે, અને તેથી સૌ એ બાબતમાં મ્હારા ઉપર કૃપા કરે છે.'

ક્ષેમંકરી ચક્રવર્તીની વાતોથી ઘણી રાજી થઇને બોલી:—"તમે કાલે બપોરે જરૂર મ્હારે ત્યાં જમવાને પધારજો. આજે તો કશી તૈયારી નથી, એટલે જમાડી શકતી નથી."

ચક્રવર્તી:—"કાંઇ હરકત નહિ, જ્યારે જ્યારે તૈયારી હોય ત્યારે ત્યારે આ ડોસાનું સ્મરણ કરજો. આપના મકાનથી મ્હારું મકાન બહુ છેટું નથી. આપ કહેશો તો આપના નોકરને હું મ્હારું મકાન પણ બતાવી દઇશ."

આ પ્રમાણે બે ચાર દહાડા આવજા કરી કાકાએ ડાક્તરને ઘેર પોતાનો પગપેસારો કર્યો.

ક્ષેમંકરીએ નલિનાક્ષને બોલાવી કહ્યું:-" જો નલિન, ને ચક્રવર્તી મહાશયને ત્યાં જોવા જા; તો વિક્ટોટની ફી લઇશ માં. "

બુઢ્ઢો હસીને બોલ્યો:—" માત્, આજ્ઞા થયા પહેલાં જ તેમણે તો આજ્ઞાપાલનનું કાર્ય કરવા માંડયું છે. મ્હારી પાસેથી એમણે કશું લીધું જ નથી. જેઓ ખરેખરા દાતા છે; તેઓ તો ગરીબને જોતાં જ તેમને ઓળખી લે છે. "

ત્યારપછી એક બે દહાડા પિતા પુત્રીએ મસલત કર્યા પછી એક દહાડો ચક્રવર્તીએ કમલાને કહ્યું:—" બેટા કમલા, ચાલને આજે દશાશ્વમેધ ઘાટે જઇ સ્નાન કરી આવીએ."

કમલાએ શૈલજાને કહ્યું:—" બેન, તું ચાલને ? "

શૈલજા:—" ના, ઉમીને આજે સારૂં નથી, તો તેને મૂકીને હું શી રીતે આવી શકું ? "

ચક્રવર્તી જે રસ્તે ઘાટે સ્નાન કરવા ગયા, તે રસ્તેથી પાછા ન વળતાં બીજે જ રસ્તે ચાલવા લાગ્યા. થોડે દૂર ચાલતાં તેમણે જોયું તો એક વિધવા સ્ત્રી સ્નાન કરી ધોએલું વસ્ત્ર પહેરી કેડમાં ગંગાજળ ભરેલો ઘડો ઉપાડી ધીરે ધીરે ચાલી જાય છે.

એની સમીપ પહોંચતાં ચક્રવર્તીએ કમલાને કહ્યું:—" બેટા, આમને પ્રણામ કર. એ ડાકતર સાહેબનાં માતુશ્રી છે."

આ વાત સાંભળતાં કમલા એકદમ ચકિત થઇ ગઇ ને તરત ક્ષેમંકરીને પ્રણામ કરી તેના ચરણની ધૂલિ કમલાએ પોતાને માથે ચઢાવી.

ક્ષેમંકરી બોલી:-" આવ બેટા, તું કોણ ? જોઇએ ત્હારૂં મુખ ! અહા, શું રૂપ છે ? આતો જાણે સાક્ષાત્ લક્ષ્મીનીજ મૂર્ત્તિ ! " આમ બોલતાં બોલતાં ક્ષેમંકરીએ કમલાના મુખપરનો ઘુમટો અળગો કરી

તેનું મુખ જોયું. ને કમલા તો નીચે નેત્રે ભોંય તરફજ નિહાળી રહી. ક્ષેમંકરી ફરી બોલી:—" ત્હારૂં નામ શું બેટા ? "

કમલા ઉત્તર આપે તે પહેલાં તો ચક્રવર્તી જ બોલી ઉઠયો:— " માજી, એનું નામ હરિદાસી છે. એ મ્હારા દૂરના સંબંધી ભાઇની પુત્રી છે એનાં માબાપ કોઇ હયાત નથી; એટલે મ્હારે ત્યાંજ રહેલી છે. "

ક્ષેમંકરી:—" ચક્રવર્તી મહાશય ! ચાલો ચાલો, મ્હારે ઘેર ચાલો. "

પોતાના મકાનમાં પેસતાં પેસતાં ક્ષેમંકરીએ એકવાર " નલિન " નામની બૂમ પાડી. પણ તે તો બહાર ગએલ હતો.

બુઢ્ઢાકાકાએ આસન ગ્રહણ કર્યું. કમલા પણ જમીન પર બેઠી. ચક્રવર્તી બોલવા લાગ્યા:—" માજી, મ્હારી ભત્રીજીનું નશીબ ઘણું મંદ છે. લગ્નને બીજેજ દહાડે એનો વર સંન્યાસી થઇ ચાલ્યો ગએલો છે. આ બિચારીએ તો એના પતિનું મ્હો પણ જોયું નથી. હરિદાસીની ઇચ્છા એટલી જ છે કે તીર્થક્ષેત્રમાં નિવાસ કરી ધર્મ પ્રાપ્ત કરવો. એ સિવાય એને સાન્ત્વન મેળવવાનો બીજો રસ્તો પણ શો છે ! આ શહેરમાં મ્હારૂં મકાન નથી. હું તો ગાઝીપુરમાં નોકરી કરૂં છું; ને નોકરી કરીને મ્હારૂં ગુજરાન ચલાવું છું. એને લઇને હું અહીંઆં આવી રહું, એવી મારી શક્તિ નથી, તેથી હું આપને શરણે આવ્યો છું. એ જો આપને ત્યાં આપની પુત્રીની પેઠે રહી શકે, તો હું નિશ્ચિન્ત થઇશ. જો આપને એને રાખવામાં કાંઇ અગવડ જેવું જણાય તો મ્હને ગાઝીપુર લખજો. હું આવી તેને તેડી જઇશ. પણ હું કહું છું કે એને તમારી પાસે રાખતાં બે દહા-

કામાંજ જણાશે કે એ કન્યા તો એક અમૂલ્ય રત્નરૂપ છે. એને તમે એક ક્ષણ પણ અળગી કરી શકશો નહિ."

ક્ષેમંકરી રાજી થઇ બોલી:—"અહો, એ તો બહુ સારી વાત. એને ત્હમે મ્હારે ત્યાં મૂકી જાઓ, એ તો મ્હનેજ મ્હોટો લાભ છે. હું તો ઘણીવાર રસ્તામાંથી બાળાની છોડીઓને લઇ આવું છું, ને ખવરાવી પીવરાવીને તથા સારાં વસ્ત્રાલંકારો પહેરાવીને આનંદ મેળવું છું. મને ન્હાનાં બાલક બાલિકાઓ ઉપર ઘણો પ્રેમ છે. મ્હારો સ્વભાવજ કંઇક એમાં આનંદ લેનારો છે. પણ એવાં બાલકોને હું મ્હારે ત્યાં લાંબો સમય રાખી શકતી નથી. પણ આ તો સારૂં થયું કે હરિદાસી મ્હારી જ થઇ. આપ એને માટે જરા પણ ચિંતા કરશો માં. મ્હારા પુત્રનાં સદાચરણોની વાત તો ત્હમે ગામમાં સાંભળી હશે. એ સિવાય મ્હારા ઘરમાં બીજું કોઈ માણસ નથી."

ચક્રવર્તી:—"નલિનાક્ષબાબુનું નામ તો સૌ જાણે છે. એમની કીર્ત્તિ સર્વત્ર પ્રચલિત છે, એટલે મ્હારી ભત્રીજી આપની પાસે રહેશે; એ વાત સાંભળીને હું નિશ્ચિન્ત થયો છું. મ્હેં સાંભળ્યું છે કે નલિનાક્ષબાબુનાં લગ્ન થયા પછી તેમનાં પત્ની દુર્દૈવે જળમાં ડૂબી મરી ગયાં છે. ને ત્યારથી તેઓ બ્રહ્મચારીના જેવું પવિત્ર જીવન ગાળી આપની સેવા કરે છે."

ક્ષેમંકરી:—"એ વાત સંભારશો માં. જે થયું તે થયું. એ વાત સંભારતાં મ્હારૂં શરીર ભયથી ધ્રૂજે છે."

ચક્રવર્તી:—"આપની આજ્ઞા હોય તો મ્હારી ભત્રીજીને અહીંઆંજ રાખી હવે હું રજા લઉં. કોઈ કોઇવાર આવીને હું એને જોઇ જઇશ. તેની એક મ્હોટી બેન છે. તે પણ આપનો આશીર્વાદ લેવા આવશે."

ચક્રવર્ત્તી ચાલ્યા ગયા પછી ક્ષેમંકરીએ કમલાને પોતાની પાસે બેસાડીને કહ્યું:—" આવ બેટા, બરાબર ત્હારું મુખ જોવા દે. અહો, ત્હારી ઉંમરતો કાંઇ વધારે નથી. ત્હને મૂકીને જઇ શકે એવા પાષાણ હૃદયના માણસો આ જગત્માં પણ છે શું ? હું તને આશીર્વાદ દઉં છું કે તે પાછો આવે ને ત્હારૂં સૌભાગ્ય વધે. વિધાતા આવું સુંદર રૂપ કદિ પણ વૃથા નષ્ટ થવા માટે રચેજ નહિ." આટલું બોલી કમલાના ચિબુકનો સ્પર્શ કરી અંગુલિનું ચુંબન કર્યું.

ક્ષેમંકરી:—"અહીં ત્હારા જેવડી કોઇ સખી સાહેલી નથી. ત્હને એકલીને અહીંઆં મ્હારી પાસે રહેવું ગમશે કે ?"

કમલાએ પોતાની બે વિશાળ આંખોથી સંમતિ બતાવતાં કહ્યુઃ— " હા, ગમશે."

ક્ષેમંકરી:—" તું ત્હારો વખત શી રીતે ગાળીશ ? એનો મ્હને વિચાર થઇ પડયો છે."

કમલાઃ—" હું આપના ઘરનું કામકાજ કરીશ, અને આપની સેવામાં જ મ્હારો તમામ વખત ગાળીશ."

ક્ષેમંકરી:—" તું ભોળી લાગે છે. ત્હારું આવું સુકુમાર શરીર મ્હારા ઘરનું કામકાજ શી રીતે કરી શકશે ? વળી મ્હારા ઘરમાં એવું કામ પણ શું છે ? શું હું તને મારે ત્યાં દાસી તરિકે રાખી શકું ? ના, તું મ્હારે ત્યાં ધીરજથી રહે. ત્હારે લાયક જે કામ હશે, તે હું તને કહીશ. સંસારમાં મ્હારે એકનો એક પુત્ર છે, ને તે પણ સંન્યાસીની પેઠે રહે છે. રાતદહાડો વેદાન્તની વાતોનું જ રટણ કર્યા કરે છે. કદિ તે મોં ઉઘાડીને એટલું પણ બોલતો નથી; કે 'મા, મને ફલાણું જોઇશે.' જો એ એવું કહેતો હોય તો મને કેવી મજા પડે ? પરંતુ

કશું પણ બોલતો નથી. એ પૈસા તો પુષ્કળ કમાય છે, પણ હાથમાં કંઈજ રાખતો નથી. બધા પૈસા સત્કાર્યોમાં વાપરી નાખે છે. પણ કોઇને જણાવા દેતો નથી. જો બેટા, ત્હારે જ્યારે મ્હારી પાસે ચોવીશે કલાક રહેવાનું છે, ત્યારે હું ત્હને પહેલેથી જ કહી દઉં છું કે મ્હારે મોઢેથી મ્હારા પુત્રના ગુણગાન સાંભળી તું કંટાળીશ માં. એ મ્હારી કુટેવ ત્હારે સહન કરવી પડશે."

કમલાએ પુલકિત શરીરે પોતાનાં લોચનો નીચાં ઢાળ્યાં.

ક્ષેમંકરી:—" ત્હને શું કામ સોંપવું ? તે હું વિચારું છું. ત્હને શીવણકામ આવડે છે ? "

કમલા:—" બહુ સારી રીતે તો નહિ, પણ સહેજસાજ આવડે છે."

ક્ષેમંકરી:—" સારૂં. હું ત્હને શીવણકામ શીખવીશ; સારૂં, ત્હને વાંચતાં આવડે છે ? "

કમલા:—" હા, વાંચતાં આવડે છે."

ક્ષેમંકરી:—" એ ઠીક થયું. હું ચશ્માંવિના હવે વાંચી શકતી નથી. તો તું મ્હને વાંચી સંભળાવજે."

કમલા:—" હું રાંધવાનું તથા ઘરનું તમામ કામ પણ જાણું છું."

ક્ષેમંકરી:—" ત્હારૂં સ્વરૂપ સાક્ષાત્ અન્નપૂર્ણા જેવું છે. તું રાંધવાનું કામ ન જાણે તો કોણ જાણે ? હું નલિનાક્ષને મ્હારે હાથે રસોઇ કરીને જમાડું છું: પણ જ્યારે હું માંદી પડું છું; ત્યારે તે પોતાને હાથે રાંધીને જમે છે. તે બીજા કોઇના હાથનું રાંધ્યું જમતો નથી. હવે ત્હારી કૃપા થઇ છે; તો હું હવે એને હાથે રાંધવા નહિ દઉં. ત્હારા હાથનું હવિષ્યાન્ન જમતાં મ્હને પણ અરુચિ નહિ થાય.

ચાલ બેટા, મ્હારા ભંડારમાં ચાલ. હું ત્હને મ્હારું રસોડું પણ બતાવું."

આટલું કહી ક્ષેમંકરીએ કમલાને પોતાનું રસોડું, કોઠાર અને આખું ઘર બતાવ્યું. કમલાએ સમય જોઇને પોતાની અભિલાષા જાહેર કરી કે "માજી, મ્હને આજથી જ રાંધવાની રજા આપો."

ક્ષેમંકરી કિંચિત્ હાસ્ય કરી બોલીઃ—"ગૃહિણીનો ખાસ અમલ પાકશાળા અને કોઠાર ઉપર હોવો જોઇએ. હું મ્હારા જીવનમાં બીજાં બધાં કામોને છોડતી જાઉં છું, પણ પાકશાળા અને કોઠારનું કામ હજુ છોડી શકી નથી, તોપણ ત્હારો જ્યારે આગ્રહ છે, ત્યારે તો ભલે આજે રાંધવાનું કામ તું કર. બે ચાર દહાડા વીત્યા પછી બધાં કામોનો ભાર ધીરે ધીરે ત્હારેજ માથે પડવાનો છે. બધું કામ તું કરીશ એટલે મ્હને ભગવાનની ભક્તિ કરવાનો વખત મળશે. હમણાં બેચાર દહાડા ત્હારૂં મન આ ઘર નવું હોવાથી ચંચળ રહેશે; પણ પછી સ્થિર થશે. કોઠારગૃહનો અમલ કાંઇ ઓછો છે?"

આટલું કહ્યા પછી ક્ષેમંકરીએ શું રાંધવું છે, કઇ જણસ ક્યાંથી લેવાની છે, વગેરે બાબતની કમલાને સૂચનાઓ આપવા માંડી. ને સૂચનાઓ થઇ રહ્યા પછી તે પોતાની પૂજાની ઓરડીમાં ચાલી ગઇ. આજથી ક્ષેમંકરી પાસે કમલાને પોતાના ગૃહકાર્યની કુશળતાની પરીક્ષા આપવાનો આરંભ થયો.

પોતાની સ્વાભાવિક તત્પરતા સાથે હવે કમલાએ રસોઇની સામગ્રી તૈયાર કરી રાંધવાનો પ્રારંભ કર્યો. ને પોતાની કમ્મર સાડીનો છેડો વીંટી ત્વરાથી રસોઇના કામ માટે આમ તેમ ફરવા લાગી.

નલિનાક્ષ બહારથી આવતો, ત્યારે હમેશાં પોતાની મા પાસે

જતો. કેમકે પોતાની માતાની તંદુરસ્તીની ચિંતા તેને કદિ પણ છોડતી નહિ, પરંતુ આજ ઘરમાં પેસતાં જ તેણે રસોડામાં કાંઇક ખડખડાટ સાંભળ્યો. તેમજ રસોડામાંથી કાંઇક વાસ પણ આવી. માજી રસોઇ કરવા મંડયાં હશે, એમ ધારી નલિનાક્ષ રસોડાના દ્વારમાં આવી ઉભો રહ્યો.

પગલાંનો અવાજ સાંભળતાં ચકિત થઇ કમલાએ પાછું જોયું તો એકદમ તેનાં ચક્ષુઓનો નલિનાક્ષના ચક્ષુઓ સાથે મેળાપ થયો. પોતાના હાથમાં રહેલી કડછી હેઠી મૂકી દઇ કમલાએ ઘુમટો તાણવાનો વૃથા પ્રયત્ન કર્યો, પરંતુ કમ્મરે સાડીનો છેડો વીંટેલો હતો! વ્યગ્ર બની કેડનો બંધ છોડી માંડમાંડ તેણે જ્યારે ઘુમટો તાણ્યો ને વિસ્મિત થઇ દ્વારભણી જોયું, ત્યારે તો નલિનાક્ષ ત્યાંથી ચાલ્યો ગએલો હતો. હવે કમલાએ નીચાં વળી જ્યારે પેલી કડછી ફરી હાથમાં લીધી ત્યારે તેના બન્ને હાથ કંપતા હતા.

પુજાનું કામ પૂરૂં કરી જ્યારે ક્ષેમંકરી રસોડામાં ગઇ ત્યારે રસોઈ તૈયાર થઇ ગઇ હતી. બધો ચોક ધોઇ સાફ કરેલો હતો. ને રસોડામાં કોઇ સ્થળે શાકની છાલો કે ડીંટીઆં પડેલાં જોવામાં આવતાં નહોતાં. બધું સાફ, વ્યવસ્થિત ને સુંદર રીતે ગોઠવેલું હતું. આ જોઇ ક્ષેમંકરી મનમાં મનમાં ઘણી રાજી થઇ. ને બોલીઃ—
"વાહ બેટા, તું તો ખરેખરી પવિત્ર કન્યા છે."

નલિનાક્ષ જ્યારે ભોજન કરવા બેઠો ત્યારે ક્ષેમંકરી તેની પાસે બેઠી. આ વખતે એક સંકુચિત મૂર્ત્તિ બારણાના ઓથે ઉભી રહી કાન માંડી વાત સાંભળતી હતી. એ મૂર્ત્તિને ડોકીઉં કરી રસોડામાં જોવાની હિંમત થતી નહોતી. મ્હારાથી રસોઇ બગડી ગઇ તો નહિ

હોય ! એ બીક અત્યારે એ મૂર્ત્તિના હૃદયને કંપાવી રહી હતી.

ક્ષેમંકરી બોલીઃ—" નલિન, આજે રસોઇ કેવી થઇ છે ? "

નલિનાક્ષ ખાનપાનનો રસિયો નહોતો. આથી ક્ષેમંકરી તેને આવો અનાવશ્યક પ્રશ્ન કદિ પણ પૂછતી નહોતી, પરંતુ આજે વિશેષ કુતૂહલ થવાથી તેણે નલિનને એવો પ્રશ્ન પૂછયો હતો. નલિનાક્ષ આજે પાકશાળાના નૂતન વ્યાપારથી પહેલેથી જ જાણીતો હતો. એ વાત એની માતાના જાણવામાં નહોતી. માતાનું શરીર અસ્વસ્થ હોવાથી નલિનાક્ષે ઘણીવાર રસોઇઓ રાખવાની વાત કરી હતી, પરંતુ કોઇ રીતે માતાએ તે કાર્યમાં સંમતિ આપી નહોતી. આજે એક વ્યક્તિને રસોઇના કામમાં ગોઠવેલ જોઇને નલિનાક્ષના હૃદયને ઘણો સંતોષ થયો. રસોઇ સારી થઇ છે કે નઠારી ? એ વાત ઉપર એનું લક્ષ્ય નહોતું તોપણ ઘણા ઉત્સાહથી તેણે જવાબ આપ્યોઃ " રસોઇ તો બહુજ સ્વાદિષ્ટ થઇ છે. " આ પ્રોત્સાહક વચનો સાંભળતાં કમલા સ્થિર ઉભી રહી શકી નહિ. તેણે ઘણી ત્વરાએ પાસેના ઘરમાં જઇ પોતાના ધડકતા હૃદયને બંને હાથવડે દાબી રાખ્યું. ને આંખમાંથી નીકળવા તૈયાર થએલાં હર્ષાશ્રુને માંડમાંડ રોકી રાખ્યાં.

ભોજન કર્યા પછી નલિનાક્ષ પોતાના મનની અસ્પષ્ટતાને સ્પષ્ટ કરવાની મહેનત કરતો કરતો પાસેના અભ્યાસ–ગૃહમાં ગયો.

પાછલે પહોરે ક્ષેમંકરીએ પોતાને હાથે કમલાનો ચોટલો ગુંથ્યો. ને તેના કપાળમાં સિંદૂરની આડ કરી. વળી એના વદનને એક બાજુથી બીજી બાજુ ફેરવી વારંવાર ખૂબ નિહાળ્યું. કમલા શરમની મારી પોતાનું મુખ નીચું કરી બેસી રહી. ક્ષેમંકરી પોતાના મનમાં મનમા ગણગણવા લાગીઃ—" અહા, મ્હારા નલિનાક્ષને જો આવી

સારી એક વહુ મળે તો હું કેવી ભાગ્યશાળી કહેવાઉં ?"

થોડા દહાડા પછી ક્ષેમંકરીને ફરીને તાવ આવ્યો. આથી નલિનાક્ષ ચિંતાતુર બની ગયો. તે બોલ્યો:–" માજી, હુ તમને થોડાક દહાડા કાશી બહાર હવા ફેર કરવા લઇ જાઉં તો ? અહીંઆં તમારૂં શરીર સારૂં રહેતું નથી. "

ક્ષેમંકરી:—" બેટા, એમ થઈ શકશે નહિ. મ્હારો હવે આ છેલ્લો વખત છે. એ વખતમાં હું કાશી છોડી બહાર નહિ જાઉં." વળી તે કમલા તરફ જોઇને બોલી:–" પુત્રી કમલા, તું બહુવારથી કમાડ પછવાડે લપાઇને ઉભી છે; તે થાકી ગઈ હોઇશ. જા બાપુ, સૂઇ જા. મ્હારે તો આખી રાત્રિ એમ ઉજાગરામાં જ જવાની. પણ તને હું તેમ કરવા દઇશ નહિ. કેમકે આખો દહાડો ત્હેં મ્હારા ઘરનું તન તોડીને કામ કરેલું છે. તો તને થાક લાગ્યો હશે. બેટા, નલિનાક્ષ, જા તું પણ ત્હારે ઠેકાણે જઇ સૂઇ જા."

નલિનાક્ષ ત્યાંથી ઉઠી ચાલ્યા ગયા પછી કમલા ક્ષેમંકરી પાસે આવી ને તેનું માથું ધીરેધીરે ચાંપવા માંડી.

ક્ષેમંકરી બોલી:—" બેટા કમલા, મ્હને ભાન થાય છે કે ગયા જન્મમાં તું જરૂર મ્હારી મા હોઇશ. નહિતો તું ક્યાં ? ને હું ક્યાં ? હું ત્હારૂં નામ ઠામ કશું જાણતી નહોતી; છતાં તું મ્હને અચાનક ક્યાંથી આવી મળે ? મ્હારો એવો વિચિત્ર સ્વભાવ છે કે હું બીજા કોઇને મ્હારે શરીરે અડવા દેતી નથી; અને સેવા કરવા દેતી નથી. કેમકે અપવિત્રતાનો વહેમ મ્હારા મનમાંથી કદિ ખસતો નથી. મ્હને અડનારનું અંગ તથા વસ્ત્રો શુદ્ધ હશે કે અશુદ્ધ ? એ વિચાર મ્હને થયા જ કરે છે. પરંતુ જ્યારે તું મ્હારા શરીરનો સ્પર્શ કરે છે,

ત્યારે મ્હને કોઇ અપૂર્વ શાંતિ મળે છે! મ્હારું મન અંદરથી સાક્ષી પૂરે છે કે જાણે હું ત્હને ઘણા દિવસથી ઓળખતી જ હોઉની! મ્હને એમ લાગતું જ નથી કે જાણે તું કોઇ પરાયું માણસ હો. તો બેટા, હવે તું સૂઈ જા. મ્હારી કશી ચિંતા કરીશ માં. આ ઓરડાની પાસે જ નલિનાક્ષ સુતો છે, તે મ્હારી સેવાનું કામ કોઇને ન સોંપતાં પોતાને હાથે જ કરે છે. હું અનેકવાર સેવા કરવાની ના પાડું છું; તોપણ તે માનતો નથી. એનામાં એક મ્હોટો ગુણ એ છે કે ભલે તેને આખી રાતનો ઉજાગરો હોય તોપણ તેનું મુખ જરા પણ મ્લાન થતું નથી. તેનું મ્હોં જોઇને કોઇને એમ ન થાય કે એને કાંઇપણ પરિશ્રમ પડ્યો હોય! એનું કારણ એ છે કે એનું મન ઘણું બળવાન છે. એ કદિ પણ ધૈર્ય છોડતો નથી. મ્હારો સ્વભાવ એનાથી ઉલટો છે. મ્હારામાં એમાંનો એકે ગુણ નથી. બેટા, હું સમજું છું કે તું મનમાં મનમાં હસતી હોઇશ; ને વિચારતી હોઇશ કે વળી પોતાના પુત્રનાં વખાણ કરવા માંડયાં! મ્હને પણ ઘણું એમ થાય છે કે હું એનાં વખાણ ન કરૂં. પણ શું કરૂં? મ્હારા હૃદયનો ઉભરો હું રોકી શકતી નથી. એટલે વારવાર એ વાત મ્હોંએ ચડી જાય છે. મ્હને લાગે છે કે જેને એકજ પુત્ર હોય, તેને એમજ થતું હશે. અથવા નલિનાક્ષ જેવા પુત્રો ના થોડીજ માતાઓને પેટે અવતરેલા હશે. મ્હને કોઇકોઇ વાર તો એવો પણ વિચાર આવે છે કે નલિન મ્હારો પુત્ર નથી, પણ પિતા છે! એણે મ્હારે માટે જેટલું કષ્ટ વેઠયું છે, એટલું શું હું એને માટે વેઠી શકાશ? જો, સાંભળ, વળી હું મ્હારા નલિનનીજ વાત લઇને બેઠી. પણ હવે નહિ કહું. તું જા મા, ત્હારે ઠેકાણે જઇ સૂઇ જા. તું અહીં બેઠી હોઇશ ત્યાંલગી મ્હને ઉંઘ નહિ આવે. વૃદ્ધ માણ-

સોમાં એવી કુટેવ પડે છે કે તેમની પાસે જો કોઇ માણસ બેસવા આવે તો તેઓ બોલબોલ કર્યા જ કરે છે."

બીજે દિવસે કમલાને ગૃહકાર્યનો તમામ ભાર પોતાને માથે લેવોજ પડયો. નલિનાક્ષે પૂર્વતરફની ઓસરીમાં થોડોક ભાગ વાળી, આરસ પહાણ જડાવી એક નાનકડી ઓરડી બંધાવી હતી. ને એ ઓરડી તેનું ઉપાસનાગૃહ હતું. પહોર દોઢ પહોરલગી એ ત્યાં બેસી પોતાનો અભ્યાસ કરતો. તે દિવસે પ્રાતઃકાળમાં પ્રવેશ કરતાં જ નલિનાક્ષે જોયું તો એ ઉપાસનાગૃહ વાળી ઝાડીને તેમજ ધોઇને સ્વચ્છ કરેલું હતું. અગરબત્તી સળગાવી મૂકવાની ત્યાં એક ધૂપદાની હતી. તે આજે સોનાની હોય ને ચળકતી હોય તેમ ઝગઝગી રહી હતી! એક નાના સરખા કબાટમાં તેનાં પુસ્તકો રહેતાં હતાં; તે પુસ્તકો પણ આજે ખંખેરી તથા લૂછીને સરખી રીતે ગોઠવેલાં હતાં. સંપૂર્ણ શ્રમ લઇ કરેલી મકાનની સ્વચ્છતા ઉપર સામેની ઉઘાડી બારીમાંથી આવતાં બાલરવિનાં કિરણો નિર્મળતામાં અત્યંત વધારો કરતાં હતાં. સ્નાન કરીને તરત આવેલો નલિનાક્ષ આ દેખાવ જોઇ મનમાં ઘણોજ પ્રસન્ન થયો.

કમલા પ્રાતઃકાળમાં ઘડામાં ગંગાજળ લઇ ક્ષેમંકરીની પાસે આવી ઉભી. તેને નાહી આવેલી જોઇ ક્ષેમંકરી બોલી:–" આ શું બેટા, તું એકલી ઘાટ ઉપર ગઇ હતી? હું ક્યારની પડી પડી વિચાર કરતી હતી કે આજે હું માંદી છું; તો તું કોની સાથે ગંગાતટે ન્હાવા જઇશ? તું હજુ ન્હાની છે. તેં એકલાં........"

કમલાઃ—" મા, મ્હારા કાકાને ઘેરથી એક નોકર મ્હને જોવા માટે કાલે આવ્યો હતો; હું તેને સાથે લઇને ગઇ હતી."

ક્ષેમંકરીઃ—"અહા, લાગે છે કે ત્હરી કાકી ત્હને ન જોવાથી અધીરી થઇ ગઇ હશે; ને તેણે ત્હારી ખબર કાઢવા નોકરને મોકલ્યો હશે. એ તો ઠીક કર્યું. એ નોકર ત્હારી પાસે જ રહેશે ના? જો એમ થાય તો ત્હને કામકાજમાં પણ મદદકર્તા થાય. એ નોકર ક્યાં છે? તેને અહીં બોલાવ તો."

કમલાએ ઉમેશને તરત ત્યાં બોલાવ્યો. ઉમેશે આવી જમીન-પર લાંબા થઇ ક્ષેમંકરીને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યાં.

ક્ષેમંકરીઃ—"ત્હારું નામ શું?"

"મ્હારું નામ ઉમેશ છે." આટલું બોલી ઉમેશ વિનાકારણે હસવા લાગ્યો.

ક્ષેમંકરી હસીને બોલીઃ--"ઉમેશ, ત્હને આવાં કપડાં કોણે અપાવ્યાં?"

ઉમેશ કમલા ભણી જોઇ બોલ્યોઃ—"આ મ્હારાં બાએ અપાવ્યાં."

ક્ષેમંકરી કમલા ભણી જોઇ વિનોદવાણીમાં બોલીઃ—"મ્હેં તો જાણ્યું કે ઉમેશને એની સાસુએ શણગાર્યો હશે!"

ક્ષેમંકરીની કૃપા થતાં હવે ઉમેશ તેને ત્યાંજ રહેવા લાગ્યો.

ઉમેશની મદદ મળવાથી કમલાએ ઘરનું બધું જરૂરનું કામ વેળાસર કરી નાખ્યું. નલિનાક્ષના શયનગૃહને કમલાએ સ્વહસ્તે વાળી ઝાડી સાફ કર્યું. તેનાં ગાદલાં ગોદડાં તડકે નાખ્યાં. નલિનાક્ષનું એક મેલું ધોતીઉં ખૂણામાં પડેલું હતું, તેને સાબુથી ધોઇ નાખી ઉજળું બનાવ્યું. અને સૂકવી ખીંટી ઉપર યોગ્ય સ્થાને મૂકી દીધું. જ્યાં જ્યાં ઘરમાં પુંજો પડેલો હતો, ત્યાં ત્યાં સ્વચ્છતા કરી. પલંગની સામેની ભીંતમાં એક તાકું હતું. તે ઉઘાડીને જોતાં બીજું કાંઇ જ

નહિ, પણ નલિનાક્ષના બુટની એક જોડી પડેલી હતી. કમલાએ ઝટ તે બહાર કાઢીને તે પોતાને મસ્તકે અડાડી ને વારંવાર તને પોતાની છાતી સાથે ચાંપવા લાગી. ને ન્હાના બાળકની પેઠે એ જોડા ઉપર વળગેલી ધૂળને પોતાના લૂગડાના છેડાવડે લ્હોવા લાગી. ને એ રીતે જોડાને સાફ કરી પાછા તે હતા ત્યાં મૂકી દીધા !

કમલા સાંજને પહોરે ક્ષેમંકરીના પગ પાસે બેસી તેના પગ ચાંપવા લાગી. એટલામાં હેમનલિની ફૂલની ભરેલી એક છાબ લઇ ત્યાં આવી અને ક્ષેમંકરીને પ્રણામ કર્યા.

ક્ષેમંકરી ઉઠી બેઠી થઇને બોલી:—" આવ આવ હેમ, બેસ. અન્નદાબાબુ મજામાં છે ? "

હેમનલિની:—" એમનું શરીર સારૂં નહોતું; તેથીજ હું કાલે આવી શકી નહોતી, પણ આજે સારૂં છે. "

ક્ષેમંકરીએ કમલાનું ઓળખાણ આપતાં હેમને કહ્યું:—" જો બેટા, નાનપણમાં મ્હારી જે જનેતા સ્વર્ગવાસી થઇ હતી; તેણે ફરી જન્મ ધારણ કરી ગઇ કાલે અકસ્માત્ રસ્તામાં મ્હને દર્શન દીધાં છે ! મ્હારી જનેતાનું નામ હતું હરિભાવિની પણ આ જન્મમાં તેણે હરિદાસી નામ રાખ્યું છે ! કહે હેમ, તેં આવી સાક્ષાત્ લક્ષ્મીની મૂર્તિ જેવી કોઇ પ્રતિમા જોઇ છે ! "

કમલાએ લજ્જાથી પોતાનું માથું નીચું નમાવ્યું. હેમનલિનીની સાથે તેનો ધીરે ધીરે પરિચય થઇ ગયો.

હેમનલિનીએ ક્ષેમંકરીને પૂછયું:-" માજી, હવે આપને શરીરે કેમ છે ? "

ક્ષેમંકરી:—" જો બેટા, હું તો હવે ઘરડી થઇ. મ્હારી ઉમ્મર જોતાં હવે મ્હારા શરીરની હાલત શી પૂછવી ? હું આજ સુધી જીવી

છું તે ઘણું છે. પરન્તુ કાળને કંઇ સદાકાળ પાછો વાળી શકાય છે? તેં વાત કાઢી તે ઠીક થયું. હું કેટલાયે દીવસથી ત્હને કહેવાનું ધારતી હતી; પણ જોગ મળતો નહોતો. કાલે રાત્રે મ્હને જ્યારે ફરી તાવ આવ્યો, ત્યારે મ્હેં નક્કી કર્યું કે હવે વિલમ્બ કરવો ઠીક નથી જો બેટા, ન્હાનપણમાં મ્હને જો કોઇ મ્હારાં લગ્નની વાત કરતું, તો હું શરમે મરી જતી. પરન્તુ ત્હમારૂં શિક્ષણ એવું નથી. ત્હમે ભણેલી ગણેલી છો. વળી ઉમ્મરે પણ આવેલી છો. એટલે ત્હમને તો બધી વાત સ્પષ્ટપણે કહીએ તો સારૂં. આથી આજ તારી પાસે કહું છું. તું મ્હારાથી શરમાઇશ નહિ. વારૂ! તે દિવસે મ્હેં ત્હારા બાપની પાસે જે વાત કરી હતી, તે તેમણે ત્હને કહી હતી?"

હેમનલિનીએ મુખ નીચું કરી કહ્યું:—"હા, કહી હતી."

ક્ષેમંકરીઃ—"પરન્તુ જણાય છે કે નક્કી એ વાતમાં તું રાજી નહિ હોય, જો તું રાજી હોત તો અનદાબાબુ તરત મ્હારી પાસે દોડયા આવ્યા હોત. ત્હેં ધાર્યું હશે કે મ્હારો નલિન સંન્યાસી માણસ છે. રાત દહાડો તે જપ-તપ પાછળ મંડયો રહે છે. તેની સાથે વિવાહ કરવામાં શું સુખ? પરન્તુ ત્હને તેના સ્વભાવનો પૂરો પરિચય નથી. એને બ્હારથી જોતાં એમ લાગે કે એ મોટો ત્યાગી છે, અને કોઈ દહાડો એને કશી આસક્તિ ઉપજવાનો સંભવ નથી. પરન્તુ એમાં ત્હારી ભૂલ છે. હું એમને જન્મથીજ ઓળખું છું. મ્હારી વાતમાં વિશ્વાસ રાખજે. અંદરખાનેથી તે બહુજ સ્નેહાળ છે. તેનું હૃદય પ્રેમથી છલોછલ ભરેલું છે, ને એ છૂપાવવા માટે જ તેણે ત્યાગનો પડદો ઢાંકયો છે. તેના એ સંન્યાસના પડદાને ભેદીને જે તેનું હૃદય મેળવી શકશે, તે બહુજ મધુર ફળ મેળવશે. એ વાત હું તને ખાસ કરીને કહું છું. બેટા હેમ! તું હવે બાલિકા નથી. તું ભણેલી

છે. તેં મ્હારા નલિનાક્ષ પાસેથી જ દીક્ષા લીધી છે. હું ત્હને નલિનના ઘરમાં પ્રતિષ્ઠિત કરી મરીશ તો મ્હને નિરાંત વળશે. જો તેમ નહિ થાય તો ખરૂં કહું છું કે મ્હારા મરણ પછી તે પરણશે જ નહિ. ત્યારે તેની શી દશા થશે ! તેનો તું વિચાર કર. નલિનાક્ષ ઉપર ત્હારી શ્રદ્ધા છે, એ હું જાણું છું, તો હવે તને શો વાંધો છે?"

હેમનલિની નીચી નજરે બોલી: "માજી, જો આપ મ્હને યોગ્ય માનતાં હો, તો મ્હને કશી હરકત નથી."

આ સાંભળી ક્ષેમંકરીએ હેમનલિનીને પોતાની પાસે તાણી લીધી અને તેના માથા ઉપર ચુંબન કર્યું. આ વિષે હવે કશી વધારે વાતચિત થઇ નહિં.

'હરિદાસી ! એ હરિદાસી ! આ ફૂલનો થાળ લઇ અંદર મૂક." એટલું કહી ક્ષેમંકરીએ પાસે જોયું, તો હરિદાસીને દીઠી નહિ. આ બન્ને જણાં વાતચિતમાં હતાં ત્યારે હરિદાસી ધીમે પગલે બહાર જતી રહી હતી.

ઉપરની વાતચિત થયા પછી ક્ષેમંકરી પાસે બેસવામાં હેમનલિનીને જાણે શરમ થવા લાગી. તેથી તે બોલી:-"માજી, આજે તો બહુ મોડું થઇ ગયું છે; એટલે જાઉં છું. મ્હારા બાપુજીનું શરીર પણ ઠીક નથી." આટલું કહી તેણે ક્ષેમંકરીને પ્રણામ કર્યા.

ક્ષેમંકરીએ તેને માથે હાથ મૂકીને કહ્યું:-"સારૂં, કાલે પાછી વહેલી આવજે બેટા."

હેમનલિની ચાલી ગયા પછી ક્ષેમંકરીએ નલિનાક્ષને પોતાની પાસે બોલાવીને કહ્યું:—"જો નલિન, હવે હું વધારે વિલમ્બ રાખી શકીશ નહિ.'

નલિનાક્ષઃ—"કાં માજી, શી હકીકત છે ?"

ક્ષેમંકરીઃ—"આજે મેં બધી વાત હેમનાલિનીને સ્પષ્ટ રીતે કહી છે. ને તેપણ બહુ ખુશી થઇ છે. હવે ત્હારી કશી આનાકાની હું સાંભળવા ચાહતી નથી. મ્હારૂં શરીર તો તું જુવે છે. ત્હારો ગૃહ-સંસાર સ્થિર થએલો જોયા વિના મ્હારૂં મન સ્થિર થવાનું નથી. અર્ધી રાતે ઉંઘ ઉડી જઇને મ્હને એ વાતના વિચારો આવે છે."

નલિનાક્ષઃ—"સારૂં માજી, ચિંતા કરો માં. નિશ્ચિંતપણે સુજે ત્હમે ઇચ્છશો તેમ થશે."

નલિનાક્ષ ચાલ્યા ગયા પછી ક્ષેમંકરીએ બૂમ મારીઃ—"હરિદાસી, એ હરિદાસી!"

કમલા પાસેના ઓરડામાંથી ત્યાં આવી પહોંચી. તે વખતે પાછલો પહોર થયો હોવાથી પ્રકાશ ઓછો થવા લાગ્યો હતો. અને ઘરમાં થોડું થોડું અંધારૂં થવા લાગ્યું હતું. આથી ક્ષેમકરીએ હરિદાસીનું મુખ બરાબર જોઇ શકાયું નહિ.

ક્ષેમંકરી બોલીઃ—"બેટા, આ ફૂલ પાણીમાં બીંજવી ઉપાસના-ગૃહમાં મૂકજે." આમ કહી ફૂલના ગુચ્છમાંથી એક ગુલાબનું ફૂલ પોતાના હાથમાં રાખી બાકીનાં તેને આપ્યાં. કમલાએ થોડાંક ફૂલ એક થાળમાં મૂકીને નલિનાક્ષના ઉપાસના-ગૃહમાં મૂક્યાં, થોડાંક ફૂલ એક ફૂલદાનીમાં રાખી નલિનાક્ષના શયનગૃહમાં એક ત્રિપાઇ ટેબલપર મૂકી આવી. ને થોડાંક ફૂલ પલંગ પાસેના પેલા તાકામાંના બૂટ ઉપર ચડાવ્યાં!! બૂટ ઉપર પુષ્પ ચડાવતાં ચડાવતાં તેણે બૂટને માથું નમાવી પ્રણામ કર્યાં. તે વખતે તેની આંખોમાંથી અશ્રુના કેટલાંક બિંદુઓ નીસરી પડયાં. અહા, એ જોડા સિવાય કમલાનું

આખા સંસારમાં બીજું કોણ છે? હવે એ જોડાજ માત્ર તેના જીવનનો એક આધાર છે, કેમકે કમલા પોતે સ્વામીના ચરણની સેવા કરવાનો અધિકાર તો ખોઇ બેઠેલી છે.

એવામાં શયનગૃહમાં કોઇ આવતું હોય એમ લાગવાથી કમલાએ તરત તે તાકું વાસી દીધું. ને પાછું વાળી જોયું તો દ્વારમાં નલિનાક્ષ ઉભો છે! કમલાએ હવે કયાં જવું? તેને બીજે કયાંઇ જવાનો માર્ગ જડયો નહિ. તે લજ્જાથી સંકોચાઇને ત્યાંજ બેસી ગઇ. તેને લજ્જાને લીધે વિચાર આવ્યો કે "જો હું સાયંકાલના અંધકારમાં મળી જઇ શકતી હોઉં તો કેવું સારૂં!"

કમલાને ત્યાં ઉભેલી જોઇ નલિનાક્ષ એ ઓરડામાં ગયો નહિ. બીજે સ્થળે ચાલ્યો ગયો. પણ જ્યારે કમલા ઘણી ઝડપથી એ ઓરડી છોડી ચાલી ગઇ, ત્યારે તેણે પોતાના શયનગૃહમાં પ્રવેશ કર્યો. પોતાને જોઇને કમલાએ અચાનક તાકું શામાટે વાસી દીધું? અને તાકા પાસે એકલી ઉભી ઉભી તે શું કરતી હતી? એ જાણવાની મરજી થવાથી નલિનાક્ષ પેલા તાકા પાસે ગયો. ને તે ઉઘાડીને જોયું તો પોતાના બૂટો ઉપર પુષ્પો ચઢાવેલાં તેણે જોયાં!! કાંઇક વિચાર કરી તેણે તે તાકું બંધ કર્યું. ને એક બારી પાસે જઇ તે બહારના આકાશ તરફ જોઇ રહ્યો. જોતજોતામાં સૂર્યાસ્ત થયો. અને અંધકાર જાણે પોતાના અંગમાં સૂર્યાસ્તની ક્ષણકાલીન આભાને મેળવી પોતે ઘનીભૂત થયો!

---

## પરિચ્છેદ છપ્પનમો.

"આ વિઘ્ન વળી કયાથી આવ્યું ?"

હેમનલિની નલિનાક્ષની સાથે પોતાના લગ્નની સંમતિ આપીને પોતાના મનને સમજાવવા લાગી કે "આ મ્હાર માટે સદ્‌ભાગ્યની વાત છે." મનમાં અનેક વિચારો કર્યા પછી તે સ્વગતપણે બોલી કે:-"હવે મ્હારૂં જૂનું બંધન તો તૂટી ગયું છે. મ્હારા જીવન-આકાશને વીંટી લઇને જે ઝંઝાવાયુમય મેઘ વ્યાપી ગયો હતો, તે મેઘ પણ હવે તો તદ્દન વિખેરાઇ ગયો છે. ને હવે હું સ્વાધીન છું. ભૂતકાળનાં અખંડસ્મરણોનાં આક્રમણથી હવે હું મુક્ત છું." આવા તર્કવિતર્કો કરી તે મહા વૈરાગ્યનો આનંદ અનુભવવા લાગી. શ્મશાનમાં ગએલો ડાઘુ શબને બાળી રહ્યા પછી શ્રમિત થઇ પાછો ફર્યો હોય ત્યારે તેને ક્ષણવાર આ અસાર સંસારના વિપુલ ભારને ત્યજી દીધાના વિચારો આવે છે, ને તે વખતે તેને જેવું પોતાનું મન હલકું થયેલું જણાય છે તેવો અનુભવ અત્યારે હેમનલિનીને થયો. પોતાના જીવનના એક અંશનો અત્યારે નિઃશેષ અંત જણાતાં તેને શાન્તિલાભ થયો.

પોતાને ઘેર પાછી આવ્યા પછી હેમનલિની વિચારવા લાગી: "જો મ્હારી માતા અત્યારે જીવતી હોત, તો હું આજે તેને મ્હારી આ આનંદની વાત કરી સંતોષ પમાડત, પણ પિતાને આ બધી વાત શી રીતે કહેવાય ?"

અશક્તિને લીધે આજે અન્નદાબાબુ વહેલા વહેલાજ સૂઇ ગયા

હતા. એટલે હેમનલિનીએ એક નોંધ-પોથી બહાર કાઢી અને પોતાના શયનગૃહમાં જઇ ટેબલ પાસે બેસી તેમાં લખવા માંડી:–"હું મૃત્યુજાળમાં ફસાઇ જઇ સમસ્ત સંસારથી અળગી થઈ ગઇ હતી. પરંતુ પ્રભુની કેવી દયા છે ? એ જાળમાંથી મ્હારો ઉદ્ધાર થશે; ને એક દહાડો હું નવીન-જીવનમાં પ્રવેશ કરીશ. એવો મ્હને સ્વપ્નમાં પણ ખ્યાલ નહોતો. આજે હું એ પ્રભુના ચરણોમાં હજારવાર પ્રણામ કરું છું. ને નવા કર્તવ્યક્ષેત્રમાં પ્રવેશ કરવા માટે તૈયાર થાઉં છું. હું કોઈ રીતે એ મહાભાગ્યને લાયક નથી. તેમ છતાં એ મહાભાગ્ય હું પામી છું. ઇશ્વર મ્હને એટલું હૃદય-બળ આપે કે એ સૌભાગ્યનું હું ચિરકાળ લગી રક્ષણ કરી શકું. હે પ્રભો ! જે મહાપુરુષના જીવનની સાથે તું મ્હારા આ ક્ષુદ્ર જીવનને મેળવવા ધારે છે તેને માટે હું સર્વાંશે લાયક બનું એ મ્હારી ત્હારા પ્રતિ પ્રાર્થના છે."

ત્યારપછી નોંધપોથી બંધ કરી હેમનલિની શરદઋતુની અંધકાર ભરેલી નક્ષત્રમંડિત રાત્રિમાં પાસેના બગીચામાં ધીમે પગલે ફરવા લાગી.

બીજે દહાડે અન્નદાબાબુ હેમનલિની સાથે નલિનાક્ષને ત્યાં જવાની તૈયારી કરતા હતા: એવામાં તેના દ્વાર પાસે એક ગાડી આવી ઉભી રહીને કોચબોક્ષ ઉપરથી નલિનાક્ષના એક નોકરે નીચે ઉતરી ખબર આપ્યા કે:–" માજી ક્ષેમંકરી પધાર્યાં છે. "

અન્નદાબાબુને ખબર પડતાં તે ઉતાવળા ઉતાવળા ચાલી સામે લેવા ગયા. ક્ષેમંકરી ગાડીમાંથી નીચે ઉતરી. અન્નદાબાબુ બોલ્યા:– " આજે મ્હારૂં મહાભાગ્ય છે કે આપનાં પવિત્ર ચરણારવિંદોના ચિન્હો અહીંયાં થયાં. "

ક્ષેમંકરી:–" આજે આપની પુત્રીને જોઇ હું આશીર્વાદ આપ-

વા આવી છું.” આ પ્રમાણે બોલતાં બોલતાં તેણે અન્નદાબાબુના મકાનમાં પ્રવેશ કર્યો. અન્નદાબાબુ તેને પોતાની બેઠકના ઓરડામાં લઇ ગયા. અને માનથી તેને એક સોફા ઉપર બેસાડી બોલ્યાઃ—“આપ બેસો, હું હેમને અહીંઆંજ બોલાવું છું.”

હેમનલિની બહાર જવા માટે વસ્ત્રાલંકારો ધારણ કરી તૈયાર થતી હતી, એવામાં ક્ષેમંકરી આવ્યાના સમાચાર મળતાં તરત તે ત્યાં ગઇ ને તેમને પ્રણામ કર્યાં. ક્ષેમંકરી બોલીઃ—“પુત્રી, તું સૌભાગ્યવતી થઇ દીર્ઘાયુ ભોગવ. જોઇએ બેટા ત્હારા હાથ.” એટલું બોલી તેણે હેમનલિનીએ તેના હાથમાં આપેલા કરોમાં સોનાની બે સુંદર બંગડીઓ પહેરાવી દીધી. એ બંગડીઓને મગરમુખના આકારનાં મોઢીઆં હતાં. હેમનલિનીના પાતળા હાથમાં એ બંગડીઓ મ્હોટી પડી. બંગડીઓ પહેર્યા પછી હેમનલિનીએ ભોંયે નમી ફરી ક્ષેમંકરીને પ્રણામ કર્યા. ક્ષેમંકરીએ પોતાના બંને હાથવડે તેનું મુખ પકડી લલાટ ઉપર ચુંબન કર્યું. આવા આશીર્વાદથી અને સ્નેહભાવથી હેમનલિનીનું હૃદય એક પ્રકારના ગંભીર માધુર્યથી પરિપૂર્ણ થયું.

ક્ષેમંકરીઃ- “વેવાઇ મહાશય! કાલે મ્હારે ઘેર તમને બંનેને જમવાનું નેતરૂં આપું છું.”

બીજે દહાડે પ્રાતઃકાલે હેમનલિની સાથે અન્નદાબાબુ નિયમ પ્રમાણે બહાર એગી ચાલવા લાગ્યા. અન્નદાબાબુનું રોગથી ફીકું પડી ગએલું મુખ એક રાત્રિમાંજ આનંદે નવીન તેજવાળું બની ગયું હતું. તેઓ વારંવાર હેમનલિનીનું શાન્ત અને ઉજ્વલ વદન વિલોકતા હતા. તેમને મનમાં વિચાર આવતો હતો કે આજે જાણે એમની પરલોકમાં ગએલી પત્નીનો મંગળમય મધુર આવિર્ભાવ પોતાની

પુત્રીની ચોગમ વીંટાઇ ગયો હોયની ! આજે એમના મુખની ઉજ્જવ-તાને દૂર વ્યાપેલો અશ્રુજળનો આભાસ વધારે સ્નિગ્ધ અને ગંભીર કરતો હતો.

અન્નદાબાબુ આજે મનમાં વિચાર કરે છે કે ક્ષમંકરોને ત્યાં જવાનો સમય થયો છે, એટલે વાર કરવી ઠીક નથી. હેમનલિની તેમને વારંવાર કહે છે કેઃ–" હજુ જવાને વાર છે. હમણાં સવા આઠ વાગ્યા છે." અન્નદાબાબુ કહે છે કેઃ–" પણ ન્હાતાં અને તૈયાર થતાં તો વખત લાગશે ના ? મોડા જવું તેના કરતાં કાંઇક વહેલા જઇએ તો સારૂં."

એટલામાં એક ટ્રંક અને બિસ્તરાના સામાનવાળી એક ગાડી તેમના ઘર આગળ આવીને ઉભી રહી.

હેમનલિની તે તરફ જોઇ એકદમ ચોંકીને બોલી ઉઠીઃ–"અહો, ભાઇ આવ્યા ? " આટલું બોલી તે આગળ ચાલી. યોગેન્દ્ર હસતે વદને ગાડીમાંથી નીચો ઉતર્યો. ને બોલ્યોઃ–" કેમ બહેન ! છો તો મજામાં ના ? "

હેમનલિનીઃ–" હા ભાઇ, ત્હમારી ગાડીમાં બીજું કોણ છે ?"

યોગેન્દ્રઃ–" મ્હારી ગાડીમાં બીજું કોણ છે ? સાંભળ બહેન, હું પિતાજીસારૂ ક્રિસ્ટમસની એક ભેટ લાવ્યો છું."

એટલામાં તો રમેશ ગાડીમાંથી નીચે ઉતર્યો. હેમનલિનીની તેના ઉપર એકવાર નજર પડતાં તરત તે પાછી વળી ગઇ. ને રમેશના સામું પણ જોયું નહિ.

યોગેન્દ્રે બૂમમારીઃ–" હેમ, હેમ, જા માં, ઉભા રહે, એક વાત કહું."

એ અવાજ હેમનલિનીને કાને પણ પહોંચ્યો નહિ. પોતાની

પાછળ કોઇ પ્રેતની મૂર્તિ ધસી આવતી હોય ને પોતે તેનાથી બચવાને દોડતી હોય તેમ ત્વરાથી હેમનલિનીએ ચાલવા માંડ્યું.

રમેશ એકવાર ક્ષણમાત્ર સ્થિર થઇ ઉભો રહ્યો. હવે એ મકાનમાં આગળ જવું કે નહિ ? એ વિષે તે પૂરો વિચાર કરી રહ્યો નહોતો; ત્યાં તો યોગેન્દ્ર બોલ્યોઃ–" રમેશ, આવો આવો, પિતાજી તો અહીં બહારજ બેઠેલા છે." આટલું કહી રમેશનો હાથ ઝાલી તેને તે અન્નદાબાબુ પાસે તાણી ગયો.

દૂરથી રમેશને જોતાંજ અન્નદાબાબુ બુદ્ધિ બની ગયા. તે પોતાને માથે હાથ ફેરવતા ફેરવતા મનમાં જ બોલ્યાઃ–" અરે, આ વિઘ્ન વળી કયાંથી આવ્યું ?"

રમેશે નમીને અન્નદાબાબુને પ્રણામ કર્યાં. અન્નદાબાબુએ તેને સામે બેસવાની સાન કરી. અને યોગેન્દ્રભણી જોઇને બોલ્યાઃ– " યોગેન્દ્ર ! તું બરાબર વખતે પહોંચ્યો. હું તને તાર કરવાનો વિચાર કરતો હતો. "

યોગેન્દ્રઃ—" શા માટે ? "

અન્નદાબાબુઃ–" કાલે નલિનાક્ષ સાથે હેમનાં લગ્ન કરવાનું નક્કી થઇ ગયું છે. તથા હેમનલિનીને નલિનાક્ષની મા આશીર્વાદ પણ આપી ગએલ છે. "

યોગેન્દ્રઃ—" આ શું બોલો છો ? વિવાહનું ચોક્કસ પણ થઇ ગયું, અને તે વિષે ત્હમે મ્હને એકવાર પૂછ્યું પણ નહિ ?"

અન્નદાબાબુઃ–" યોગેન્દ્ર ! તું કયારે શું બોલીશ ? એનું કાંઇ ઠેકાણું નથી. અમે જ્યારે નલિનાક્ષને ઓળખતાં પણ નહોતાં, ત્યારે તું વિવાહ કરવા મહેનત કરતો હતો. "

યોગેન્દ્ર:—"હશે, પણ તેમાં શું બગડી ગયું ? હજુ પણ સમય ગયો નથી. એ વિષે મ્હારે ઘણું કહેવાનું છે. પહેલાં ત્હમે એ સાંભળો; ને ત્યારપછી જે કર્ત્તવ્ય હોય તે કરો."

અનન્દાબાબુ:—"ત્હારી બધી વાતો એક દહાડો નવરાશે સાંભળીશ; આજે તો મ્હને વખત નથી. હમણાંજ મ્હારે બહાર જવાનું છે."

યોગેન્દ્ર:—"ક્યાં જવાનું છે ?"

અનન્દાબાબુ:—"નલિનાક્ષની માતાએ અત્યારે મ્હને અને હેમને જમવાનું નોતરૂં દીધું છે, એટલે યોગેન્દ્ર! ત્હારે જ અહીંઆં જ જમવાનો તજવીજ—"

યોગેન્દ્ર:—"નાના, મ્હારે માટે ચિંતા કરવાની જરૂર નથી. હું રમેશને સાથે લઇને અહીંની કોઇ હોટેલમાં જઇશ. સાંજે તો ત્હમે પાછા આવશો ના ? તે સમયે અમે પણ આવીશું."

અનન્દાબાબુ રમેશની સાથે કોઈ જાતનું વિવેકવાળું સંભાષણ કરી શકયા નહિ. એટલું જ નહિ પણ રમેશના મ્હોં સામું જોવું એ પણ તેમને માટે મુસ્કેલ થઇ પડયું. રમેશ પણ અત્યારલગી મૌન ધારીને જ રહ્યો હતો. ઉઠતી વખતે તે અનન્દાબાબુને નમન કરી ચાલ્યો ગયો.



## પરિચ્છેદ સત્તાવનમો.

"સેવા કરવામાંજ મ્હારે પરમસુખ માનવું."

ઘેર જઇ ક્ષેમંકરીએ હરિદાસીને કહ્યું:-"બેટા, મ્હેં કાલે હેમ-નલિનીને અને તેના પિતાને જમવાનું નોતરૂં દીધું છે. તો તું કહે કે હવે કેવા પ્રકારની ગોઠવણ કરી શું? વેવાઇને એવી સુંદર રસોઇ જમાડવી કે આ ઘરમાં એની પુત્રી ખાવાપીવામાં દુઃખી નહિ થાય એવી ખાત્રી થાય. મ્હને ખાત્રી છે કે તું રસોઇ કરવામાં એવી નિપુણ છે કે તારી સામગ્રીમાં તો ખપખશ નહિ જ આવે. મ્હારો નલિન આજલગી કોઇ દહાડો રસોઇ સારી નઠારી કહેતો જ નથી; પણ ત્હારી કાલની રસોઇનાં વખાણ તો તેના મ્હોમાં પણ માતાં નહોતાં. પરંતુ આજે ત્હારૂં મોં ઉદાસ કેમ છે? શું ત્હારા શરીરમાં મજા નથી?"

ઉદાસ વદન ઉપર કંઇક હાસ્યની છાયા લાવી કમળા બોલી:-"ના માજી, મ્હારૂં શરીર મજામાં છે."

ક્ષેમંકરી માથું હલાવી બોલી:-"મ્હને લાગે છે કે ત્હને અહીં ગમતું નથી, પણ એ વાસ્તે શરમાવાની જરૂર નથી. મ્હને તું પરાયું માણસ માનીશ માં. હું ત્હને મ્હારી પુત્રી પ્રમાણે માનું છું. અહીં જો ત્હને કાંઇ અસગવડ હોય અથવા ત્હને ત્હારાં કાકા કાકીને મળવાનું મન થયું હોય તો ત્હારે મ્હને કહેવું. તું ન બોલ તે કેમ ચાલે!"

કમળાઃ-"ના મા, તમારી સેવા સિવાય હું બીજું કાંઇ પણ ચહાતી નથી."

ક્ષેમંકરી એ વાત ઉપર લક્ષ ન આપતાં બોલી:–"જો તને અહીં ન ગમતું હોય તો તું થોડા દહાડા ત્હારા કાકાને ઘેર જઇ રહે, પછી જ્યારે મરજી થાય ત્યારે પાછી આવજે."

કમળા અસ્થિર બની ગઇ ને બોલી:–"મા. જ્યાંલગી હું તમારી પાસે છું, ત્યાંલગી સંસારમાં મ્હને બીજી કોઇ વસ્તુની ચિંતા નથી. હું જો તમારી સેવામાં કદિ ભૂલ કરૂં તો આપ મ્હને ગમે તે શિક્ષા કરજો. પરંતુ એક ઘડી પણ આપનાથી મ્હને જૂદી ન પાડશો."

ક્ષેમંકરીએ કમળાનો જમણો હાથ પોતાના જમણા કપોલ ઉપર મૂકતાં મૂકતાં કહ્યું:–"તેથી જ કહું છું કે તું પૂર્વ જન્મમાં મ્હારી જનેતા હતી; નહિતો એક બે દહાડાના સહવાસમાં આવી મમતા શા રીતે બંધાઈ શકે? ઠીક છે, બેટા, જા, હવે સુઇ જા. આખો દહાડો ત્હને બેસવાનો વખત મળતો નથી. હું જ્યારે જોઉં છું ત્યારે તું કાંઇ ને કાંઇ કામ કરતી જ હોય છે."

કમળા પોતાના શયનગૃહમાં ગઇ. એ ઓરડાનાં દ્વાર બંધ કર્યાં, દીવો હોલવી નાંખ્યો, અને પોતે ખાટલાપર ન સૂતાં જમીન ઉપર જ બેઠી. તેણે મનમાં મનમાં વિચાર કરી નિશ્ચય કર્યો કે "મ્હારાં મંદભાગ્યને લીધે હું જેના ઉપરથી મ્હારો હક ખોઇ બેઠી છું, તેને હું શી રીતે પ્રાપ્ત કરી શકવાની હતી? નહિ જ માટે મ્હારે તમામ આશાઓનો ત્યાગ કરી મનને દઢ કરવું. ને પ્રાણાર્પણ લગીનો પ્રયત્ન કરી મહા નસીબે પ્રાપ્ત થએલો સેવા કરવાનો આ સુયોગ સાચવી રાખવો. સેવા કરવામાંજ મ્હારે પરમસુખ માનવું. અનેક દુ:ખો પામ્યા પછી હુ જે આ મહાલાભ પામી છું; તે પણ મનને વિષાદવાળું કરવાથી હાથમાંથી જશે. તો હવેથી મનને વિષાદવશ કરી મુખને મ્લાન કદિ પણ ન કરવું."

તે એકાગ્રમને વારંવાર મનમાં સંકલ્પ કરવા લાગી કેઃ—" કાલથી કોઇ જાતના દુઃખને મ્હારા મનમાં સ્થાન આપીશ નહિ. આથી મ્હારું મુખ મલિન બનશેજ નહિ. જે સુખ આશાથી વેગળું છે, તેને માટે મ્હારા મનમાં કામના શા માટે હોવી જોઇએ ? હું તો ફક્ત સેવા કરીશ. જ્યાંલગી આ શરીરમાં જીવન છે ત્યાંલગી કેવળ સેવાજ કરીશ. હું બીજું કશું નહિ ચાહું. નહિ ચાહું, નહિ ચાહું."

ત્યારપછી કમળા સૂઇ ગઇ. ઘણીવાર આમતેમ પાંસાં ઘસ્યા પછી તેને નિદ્રા આવી. તોપણ રાતમાં બે ત્રણવાર ઉંઘ ઉડી ગઇ. ત્યારે તે એક મંત્ર-જાપ કરતી હતી કે "હું બીજું કશું નહિ ઇચ્છું, નહિ ઇચ્છું, નહિ ઇચ્છું." મ્હોટે મળસ્કે તે પથારીમાંથી ઉઠી બેઠી થઇ. ને ચિત્ત એકાગ્ર કરી હાથ જોડી બેસી બોલીઃ—"હું મરણ લગી સેવા કરીશ. બીજું કાંઇ નહિ ઇચ્છું, નહિ ઇચ્છું, નહિ ઇચ્છું."

આટલું બોલી તે એકદમ મ્હોં હાથ ધોઇ, રાત્રિનું વાસી કપડું બદલી નલિનાક્ષના ઉપાસનાગૃહમાં ગઇ. પોતાના વસ્ત્રવડે આખું ઉપાસનાગૃહ સાફ કર્યું. પછી યોગ્ય સ્થાને આસન ગોઠવ્યું ને ત્વરાથી ગંગાસ્નાન કરવા ગઇ. નલિનાક્ષના અતિ આગ્રહને લીધે હમણાં ક્ષેમંકરી સૂર્યોદય પહેલાં સ્નાન કરવા જતી નહોતી. એટલે ઉમેશનેજ આવી સખ્ત ટાઢમાં કમળાને પોતાની સાથે નદીએ લઇ જવા પડ્યો.

સ્નાન કરી પાછી આવ્યા પછી કમળાએ ક્ષેમંકરીને પ્રસન્ન મને પ્રણામ કર્યા. આ વખતે ક્ષેમંકરી સ્નાન કરવા જવાની તૈયારી કરતી હતી. કમળાને નાહીને આવેલી જોઇ તે બોલીઃ—"તું આટલી બધી વહેલી શું કરવા નહાવા ગઇ ? મ્હારી સાથેજ આવી હોત તો ?

ક્ષેમંકરીને ઉત્તર આપતાં કમળા બોલીઃ–" મા, આજે ઘણું કામ કરવાનું છે. કાલે સાંજે જે શાકભાજી મંગાવેલાં છે તે સુધારીને રાખેલાં છે, હમણાં તે રાંધવા માંડુ છું. વળી બજારમાંથી જે જે મંગાવવું છે, તેપણ ઉમેશને મોકલીને મંગાવું છું."

ક્ષેમંકરીઃ–" ત્હેં ઘણો સારો વિચાર કર્યો છે પુત્રી ! એથી વેવાઇ આવતાંજ ભોજન તૈયાર થયું હશે."

એટલામાં નલિનાક્ષ બહાર નીકળ્યો. એટલે કમળા પોતાના બીંના ચોટલા ઉપર એકદમ ઘુમટો તાણી ઘરમાં ચાલી ગઇ. નલિ· નાક્ષે પોતાની માતાને સ્નાન કરવા જતી જોઇને કહ્યુંઃ–" માજી, કાલે તમારી તબિયત કાંઇક ઠીક હતી, એટલે આજે અત્યારમાં સ્નાન કરવા ગંગા તો જાઓ છો ના ?"

ક્ષેમંકરીઃ—" હવે તું ત્હારું ડાક્તરપણું ઢાંકી રાખ. વહેલાં ગંગાસ્નાન ન કરનાર માણસો પણ અમર થતાં નથી. પણ મ્હને લાગે છે કે તું બહાર જવા તૈયાર થયો છે. તો વહેલો પાછો આવજે."

નલિનાક્ષઃ—" કાં ?"

ક્ષેમંકરીઃ–" હું ત્હને કાલે કહેવું ભુલી ગઇ છું. ને તે એ કે મ્હેં આજે અત્યારે અન્નદાબાબુને આપણે ત્યાં જમવાનું નોતરું દીધું છે; એટલે તે આજે ત્હને આશીર્વાદ દેવા આવવાના છે."

નલિનાક્ષઃ—" આશીર્વાદ દેવા આવવાના છે ! તેઓ મ્હારા ઉપર એકદમ એટલા બધા પ્રસન્ન કાં થઇ ગયા ? હું તો એમની સાથે રોજ મળું છું."

ક્ષેમંકરીઃ—" કાલે હું હેમનલિનીને એક જોડી સોનાની બંગડી આપી આશીર્વાદ આપી આવી છું. તો તેઓ તને આશી·

વીંદ આપવા ન આવે એ કેમ બને? માટે તું વહેલો વહેલો પાછો આવજે."

આટલું બોલી ક્ષેમંકરી સ્નાન કરવા ચાલી ગઇ. નલિનાક્ષ પણ માથું નીચું કરી કાંઇક વિચારતો વિચરતો ચાલ્યો ગયો.

## પરિચ્છેદ અઠ્ઠાવનમો.

### નિષ્કામ-સેવા.

રમેશને જોતાંજ ઉતાવળે પગલે હેમનલિની પાછી વળી પોતાના શયનગૃહમાં ચાલી ગઈ, તેનું દ્વાર બંધ કર્યું ને મૌન ધારણ કરી ખાટલાપર બેસી ગઇ. મનમાં આવેલો પહેલો આવેગનો ઉભરો શાન્ત થતાં લજ્જાએ તેને ઘેરી લીધી. તે વિચારવા લાગી કે "શા માટે હું રમેશબાબુની સાથે સહજભાવે મળી ન શકું? હૃદયના દ્વેષાદિ વિકારો ઉપજે જ નહિ. એવું જોવાને હું યત્ન કરૂં છું. તોપણશામાટે એવા અશુભ ભાવો વારંવાર મ્હારા હૃદયમાં આવી ભરાય છે? કાંઇ જ નહિ. મ્હારૂં હૃદય જ એવું નબળું છે. મ્હારામાં હૃદય બળ જ ક્યાં છે? હું રમેશબાબુની સાથે શામાટે શાન્ત ચિત્તે વાત ન કરી શકું?"

આવા વિચારો કરી તે જોરથી ઉભી થઇ, બારણું ઉઘાડયું. ને બહાર ચાલી. એણે મનમાં નિશ્ચય કર્યો કે "હવે હું પાછી નાસીશ નહિ. હું મ્હારી પ્રકૃતિ ઉપર વિજય જ મેળવીશ." આમ કરીને રમેશબાબુની મુલાકાત કરવા ચાલી. ક્ષેમંકરીએ આપેલી સોનાની બંગડીઓ પણ તેણે પ્હેરી લીધી. શસ્ત્રાસ્ત્ર સજી યોધ્ધો યુધ્ધમાં ચડે તેમ વસ્ત્રાભુષણરૂપી આયુધો સજી તે બગીચા ભણી ચાલી.

અનદાબાબુ આવી બોલ્યાઃ-" હેમ! તું ક્યાં જાય છે?"

હેમનલિનીઃ-" ભાઇ તથા રમેશબાબુ આવ્યા છે ને? હું તેમની પાસે જાઉં છું."

અનદાબાબુઃ—" હા, પણ એ તો ચાલ્યા ગયા."

હેમનલિનીઃ—" ચાલો, ભલે એમ થયું."

આ પ્રમાણે આત્મપરીક્ષામાંથી પોતાનો છૂટકારો થવાથી હેમનલિનીને મનમાં શાંતિ થઇ.

અનદાબાબુઃ—" તો હવે "

હેમનલિનીઃ—" બાપુજી, ચાલો હું તો તૈયાર જ છું. મ્હને ન્હાતાં વાર લાગવાની નથી. એટલામાં આપ ગાડી મંગાવો."

એ રીતે હેમનલિનીએ નિમંત્રણમાં જવા માટે પોતાના સ્વભાવ વિરુદ્ધ અત્યંત ઉત્સાહ પ્રકટ કર્યો. એ ઉત્સાહની અધિકતા અનદાબાબુ ભૂલી શકયા નહિ. એ ઉત્સાહ જોઇને તેમનુ મન વધારે ઉત્કંઠિત થયું.

હેમનલિની ત્વરાએ સ્નાન કરી, વસ્ત્રાલંકારો સજી આવી ઉભી. તે બોલીઃ-" પિતાજી ગાડી આવી કે?"

અન્નદાબાબુઃ—" ના, હજુ આવી નથી."

હવે હેમનલિની બગીચાની સડક ઉપર કાલક્ષેપ કરવા માટે ફરવા લાગી અને અન્નદાબાબુ બેઠા બેઠા પોતાના માથાના વાળ ઉપર હાથ ફેરવવા લાગ્યા.

અન્નદાબાબુ હેમનલિનીને લઇ જ્યારે નલિનાક્ષડાક્તરને ઘેર પહોંચ્યા, ત્યારે સમય સાડાદશથી વધારે થયો નહોતો. હજુલગી નલિનાક્ષ પોતાનું કામ પૂરૂં કરી પાછો આવ્યો નહોતો. આથી અન્નદાબાબુના સ્વાગતનો બોજો ક્ષેમંકરીનેજ ઉપાડવો પડયો.

તેમને માનપૂર્વક બેસાડી ક્ષેમંકરીએ અન્નદાબાબુના શરીરની અને સંસારની વાતોના પ્રશ્નો કાઢી વાર્તાલાપ ઉભો કર્યો. વચ્ચે વચ્ચે તે હેમનલિનીના મુખ ભણી કટાક્ષ નાંખી જોતી જતી હતી. પરંતુ હેમનલિનીના મુખ ઉપર ઉત્સાહનું કશું ચિન્હ જણાતું નહોતું. સમીપમાં આવેલા માંગલિક પ્રસંગને લીધે હેમનલિનીના વદન ઉપર–સૂર્યોદય પૂર્વે અરુણનાં કિરણોની છટાનો નભમાં પ્રકાશ થાયછે–તેવો પ્રકાશ થવો જોઇએ, પણ તેવું ક્ષેમંકરીને જણાયું નહિ. ઉલટું હેમનલિનીની અન્યમનસ્ક દૃષ્ટિમાંથી જાણે કોઇ ભાવનાનો અંધકાર ફેલાતો હોય એવું ક્ષેમંકરીને ભાન થયું.

થોડીવારમાં જ ક્ષેમંકરીના મનમાં આઘાત થયો. હેમનલિનીના મનનો આવો ઉદાસીનભાવ જોઇ તેનું મન ઉદાસીન થઇ ગયું. "નલિનાક્ષની સાથે પોતાનો વિવાહસંબંધ થવો, એ વાત ગમે તેવી કન્યાને પક્ષે મહા સદ્ભાગ્યનો વિષય છે; પરંતુ આ શિક્ષણને મદે મત્ત થએલી છોકરીને શું મ્હારો નલિનાક્ષ પોતાને લાયક નહિ લાગ્યો હોય ? જો એમ ન હોય તો તે આટલી બધી ચિંતાતુર શામાટે હોય ? એના મ્હોં ઉપર આટલી બધી ઉદાસી શામાટે હોય ? અહો, એની સાથે વિવાહની માગણી કરવામાં મ્હારી પોતાનીજ ભૂલ થયેલી છે. મ્હેં નાહક ઉતાવળ કરી અને ધીરજ રાખી નહિ. મ્હોટી ઉંમરની કન્યા સાથે નલિનાક્ષના વિવાહનું નક્કી કર્યું પણ ધ્યાનદઇ યોગ્ય કન્યા શોધવાની મહેનત કરી નહિ. હાય હાય! જેવા જાણવા જેવો સમય હાથમાં હતો તેનો મ્હેં ઉપયોગ કર્યો નહિ. હવે તો સંસારનાં બધાં કામો ઉતાવળે પૂરાં કરી જવાનો સમય આવી પહોંચ્યો છે."

અન્નદાબાબુની સાથે વાત કરતાં કરતાં ક્ષેમંકરીના મનની અંદર આવા આવા વિચારો ઉભરાવા લાગ્યા. એમની સાથે વાત-

ચિંત કરવી એ પણ હવે એને દુઃખદાયક જણાવા લાગ્યું. તેણે અન્નદાબાણુને કહ્યું:—" જુઓ, વિવાહ વિષે બહુ ઉતાવળ કરવાની જરૂર નથી. એ બંને જણાં ઉંમરે પહોંચેલાં છે. એટલે તેઓ બને પોતે વિચારીને જ કામ કરશે. આપણે તેમને દબાણ કરીએ તે સારૂં નહિ. હેમનલિનીના ગનનો ભાવ હું બરાબર જાણી શકી નથી. પરંતુ હું નલિનના મનનો ભાવ તો કહી શકું છું. ને તેથી કહું છું કે હજુ એનું મન વિવાહને માટે સ્થિર થએલું નથી."

ક્ષેમંકરી આ વાત ખાસ કરી હેમનલિનીને સંભળાવવા માટે જ બોલી હતી. " હેમનલિની આ લગ્ન માટે ચિંતાતુર હોય; અને મ્હારો દીકરો નલિન આ લગ્નથી પોતાને ધન્યભાગી માનતો હોય" એવો ખોટો વિચાર હેમનલિનીના મનમાં ઉપજ્યો હોય તો તે તોડ-વા માટેજ ક્ષેમંકરીનું આવું બોલવું થયું હતું.

આજે અહીંઆં આવતી વખતે તો હેમનલિનીએ કૃત્રિમ રીતે ખૂબ ઉત્સાહભાવ દેખાડયો હતો. પણ તેના બદલામાં તેને વિપરીત ફળ મળ્યું! એની ક્ષણિક ઉત્તેજના એક ગંભીર અવસાદના રૂપમાં પરિણામ પામી. હેમનલિનીએ જ્યારે ક્ષેમંકરીના ઘરમાં પ્રવેશ કર્યો હતો ત્યારે એકદમ એના મનમાં એક ગંભીર શંકાએ આક્રમણ કર્યું હતું. ને એ શંકા એવી હતી કે:—" હું જે નૂતન જીવનયાત્રાને પથે પગ મૂકવા તૈયાર થઇ છું, તે માર્ગ અત્યન્ત સમ્મક્ષ હોવા છતાં પણ દૂરના દુર્ગમ પર્વતના માર્ગ જેવો પ્રત્યક્ષ થાય છે. તો હવે મ્હારે શું કરવું?"

હેમનલિનીની તમામ રીતમાં શિષ્ટજનોને ઘટે એવી યોગ્યતા હોવા છતાં પણ તેના અંતરમાં પોતાના પ્રતિનો અવિશ્વાસ તેને

મનમાં ને મનમાં દંશ કરવા લાગ્યો હતો. ને તેને લીધે તેના મુખ ઉપર ઉદાસીની છાયા જણાતી હતી.

ક્ષેમંકરીએ વિવાહના કાર્યને કાંઇક પાછું ઠેલવાની વાત કરી, ત્યારે હેમનલિનીના મનમાં બે વિપરીત ભાવોનો ઉદય થયો. એક ભાવ એ ઉપજ્યો કે વિવાહબંધનમાં જો હું તરત સપડાઈ તો મ્હારા સંશયથી ઝુલતા મનને સ્થિર થવાનો સમય મળશે નહિ. બીજો ભાવ એ ઉપજ્યો કે જે થવાનું હોય તે તરત થઇ જાય તો હું મ્હારી મનોવ્યથામાંથી ઉગરૂં.

ક્ષેમંકરી વિવાહપ્રસ્તાવને અટકાવવાનાં ઉપરનાં વચનો બોલી તીવ્ર કટાક્ષથી હેમનલિનીના મુખ ભણી જોઈ રહી। તેને જણાયું કે હેમનલિનીના મુખ ઉપર એક પ્રકારની શાંતિનો ભાવ તરવા લાગ્યો છે. આ જોતાં તેનું મન એકદમ હેમનલિનીથી ફરી ગયું. તેના ઉપર તેને કાંઇક ઇર્ષ્યાભાવ ઉપજ્યો. તે મનમાં મનમાં કહેવા લાગી કે: “ મ્હારા નલિનને હું આવી ઉપાધિમાં ઉતારવા શામાટે તત્પર થઇ હતી ?”

આજે નલિનાક્ષને આવતાં વાર લાગી. તેથી ક્ષેમંકરી ખુશ થઈ. તે હેમનલિની ભણી જોઇને બોલી:-“ જોઇ મ્હારા નલિનની અક્કલ ! આજે ત્હમે જમવાને અહીં આવવાનાં છો, એ વાત તે જાણે છે, તોપણ તે હજુ લગી આવ્યો છે ? એને પરણવાની વાત ગમે છે જ ક્યાં ? આજે થેડું કામ કરી ઘેર ચાલ્યો આવ્યો હોત તો શું નુકશાન થઇ જવાનું હતું ? ”

આટલું બોલી તે ભોજન કરાવવાની શી વાર છે ? તે તપાસવા ત્યાંની ચાલી ગઇ. તેની એવી મરજી હતી કે હેમનલિનીને હરદાસીની સાથે વાતે વળગાડવી અને પોતે નિષ્કપટી વૃદ્ધ સાથે વાતો કરવી.

તેણે રસોડામાં જઇને જોયું તો તમામ રસોઇ તૈયાર હતી. ને તે ઠંડી ન થઇ જાય વાસ્તે અગ્નિના ધીમા તાપમાં ગરમ રાખવા માટે તેને ચૂલા ઉપર મૂકેલી હતી. અને હરિદાસી પોતે એક ખૂણા-માં બેઠેલી હતી. તથા કોઇ પ્રકારના વિચારમાં મગ્ન થયેલી હતી. ક્ષેમંકરીને રસોડામાં આવેલી જોતાં કમલા ચમકી ગઇ ને તેજ ક્ષણે લજ્જિત બની હસી ઉઠી ઉભી થઇ ગઇ.

ક્ષેમંકરી:—"બેટા, તું રાંધવાની કડાકૂટમાં બહુ હેરાન થઇ ગઇ હોઇશ."

કમલાઃ—"ના મા, એમાં હેરાન થવાનું શું છે? રસોઇ તો ક્યારની તૈયાર થઇ ગઇ છે."

ક્ષેમંકરી:-"તો તું અહીં ચૂપચાપ બની કાં બેઠી છે? અન્ન-દાબાબુ તો વૃદ્ધ માણસ છે. તેમની પાસે આવતાં શરમ શી? હેમનલિ-ની આવી છે તેને અહીં બોલાવી તું કાંઇક વાતો કર. હું ઘરડી ડોશી કહેવાઉં મ્હારી સાથે વાતો કરવામાં એને શો મઝા આવે?

ક્ષેમંકરીનો હેમનલિની ભણીથી પાછો ફેંકાએલો સ્નેહ અ-ત્યારે કમલા ભણી બમણે વેગે વહેવા લાગ્યો.

કમલાએ ધીમેથી કહ્યું:—"માજી, હું એની સાથે શી વાતો કરૂં? તે તો ઘણી ભણેલી ગણેલી છે. ને હું તો કાંઇ જા-ણતી નથી."

ક્ષેમંકરી:—"એ તું શી વાત કરે છે? તું કોઇના કરતાં ઉતરતી નથી. ભણેલી ગણેલી કોઇપણ સ્ત્રી પોતાને ગમે તેટલી હોંશિયાર ગણતી હોય, તોપણ તે ત્હારાથી વધારે માન પામી શકે તેમ નથી. ચોપડીઓ વાંચીને બધી સ્ત્રીઓ પંડિતાઓ થઇ શકે; પરંતુ ત્હારા જેવી ગૃહલક્ષ્મી બનવું એ શું સૌને માટે સહેલું છે

કે ? ચાલ બેટા, હું ત્હને આવા વેશમાં રહેવા નહિ દઉં. ત્હને શોભે એવાં વસ્ત્રાભૂષણે આજે હું ત્હને શણુગારીશ."

આજે બધી રીતે ક્ષેમંકરી હેમનલિનીનો ગર્વ તોડવા તૈયાર થઈ ગઇ. રૂપમાં પણ તે એને આ થોડું ભણેલી હરિદાસીની પાસે પરાજીત કરવા ઇચ્છવા લાગી. કમલાને હા ના કરવાનો સમય મળ્યો નહિ. ક્ષેમંકરી પોતાના નિપુણ હસ્તથી પોતાની ઇચ્છા પ્રમાણે કમલાને શણુગારવા લાગી. તેને પીરોજી રંગની રેશમી સાડી પહેરાવી. નૂતન ફેશનથી તેનો ચોટલો ગુંથ્યો. ને વારંવાર કમલાનું મુખ આ તરફથી આ તરફ અને આ તરફથી આ તરફ ફેરવી જોવા લાગી. વારંવાર મુખ જોવાથી તેનું મન કમલા ઉપર મુગ્ધ બની ગયું. એટલે તે તેનું કપોલ ચુંબતી બોલી:—"અહો, આવું રૂપ તો કોઇ રાજાને ત્યાંજ શોભે!"

કમલા વચ્ચે વચ્ચે કહેતી હતી:—"માજી, તેઓ ત્યાં એકલાં બેઠાં છે; ને આપણને અહીં બહુ વાર થાય છે."

ક્ષેમંકરી:—"ભલેને વાર થાય? હું આજે ત્હને શણુગાર્યા વિના જવા દેનાર નથી."

શણુગારી રહ્યા પછી તે કમલાને સાથે લઇને ચાલી. ને બોલી:—"ચાલ ચાલ બેટા, શરમાઇશ માં. ત્હને જોઇને કોલેજમાં ભણેલી વિદુષીઓ પણ શરમાઈ જશે, અને તું સૌની સામે માથું ઉંચું રાખીને ઉભી રહી શકશે."

આટલું કહી જે ઘરમાં અન્નદાબાબુ બેઠા હતા, તે ઘરમાં ક્ષેમંકરી કમલાને પરાણે તેડી ગઇ. તેણે જઇને જોયું તો નલિનાક્ષ આવી તેમની સાથે વાર્તાલાપ કરતો હતો. એને જોતાંજ કમલાએ એકદમ પાછા વળી જવાનો પ્રયત્ન કર્યો. પરંતુ ક્ષેમંકરીએ તેને

ઝાલી રાખી ને કહ્યું:–" બેટા, શરમાય છે શામાટે ? શરમ કોની રાખે છે ? એ તો બધાં આપણાંજ માણસો છે. "

કમલાના રૂપથી અને વસ્ત્રાલંકારોથી ક્ષેમંકરી પોતાના મનમાં ગર્વ અનુભવવા લાગી. તેને જોઇને સૌ આશ્ચર્યચકિત થાય, એવી ક્ષેમંકરીના મનમાં અભિલાષા હતી. પુત્ર પ્રતિનું અભિમાન ધરનારી માતા, પોતાના પુત્ર પ્રતિ હેમનલિનીની અવજ્ઞા છે એવી કલ્પના આવવાથી આજે ઉત્તેજીત થઇ હતી. આથી આજે નલિનાક્ષની પાસે પણ હેમનલિનીનો ગર્વ ખંડિત થયેલો જાણે, તો પોતે ઘણી પ્રસન્ન થશે એમ લાગતું હતું.

કમલાને જોઇને સૌ આશ્ચર્યચકિત થયાં. હેમનલિનીએ પહેલે દહાડે જ્યારે કમલાનો પરિચય કર્યો ત્યારે તેનો આવો મનોહર વેશ જોયો નહોતો. તે વખતે તે મ્લાનભાવે એક ખૂણામાં સંકોચાઇ બેઠી હતી; ને તે પણ ઝાઝીવાર નહિ. આથી તે દિવસે તેને હેમનલિનીએ પૂરેપૂરી જોઇ પણ નહોતી. આજે એની અપૂર્વ શોભા જોઇ હેમનલિની આશ્ચર્યભરી દૃષ્ટિથી થોડીવારલગી તેના સામું તાકી રહી. ત્યારપછી તે ઉભી થઇ અને કમલાનો હાથ ઝાલી તેણે તેને પોતાની પાસે બેસાડી.

ક્ષેમંકરી સમજી કે "મ્હેં મ્હારી ધારણામાં વિજય મેળવ્યો છે. ત્યાં બેઠેલાં સૌએ પોતાનાં મનમાં માની લીધું કે આવુ સુંદર રૂપ ઈશ્વરકૃપા હોય તોજ જોઇ શકાય છે. ત્યારપછી ક્ષેમંકરીએ કમલાને કહ્યું:–" જા બેટા, તું હેમનલિનીને ત્હારા ઓરડામાં લઇ જા. અને ત્યાં બેસી તમે બંને જણાં વાતો કરો. એટલામાં હું રસોડામાં જઇ જમવા બેસવાની વ્યવસ્થા કરૂં છું. "

કમલાના મનમાં અનેક પ્રકારના વિચારો ઉભરાવા લાગ્યા. તે વિચારવા લાગી કે " મ્હારે માટે હેમનલિની શો વિચાર બાંધશે ? આ હેમનલિનીજ એક દહાડો આ ઘરની માલિક બનીને અહીં આવશે. હવે એની કૃપાની હું શી રીતે ઉપેક્ષા કરી શકું ?" આ ઘરની માલિક થવાનું પદ જો કે કમલાનું પોતાનું હતું. તોપણ તે વિચાર તો તેણે મનમાં લાવવાને પણ ધાર્યું નહિ. એણે પોતાના અંતરમાં ઇર્ષ્યાને તો સ્થાન પણ આપ્યું નહિ. આ ઘરમાં મ્હારો લેશ પણ હક છે, એ વિચાર તેણે કર્યોજ નહિ. હેમનલિની શેઠાણી હોય ને પોતે તેની હલકી દાસી હોય તેમ તે હેમનલિનીની પાછળ પાછળ ચાલી. આ વખતે તેના ચરણો ધ્રૂજતા હતા.

હેમનલિનીએ ધીરે ધીરે કમલાને કહ્યું:—" તમારી બધી વાત મ્હેં માજી પાસેથી સાંભળી છે. મ્હને એથી ઘણું કષ્ટ થયું છે. તમે મ્હને તમારી બેન જેવી ગણી લેજો. મ્હારે એકે સગી કે છેટેની બેન નથી. તમારે એકે બેન છે કે ? "

કમલા હેમનલિનીનાં આ સ્નેહપૂર્ણ વચનો સાંભળી કાંઇક સ્વસ્થ બનીને બોલી:—" મ્હારે પણ એકે સગી બેન નથી. એક કાકાની દીકરી બેન છે. "

હેમનલિની:—"મ્હારે એકે બેન નથી, એટલુંજ નહિ; પણ હું જ્યારે નાની હતી ત્યારે મ્હારી મા મરી ગએલી છે. આ સિવાય મ્હારે કેટલીએ વાર સુખ દુ:ખના પ્રસંગો આવે છે. તોપણ શું કરૂં ! નાનપણથીજ એ બધું મનમાં ને મનમાં રાખી સહન કરવાની મને ટેવ પડેલી છે, ને તેથી મને એવી આદત પડી ગઇ છે કે મારાં દુ:ખો મન ખોલીને હું કોઇને કહી પણ શકતી નથી. આ કારણથી કોઇ અજાણ્યાં માણસને એમ લાગે કે હું ઘણી અભિ-

માની હોઇશ અથવા મ્હોટમની હોઇશ. પણ ત્હમે એવો વિચાર કદિ પણ મનમાં લાવશો માં, એ મ્હારી વિનતિ છે."

આ વચનો સાંભળતાં કમલાના મનની તમામ ચિંતા દૂર થઇ ગઇ. તે બોલી: "બ્હેન, મ્હારો સ્વભાવ તમને ગમશે? ત્હમે મ્હને તો ઓળખતાં પણ નથી. હું તો મહા મૂર્ખ છું."

હેમનલિની હસીને બોલી:–"મ્હને પણ ત્હમે સારી રીતે ઓળખશો; ત્યારે જાણુશો કે હું પણ મૂર્ખની શિરોમણિ છું. મ્હેં માત્ર કેટલીક ચોપડીઓ વાંચીને મોઢે કરેલી છે, હું બીજું કશું જાણુતી નથી. તેથીજ હું તમને કહું છું કે જો કદિ મ્હારે આ ઘરમાં આવવાનું થાય તો ત્હમે મ્હને કદિ પણ છોડી દેશો માં. આ ઘરનો બધો ભાર મ્હારે એકલાને માથે પડશે; એ વિચારતાં પણ મ્હને બીક લાગે છે."

કમલા બાળકના જેવા સરળ મનથી બોલી:—"એ બધો ભાર ત્હમે મ્હારે માથે નાંખજો. હું ન્હાનપણુથીજ કામ કરતી આવી છું. એ કારણુથી કોઇ કામથી તો હું બ્હીતીજ નથી. આપણે બંને બેનો મળીને સંસાર ચલાવીશું. ત્હમે એમને આનંદમાં રાખજો. અને હું તમારી બંનેની સેવા કરીશ."

હેમનલિની:—"સારૂં બેન, પણ ત્હમે તો તમારા સ્વામીને સારી રીતે જોયા પણ નથી. તો પછી ત્હમે તેમનું સ્મરણ શી રીતે કરો છો?"

કમલા આ વાતનો સ્પષ્ટ ઉત્તર ન આપતાં બોલી:–"સ્વામીનું સ્મરણ કરવું પડે છે, એ વાત હું જાણુતી નહોતી. જ્યારે હું મ્હારા કાકાને ઘેર આવી; ત્યારે મ્હારા કાકાની દીકરી બેન શૈલજાની સાથે મ્હારે પરિચય થયો. તે પોતાના સ્વામીની જે રીતે સેવા કરતી તે

રીત મ્હેં મ્હારી નજરે જોઇને એથી મ્હને પતિસેવા વિષે પહેલું ચેતન આવ્યું. મ્હેં મ્હારા સ્વામીને કદિ પણ જોયા નહોતા. એ વાત ખરી; તોપણ તેમના પ્રતિ મ્હારા મનમાં અપાર ભકિતભાવ શી રીતે પેદા થયો ? તે વાત હું સમજી શકતી નથી. ભગવાને મ્હારા એ ભકિતભાવનું ફળ આપ્યું. અને તેથી હવે મ્હારા સ્વામીની મધુર મૂર્ત્તિ મ્હારા મનમાં સ્પષ્ટ દશ્યમાન થઇ. મ્હારા હૃદય-મંદિરમાં એ મધુરમૂર્તિ રાત દહાડો વિરાજી રહી છે. ને હું જરા સ્મરણ કરૂં છું કે તે મૂર્ત્તિ આવી આંખ આગળ ખડી થાય છે. જો કે તેમણે મ્હારો ત્યાગ કર્યો છે, ને હજુલગી ગ્રહણ કરી નથી. તોપણ હું તેમને મેળવી શકી છું. ને તેમને છોડવાની નથી. જ્યાં-લગી જીવીશ ત્યાંલગી તેમની માનસિક સેવા કરી મ્હારા જીવનને સફળ કરીશ. ”

કમલાની આ ભક્તિભાવભરી વાત સાંભળી હેમનલિનીનું અંતઃકરણ આર્દ્ર બની ગયું. તે થોડીવાર મૌન ધરી બેઠી રહી. ને બોલીઃ—“ બેન, ત્હમારી વાત હું સારી રીતે સમજી શકી છું. ત્હમે જે મેળવ્યું છે તેજ ખરેખરૂં મેળવ્યું માનું છું. બીજાં જે પતિભક્તિ કરે છે, તેમાં તેમનો સ્વાર્થ સમાએલો છે, પરંતુ તમારી પતિભક્તિ એ તો ખરેખરી નિઃસ્વાર્થ પતિભકિત છે. ને સ્વાર્થ ભરેલી ભકિતનું ફળ તો વહેલુંજ નષ્ટ થઇ જાય છે. ”

કમલા આ વાત પૂરેપૂરી સમજી કે નહિ ? તે કહી શકાતું નથી. તે તો હેમનલિનીના ભણી તાકીજ રહી. થોડીવારે તે બોલીઃ—“ બેન, ત્હમે જે કહો છો તે સત્ય છે. હું મ્હારા મનમાં કદિ કોઇ જાતનાં દુઃખને સ્થાન આપતી નથી. ને સદા આનંદમાં જ રહું છું. હું તો જે મેળવી શકી છું તેનેજ પરમલાભ માનું છું.”

હેમનલિની કમલાનો હાથ પોતાના હાથમાં લઈને બોલી:—"જ્યારે ત્યાગ અને લાભ એ બંને સરખાં સમજાય છે ત્યારે જ અંતઃકરણની ખરેખરી યોગ્યતા થયેલી છે એમ મ્હારા ગુરુદેવ કહે છે. બેન, હું તમને ખરેખરૂં કહું છું કે હું જ્યારે તમારી પેઠે હાનિ અને લાભને સરખાં ગણતાં શીખીશ, ત્યારે જ મ્હને પોતાને ધન્યભાગ્યવાળી માનીશ."

કમલા કંઈક વિસ્મિત થઇને બોલી:—" કેમ બેન, ત્હમે તો બધું પામ્યાં છો. ત્હમારે તો હવે બીજું શું મેળવવાનું છે ? ત્હમારા જેવું બીજું ભાગ્યશાળી કોણ છે ?"

હેમનલિની:—" જેની જેટલી યોગ્યતા છે તેટલું તેને મળે તો તે સુખી થાય છે. પરંતુ યોગ્યતા કરતાં જેટલું વધારે મળે છે, તેટલું દુઃખરૂપ ને બોજારૂપ થાય છે. મ્હારા મોઢાની આવી વાતોથી ત્હમને પોતાને આશ્ચર્ય લાગશે. મ્હને પોતાને પણ આશ્ચર્ય લાગે છે, પરંતુ આવી વાતો મ્હને પ્રભુ સૂચવે છે. ત્હમે જાણતાં નહિ હો તોપણ કહું છું કે આજે મ્હારું મન અનેક પ્રકારને ભારે દબાઈ ગયું હતું. પણ તમારી મુલાકાતથી મ્હારું હૃદય હલકું થઇ ગયું છે. હું નવું હૃદયબળ પામી છું. ને તેને લીધેજ હું આ બધું બકું છું. હું કોઇ સાથે કદિ પણ આવી ખૂલ્લે મને વાતો કરી શકતી નથી. પરંતુ ત્હમે કોણ જાણે શી રીતે આવી બધી વાતો મ્હારા હૃદયમાંથી તાણી લ્યો છો, તે હું સમજી શકતી નથી."



# પરિચ્છેદ ઓગણુસાઠમો.

## ઉભયભ્રષ્ટતા.

ક્ષેમંકરીને ઘેરથી હેમનલિની જ્યારે પાછી આવી ત્યારે તેણે પોતાની બેઠકના ટેબલ ઉપર એક મ્હોટું બીડેલું કવર જોયું. કવરની ઉપરના હસ્તાક્ષર જોઇને તે સમજી ગઇ કે એ પત્ર રમેશનો છે. કંપતે હૃદયે તેણે તે પત્ર હાથમાં લીધો. ને શયનગૃહનાં બારણાં બંધ કરી કવર ફોડી પત્ર વાંચવા માંડયો.

પત્રમાં રમેશે કમલા સંબંધી તમામ હકીકત વિસ્તારથી લખી હતી. ને છેલે લખ્યું હતું કેઃ—“ ત્હમારી સાથે મ્હારું જે બંધન ઇશ્વરે દૃઢ કરેલું હતું, તે સંસારે તોડી નાખ્યું છે. ત્હમે જ્યારે અન્યને ચિત્ત સમર્પણ કર્યું છે ત્યારે તે માટે હું તમને દોષ આપતો નથી. પરંતુ તે માટે હવે ત્હમે પણ મ્હને દોષ ન આપશો. જો કે મ્હેં એક દહાડો પણ કમલા તરફ સ્ત્રીના જેવો વ્યવહાર કરેલો નથી; તો પણ એ વાતનો તો હું અસ્વીકાર નહિ જ કરૂં કે મ્હારૂં મન તેણે ક્રમે ક્રમે આકર્ષ્યું હતું. આજે મ્હારું હૃદય કેવી અવસ્થામાં છે? તે હું પોતે પણ જાણી શકતો નથી. પણ કહી શકું છું કે ત્હમે મ્હારો ત્યાગ કર્યો ન હોત તો ત્હમારામાં હું આશ્રય મેળવી શકત. ને એવી અભિલાષાએજ હું મ્હારૂં વિક્ષેપવાળું મન લઇ ત્હમારી પાસે દોડી આવ્યો હતો. પરંતુ મ્હેં આજે સ્પષ્ટ જોયું કે ત્હમે મ્હારા પ્રતિ તિરસ્કાર દર્શાવી મ્હારાથી વિમુખ થયેલાં છો. વળી મ્હેં એમ પણ સાંભળ્યું કે બીજાની સાથે વિવાહ કરવાની ત્હમે સમ્મતિ પણ આપેલી છે; ત્યારે મ્હારૂં મન દોલાયમાન થઇ ગયું. હું કમલાને

હવે કદિ પણ ભૂલી શકીશ નહિ. હશે, હું ભૂલું કે ન ભૂલું: ત્હેમાં મ્હારા સિવાય સંસારને કશી લાભ–હાનિ નથી. સંસારમાં જે બન્ને રમણીઓને હું મ્હારા હૃદયમાં ધારણ કરી શકયો હતો; તેને ભૂલી જવાની શક્તિ મ્હારામાં નથી. આથી તે બંનેનું જીવનપર્યંત સ્મરણ કરવું એજ મ્હારે પરમલાભ છે. આજે સવારે ત્હમે જ્યારે તમારૂં સ્વરૂપ દેખાડી વીજળી પેઠે અચાનક અદૃશ્ય થયાં, ત્યારે મ્હારા હૃદય ઉપર આઘાત થયો. ને મ્હને લાગ્યું કે 'હું ભાગ્યહીન છું.' પરંતુ હું હવે એ વાત સ્વીકારીશ નહિ. હું સરલ ચિત્તે આનંદથી ત્હમારી પાસેથી વિદાય માગું છું. હું હંમેશને માટે ત્હમારી પાસેથી પ્રસ્થાન કરીશ. પ્રભુ મ્હને એવી શક્તિ આપે કે તમારી પાસેથી વિદાય થતાં મ્હારા હૃદયમાં લેશ પણ દીનતાનો અનુભવ ન થાય. ત્હમે સુખી થાઓ. ત્હમારૂં કલ્યાણ થાઓ. મ્હારા ઉપર હવે ત્હમે તિરસ્કારની દૃષ્ટિથી ન જોશો. કેમકે મ્હારા ઉપર તિરસ્કાર કરવાનું ત્હમારે કશું કારણ નથી."

અન્નદાબાબુ ખુરશી ઉપર બેઠા બેઠા એક પુસ્તક વાંચતા હતા. એકદમ હેમનલિનીને આવેલી જોઇ તેઓ ચમકી ગયા. ને બોલ્યા:—"કેમ હેમ, ત્હારૂં મ્હોં ઉદાસ કેમ છે? ત્હારે શરીરે તો સારૂં છે ના?"

હેમનલિની:—"હા, શરીરે તો સારૂં છે, પણ રમેશબાબુનો એક કાગળ મળ્યો છે. તે લ્યો અને વાંચીને મ્હને પાછો આપજો."

આટલું કહી પત્ર આપી હેમનલિની ચાલી ગઇ. અન્નદાબાબુ નાક ઉપર ચશ્માં ચડાવી તે પત્ર વાંચવા લાગ્યા. એક બે વાર પહેલેથી છેલ્લેલગી વાંચી ગયા. ત્યારપછી હેમનલિનીને પાછો પત્ર મોકલવાનો વિચાર કરતા કરતા તે મનમાં મનમાં બોલવા

લાગ્યાઃ—" આ વાત પણ એક પ્રકારે ઠીક થઈ. યોગ્યતાને વિચાર કરીએ તો રમેશના કરતાં નલિનાક્ષ ઘણો ચઢિયાતો છે. આથી રમેશ પોતાની મેળે જ ઉમેદવારીના ક્ષેત્રમાંથી ચાલ્યો ગયો તે સારૂં થયું. "

તેઓ આવો વિચાર કરતા હતા, તે જ વખતે નલિનાક્ષ ત્યાં આવી પહોંચ્યો. આ જોઇ અન્નદાબાબુને ઘણી નવાઇ લાગી. કેમકે આજે સવારેજ નલિનાક્ષની સાથે તેમનો ઘણીવાર મેળાપ થયો હતો. છતાં હમણાં એના મનમાં નવો શો વિચાર આવેલો હશે ? એ વિચારમાં એ વૃદ્ધ મુગ્ધ બન્યા. પણ તરતજ તેમના મનમાં એક વિચાર આવ્યો ને તેથી તેઓ મનમાં હસ્યા. એ વિચાર એ હતો કે " નલિનાક્ષ હેમનલિની ઉપર લુબ્ધ થયેલ હશે, ને તેથી હેમનલિની-ને જોવા માટે આવેલ હશે. "

હેમનલિની સાથે નલિનાક્ષની મુલાકાત કરાવી તેઓ કોઇ બહા-ને ત્યાંથી ચાલ્યા જવા ઇચ્છતા હતા, એટલામાં નલિનાક્ષે કહ્યુંઃ— " અન્નદાબાબુ, મ્હારી સાથે આપની પુત્રીના વિવાહની વાતચિત ચાલે છે. હવે એ વાતચિત આગળ વધે, તે પહેલાં મ્હારે આપને જે કાંઇ કહેવાનું છે તે કહેવાને હું આવેલો છું."

અન્નદાબાબુઃ—" એ ખરી વાત છે; કહેવાનું હોય તે તો કહેવું જ જોઇએ. "

નલિનાક્ષઃ—" આપ જાણતા નહિ હો કે મ્હારાં પહેલાં લગ્ન થયેલાં છે. "

અન્નદાબાબુઃ—" હા, એ વાત હું જાણું છું. પરંતુ—"

નલિનાક્ષઃ—" આપ એ વાત જાણો છો, એથી મ્હને આશ્ચર્ય થાય છે. પરંતુ એનું મૃત્યુ થએલું છે એવું આપે કદાચ અનુમાન

કર્યું હશે. પણ આપણે ખાત્રીપૂર્વક કહી ન જ શકાય કે તે મરી ગએલી હશે. કદાપિ તે જીવતી હોય એવો મને વિશ્વાસ બંધાયો છે."

અન્નદાબાબુઃ–"પ્રભુ કરે ને તે જીવતી હોય તો ઘણું સારૂં. હેમ, એ હેમ!".

હેમનલિની આવી ને બોલીઃ–"કેમ પિતાજી!"

અન્નદાબાબુઃ–"રમેશે પત્ર લખેલો છે તેનો પેલો જે ભાગ એમને ઉપયોગી છે તે તેમને બતાવ તો."

હેમનલિનીએ એ પત્રનો બધો ભાગ નલિનાક્ષના હાથમાં આપતાં કહ્યુંઃ—"આ ભાગ આપને જોવા જેવો છે."

પત્ર વાંચી નલિનાક્ષ કેટલીકવાર સ્તબ્ધ બની બેસી જ રહ્યો. અન્નદાબાબુ બોલ્યાઃ–"આવો શોકજનક બનાવ સંસારમાં સ્થળે સ્થળે બનતો નથી. આપને પત્ર વાંચવા આપી મ્હેં આપનું મન દુઃખી કર્યું, પરંતુ આ વાત ગુપ્ત રાખવી એ પણ મ્હને અયોગ્ય લાગ્યું."

નલિનાક્ષ થોડીવાર ચૂપજ રહ્યો. ને પછી અન્નદાબાબુને નમસ્કાર કરી ચાલ્યો ગયો. જતી વખતે તેણે ઉત્તર તરફના છજામાં નજીકમાં હેમનલિનીને દીઠી.

હેમનલિનીને જોઇ નલિનાક્ષના મનમાં આઘાત થયો. "એ છજા પાસે ઉભી ઉભી પોતાને માટે શા વિચારો કરતી હશે? એનું મન શાન્ત હશે કે અશાન્ત? એ જાણવાનો ઉપાય શો? એ જાણવાનું મ્હારે પ્રયોજન ખરૂં કે નહિ? જો પ્રશ્ન પૂછવામાં ન આવે તો એ વાત જણાય પણ શી રીતે?" આવા વિચારો નલિનાક્ષનું પીડિત હૃદય કરવા લાગ્યું. "એને મ્હારે કાંઈ સાન્ત્વના આપી

જવી કે નહિ ? " એ વિચાર પણ નલિનાક્ષને આવ્યો. પણ માણસ માણસમાં કેટલું દુર્ભેદ્ય અંતર રહેલું છે ! મન એ કેવી ભયંકર વસ્તુ છે તે કોણ કળી શકે ?

છજાના જે ભાગમાં હેમનલિની ઉભી હતી તેની સમીપ નલિનાક્ષ જવા લાગ્યો ને ત્યાંથી ગાડીમાં બેસવાનો વિચાર કર્યો. એમ કરવાનું કારણ એ હતું કે જો હેમનલિની એને કાંઈક પુછે તો વાતચિત કરી શકાય. પણ તે જ્યારે છજા પાસે પહોંચ્યો ત્યારે હેમનલિની અંદર ઓરડામાં ચાલી ગઇ હતી. હૃદયની સાથે હૃદયનો મેળાપ થવો કાંઇ સહજ વાત નથી. મનુષ્યની સાથે મનુષ્યનો સંબંધ બંધાવો એ સહેલી વાત નથી. આ વાતનો વિચાર કરતો કરતો નલિનાક્ષ ભારે લાદેલ હોય એવે ચિત્તે ગાડીમાં બેઠો.

નલિનાક્ષ ગયા પછી યોગેન્દ્ર આવ્યો. અન્નદાબાબુએ તેને પૂછ્યું:—"કેમ યોગેન્દ્ર, તું એકલોજ કેમ આવ્યો ? "

યોગેન્દ્ર:—" આપ બીજી કઇ વ્યક્તિ આવવાની આશા રાખી બેઠા છો ? "

અન્નદાબાબુ:—" હાં, ત્હારી સાથે રમેશ હતો ને ?"

યોગેન્દ્ર:—" તેને હવે તમે જોઇ શકશો નહિ. તેનો પહેલે દહાડે જે સત્કાર થયો છે તે શું એને માટે પૂરતો નથી કે ? જો કાશી પાસેની ગંગાજીમાં ડુબી એણે શિવપદ પ્રાપ્ત કરી લીધું નહિ હોય, તો એની બીજી શી ગતિ થશે ! તે હું જાણી શકતો નથી. કાલથી માંડી અત્યારલગીમાં મ્હેં એને ફરીવાર જોયો નથી. ટેબલના ખાનામાં પડેલા એક કાગળના ટૂકડામાં તેણે લખ્યું હતું કે "ગયો ત્હમારો રમેશ." આવી રીતનું કવિત્વ વાપરવાનો મ્હને અભ્યાસ નથી. પરંતુ મ્હારે પણ હવે અહીંથી પલાયન કરવુંજ ઠીક

છે. હું ભલો ને મ્હારૂં હેડમાસ્તરપણું ભલું. એટલે ન મળે કાંઈ વ્યાધિ કે ન મળે કાંઈ ઉપાધિ."

અન્નદાબાબુઃ—"પણ હેમને માટે એક વાત નક્કી કરીને જાય તો?"

યોગેન્દ્રઃ—"શામાટે? હું નક્કી કરીશ, અને ત્હમે અનિશ્ચિત કરશો. આવી બાલચેષ્ટા મ્હને ગમતી નથી. માટે હવે હું એ પંચાતમાં પડવાનો નથી. હું જેને સારૂં માનવાનો નથી તેને પસંદ પણ કરવાનો નથી. માટે કાલ સવારની ગાડીમાંજ હું તો વિદાય થઇશ. મ્હારે માર્ગમાં બાંકીપુરમાં પણ કેટલુંક કામ છે."

અન્નદાબાબુ મૌન ધારી પોતાના માથા ઉપર હાથ ફેરવવા લાગ્યા—આ સંસારના કોયડા ઉકેલવા તેમને મુશ્કેલીભર્યા લાગવા માંડયા.

---

## પરિચ્છેદ સાઠમો.

"ઉઠો, મ્હારી પાસે શરમાવાનું ત્હમારે કાંઈ કારણ નથી."

---

શૈલજા અને તેના પિતા નલિનાક્ષને મકાને આવ્યાં. શૈલજા કમલાને લઈ મકાનના એક ખૂણામાં બેસાડી કાંઇક ધુસ ધુસ વાતો કરવા લાગી. ને ચક્રવર્તી ક્ષેમંકરીની સાથે વાતોએ વળગ્યો.

ચક્રવર્તીઃ—"હવે મ્હારી રજા તો પૂરી થઇ રહી છે. એટલે કાલે હું ગાઝીપુર જવાનો છું. જો હરિદાસીએ આપને કોઇ રીતે નાખુશ કર્યાં હોય અથવા આપને એ—"

ક્ષેમંકરીઃ—" અરે! એવું શું બોલો છો ચક્રવર્તી મહાશય! આપના મનનો ભાવ શો છે? તે સમજાતું નથી. શું આપ કાંઇ બહાનાં બતાવી આપની પુત્રીને લઇ જવા તો ચહાતા નથી ના?"

ચક્રવર્તીઃ—" અમને શું એવા માણસ માનો છો? આપેલી વસ્તુ પાછી લઇએ એવા અમે માણસ છીએ? હા, જો આપને કાંઇ અગવડ હોય તો......"

ક્ષેમંકરીઃ—" ચક્રવર્તી મહાશય! આપ મનમાં તો ચોક્કસ સમજતા હશો કે હરિદાસી જેવી લક્ષ્મીને પાસે રાખવાથી સુખની હદ રહે તેવુ નથી. તોપણ—"

ચક્રવર્તીઃ—ના ના, હવે બીજું કંઇ બોલશો નહિ. હવે હું બંધાઇ ગયો છું. મ્હેં એવો પ્રશ્ન પૂછ્યો એ તો એક માત્ર યુક્તિ હતી, આપને મુખે હરિદાસીના ગુણો સાંભળવાની અભિલાષા હોવાથીજ એ વાત કાઢી હતી. પણ એક વિચાર એ આવે છે કે નલિનાક્ષબાબુના મનમાં વખતે એમ થાય કે વળી આ લફરૂં કયાંથી માથે પડયું? મ્હારી ભત્રીજી જો નલિનાક્ષબાબુની જરાપણ નારાજી જોશે તો તેને એ દુઃખ બહુ અસહ્ય થઇ પડશે, એવો એનો કોમળ સ્વભાવ છે."

ક્ષેમંકરીઃ—" અરે હરિ હરિ કરો. શું નલિનાક્ષ નારાજ થાય? એના જેવી ક્ષમા તો મ્હેં કયાંઇ જોઇજ નથી. ક્રોધ શું કહેવાય? તેનું એને ભાનજ નથી."

ચક્રવર્તીઃ—" એ બધું ખરૂં, પણ જુઓ, હું હરિદાસીને મ્હારા જીવથી પણ વધારે ચાહું છું. તેથી એટલી અલ્પ વાતથી મને સંતોષ થવાનો નથી. નલિનાક્ષબાબુ કદાપિ એના ઉપર વિરક્ત તો

નહિ થાય; પણ જો ઉદાસીનની પેઠે રહેશે તોપણ મ્હને પસંદ પડશે નહિ. તમારે ત્યાં જ્યારે હું હરિદાસીને મૂકતો જાઉં છું, ત્યારે તેમણે તેને પોતાના માણસના જેવી જ માની માયા રાખવી. એમ નહિ થાય તો મ્હારી પુત્રીને બહુ ઓછું લાગશે. મ્હારી પુત્રી એ કાંઈ ઘરની ભીંત કે કોટડું તો નથી ના ? એ પણ એક માણસ છે. એના પ્રતિ જો તેઓ વિરક્ત પણ નહિ થાય ને સ્નેહ પણ નહિ રાખે; આવ્યા તો કહે ભલે આવ્યા-" ગોઠ આવ્યા તો કહે નાંખો વખારે " એવો સંબંધ રાખશે તોપણ એ વાત મ્હને નહિ ગમે."

ક્ષેમંકરી:—" ચક્રવર્તી મહાશય ! ત્હમે એ વિષે જરાએ ચિંતા કરો માં. કોઇ માણસને પોતાનું માણસ માનીને સ્નેહ કરવો એ વાત મ્હારા નલિનાક્ષના સંબંધમાં ત્હમે ભાગ્યેજ જોઇ શકશો. એનું હૃદય ત્હમે બહારથી તો સમજી શકશો જ નહિ. પરંતુ આ હરિદાસી મ્હારે ત્યાં રહે છે તે શી રીતે સુખમાં રહી શકે ? શી રીતે એનું કલ્યાણ થાય ? એ ચિંતા નલિનાક્ષના અંતઃકરણમાં સતત રહેવાની. ને તેનો કાંઇ ને કાંઈ કલ્યાણનો રસ્તો તે અવશ્ય વિચારવાનો. ને તેમ છતાં એ વાત આપણે જાણી શકવાનાં નહિ. એ ખાત્રીથી માનજો."

ચક્રવર્તી:—" ત્હમારી આ વાત સાંભળી હું નિશ્ચિન્ત થયો. તોપણ જતાં પહેલાં હું નલિનાક્ષબાબુને આ બાબતમાં એકવાર કાંઈક કહેવા ધારૂં છું. ' એક સ્ત્રીનો સંપૂર્ણ ભાર પોતાને માથે લઇ શકે એવો પુરૂષ જગત્‌માં કોઇકજ મળી આવે છે. ને જ્યારે પ્રભુએ નલિનાક્ષબાબુને એ માટે યથાર્થ પુરુષાર્થ આપેલ છે, ત્યારે તે હરિદાસીથી મિથ્યા સંકોચ રાખી તેને વેગળી ન રાખે અને યથાર્થ આત્મીય માની તેનું સહજભાવે ગ્રહણ અને રક્ષણ કરે.' મ્હારી આટલી પ્રાર્થના હું તેમને જણાવવા ચાહું છું."

નલિનાક્ષ ઉપર ચક્રવર્ત્તીનો આટલો બધો વિશ્વાસ જોઇ ક્ષેમંકરીનું હૃદય આર્દ્ર બની ગયું. તે બોલી:–" પાછળથી આપ કાંઇક બીજું ધારી લ્યો, એ બીકે હું હરિદાસીને નલિનાક્ષની સન્મુખ જવા દેતી નથી. પરંતુ હું મ્હારા પવિત્ર પુત્રનો સ્વભાવ સારી રીતે જાણું છું. તેનો ભરોસો રાખી આપ નિશ્ચિન્ત રહેજો."

ચક્રવર્ત્તી:—" તો આપની પાસે બધી વાત ખૂલ્લી કરીને કહું છું. મ્હેં સાંભળ્યું છે કે નલિનાક્ષબાબુના વિવાહની વાતચિત ચાલે છે. વળી કન્યાની ઉંમર પણ કાંઇ ન્હાની નથી. પણ તેને શિક્ષણ આપનારાં વડીલોના રીત રિવાજ આપણા સમાજ સાથે મળે તેવા નથી. તોપછી મ્હને વિચાર થાય છે કે મ્હારી હરિદાસીનું......"

ક્ષેમંકરી:—" હા, એ વાત મ્હારા ધ્યાન બહાર નથી. એમ થયું હોત તો વિચારવા જેવું હતું ખરૂં. પણ હવે વિવાહ થવાના નથી."

ચક્રવર્ત્તી–" કાં, સગપણ તોડી નાખ્યું ! "

ક્ષેમંકરી:—" સગપણ કર્યું જ નહોતું ને ! તોપછી તોડવાની વાત કયાં આવી ? નલિનાક્ષની તો એ વિવાહ કરવાની ઇચ્છા જ નહોતી. એ તો માત્ર મ્હેં હઠ પકડી હતી. પરંતુ હવે મ્હેં હઠ મૂકી દીધી છે. જે કામ કરતાં આપણું મન માનતું ન હોય તે કરવાથી પરિણામ સારૂં આવતું નથી. ભગવાનની શી મરજી છે ? તે જણાતી નથી. પણ મ્હને દિલગીરી એટલી જ થાય છે કે મરતાં પહેલાં હું વહુનું મ્હો જોઇ શકીશ નહી."

ચક્રવર્ત્તી:—" એવું બોલોમાં. અમે બધા શા કામના છીએ ! ડાક્તર સાહેબને પરણાવ્યા વિના અને મિષ્ઠાન્ન જમ્યા વિના અમે શું છોડવાના છીએ કે ? "

ક્ષેમંકરીઃ—“ આપના મ્હોંમાં સાકર. મ્હને એટલું જ દુઃખ લાગે છે કે આવડી ઉંમર થઇ છે, છતાં મ્હારે લીધે જ મ્હારો નલિન ગૃહસ્થાશ્રમી થયો નથી. આથી હું ઉતાવળી થઈ ગઇ હતી. અને આજુબાજુનો વિચાર કર્યા વિના એના લગ્નની વાત તરત કરવાનું લઇ બેઠી હતી. પરંતુ હવે એ આશાનો મ્હેં ત્યાગ કર્યો છે. હવે તો એનાં લગ્નનું કામ ત્હમે જ નક્કી કરી આપો. વાર લગાડશો માં, હું હવે વધારે જીવવાની નથી. ”

ચક્રવર્તીઃ—“ ત્હમે એવું બોલશો તે સાંભળશે કોણ ! હજુ ત્હમારૂં જીવતર લાંબુ છે. ત્હમારે વહુનું મ્હોં જોવાનું છે. આપને કેવી વહુ જોઇશે ? તે પણ હું સારી રીતે જાણું છું. તદ્દન ન્હાની ઉંમરની હોય તોપણ તમારા ઘરનું કામ ચલાવી શકશે નહિ. જે વહુ આપની સેવા ચાકરી કરે, ને તાબેદાર થઈ વર્તે તેનેજ પસંદ કરવાની છે તે વિષે આપે કશી ચિંતા કરવી નહિ. ઇશ્વરની કૃપાએ થોડા જ દહાડામાં આપને એવી વહુ આવી મળવાની. હવે જો આપ મ્હને રજા આપો તો હું હરિદાસીને એના કર્તવ્ય વિષે બે ચાર શીખામણની વાતો કહી આવું. હમણાં શૈલજાને પણ હું આપની પાસે મોકલું છું. આપને જોયાં છે ત્યારથી શૈલજા આપનાં જ વખાણ કરી રહી છે. ”

ક્ષેમંકરીઃ—“ ના, ત્હમે ત્રણે જણાં હમણાં એ ઓરડામાં બેસો. મ્હારે થોડું કામ છે, તે કરીને હું હમણાંજ આવુ છું. ”

ચક્રવર્તી હસીને બોલ્યોઃ—“ અમારૂં કલ્યાણ એજ આ જગતમાં આપનું કામ છે. આપનાં સત્કાર્યોનું પરિણામ સારૂં જ આવશે. નલિનાક્ષબાબુની વહુનું કલ્યાણકાર્ય સિદ્ધ થતાં મ્હારા જેવા બ્રાહ્મણોનાં નસીબમાં મિષ્ઠાન્નોનો તડાકો પડવાનો. ”

ચક્રવર્તી અને શૈલજા કમલા પાસે આવ્યાં. ને જોયું તો

કમલાની બંને આંખો આંસુડાંથી છલકાઇ જાય છે. ચક્રવર્તીએ શૈલજા પાસે બેસી મૌન રહી એકવાર કમલાના મ્હોંભણી જોયું.

શૈલઃ—"બાપા, હું કમલાને કહું છું કે હવે બધી વાત ખૂલ્લેખૂલ્લી રીતે નલિનાક્ષબાબુને કહેવાનો વખત છે; પણ એ વાત કહું છું, ત્યાંતો તમારી આ મૂર્ખી હરિદાસી મ્હારી સાથે ઝગડો કરવા માંડે છે."

કમલા બોલી ઉઠીઃ-"ના બેન, હું તમારે પગે લાગું છું. તમે આ વાત મોઢે પણ લાવશો માં. એવું કદિ બનવાનું નથી."

શૈલઃ—"શી ત્હારી અક્કલ? તું છાનીમાની બેસી રહે ને હેમનલિનીની સાથે નલિનાક્ષબાબુના વિવાહ થઇ જશે તો? વિવાહને બીજે દહાડેથી આજલગી તું અઘટિત ઘટનાને ચાકડે ચડેલી છે. તો હવે તું તારા માથા ઉપર બીજી વધારે આપત્તિ શામાટે વ્હોરી લે છે?"

કમલાઃ—' બેન, મ્હારી વાત કોઇને કહેવા જેવી નથી. હું તમામ દુઃખો સહન કરી શકીશ પણ એ શરમભરી વાત સહન કરી શકીશ નહિ. માટે હું જે સ્થિતિમાં છું ત્યાંજ ઠીક છે. મ્હને એમાં કશું દુઃખ નથી. પણ જો બધી વાત ઉઘાડી થઇ જશે તો આ ઘરમાં શે મુખે હું એક ક્ષણ પણ રહી શકીશ? અરે તો હું શે મોઢે જીવીશ?"

શૈલ આ વાતનો કશો ઉત્તર આપી શકી નહિ. તોપણ હેમનલિનીનાં નલિનાક્ષ સાથે લગ્ન થઇ જાય એ વાત તે છાનીમાની સહન કરવા અશક્ત જણાઇ.

ચક્રવર્તીઃ—"તમે જે વિવાહની વાત કરો છો, એ વિવાહ થશે જ; એની ખાત્રી શી?'

શૈલજા:—“ એ શું કહો છો પિતાજી ? નલિનાક્ષ બાબુની મા હેમનલિનીને ઘેર જઇ આશીર્વાદ પણ આપી આવેલાં છે.”

ચક્રવર્તી:-“ કાશીવિશ્વનાથની કૃપાએ એ આશીર્વાદ રદ પણ થઇ ગયો છે. બેટા કમલા, ત્હારે લેશ પણ બીક રાખવી નહિ. ધર્મજ ત્હારો સહાયક છે.”

કમલા એ બધી વાત સ્પષ્ટ રીતે સમજી શકી નહિ. તોપણ પોતાના બંને વિસ્ફારિત લોચનોએ તે ચક્રવર્તી કાકાના મુખભણી તાકી રહી.

ચક્રવર્તી:—“ એ વિવાહની વાત પડી ભાગી છે. આ વિવાહથી નલિનાક્ષબાબુ તો રાજી નહોતા જ; અને હવે તેમની માતાના મગજમાં પણ સદ્બુદ્ધિએ આવી વાસ કર્યો છે.”

શૈલજા બહુ જ રાજી થઇ બોલી:–“ તો હવે બચી ગયાં. કાલથી મેં આ વાત સાંભળી ત્યારથી હું ચિંતાતુર હતી. મ્હને રાત્રે ઉંઘ પણ આવી નથી. પણ મ્હને એવો વિચાર આવે છે કે શું હવે કમલા પોતાના ઘરમાં બધા દહાડા આવી ને આવી હાલતમાં રહેશે ? બધી વાત ક્યારે ખુલ્લી થશે ?”

ચક્રવર્તી:-“ શૈલ, તું શામાટે ગભરાય છે ? જ્યારે વખત આવશે ત્યારે બધું સહેલું થઇ જશે.”

કમલા:—“ અત્યારે જે થયું છે તે બહુજ સારૂં થયું છે. આથી વધારે સારૂં બીજું કાંઇ પણ હોઇ શકે જ નહિ. હું બહુ જ સુખી છું. આ કરતાં વધારે સુખ આપવા જતાં વળી આપ મ્હારા ભાગ્યને ફેરવી ન નાંખતાં ! હું તમારે પગે પડું છું. તમે કોઇને હવે કાંઇ પણ કહેશો માં. તમે મ્હને આ ઘરના એક ખૂણામાં નાખી મ્હારી બધી વાત ભૂલી જજો. હું બહુજ સુખમાં છું.” આમ કહેતાં કહેતાં કમલાની બંને આંખોમાંથી આંસુની ધારાઓ વહેવા લાગી.

ચક્રવર્ત્તી વ્યગ્ર થઈ બોલ્યો:–"બેટા, બેટા, તું શામાટે રડે છે? તું જે કહે છે તે હું સારી રીતે સમજું છું. તું ગભરાઈશ નહિ. ત્હારી શાંતિનો હું ભંગ નહિ કરૂં. વિધાતા પોતે ધારે ધીરે જે કામ કરે છે, તેમાં હું મૂર્ખની માફક હાથ નાંખી શામાટે નુકસાન કરૂં? હું આવડો મોટો વૃદ્ધ થયો છું તો શું હું સ્થિર થઈ રહેતાં પણ શીખ્યો નહિ હોઉં?"

એટલામાં ઉમેશ ઘરમાં આવી હમનો હસતો ઉભો રહ્યો.

ચક્રવર્તી:–"કાં ઉમેશ! શી ખબર લાવ્યો છે?"

ઉમેશ:—"રમેશબાબુ નીચે ઉભા છે, અને ડાકતરસાહેબને મળવા ચાહે છે."

કમલાનું મ્હોં ફીકું પડી ગયું. ચક્રવર્ત્તી એકદમ ઉભો થયો અને બોલ્યો:–"ગભરાઈશ નહિ બેટા, હું બધું પાધરૂં કરી આવું છું."

ચક્રવર્ત્તીએ નીચે ઉતરી તરત રમેશનો હાથ ઝાલ્યો ને કહ્યું:– "આવો, રમેશબાબુ આવો, આપણે રસ્તામાં ફરતાં ફરતાં એક બે વાતો કરીએ."

આશ્ચર્યપામી રમેશ બોલ્યો:–"કાકામહાશય! આપ અહીંઆ ક્યાંથી?"

ચક્રવર્ત્તી:—"હું આપને માટે જ આવ્યો છું. આપનો મેળાપ થયો તે ઘણું સારૂં થયું. ચાલો, વાર ન કરો. જરૂરની વાતનો તો જલ્દી નિકાલ કરી નાંખવો જોઇએ." આટલું બોલી રમેશને એક સડક ઉપર લઇ ગયો. ને કહ્યું:–"કહો રમેશબાબુ, આપ આ ડાક્તર-સાહેબને ઘેર શામાટે આવ્યા હો?"

રમેશ:—"હું નલિનાક્ષ ડાક્તરને મળવાને આવ્યો છું. ને તેમને કમલાની પહેલેથી છેલ્લેસુધીની વાત કહેવાનું ધાર્યું છે. મ્હને એમ લાગ્યું છે કે કમલા હજુસુધી જીવે છે."

ચક્રવર્તી:—" ધારો કે કમલા જીવતી હોય અને નલિનાક્ષની સાથે તેનો મેળાપ પણ થયો હોય; તોપણ આપને મુખેથી કમલાની બધી વાત સાંભળતાં નલિનાક્ષને શો ફાયદો થશે ? નલિનાક્ષની જૂના વિચારની માતા જીવે છે. એ જો કમલાની બધી વાત સાંભળશે તો શું સારૂં ફળ આવશે ?"

રમેશઃ—" નાતજાતની રીતે શું ફળ આવશે ? એ હું જાણતો નથી. પરંતુ કમલા પવિત્ર અને નિરપરાધી છે, એટલુંજ હું નલિનાક્ષને જણાવવા આવેલો છું. કમલા જો મરી ગઇ હોય, તોપણ નલિનાક્ષબાબુ તેનું સ્મરણ માનસાથે કરી શકશે."

ચક્રવર્તી:—" આપની એવી વાતોમાં હું કાંઇજ સમજી શકતો નથી. જો કમલા મરી ગએલી હોય તો તેના એક રાત્રિના સ્વામી પાસે પવિત્ર સ્મૃતિની વાતો કરવાની શી જરૂર છે ? તે હું કાંઇ સમજી શકતો નથી. પેલું જે સામું ઘર જણાય છે તેમાં હું રહું છું, કાલે સવારે જો તમે ત્યાં આવશો તો બધી વાત હું તમને સ્પષ્ટપણે સમજાવીશ. પણ તે પહેલાં તમે નલિનાક્ષબાબુને મળશો નહિ એ મ્હારી વિનતિ છે."

રમેશઃ—" સારૂં."

ચક્રવર્તીએ પાછાં આવી કહ્યું:-" બેટા કમલા, કાલ સવારે તારે મ્હારે ઘેર આવવું પડશે, ને ત્યાં ત્હારે બધી વાત રમેશને સમજાવીને કહેવી પડશે."

કમલા માથું નીચું કરી બેઠીજ રહી. ચક્રવર્તી બોલ્યોઃ- "જ્યાંસુધી તમે આ કામમાં ભાગ નહિ લ્યો, ત્યાંસુધી ચાલશે નહિ. માટે મનમાંથી સંકોચ દૂર કરી નાંખો. જ્યાં તમારો પોતાનો અધિકાર છે, ત્યાં બીજાને પગ મૂકવા દેવો ન જોઇએ. ને એ કામ તમારૂંજ છે. એ બાબતમાં અમારૂં જોર ચાલી શકે નહિ."

તોપણ કમલા પોતાનું મોં નીચું રાખી બેઠીજ રહી.

ચક્રવર્તી:—" બેટા, ઘણો રસ્તો તો ચોખ્ખો થઇ ગયો છે. હવે થોડાક માર્ગ કંટકમય રહ્યો છે, તેને સાફ કરવામાં સંકોચ રાખવો નહિ."

એટલામાં પાછળ કોઇનાં પગલાંનો અવાજ સાંભળી કમલાએ પોતાનું મોં પાછું ફેરવીને જોયું તો બારણામાં નલિનાક્ષ ઉભેલો છે! અકસ્માત્ તેની આંખો ઉપર નલિનાક્ષની આંખો ઠરી. રોજ નલિનાક્ષની નજર કમલાની નજર ઉપર પડતાં તે જેમ એકદમ નજર તાણી લેતો તેમ તેણે આજે કર્યું નહિ. જો કે નલિનાક્ષે કમલાની તરફ ક્ષણમાત્ર જોયું હતું, તોપણ એ ક્ષણમાત્રની દૃષ્ટિ કેમ જાણે કમલાના મુખમાંથી કાંઇક ગ્રહણ કરતી હોય નહિ! અધિકાર વિનાની વસ્તુ જોવાઇ ગયાથી જેવો સંકોચ થાય છે તેવો સંકોચ આજે નલિનાક્ષને થયો નહિ. બીજી જ ક્ષણે શૈલજાને પાસે બેઠેલી જોઇ નલિનાક્ષ ચાલ્યો જવા લાગ્યો, ત્યારે ચક્રવર્તીએ કહ્યું: "નલિનાક્ષબાબુ, નાસોમાં. અમે બધા તમને પોતાના જ માનીએ છીએ. આ મ્હારી પુત્રી શૈલજા છે; જેની દીકરીની ત્હમે દવા કરેલી છે."

શૈલજાએ નલિનાક્ષને જોઇ માથું નમાવ્યું.

નલિનાક્ષે સામા નમસ્કાર કરી પૂછ્યું:—" આપની દીકરી સારી છે?"

શૈલ:—" હા, આપની કૃપાથી હવે તેની તબિયત ઘણી સારી છે."

ચક્રવર્તી:—" આપને પેટ ભરીને નિહાળી લઇએ એવો વખત તો આપ કાંઇ અમને આપતા જ નથી! જો અહીંઆ આપ આવી ચડયા છે; તો હવે થોડીકવાર બેસો."

નલિનાક્ષને બેસાડી ચક્રવર્તીએ પાછળ જોયું તો કમલા ધીમે પગલે ક્યારની ત્યાંથી સરી ગઇ હતી! નલિનાક્ષની એક ક્ષણ પણ

પોતાના ઉપર પડેલી દષ્ટિને લીધે તેનું આખું અંગ પુલકિત બની ગયું હતું ! તે પોતાના હૃદયમાં છલકાતા આનંદને સ્થિર કરવામાટે પાસેના પોતાના ઓરડામાં ચાલી ગઇ હતી.

એટલામાં ક્ષેમંકરીએ આવીને કહ્યું:–"ચક્રવર્તી મહાશય ! આપને જરા ઉઠવાની તસ્દી લેવી પડશે."

ચક્રવર્તી:–"જ્યારે આપ રૈહીને ઘરમાં કાંઇક કામને બહાને ગયાં, ત્યારથી જ મ્હારે અવશ્ય તસ્દી લેવા ઉઠવું પડશે; એમ મ્હેં ધાર્યું હતું. ને એવી તસ્દી લેવાની હું રાહજ જોઇને બેઠો હતો."

આટલું બોલી ચક્રવર્તી રસોડામાં ગયો, અને કેટલીકવારે પોતાની પેટપૂજા કરી પાછો આવી બોલ્યોઃ–"ડાક્તરસાહેબ, જરા બેસો. હમણાં જ હું આવું છું." આટલું કહી તે પાસેના ઓરડામાં ગયો. ને કમલાનો હાથ ઝાલી પાસેના ઓરડામાંથી તાણી લાવ્યો. શૈલજા પણ કમલાની પાછળ પાછળ ત્યાં આવી. નલિનાક્ષ તથા ક્ષેમંકરીની સન્મુખ કમલાને ઉભી રાખી ચક્રવર્તી બોલ્યો: "નલિનાક્ષબાબુ, મ્હારી હરિદાસીને પરાયું માણસ સમજી આપ સંકોચ રાખશો માં. એ દુ:ખિણીને હું બીજે ક્યાંઇ જ મૂકું નહિ, પરંતુ માત્ર આપને ઘેર જ મૂકી જાઉં છું. તો આપ એને પોતાના ઘરનું જ માણસ હોય તેમ સંભાળજો. એને કાંઈ પગાર આપવાનો નથી. માત્ર તમારી સૌની સેવા કરવાનો એને અધિકાર આપશો, એટલે બસ છે. એથી મ્હને સંતોષ થશે. આપ ખાત્રીથી માનજો કે જાણી જોઇને તો એ કદિ પણ આપનો કાંઇ અપરાધ કરી શકશે નહિ. પણ ભૂલેચૂકે કાંઇ અપરાધ થઇ જાય તો આપ ક્ષમાદષ્ટિએ નિહાળજો."

કમલા શરમને લીધે માથું નીચું નમાવી ઉભીજ રહી.

ક્ષેમંકરી:–"ચક્રવર્તી મહાશય ! આપ કશી ચિંતા કરશો માં. હરિદાસી મ્હારે પુત્રીને સ્થાને છે. પરંતુ કાંઇ કામ મ્હારે એને

બતાવવાની જરૂર પડી નથી. આજલગી રસોડા અને ભંડાર ઉપર મ્હારી સત્તા હતી; પણ એ સત્તા પણ મ્હેં એને સુપરત કરી છે. ઘરનાં નોકરચાકરો પણ હવે એને જ 'બા' 'બા' કરે છે, ને એને પૂછીને કામકાજ કરે છે. એણે મ્હારા ઘરમાં આવીને શી રીતે બધો કારભાર માથે લઇ લીધો ? તે હું જાણી પણ શકી નથી. મ્હારી પાસે કેટલીક કુંચીઓ હતી તે કુંચીઓ પણ એણે એવી ચતુરાઇથી લઇ લીધી છે, કે તે હું સમજી પણ શકી નથી. આપ એને મ્હારા ઘરની દાસી કહો, કે સ્વામિની કહો, જે કહો તે એ છે. એ હરિદાસી મ્હારી આંખની કીકી છે, અંધની લાકડી છે, અને જીવનનો આધાર છે ! હવે એને માટે આપ શું ચાહો છો ? તે કહો. જો આપ એમ કહેશો કે 'હું મ્હારી દીકરીને લઇ જઇશ' તો—"

ચક્રવર્તી:—"શું હું એમ કહું, તોપણ તે આવશે ખરી કે ! નહિ નહિ, તે અહીંથી ખસવાનું નામ પણ નહિ લે. આપે મોહિની—મંત્ર ભણી એના ઉપર એવી ભૂરકી નાંખી છે કે આપના સિવાય તે દુનિયામાં કોઇને જોતી નથી. એ બિચારી જન્મારાની દુઃખિણી છે. આટલે દહાડે આપની પાસે આવતાં તે હવે શાંતિ પામી છે. ભગવાન એની શાંતિને અવિચળ રાખે. હમે સૌ એના ઉપર સદાકાળ પ્રસન્ન રહો, એ અમારો એને આશીર્વાદ છે."

બોલતાં બોલતાં ચક્રવર્તીની આંખો સજળ થઇ ગઇ.

નલિનાક્ષ કાંઇ ન બોલતાં ચક્રવર્તીની વાત સાંભળતો હતો. જ્યારે સૌ ઉઠી ત્યાંથી ચાલ્યાં ગયાં, ત્યારે તે પણ ધીરે ધીરે પોતાના શયનગૃહમાં ગયો. આ વખતે શીતકાળની સુંદર સંધ્યાએ તેના શયનગૃહને જાણે લાલ રંગમાં બોળી નવવિવાહની લાલછટા પાથરી દીધી હોય તેમ લાગતું હતું. એ લાલછટા નલિનાક્ષનાં તમામ રોમકૂપો ભેદી જાણે તેના અંતઃકરણમાં પેસી, અને જાણે અંતઃકરણને પણ રંગી નાંખ્યું !

આજ સવારમાં નલિનાક્ષના એક હિંદુસ્થાની મિત્ર પાસેથી ગુલાબનાં પુષ્પોની એક ટોપલી આવી હતી. શયનગૃહ શણગારવા માટે એ ટોપલી ક્ષેમંકરીએ હરિદાસીના હાથમાં આપી હતી. નલિનાક્ષના શયનગૃહના એક ખૂણામાં પડેલા ટેબલ ઉપરની ફૂલદાનીમાં હરિદાસીએ એ પુષ્પોને ગોઠવેલાં હતાં. એ પુષ્પોની મધુરી સુવાસે અત્યારે નલિનાક્ષના મસ્તિષ્કમાં પ્રવેશ કર્યો. એ સૂના શયનગૃહની ખૂલી બારીમાંથી આવતી સંધ્યાકાલીન રક્ત છટા સાથે ગુલાબનાં પુષ્પોની મધુરી સુગંધનું મિશ્રણ થયું. ને એ મિશ્રણે નલિનાક્ષના મનમાં કોઈ નૂતન પ્રકારની ચંચળતા ઉપજાવી. આટલા દહાડાલગી નલિનાક્ષના વિશ્વમાં ચારે બાજુ સંયમની શાંતિ અને જ્ઞાનની ગંભીરતા હતી. આજે ત્યાં એકદમ વિવિધ સુરો કાઢતી નોબત વાગવા લાગી. અને તે સાથે કયાંકથી કોઈ અદૃશ્ય નૃત્યના પદક્ષેપ અને તેના નૂપુરઝણુકાર તેનાં શ્રવણોમાં ગુંજી રહ્યા! આજે એનું શાંતિભવન જાણે નાટકશાળા બની ગયું!

નલિનાક્ષે બારીભણીથી મ્હોં ફેરવી સરભણી જોયું તો તેના પલંગ ઉપર બિછાનું બિછાવેલું છે. અને એ બિછાના ઉપર શિરોભાગે મૂકેલા ગાલમસુરીઆ ઉપર ગુલાબનાં પુષ્પો ગોઠવેલાં છે! એ પુષ્પો જાણે કોઈનાં વિકસેલાં લોચનોની પેઠે પોતાના મુખભણી તાકીને જોઈ રહેલાં છે! નિઃશબ્દ આત્મનિવેદન કરતાં હોય તેમ જાણે તેના હૃદય તરફ ઝુકીને રહેલાં છે!

નલિનાક્ષે એ પુષ્પોમાંથી એક પુષ્પ ઉપાડી લીધું. તે સુવર્ણરંગી ગુલાબનું પુષ્પ હતું. એ પુષ્પની પાંખડીઓ બરાબર ખીલેલી નહોતી. પરંતુ એમાં રહેલી સુગંધી છૂપાઈ રહેલી નહોતી. એને હાથમાં લેતાં, કોઈની કોમળ આંગળીઓનો જાણે પોતાની આંગળીઓ

સાથે સ્પર્શ થયો હોય એવો એને અનુભવ થયો. તેના શરીરનાં સમસ્ત સ્નાયુઓમાં ઝણઝણાટ થઇ રહ્યો. અને રોમાંચો ખડાં થઇ ગયાં. નલિનાક્ષ એ સ્નિગ્ધ કોમળ પુષ્પકલિકાને પોતાના વદન ઉપર તથા નેત્રો ઉપર ફેરવવા લાગ્યો.

જોતજોતાંમાં અસ્તમિત સૂર્યનો પ્રકાશ અંધકાર સાથે મળી ગયો. નલિનાક્ષે શયનગૃહમાંથી બહાર નીકળતાં પહેલાં પોતાના પલંગ પાસે જઇ એ પુષ્પકલિકાને બિછાનાનો ઓછાડ ઉંચો કરી બાલશીયા ઉપર મૂકી. ને તે ઓરડામાંથી બહાર નીકળવા જાય છે ત્યાં તો તેણે જોયું કે પલંગની બીજી બાજુ ટેબલ પાસે કોઇ સ્ત્રી ઘુંઘટામાં પોતાનું વદન છૂપાવી લજ્જાની મારી ધરતીમાં સમાઇ જવા ચહાતી હોય તેમ લપાઇને રહેલી છે! અહા, એ સ્ત્રી કોણ? એ હરિદાસી પોતે હતી. હરિદાસીને લજ્જા છૂપાવવાસારૂ બીજું કશું સ્થાન ત્યાં મળી શકે તેમ નહોતું. હરિદાસી નલિનાક્ષનો પલંગ પાથરી, બાલશીયા ઉપર પુષ્પો ગોઠવી બહાર આવતી હતી; ત્યાં એકદમ નલિનાક્ષના આવવાનાં પગલાં સાંભળી તે ઝટ પાછી વળી; અને એકદમ બિછાનાની એક બાજુ ટેબલ પાસે જઇ સંતાઇ ગઇ. નલિનાક્ષ એ ઓરડામાં આવ્યો, એટલે બહાર જવાનો પણ રસ્તો રહ્યો નહિ. હવે એણે ક્યાં જવું? સંતાવાનું પણ સ્થળ નહોતું. આથી અત્યંત લજ્જા સાથે તે ચુપચૂપ સંકોચાઇ, ભોંયપર બેસી ગઇ હતી.

નલિનાક્ષ એ લજ્જિતાનો છૂટકો કરવા માટે જલ્દી એ શયનગૃહની બહાર જવા તત્પર થયો. દ્વારલગી ગયો પણ ખરા. પરંતુ એકાએક કાંઇક વિચાર આવતાં તે દ્વારપાસે જ ઉભો રહ્યો. ધીરેધીરે ઓરડામાં પાછો આવ્યો. ને હરિદાસીની સામે ઉભો રહી તે બોલ્યોઃ "ઉઠો, મ્હારી પાસે શરમાવાનું ત્હમારે કાંઇ કારણ નથી."

## પરિચ્છેદ એકસઠમો.

### " મ્હને હવે કશી ન્યૂનતા રહી નથી. "

બીજે દિવસે સવારમાં વહેલી વહેલી કમલા ચક્રવર્તી કાકાને મકાને ગઈ. અવકાશ મળતાં તે એકાંતમાં શૈલજાને જઇ ગળે વળગી પડી. શૈલજા બોલી:–" કાં બહેન, આજે તો તું બહુ ખુશીમાં જણાય છે ? "

કમલા:—" મ્હને આટલી બધી ખુશી શાથી પેદા થાય છે ? તે તો હું જાણતી નથી, પરંતુ મ્હને એમ લાગે છે કે જાણે મ્હારા જીવન ઉપરનો દુઃખનો તમામ ભાર હવે નીકળી ગયો છે. "

શૈલજા:—" એ તો બહુ આનંદની વાત. બધી વાત મ્હને માંડીને કર. કાલ સાંજલગી તો આપણે બંને સાથે જ હતાં. એ પછી શું બન્યું ? તે જણાવ. "

કમલા:—" એવું કાંઇ બન્યું તો નથી. પરંતુ મ્હને એવું મનમાં જણાય છે કે જાણે હું એમને મેળવી શકી હોઉંની ? ને એ જાણે મ્હારી ઉપર દયાળુ બન્યા હોયની ? "

શૈલજા:—" બહેન, ભલે એમ હો. પણ તું એ વાત મ્હારાથી પણ છુપાવે છે ના ? "

કમલા:—" બહેન, મ્હારે ત્હારાથી છુપાવવા જેવું કાંઇ જ નથી. રાત પૂરી થતાં સવારમાં હું જાગી, તો મ્હને લાગ્યું કે મ્હારૂં જીવન સાર્થક છે. આજનો દહાડો મ્હને એવો મજાનો લાગ્યો કે મ્હારા મનના દુઃખનો બધો ભાર હલકો થઇ ગયો. આ સિવાય બીજું કાંઇ હું જાણતી નથી. પણ મ્હને એ બીક રહે છે કે મ્હારૂં આ સુખ નષ્ટ તો નહિ થાય ! મ્હારા બધા દહાડા આવાજ આનંદમાં જશે કે નહિ ? મ્હને સ્વપ્ને પણ આશા નહોતી કે મ્હારૂં ભાગ્ય મ્હારા ઉપર આટલી બધી કૃપા કરશે. "

શૈલજાઃ—" બ્હેન, હું તો પહેલેથીજ કહેતી હતી કે ત્હારૂં નશીબ ત્હને ભૂલી જવાનું નથી. ત્હેં જેટલું દુઃખ ભોગવ્યું છે, તેટલુંજ ત્હને વિશેષ સુખ પ્રાપ્ત થશે."

કમલાઃ—" ના ના બ્હેન. એવી વાત બોલ માં. મ્હને બધો બદલો મળી ચૂક્યો છે. હું વિધાતાને કશો દોષ દેતી નથી. મ્હને હવે કશી ન્યૂનતા રહી નથી."

એટલામાં ચક્રવર્તી આવીને બોલ્યોઃ—" બેટા કમલા, ત્હારે એકવાર બહાર આવવું પડશે; રમેશબાબુ આવેલા છે."

ચક્રવર્તી અત્યારલગી રમેશની સાથે વાતચિત કરતો હતો. તેણે રમેશને કહ્યું કેઃ—" કમલાની સાથે ત્હમારે શો સંબંધ હતો ! તે તમામ મ્હેં જાણ્યું છે. હવે મ્હારી તમને એ જ સલાહ છે કે ત્હમારૂં જીવન હવે જ્યારે કમલાથી જુદું પડી ગયું છે, ત્યારે હવે કમલાની વાત ત્હમારે કોઇને કહેવી નહિ. જો તેના જીવનની કોઇ ગાંઠ ઉકેલવાની જરૂર પડશે તો તેનો ભાર વિધાતાજ ઉપાડી લેશે. આપે એમાં હાથજ ઘાલવો નહિ."

રમેશઃ—" કમલાના સંબંધની તમામ વાત હું જ્યાંલગી નલિનાક્ષને કહીશ નહિ, ત્યાંલગી મ્હારા મનને શાંતિ થશે નહિ. આ સંસારમાં કમલાની વાત તદ્દન ભૂલી જવાનો હવે મ્હને સમય આવ્યો છે, તો હવ મ્હારે એ સંબંધે જે કહેવાનું છે, તે કહી દઉં એટલે હું નિશ્ચિંત થઇશ."

ચક્રવર્તીઃ—" સારૂં, ત્હમે જરા બેસો, હમણાં હું આવું છું."

રમેશ ત્યાં ફરવા લાગ્યો. ને ફરતો ફરતો એક બારી પાસે જઈ ત્યાંથી શૂન્યદૃષ્ટિએ જતા આવતા લોકસમૂહને જોઇ રહ્યો. પાછળ પગલાં વાગ્યાનો અવાજ સાંભળી કેટલીક વારે તેણે પાછું વાળી જોયું તો એક રમણી ભોંય ઉપર માથું મૂકી પોતાને પ્રણામ કરે છે ! એવું દૃશ્ય તેણે જોયું. જ્યારે એ ઓ પ્રણામ કરી ઉભી થઇ

ત્યારે તે ધૈર્ય રાખી શક્યો નહિ ને અચાનક બોલી ઉઠ્યોઃ–
" અરે કમલા ! "

કમલા સ્તબ્ધ બની ઉભીજ રહી.

ચક્રવર્તીઃ—" રમેશબાબુ, કમલાએ આજલગીમાં જે જે કષ્ટો સહન કર્યાં છે. એ કષ્ટોને હવે સુખના રૂપમાં ફેરવવા ઇશ્વર ચાહે છે; એમ આશાઓ બંધાણી છે. આપે એનાં સંકટોને સમયે જે સહાય કરી છે, તેમજ એ સહાય કરવામાં આપને કેટલી તકલીફ ઉઠાવવી પડી છે, તે વિષે ઉપકાર માન્યા વિના આ ચિરવિચ્છેદ વખતે કમલા વિદાય લઇ શકતી નથી. ને તેથી આજે તે આપની પાસે આશીર્વાદ માગવા આવી છે."

રમેશ ક્ષણવાર મૌનજ ધારી રહ્યો. કેટલીકવારે પોતાના બાષ્પરૂદ્ધ કંઠને સ્વચ્છ કરી પરાણે પરાણે તે બોલ્યોઃ–" કમલા, તમે સુખી થાઓ. મ્હેં જાણતાં કે અજાણતાં ત્હમારો જે કાંઇ અપરાધ કર્યો હોય તે માફ કરશો. "

કમળા એનો કશો ઉત્તર આપી શકી નહિ. ભીંતને અઢીંગી ઉભીજ રહી.

રમેશ કેટલીકવાર પછી બોલ્યોઃ–" જો કોઇને કાંઇ કહીને, અથવા હરકત દૂર કરીને હું તમને ઉપયોગી થઇ શકું એમ લાગતું હોય તો બોલો. મ્હારાથી કશો તમારા ઉપર ઉપકાર થઇ શકે તેમ હોય તો તે કરવા હું તત્પર છું. "

કમલા હાથ જોડીને બોલીઃ–" મ્હારી વાત આપ કોઇ પાસે કહેશો માં; એટલી મ્હારી વિનતિ છે. "

રમેશઃ–" ઘણા દહાડા લગી ત્હમારી વાત મ્હેં કોઇને કહી નહોતી, એ માટે હું અહુજ મુંઝવણમાં આવી પડયો હતો, તોપણુ હું મૌનજ ધારી રહ્યો હતો. થોડા દહાડા પહેલાં મ્હને એમ લાગ્યું કે જો હું આ એક કુટુંબની પાસે ત્હમારી વાત કહીશ, તો ત્હમને

કશું નુકસાન થવાનો સંભવ નથી. ત્યારે તે સ્થળે મ્હેં તમારી વાત જણાવી છે. પણ મ્હને લાગે છે કે તેથી ત્હમારૂં અનિષ્ટ નહિજ થાય, પણ સારૂંજ થશે. ચક્રવર્તીમહાશયને પણ ખબર જ હશે કે પેલા અન્નદાબાબુ કે જેની પુત્રી સાથે મ્હારાં લગ્ન......"

ચક્રવર્તી:-"કોણ હેમનલિની ! શું એ આ વાત જાણે છે ? ત્યારે તો એ બધાંએ આ વાત જાણી હશે."

રમેશઃ—"હા, જો એ લોકોને બીજું કાંઇ કહેવાનું પ્રયોજન હોય તો બોલો. હું તેમને જઇને કહી આવીશ. પરંતુ હવે તો મ્હારૂં મન ત્યાં જવા પણ ચહાતું નથી. મ્હારો આજલગી ઘણો સમય વૃથા ગયો છે, ને બીજું પણ મ્હારૂં ઘણું વૃથા ગયું છે. હવે હું સૌથી છૂટવા ચાહું છું. સૌની ક્ષમાયાચના કરીને તથા લેવડદેવડ ચૂકાવીને હવે હું કોઇ શાન્ત સ્થાનમાં જઇને વિશ્રાંતિ લેવા ચાહું છું. એજ મ્હારી છેલ્લી અભિલાષા છે."

ચક્રવર્તીએ રમેશનો હાથ ઝાલી સ્નેહભરિત સ્વરે કહ્યું:-"ના ના રમેશબાબુ, હવે આપને બીજું કશું કરવાનું નથી. આપે કમલા વાસ્તે ઘણી તકલીફ ઉઠાવી છે. પણ હવે જ્યારે આપ ભાર-મુક્ત થયા છો, ત્યારે તમે સ્વાધીનભાવે આનંદે રહો. તમારો સમય સદા સુખમાં જાઓ, એ અમારો આશીર્વાદ છે."

જતીવખતે કમલા ભણી જોઇ રમેશ બોલ્યો:-"તો હવે હું જાઉં છું."

કમલા કશું બોલી નહિ, પણ તેણે ફરીવાર પોતાનું માથું ભોંયે મૂકી રમેશને પ્રણામ કર્યાં.

રમેશ બહાર નીકળી સ્વપ્નોન્મત્ત માણસની માફક ચાલવા લાગ્યો. ને ચાલતાં ચાલતાં વિચાર કરવા લાગ્યો: "કમલાની સાથે છેલ્લો મેળાપ થયો, એ પણ સારૂં થયું. જો મેળાપ થયો ન હોત તો ચાલ્યા ગયા પછી પણ મ્હને શાંતિ ન થાત. તેમ છતાં એ વાત

હું બરાબર જાણી શકયો નહિ કે કમલા તે રાત્રે એકદમ ગાઝીપુરનો બંગલો છોડી શામાટે ચાલી ગઇ ? પણ હાં. એ જાણવું હવે નકામું છે. હવે તો મ્હારે મ્હારા પોતાના જીવનનો વિચાર કરવો એજ જરૂરનું છે. મ્હારે હવે મ્હારા જીવનનો બાર અલણ ફરીનેજ પૃથ્વીમાં વિહરવાનું છે. મ્હારે હવે પાછળ ફરીને કાંઇ પણ જોવાની આવશ્યકતા નથી. ભાવિજીવન ઉત્તમરીતે કેમ ગાળવું ? એટલોજ હવે મ્હારે વિચાર કરવાની જરૂર છે. "

## પરિચ્છેદ બાસઠમો.

### " હું કમલા છું. "

કમલા ચક્રવર્તીને ત્યાંથી પાછી ફરી ઘેર આવી ને જોયું તો અન્નદાબાબુ અને હેમનલિની ક્ષેમંકરી પાસે આવીને બેઠેલાં છે. કમલાને જોઇ ક્ષેમંકરી બોલી:-" હરિદાસી, તું આવી તે સારૂં થયું. આ ત્હારી બેનપણી ત્હને મળવાને આવેલી છે. જા બેટા, ત્હારા ઓરડામાં જઇ ત્હમે આનંદવાર્ત્તા કરો. હું અન્નદાબાબુને ચા પાવાની વ્યવસ્થા કરૂં છું. "

કમલાના ઓરડામાં પ્રવેશ કરતાં જ હેમનલિની તેને ગળે વળગી પડી અને બોલી:-" બ્હેન કમલા ! "

કમલાએ બહુ વિસ્મય ન પામતાં કહ્યું:-" ત્હમે કેમ જાણ્યું કે મ્હારૂં નામ કમલા છે ? "

હેમનલિની:—" એક માણસ પાસેથી મ્હેં ત્હમારા જીવનની બધી હકીકત સાંભળી છે. ને તે ઉપરથી હવે મ્હને ખાત્રી થઇ છે કે ત્હમારૂં જ નામ કમલા છે. હવે એવી ખાત્રી શાથી થઈ તે તો હું સમજી શકતી નથી. "

કમલાઃ—" બ્હેન, મ્હારું નામ કોઇ જાણે તો સારું, એવી મ્હને ઇચ્છા જ નથી. મ્હને મ્હારા પોતાના નામ ઉપર જ કેવળ ધિક્કાર ઉપજેલો છે."

હેમનલિનીઃ—" પણ એ નામને બળે જ ત્હમે ત્હમારો અધિકાર પ્રાપ્ત કરી શકશો."

કમલા માથું હલાવી બોલીઃ—" એ કાંઇ હું સમજતી નથી. મ્હારામાં કશું બળ નથી, તેમ મ્હારે કશો અધિકાર પણ નથી. મ્હારે બળે હું કશું મેળવવા ચહાતી નથી."

હેમનલિનીઃ—" પરંતુ ત્હમે ત્હમારા પતિને ત્હમારી ઓળખાણથી કેટલાક દહાડા વંચિત રાખશો? શું ત્હમે પોતાનાં સુખદુઃખો સ્વામીને નહિ જ જણાવો? એવું છૂપાવવાથી તમારું શી રીતે હિત થશે?"

એકદમ કમલાનું મ્હોં ફીકું પડી ગયું. કાંઇ ઉત્તર ન જડવાથી નિરુપાય બની તે હેમનલિનીના મ્હોં ભણી તાકી રહી. ધીરે ધીરે કમલા પાસેના ટેબલ ઉપર બેઠી ને બોલીઃ—" ભગવાન જાણે છે કે મ્હેં કોઇનો કશો અપરાધ કર્યો નથી, તોપણ તે શામાટે મ્હને આમ શરમાવે છે? જે પાપ મ્હેં કરેલું નથી; તેની સજા તે મ્હને શામાટે આપે છે? હું શી રીતે એમની પાસે મ્હારી બધી વાત કહી શકું?"

હેમનલિની કમલાનો હાથ ઝાલી બોલીઃ—" બ્હેન, ઇશ્વર ત્હમને સજા નહિ કરે, પણ મુક્તિ આપશે. જ્યાંલગી ત્હમે ત્હમારા સ્વામીથી આમ ગુપ્તરીતે રહેશો, ત્યાંલગી ત્હમે પોતાને મિથ્યાબંધનમાં બાંધી રાખશો. માટે હૃદયમાં બળ ધારણ કરી એ બંધન તોડી નાખો. ઇશ્વર જરૂર ત્હમારું ભલું કરશે."

કમલાઃ—" એમ કરવા જતાં હું આટલું પણ ગુમાવી બેસીશ

તો ! એ બીકે હૃદયબળ ચાલ્યું જાય છે. તોપણ ત્હમે મ્હારા હિતની જે વાત કહો છો, તે હું સમજું છું. મ્હારા અદૃષ્ટમાં જે લખ્યું હશે તે થશે; તોપણ હવે હું એમની પાસે વધારે વાર મ્હારી હકીકત છૂપાવી શકીશ નહિ. પણ એ કહેવામાં મ્હારી જીભ શી રીતે ઉપડશે ?"

હેમનલિની કરુણાભર્યા ચિત્તથી બોલી:—" ત્હમે એમ ચાહો છો કે ત્હમારું વૃત્તાન્ત બીજું કોઇ માણસ ત્હમારા પતિને જણાવે તો સારું ?"

કમલા વેગથી પોતાના માથાને હલાવતી હલાવતી બોલી:—" ના ના બ્હેન, બીજા કોઇએ તેમને કહેવાની જરૂર નથી. હું પોતે જ તેમને કહીશ. અરે જરૂર કહી શકીશ..........."

હેમનલિની:—" તો સૌથી સારું. હવે ત્હમારી સાથે મ્હારો ફરી મેળાપ થશે કે કેમ ? તે હું જાણતી નથી. અમે અહીંથી જવાનાં છીએ. એ વાત ત્હમને કહેવાને જ હું આવી છું."

કમલા:—" ત્હમે ક્યાં જવાનાં છો બ્હેન ?"

હેમનલિની:—" કલકત્તા. ત્હમારે પણ હવે ઘરનું કામકાજ કરવાનું છે, ને હું પણ હવે ઝાઝીવાર રોકાઇ શકીશ નહિ. લ્યો હવે હું રજા લઇશ. બ્હેનને કોઇ દિવસ યાદ કરજો."

કમલા તેનો હાથ ઝાલી બોલી:—" શું ત્હમે કાગળપત્ર લખશો નહિ ?"

હેમનલિની:—" લખીશ, શામાટે ન લખું ?"

કમલા:—" મ્હારે ક્યારે શું કરવું ? એ બાબતનો ઉપદેશ ત્હમે પત્રમાં લખી જણાવશો. ત્હમારો પત્ર આવવાથી મ્હને હૃદયમાં બળ આવશે."

હેમનલિની હસીને બોલી:—" મ્હારા કરતાં પણ વધારે કીમતી ઉપદેશ આપનાર માણસને ત્હમે પ્રાપ્ત કરનાર છો. એટલે તે વિષે તો ત્હમારે કશી ચિંતા કરવા જેવું નથી."

આજે હેમનલિનીમાટે કમલાના મનમાં બહુજ દુઃખની લાગણી થઇ. આજે હેમનલિનીના શાન્ત વદન ઉપર કોઇ એક એવો ભાવ દેખાતો હતો કે જે જોઇને કમલાની આંખોમાં આંસુ આવું આવું થતાં હતાં. પણ હેમનલિનીના સ્વભાવમાં એવી ગંભીરતા હતી કે કમલાથી બીજું કાંઇ પૂછી શકાયું નહિ. કમલાની બધી વાત આજે હેમનલિની પાસે પ્રકટ થઇ હતી. એટલે હેમનલિની પોતાનો મનોભાવ ગંભીરતામાં છૂપાવી મૌન ધરી ચાલી ગઇ. પરંતુ તે એવું કાંઇક મૂકતી ગઈ કે જે લય પામતી સાયંકાલીન પ્રભાની સમાન અપાર વિષાદના વૈરાગ્યથી પરિપૂર્ણ હતું.

ઘરકામમાંથી આજે કમલા જ્યારે નવરી પડતી હતી, ત્યારે તેને હેમનલિની વિષે જ વિચાર આવ્યા કરતો હતો. એની શાન્ત અને કરૂણાભરી દૃષ્ટિએ કમલાના મન ઉપર આજે બહુ જ અસર કરી હતી. કમલા હેમનલિનીના જીવનની બીજી કશી હકીકત જાણતી નહોતી. માત્ર તેને એટલી જ ખબર હતી કે નલિનાક્ષસાથે એનાં લગ્ન થવાનાં હતાં, ને એ વાત પડી ભાગી છે.

હેમનલિની પોતાના બગીચામાંથી એક છાબ ભરી ફૂલ લઇ આવી હતી ને તે તેણે કમલાને આપ્યાં હતાં. સાંજે સ્નાન કર્યાં પછી કમલા તે પુષ્પોની માળા ગુંથવા લાગી. તે વખતે એકાએક ક્ષેમંકરી ત્યાં આવી અને દીર્ઘનિઃશ્વાસ નાંખી બોલી:—" અહા, આજે હેમનલિની જ્યારે મ્હને પ્રણામ કરી ચાલી ગઇ, ત્યારે મ્હારા મનમાં કેટલું દુઃખ ઉપજ્યું ? તે હું કહી પણ શકું તેમ નથી. ગમે તેમ

કહો પણ હેમનલિની બહુ સારી છોકરી હતી. મ્હને તો એમ જ થતું હતું કે જો એને હું મ્હારા ઘરમાં વહુ તરિકે લાવી હોત: તો બહુ આનંદ થાત. જો જરા અનુકૂળતા આવી હોત તો બધું પાધરૂં પડી જાત. પણ મ્હારા દીકરાને સમજાવવાનું મ્હારામાં ક્યાં બળ છે? એ શામાટે ના પાડી બેઠો તે કોણ જાણી શકે?"

ક્ષેમંકરીએ પોતે જ પાછળથી લગ્નનો વિચાર માંડી વાળ્યો હતો ને હેમનલિનીના પ્રતિસ્પર્ધીરૂપે કમલાને ઉભી કરી હતી એ વાત જાણે અત્યારે તે ભૂલી જ ગઈ!!

એટલામાં બહાર કોઇના પગલાંનો અવાજ સંભળાયો. એટલે ક્ષેમંકરી બોલી: "કોણ નલિન! અહીંઆં આવ તો ભાઇ!"

કમલાએ એકદમ પેલી માળા અને પુષ્પોની છાબડી લૂગડા તળે ઢાંકી દીધાં, અને પોતાના માથા ઉપર ઘુંઘટો તાણ્યો.

નલિનાક્ષ એ ઓરડામાં આવ્યો એટલે ક્ષેમંકરી બોલી:— "હેમનલિની તો આજે ચાલી ગઇ. તું તેને મળી શક્યો કે નહિ?"

નલિનાક્ષ:—"હા, હું એમને ગાડીમાં બેસાડીને જ આવ્યો છું."

ક્ષેમંકરી:—"બેટા તું ગમે તેમ કહે, પણ મ્હેં હેમના જેવી છોકરી ક્યાંઇ દીઠી નથી."

જાણે નલિનાક્ષ એ વચનનો બરાબર પ્રતિવાદ જ કરતો હોય તેમ મૌન રાખી જરાક હસ્યો.

ક્ષેમંકરી:—"હસી પડયા એટલે પત્યું! મ્હેં ત્હારી સાથે હેમનલિનીનો સંબંધ પણ કર્યો હતો, અને આશીર્વાદ પણ દઇ આવી હતી. પણ ત્હેં હઠ પકડી બધું તોડી પાડયું. અત્યારે એ વાસ્તે ત્હને કાંઇ પસ્તાવો થતો નથી?"

નલિનાક્ષે એકવાર ચકિત દૃષ્ટિએ કમલાના મુખભણી જોયું. કમલાએ પણ આ સમયે ઉત્સુકનેત્રે તેના ભણી જોયું. ચારે આંખો ભેગી થતાં જ તરત કમલાએ નીચે જોયું.

નલિનાક્ષઃ—" માજી, ત્હમારા પુત્રમાં એવી તે શી યોગ્યતા છે કે ત્હમારી વાતચિતથી જ એનાં લગ્ન થઇ જાય? મ્હારા જેવા અરસિક અને ઉદાસીન વરને શું કોઇ સ્ત્રી પસંદ કરે ખરી કે?"

આ વચન બોલતાં કમલાએ ઉંચે નજર કરી. તેજ વખતે નલિનાક્ષની દ્રષ્ટિ તેના ઉપર પડી. ને ફરી ચાર આંખો ભેગી થઇ! વળી કમળા લજ્જાથી સંકોચાઇ ગઇ. તે ત્યાંથી ઉઠીને જતી રહેવાનું ઇચ્છવા લાગી.

ક્ષેમંકરી:—" હવે જા જા, આવડે એવું ન બોલ. ત્હારી વાત સાંભળી મ્હને ગુસ્સો ચડે છે!"

આ સભા બરખાસ્ત થયા પછી કમલાએ નલિનીએ આણેલાં બધાં ફૂલોની સુંદર માળા ગુંથી. અને તેના ઉપર જળ છાંટી તે નલિનાક્ષના ઉપાસનાગૃહમાં એક તરફ મૂકી આવી. આજે વિદાય થતી વખતે નલિની એટલા જ માટે પુષ્પોની છાબ લાવેલી હોવી જોઇએ; એ વિચાર આવતાં કમલાનાં લોચનોમાં આંસુ ઉભરાયાં.

ત્યારપછી કમલા પોતાના ઓરડામાં આવી અને પોતાના ઉપર પડેલો નલિનાક્ષનો એ દ્રષ્ટિપાત વારંવાર સંભારવા લાગી. વળી એને વિચાર આવ્યો કે આજે શું એમણે પ્રેમભાવે મ્હારા સામું જોયું હશે? મ્હારા મનની બધી વાત શું એ જાણી ગયા હશે? કમલાને પહેલાં નલિનાક્ષની પાસે જવું પડતું નહોતું; ત્યારે એક રીતે જોતાં ઠીક હતું, પણ હવે તો વારંવાર નલિનાક્ષ પાસે જવું આવવું પડતું એ શું પોતાને ગુપ્ત રાખવાની સજા તો નહિ હોય? એવો પણ એને વિચાર આવ્યો. વળી એને એમ પણ લાગ્યું કે "નક્કી એ મનમાં એમ ધારતા હશે કે આ હરિદાસીને તે માજી ક્યાંથી ઉપાડી આવ્યાં? આવી નિર્લજ્જ છોકરી મ્હેં ક્યાંઇ જોઇ નથી! અરેરે! જો એમના મનમાં એક ક્ષણ પણ આવો વિચાર ઉપજશે તો મ્હારે અહીં રહેવું અસહ્ય થઇ પડશે."

કમલાએ રાત્રે બિછાનામાં સૂતાં સૂતાં મનમાં દૃઢ નિશ્ચય કર્યો કે "ગમે તેમ થાઓ, પણ કાલે તો મ્હારે મ્હારું ઓળખાણ આપવું જ."

બીજે દહાડે પ્રાતઃકાળમાં ઉઠી કમલા સ્નાન કરવા ગઇ. દર-રોજ નાહીને તે એક ન્હાનકડા ઘડામાં ગંગાજળ લાવતી, ને તેવડે નલિનાક્ષનું ઉપાસનાગૃહ ધોઈ સ્વચ્છ કરી પછી જ તે બીજે કામે લાગતી. આજે તેણે વહેલાં વહેલાં ઉપાસનાગૃહમાં પ્રવેશ કર્યો, તો નલિનાક્ષ પોતાના ઉપાસનાગૃહમાં જ બેઠેલો છે! આવું કદિ બનતું નહિ! આથી ઉપાસનાગૃહ ધોવાનું કામ પડતું મૂકી કમલા બીજે કામે વળગવા પાછી વળી. પણ થોડેક દૂર જઈ કાંઇક વિચાર આવતાં તે ઉભી રહી, અને ધીરે ધીરે પાછી વળી તે ઉપાસનાગૃહના બારણા પાસે આવી. ને મૌનધારી ઉભી જ રહી. એને જાણે કોઇક પકડી હોય અને તેને જાણે પાછી તાણી લાવ્યું હોય તેવો એને આભાસ થયો. પણ પોતાના ઉપર આ શી અસર થાય છે? તે વિષે તે કશું સમજી શકી નહિ. પોતે ક્યાં અને કેવી દશામાં છે? તેનું પણ તેને ભાન રહ્યું નહિ. આમ કેટલો સમય ચાલ્યો ગયો, તેની તેને ખબર રહી નહિ. એકદમ એકવાર તેણે જાગ્રત્ થઇને જોયું તો નલિનાક્ષ ઓરડાની બહાર નીકળી તેની સન્મુખ આવીને ઉભેલ છે! કમલાએ એજ મુહૂર્તે ભૂતળ ઉપર મસ્તક મૂકી હાથ જોડી નલિનાક્ષના ચરણમાં પ્રણામ કર્યા. થોડીવાર પહેલાં જ સ્નાન કરેલું હોવાથી એનો ભીંનો કેશરાશિ નલિનાક્ષના ચરણમાં વિંટ-ળાયો. આ સમયે એના માથા ઉપરથી ઓઢેલા વસ્ત્રનો છેડો સરી ગયો હતો, પણ તેનું તેને ભાન નહોતું. નલિનાક્ષ એના વદન તરફ અનિમેષ દૃષ્ટિએ જોઇ રહ્યો હતો; એ પણ તે અત્યારે જોઈ શકતી નહોતી. અત્યારે કમલા બાહ્યજ્ઞાનશૂન્ય બની પાષાણની મૂર્ત્તિ પેઠે

સ્તબ્ધ બની ઉભેલી હતી ! આમ થોડીક ક્ષણો ગઈ નહિ; ત્યાં તો પોતાના આંતર ચૈતન્યપ્રભાના અપૂર્વરૂપે પ્રકાશિત થઇને અવિચલિત કંઠે તે બોલી:–" હું કમલા છું ! "

આ શબ્દો બોલ્યા પછી પોતાના સ્વરે જ કમલાના ધ્યાનનો ભંગ થયો. તેની એકાગ્ર ચેતના બાહ્યજ્ઞાનમાં પથરાઇ ગઇ. તેનું આખું શરીર કંપવા લાગ્યું. અને મસ્તક નીચું નમી ગયું. એ સ્થળેથી આધાં પાછાં ખસવાની પણ તેનામાં શક્તિ ન રહી, એટલું જ નહિ પણ ત્યાં ઉભાં રહેવું પણ તેને અસાધ્ય થઇ પડ્યું. તેણે પોતાનું સમસ્ત બળ અને સમસ્ત નિશ્ચયો એકત્ર કરી " હું કમલા છું " એ એક વાકયમાંજ ભરી નલિનાક્ષના ચરણોમાં મૂકી દીધાં હતાં. એટલે પોતાની લજ્જા રક્ષણ કરવાનો કોઇ ઉપાય પણ તેણે હાથમાં રાખ્યો નહોતો. હવે તો બધુંજ નલિનાક્ષની દયા ઉપર મૂકેલું હતું. નલિનાક્ષે ધીરે ધીરે તેના હાથ પોતાના હાથમાં લીધા. અને કહ્યું:–" હું જાણું છું કે ત્હમેજ મ્હારાં કમલા છો. ચાલો, ત્હમે પૂજા–ગૃહમાં આવો. "

નલિનાક્ષે ઉપાસના ગૃહમાં લઈ જઇ કમલાના કંઠમાં તેણે જ ગુંથેલી માળા પહેરાવી દીધી અને કહ્યું:–" આવો, આપણે બંને એ પરમકૃપાળુ પરમાત્માને પ્રણામ કરીએ. " જ્યારે એ બંને જણાં જોડાજોડ ઉભાં રહી, આરસ પહાણના ગોળ ટેબલ સમીપ સ્થિર થઇ નીચે નમ્યાં; ત્યારે બારીમાંથી બાલરવિનાં કિરણો તેમનાં શરીર ઉપર પથરતાં હતાં. અને તે બંનેને જાણે મંગળ આશીર્વાદનો અભિષેક કરતાં હતાં.

પરમાત્માને પ્રણામ કરી જ્યારે કમલા ઉભી થઇ, ત્યારે ફરી એકવાર તેણે નલિનાક્ષનાં ચરણોમાં નમન કરી ચરણરજ માથે ચડા-

વી. આ વખતે દુઃસહ લજ્જા તેના મનમાં નહોતી. અત્યારે તેના મનમાં નહોતો હર્ષનો ઉલ્લાસ, કે નહોતો લેશ પણ ચિંતાજનક વિષાદ. અત્યારે તેના વદન ઉપર પ્રાતઃકાલીન ઉદાર નિર્મલ પ્રકાશની સાથે બૃહત્ મુક્તિની અવિચળ શાંતિ વિરાજી રહી હતી. અત્યારે ગંભીર ભક્તિવડે તેનું હૃદય પરિપૂર્ણ થઇ ગયું હતું. અત્યારે એનું અંતઃકરણ જાણે વ્યાપક બની સમસ્ત વિશ્વને ધૂપનો પવિત્ર ગંધ આપવા ફેલાઇ ગયું હતું. અજાણતાં અજાણતાં જ તેનાં બંને લોચનોમાં જળ ભરાઇ ગયું હતું. ને તેનાં મ્હોટાં મ્હોટાં અશ્રુબિંદુઓ બની, બંને લોચનોમાંથી નીકળી, કપોલ પ્રદેશને ભીંજવી નીચે સરતાં હતાં. આજે હવે તેનાથી ધૈર્ય રાખી શકાયું નહિ. એના હૃદયમાં ઘણા દિવસોથી દુઃખોનાં વાદળાં જામેલાં હતાં. તે વાદળાંમાંથી આજે આનંદનું પાણી ઝરવા લાગ્યું! નલિનાક્ષ એને બીજું કશું ન કહેતાં કેવળ પોતાના જમણા હાથથી એના લલાટ ઉપરના ભીના વાળો સરખા કરવા લાગ્યો. ને પછી બીજા ઓરડામાં ચાલ્યો ગયો.

કમલાની પતિપૂજા હજુ સંપૂર્ણ થઇ નહોતી. તે પોતાના ભક્તિપૂર્ણ હૃદયની ધારા વહેવરાવવા ચહાતી હતી. માટે તે નલિનાક્ષના શયનગૃહમાં ગઇ. અને પોતાના ગળામાંથી પેલી મોંઘી પુષ્પમાળા કાઢી તેણે પેલા ભંડારીઆમાં પડેલા બૂટને પહેરાવી! તે બૂટને તેણે પોતાને મસ્તકે અડાડયા. ને ત્યારપછી ધીમેથી સાચવીને તે ઉપાન તેણે ભંડારીઆમાં મૂકયા.

ત્યારપછી તે ઘરનાં કામમાં વળગી. આજે ગૃહકાર્યો તેને દેવ-સેવા જેવાં પવિત્ર લાગવા માંડયાં. પ્રત્યેક કાર્યને હાથ લ[illegible] જાણે આકાશમાંથી આનંદના તરંગો આવતા હોયની! તેવું એના અંતરાત્માને અનુભવ થવા લાગ્યો. એને કામમાં અત્યંત શ્રમ લે[illegible] જોઇ ક્ષેમંકરી બોલી:—"બેટા, તું આ શું કરે છે? શું આજે એ

જ દહાડામાં તું આવડા મ્હોટા મકાનને ઝાડીઝપટીને તથા ધોઇ સ્વચ્છ કરીને નવુંજ કરી નાંખવાની છે ! "

પાછલે પહોરે નવરાશને વખતે આજે કમલાએ શીવણકામ હાથમાં લીધું નહિ. પોતાના સ્વામીના પ્રેમપૂર્ણ વદનનું સ્મરણ કરતી તે પોતાના ઓરડામાં જ એક ટેબલ ઉપર બેઠી. એટલામાં એક રકાબીમાં કેટલાંક પુષ્પો લઈ નલિનાક્ષ ત્યાં આવ્યો ને બોલ્યોઃ—"કમલા, તું આ પુષ્પો ઉપર જળ છાંટી તાજાં રાખજે; આજે સંધ્યાસમયે આપણે બંનેએ સાથે મળીને માજીને પ્રણામ કરવા જવું છે. "

કમલા પોતાનું મુખ નીચું નમાવી બોલીઃ—" પરંતુ આપે મ્હારી બધી વાત તો સાંભળી પણ નહિ ? "

નલિનાક્ષઃ—" ત્હારે કાંઇજ કહેવાની જરૂર નથી. હું બધું જાણું છું. "

કમલા જમણે હાથે પોતાનું મુખ ઢાંકી દેતી બોલીઃ–" શું માજી પણ..."

કમલાએ પોતાનો જે નાજુક હાથ મુખ ઉપર ઢાંક્યો હતો. એ હાથ નલિનાક્ષે પોતાને હાથે ખસેડી નાખ્યો. ને તે હાથને પોતાના બંને [illegible]થમાં સ્નેહભાવે ગ્રહણ કરતાં કહ્યું:—" આપણા અનંત અપરાધો માજી હમેશાં ક્ષમા કરતાં આવ્યાં છે. તો ત્હેં તો કશોજ અપરાધ કર્યો નથી, એટલે ત્હને તો માજી અવશ્ય ક્ષમા આપશે જ."

(સમાપ્ત)